શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ,
જેઓ બુદ્ધિવર્ધક સભાના છેલ્લા માનાર્થ
મંત્રી અને ટ્રસ્ટી હતા તેમના સ્મરણાર્થ
તેમના પુત્રો તરફથી ભેટ.

નટવરલાલ ઇચ્છારામ દેશાઈ,
મદનલાલ ઇચ્છારામ દેશાઈ,
બાબુભાઈ ઇચ્છારામ દેશાઈ.

તા૦ ૨૯ મી જુલાઈ ૧૯૩૪.

# અનુક્રમણિકા.





૧

પ્રકરણ. વિષય.



# ઔરંગઝેબનો ઉદયકાળ.



## પ્રકરણ ૧ લું.

---

### ઉન્નતિ.

પૃથ્વીના તેજરૂપ મહાન્ મોગલ શહેનશાહનો હું વઝીર પુત્ર! જેના પગ આગળ આજે આખું હિંદ નમે છે તે પ્રતાપી શાહજહાનના વઝીર સદુલ્લાખાન શું મારા પિતા! આહા! આવા સત્તાવાળા પુરુષના પુત્ર થવાનું કોને નહીં ગમે? કેટલું સુખ, ખોદા હાફેઝ, નામવર સાદીક્ષા ખોદા નીગેહબાન હો. વગેરે કેટલા બધા માયાળુ શબ્દો હું મારી ચારે તરફ સાંભળું છું! જ્યારે હું દરબારમાં જાઉં છું ત્યારે રસ્તામાં લોકો કેવાં ભેગાં થઇને મને સલામો કરવા તૈયાર ઉભાં રહે છે! ધનાઢ્ય પુરુષો, અમીરો, ઉમરાવજાદાઓ, અને દેશપરદેશના એલચીઓ મોગલ શહેન-[illegible]ના માનનીય પ્રધાનપુત્રને શું નમન કરવામાં જરા પણ અચકાય છે? [illegible]!, ત્યારે હવે મારે વિશેપ શાની જરૂર છે? શું હું કોઇ પ્રકારના માન [illegible], દ્રવ્ય કે બીજા કશા વગર અટકી બેઠો છું? નહીં જ. મારા [illegible]લ્લાખાનની જ્યાં સર્વ સત્તા હોય ત્યાં મને શું ભય?

[illegible] પિતા પૂર્વના દેશોમાં એક ઉત્તમ રાજદ્વારી ગણાતા હતા, [illegible] એવો કોઇ દુશ્મન નહીં હશે, કે જે એમ કહેવાની હીંમત [illegible] સદુલ્લાખાનમાં તીવ્ર બુદ્ધિ, મનોબળ, દૃઢ નિશ્ચય, અને [illegible] નહોતાં. મારા પિતાને પોતાની શક્તિપર અતિશય વિશ્વાસ [illegible]બાદશાહી મહેરબાની હમ્મેશાં જળવાઈ રહેશે એવી પોતાની [illegible] લીધે, તે મોટા મોટા ઉમરાવો અને બડેખાંઓ કે જેમને શાહજહાન પણ માન આપવાને ચુકતો નહોતો, તેમનાપર સહેજ દૃષ્ટિ પણ નાંખવાનું યોગ્ય ગણતા નહોતા. રે! તેટલું જ નહીં, પણ જેઓ મારા પિતા તરફ દ્વેષ અને અણગમો બતાવતા હતા, તેમને મેળવી લઈ પોતાના કરવાનું પણ તે તુચ્છકારી કાઢતા હતા.

મારા પિતાના લાગવગથી, શહેનશાહ શાહજહાનના ખાસ અંગરક્ષકોના ઉપરીનો ઓદ્ધો મને આપવામાં આવ્યો હતો અને જો કે આ વખતે મારૂં વય ભાગ્યે વીશ વર્ષનું હતું, તે છતાં નામદાર શહેનશાહની મહેરબાનીથી, મારા નજીકના ભવિષ્યમાં મને ઉમરાવપદ મળવાની મોટી આશા હતી. મનુષ્યજાતિની એક પ્રકૃતિ એવી છે કે જો એક જણ પોતાની ધારેલી વસ્તુ અતિશય મહેનત અને ધીરજ છતાં મેળવી નહીં શકે, અને બીજો કોઇ ભાગ્યશાળી પુરૂષ તે મેળવે, તો નિશ્ચય અદેખાઇનો અગ્નિ ઉત્પન્ન થયા વગર રહેતો નથી. મારા સંબંધમાં પણ તેવું જ થવાનું સરજેલું હતું. મારું નાનું વય જોતાં, જે માનઅકરામો મને મળવા લાગ્યાં, તે જોઇને મોગલ દરબારના અમીર ઉમરાવો મારા પિતા તથા મારી તરફ દ્વેષબુદ્ધિથી જોવા લાગ્યા. મારા પિતા તો પ્રથમથી જ આની બીક રાખતા હતા, અને તેથી તેઓ મને વારંવાર ચેતાવતા હતા કે મારે દરબારના નાના કે મોટા કોઇ પણ મનુષ્ય સાથે લાગણી ઉશ્કેરે એવી કોઇ વર્તણુંક ચલાવવી નહીં, પણ ઉલટું દરેક જણ સાથે સભ્યતાથી વર્તવું અને મારા પિતાની આ આજ્ઞા પ્રમાણે ચાલવા મેં પુરતો પ્રયત્ન પણ કરવા માંડ્યો. પરંતુ જ્યાં એક માણસ બીજા સાથે કોઇ પણ પ્રકારે કલહ કરવા નિશ્ચય જ કરે છે, ત્યાં ગમે તેવી સભ્યતા અને માનઅકરામ વ્યર્થ જાય છે, અને કલેશ થયા વગર રહેતો નથી. મારા સંબંધમાં પણ તેમ જ બનવાનું હતું. મારી ચોમેર મારા શત્રુઓ ભેગા થવા માંડયા, અને મારી તથા મારા પિતાની નિંદા કરવાનો આરંભ કર્યો.

મને દરબારમાં જે માન મળ્યું, તે દિવસથી શત્રુઓનો કિંચિત ભય હોવા છતાં પણ હું પોતે સુખી જ છું, એમ માનવા લાગ્યો. હું સુખ સાગરમાં તરવા લાગ્યો. યમુનાના તટપર આવેલા મારા પિતાના ભવ્ય મહેલમાં હું આનંદમાં દિવસ ગુજારવા લાગ્યો, પણ મારા આનંદમાં વિક્ષેપ પડવાનો કાળ નજીકમાં આવી પહોંચ્યો.

એક સાંઝે, કાંઇક મોડો જમ્યા બાદ નિશ્ચિત મનથી મારા દીવાનખાનામાં બેઠો બેઠો હું હુક્કો પીતો હતો, અને પાસે જ વાગતાં વાજીંત્રના મધુર રાગના તાનમાં મોહ પામતો પામતો, સહેજ ઝોકાં ખાતો હતો. ભાગ્યેજ પાએક કલાક વીત્યો-હશે અને હું તરતજ ઝબકી ઉઠયો. શાહજહાનની નાની પુત્રી રોશનઆરા બેગમનો પતિ બુરકંદાઝખાન જે ભાગમાં રહેતો હતો, તેનું બારણું કાંઇક વધારે જોસથી બંધ થયું, અને તે અવાજને લીધે હું જાગૃત થયો. પાપી બુરકંદાઝખાનથી હું હમેશાં બીહતો હતો, કારણ કે જે માન હું મેળવવાને ભાગ્યશાળી થયો હતો, તે માન પોતાના ભત્રિજા યુસફને અપાવવા તે ઘણો આતુર હતો,

અને તેમાં એને જ્યારથી નિષ્ફળતા મળી, તે દિવસથી મારા તરફ તે ઘણો દ્વેષ રાખતો હતો. હમણાં એના દીવાનખાનાનું બારણું કાંઇક જુસ્સા અને ગુસ્સા વચ્ચે બંધ થતું મને લાગ્યું, ત્યારે શું છે તે જાણવાને હું ઘણો આતુર થયો, અને તેથી એકદમ ઉભો થયો, અને ઓટલા તરફ નજર નાખતાં કાંઇક પડછાયો પસાર કેમ નહીં થતો હોય એમ મને લાગ્યું. મેં તરતજ મારું ખંજર હાથમાં લીધું અને ઓટલાને નાકે એક નાનું સરખું બારણું હતું ત્યાં આગળ છાનાંમાનાં જઈ પહોંચ્યો, પણ ત્યાં આગળ પહોંચતાં મેં શું જોયું? કાંઈ નહીં. બધું શાંત! મનુષ્ય માત્રનું નામ જ નહીં. હું આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. મેં માન્યું કે હુક્કા તંબાકુની એકતારતામાં મેં મારું ભાન ગુમાવ્યું હતું, અને તેની ધુનમાં મેં કાંઈ ભૂલ ખાધી હશે. પણ મારા હૃદયમાં ખૂનનો ભય એટલો તો પરિબળ થયો કે કદાચ મારી ભૂલ પણ હોય તો હરકત નહીં, તે છતાં મારે નીચેના ભાગના બધા ઓરડાઓ તપાસવા એવો મેં તરતજ નિશ્ચય કર્યો; અને તેથી મેં ધીમે ધીમે આગળ વધવા માંડયું. હું કેટલાક નાના ઓરડાઓમાં દાખલ થઈ, નાની સીડીઓ ઉતરી ભોયરામાં પણ દાખલ થયો અને મને તરતજ વિચાર આવ્યો કે મારી હદ ઓળંગીને આગળ વધું છું, એ કાંઇ ઠીક નહીં. મેં પાછા ફરવાનો વિચાર કર્યો, બે ડગલાં હઠયો પણ ખરો, અને એટલામાં પાસેના એક બંધ ઓરડામાંથી કાંઇ ગુપચુપ વાત થતી મને સંભળાઈ. મને સમજ પડી નહીં કે મારે આગળ જવું, પાછળ હઠવું, કે ત્યાંજ ઉભા રહેવું. રખેને બારણું ઓચિંતું ઉઘડે, અને અંદરના મનુષ્યો મને દેખે, તો નિશ્ચય તેઓ મને એક જાસુસ તરીકે જ માની લેશે, અને તે ઘડીએ મારી શું સ્થિતી થાય તેનો મારા વાંચનારાઓને સહજ ખ્યાલ આવશે. છેવટે, મેં ત્યાં આગળ જ ઉભા રહેવાનો ઠરાવ કર્યો, પણ મારી જીજ્ઞાસાને તૃપ્ત કરવા વધારે વખત થોભવું પડયું નહીં. કેટલીક ઘુસપુસ વાતો થઈ, અને અંદરના કેટલાક મનુષ્યો બીજે રસ્તે વિદાય થતા હું જોઇ શકયો. માત્ર બે જણા અંદર રહ્યા, અને તેઓ હવે કાંઇક વધારે ખુલાસાથી વાત કરવા લાગ્યા, અને હું બારણાંની પુાછળ જ ઉભેલો હોવાથી, તેમની વાત શબ્દેશબ્દ સાંભળી શકયો.

"અરે પણ તું એમાં અજાયબ શાનો થાય છે? બાપની પાસે બધી સત્તા હોય, ત્યારે પોતાનાં છોકરાં શું કાંઇ ઘંટી ચાટવાનાં હતાં? અને જ્યારે એના બાપે શહેનશાહની કદી પણ નહીં ભુલાઈ જાય એવી નોકરી કરી છે, ત્યારે તેના છોકરાને પાદશાહ માન આપે એમાં શું નવાંઇ? અંદરના મનુષ્યોમાંનો એક બીજા પ્રતિ બોલ્યો.

બીજાએ ઉત્તર આપ્યો; "ઠીક, ઠીક, શું એના છોકરાને! ખરે-ખાત, તું પણ કબુલ કરશે કે આવાં માન મેળવવાનો ખરો માર્ગ એને રક્તની નદી વેહેવડાવવામાં જ મળ્યો! શું તું એમ ધારે છે કે?"

"ધાર્યું? ધારવાની શી જરૂર? ચોખ્ખો પુરાવો છે કે તૈમૂરના છેલ્લા વંશજો દુષ્ટ સદુલ્લાખાનના ખૂની હાથ નીચે પડ્યા હતા," પ્રથમ બોલનારે જવાબ વાળ્યો.

હું કાંઇ વધારે સાંભળી શક્યો નહીં. મારો પીત્તો ઉકળી આવ્યો. તે હરામખોર બેઠા હતા, ત્યાં આગળ એક છલંગ મારી દોડી ગયો, અને તેમની તરફ મારું ખંજર ધરી ગુસ્સાથી મેં જવાબ આપ્યો કે; "ઓ હરામજાદાઓ! તમે કેટલું જુઠું બોલો છો! મારો પિતા તદ્દન નિર્દોષ છે."

તેઓમાંનો એક ગભરાઇ જઇ બોલી ઉઠ્યો; "યા ખોદા! શું સાદીક!" આટલું બોલી મારા હાથમાંથી છૂટવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

મેં બુમ પાડી કહ્યું કે; "હા હા. હું સાદીક તારા મો આગળ ઉભો છું. તમારી નીચ નિંદા સાંભળવાને હું ઓચિંતો અહીં આવી પહોંચ્યો છું, અને જ્યાં સુધી તમે તમારું નામ નહીં આપો, અને કબુલ નહીં કરો કે તમે જુઠું બોલ્યા [illegible] તમને અહીંથી ચસકવા દેનાર પણ નથી."

મોટા આરસામાં જોઇને મારી નાનકડી મૂછો આમળવા લાગ્યો, અને ઘડીકમાં આમથી તેમ ફરવા લાગ્યો. ઘડીકમાં આરસામાં જોતો અને ઘડીકમાં ફરતો. મારા મનમાં અનેક તરંગો વહેવા લાગ્યા, અને જે માન અકરામ મને આજે મળશે તેનો વિચાર કરતાં કરતાં હું મલકાયા કરતો હતો. આ પ્રમાણે વિચાર કરતાં ફરી એકવાર મેં પેલા આરસામાં ધ્યાન રાખી જોયા કર્યું, અને અલબત્ત તેમાં હું મારું મુખડું જ જોયા કરતો હતો, પણ એટલામાં શું આશ્ચર્ય! એકાએક જાણે સ્વર્ગની અપ્સરા આવી મારી પીઠ પાછળ કેમ ઉભી ન હોય એમ મને લાગ્યું! તેની કાળી ભમરો, તેજસ્વી આંખો અને અનુપમ રૂપ જોતાં હું તો સડક જ થઇ ગયો. અરે! હું જાગું છું કે ઉંઘું છું? શું હું આ સ્વપ્ન જોઉં છું કે કોઇ સ્ત્રીને ખરેખાત જોઉં છું? શું કોઇ સ્વર્ગની અપ્સરા અત્રે આવી મારા તરફ સ્મિત હાસ્ય કરી રહી છે? આ વિચારો મારા મનમાં એકદમ પસાર થઇ ગયા, આ તે કોણ? એ જાણવાની ઉત્સુકતા વધી અને મેં તરત જ મારું મોં ફેરવ્યું. તેની સાથે જ આરસાની સામેના એક વિશાળ ઓર-ડાના બારણાની જાળી બંધ થઈ, પણ મને મારા શિવાય બીજું કોઈ માલમ પડયું નહીં. શું હું નાસીપાસ થયો? એમ કેમ કહેવાય! ફરી એકવાર તે ખૂબસુરત ચ્હેરો જોવાની લાલચથી મેં આરસામાં જોવા માંડયું. પણ હાય નસીબ! મેં મારી ધીરજ ખોઇને પીઠ ફેરવી. તેના બદલામાં એ

બીજાએ ઉત્તર આપ્યો; "ઠીક, ઠીક, શું એના છોકરાને! ખરે-ખાત, તું પણ કબુલ કરશે કે આવાં માન મેળવવાનો ખરો માર્ગ એને રક્તની નદી વેહેવડાવવામાં જ મળ્યો! શું તું એમ ધારે છે કે?"

"ધાર્યું? ધારવાની શી જરૂર? ચોખ્ખો પુરાવો છે કે તૈમૂરના છેલ્લા વંશજો દુષ્ટ સદુલ્લાખાનના ખૂની હાથ નીચે પડ્યા હતા," પ્રથમ બોલનારે જવાબ વાળ્યો.

હું કાંઇ વધારે સાંભળી શક્યો નહીં. મારો પીત્તો ઉકળી આવ્યો. તે હરામખોર બેઠા હતા, ત્યાં આગળ એક છલંગ મારી દોડી ગયો, અને તેમની તરફ મારું ખંજર ધરી ગુસ્સાથી મેં જવાબ આપ્યો કે; "ઓ હરામજાદાઓ! તમે કેટલું જુઠું બોલો છો! મારો પિતા તદ્દન નિર્દોષ છે."

તેઓમાંનો એક ગભરાઇ જઇ બોલી ઉઠયો; "યા ખોદા! શું સાદીક!" આટલું બોલી મારા હાથમાંથી છૂટવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

મેં બુમ પાડી કહ્યું કે; "હા હા. હું સાદીક તારા મોં આગળ ઉભો છું. તમારી નીચ નિંદા સાંભળવાને હું ઓચિંતો અહીં આવી પહોંચ્યો છું, અને જ્યાં સુધી તમે તમારાં નામ નહીં આપો, અને કબુલ નહીં કરો કે તમે જુઠું બોલ્યા છો, ત્યાં સુધી તમને અહીંથી ચસકવા દેનાર પણ નથી."

એ હરામખોરો વધારે સાવધ થયા, અને સમયસૂચકતા વાપરી એકદમ મારાપર કૂદી પડ્યા. મને ઉંચકીને જે ઓરડામાં તેઓ બેઠા હતા ત્યાં નાંખો અને તેઓ એકદમ નાશી ગયા. પાંચેક મીનીટ હું આ અવસ્થામાં પડી રહ્યો, અને જ્યારે મારું મન સહેજ સ્થિર થયું ત્યારે હું ઉભો થયો, ને આસપાસ જોતાં માલમ પડયું કે હું એકલો જ હતો; તેથી મને કેટલીક નિરાંત વળી. મને તો એવી બીક હતી કે તે લોકો નિશ્ચય મારો જાન લેશે પણ તેવું કાંઇ નહીં થવાથી સહેજ નિરાંત જીવે હું મારા ઓરડામાં પાછો ફર્યો. છેવટે મારા નિર્દોષ પિતાને વિષે હમરા દુશ્મનો જે ધિક્કારવા લાયક વાતો કરતા હતા તેનો વિચાર કરતાં કરતાં કાંઇક ઉંઘ લીધી અને રાત પરી કરી.

રાત્રે પૂરી ઉંઘ લીધી નહોતી, તે છતાં પણ બીજે સંવારે હું વખત સર ઉઠયો, કારણ કે મારે આજે દીવાનેઆમમાં હાજર થવાનું હતું. મને આજથી અંગરક્ષકોના ઉપરીની જગ્યા મળી હતી તેથી દરબારમાં નામદાર શેહેનશાહની સમક્ષ હાજર થવાનો આ મારો પહેલો જ પ્રસંગ હતો, અને તેથી મેં પણ આજે ખાસ ભપકો મારી ટ્રીમ તડાક થઇને દરબારમાં જવાનો નિશ્ચય કર્યો હતો. એક કલાક વહેલો હું મારો પોશાક સજી તૈયાર થયો અને વરંડા ઉપર આવી ત્યાં આંગળ

મોટા આરસામાં જોઇને મારી નાનકડી મૂછો આમળવા લાગ્યો, અને ઘડીકમાં આમથી તેમ ફરવા લાગ્યો. ઘડીકમાં આરસામાં જોતો અને ઘડીકમાં ફરતો. મારા મનમાં અનેક તરંગો વહેવા લાગ્યા, અને જે માન અકરામ મને આજે મળશે તેનો વિચાર કરતાં કરતાં હું મલકાયા કરતો હતો. આ પ્રમાણે વિચાર કરતાં ફરી એકવાર મેં પેલા આરસામાં ધ્યાન રાખી જોયા કર્યું, અને અલબત્ત તેમાં હું મારું મુખડું જ જોયા કરતો હતો, પણ એટલામાં શું આશ્ચર્ય! એકાએક જાણે સ્વર્ગની અપ્સરા આવી મારી પીઠ પાછળ કેમ ઉભી ન હોય એમ મને લાગ્યું! તેની કાળી ભમરો, તેજસ્વી આંખો અને અનુપમ રૂપ જોતાં હું તો સડક જ થઇ ગયો. અરે! હું જાગું છું કે ઉંઘું છું? શું હું આ સ્વપ્ન જોઉં છું કે કોઇ સ્ત્રીને ખરેખાત જોઉં છું? શું કોઇ સ્વર્ગની અપ્સરા અત્રે આવી મારા તરફ સ્મિત હાસ્ય કરી રહી છે? આ વિચારો મારા મનમાં એકદમ પસાર થઇ ગયા, આ તે કોણ? એ જાણવાની ઉત્સુકતા વધી અને મેં તરત જ મારું મોં ફેરવ્યું. તેની સાથે જ આરસાની સામેના એક વિશાળ ઓરડાના બારણાની જાળી બંધ થઈ, પણ મને મારા શિવાય બીજું કોઈ માલમ પડયું નહીં. શું હું નાસીપાસ થયો? એમ કેમ કહેવાય! ફરી એકવાર તે ખૂબસુરત ચ્હેરો જોવાની લાલચથી મેં આરસામાં જોવા માંડયું. પણ હાય નસીબ! મેં મારી ધીરજ ખોઇને પીઠ ફેરવી, તેના બદલામાં જે સૌંદર્ય મેં એકવાર જોયું, તે મેં ગુમાવ્યું. હું પશ્ચાત્તાપ કરવા લાગ્યો. મને કાંઇ સુઝયું નહીં, અને વિચારના વમળમાં આમથી તેમ, ઓરડાપર આંટા મારવા લાગ્યો. હું કયાં સુધી આમ ફર્યા કરતે, તેનો મને તો કોઈ ખ્યાલ જ નહોતો. પણ એટલામાં મારો ચાકર સુલેમાન કાંઇક ગભરાયલે ચ્હેરે સભ્યતા બતાવ્યા વગર, દોડતો દોડતો મારી સમક્ષ આવી ઉભો રહ્યો.

મેં તેને કાંઇક ગુસ્સાથી, ભવાં ચડાવી પૂછ્યું, “કેમ, આમ બેઅદબીથી ઉભા રહેવાનું કાંઇ કારણ?

તેણે કહ્યું, “જનાબ, બેઅદબી માફ કરજો. શું આપ સાહેબે નગારાનો અવાજ સાંભળ્યો નથી? દીવાનેઆમમાં ઉમરાવો આવી ચુકયા છે, અને નામવર શાહનશાહ પણ પોતાના તખ્તપર વિરાજમાન થઇ ચુકયા છે.”

ઉતાવળ અને ગભરાટમાં હું તરત જ મારા ઓરડામાંથી નીકળ્યો, અને ઘણા જ થોડા સમયમાં દીવાનેઆમમાં જઈ પહોંચ્યો. ત્યાં જઇને મેં શું જોયું? દરબારમાં અમીર ઉમરાવો ભરાઇને બેઠા હતા, અને સર્વત્ર શાંતિ દેખાતી હતી. એક બાજુ મારા પિતા ભવાં ચડાવી મારા તરફ

ડોળા ઘુરકાવતા હતા, અને બીજી બાજુ પેલા બુરકંદાઝખાન અને તેના ભત્રિજા યુસફને મૂછમાં હસતા મેં દીઠા. તેઓ મારી પહેલાં આવ્યા હતા, અને તેથી તેઓ મારા કરતાં પહેલા નામદાર શાહનશાહને તસલીમ કરી આવ્યા હતા. હું મોડો આવ્યો અને ક્રમમાં છેલ્લો પડયો. ભય અને નિરાશાથી હું મારું મોં પણ ઉંચું કરી શકયો નહીં. પછી ડાબી કે જમણી બાજુ તો જોઇ જ કેવી રીતે શકું? આ પ્રમાણે કેટલીક મીનીટ હું ઉભો હતો, એટલામાં મારા હાથ નીચેનો માણસ ઇસ્માઇલખાન મારી પાસે આવી, અંતરની લાગણી બતાવતો હોય તેમ મને કહેવા લાગ્યો, "મારા મુરબ્બી! ખુદાના નામથી હું તમને પૂછું છું કે આપ—"

હું એકદમ વચ્ચે બોલી ઉઠ્યો, "ખુદાના નામને ખાતર, હું તને કહું છું કે કાંઇ વધારે બોલ નહીં. હું વખતસર હાજર રહી શકયો નહીં, તેથી ઘણો કચવાઉં છું, પણ મેં ખરેખાત નગારાનો અવાજ સાંભળ્યો જ ન હોતો."

ઇસ્માઇલખાન—શું અવાજ નહીં સાંભળ્યો? કેમ મહેલમાં રહો છો, કે મહેલની બહાર?"

ઇસ્માઇલખાને જે અજાયબી બતાવી તેમાં નવાઈ જેવું કશું નથી, કારણ કે મારા સર્વ વિચારો પેલી ચમકતી કાળી આંખોમાં ભરાઇ બેઠા હતા, અને મારું તો માનવું જ છે કે ધરતીકંપ શિવાય બીજા કોઈ પણ કારણે તેમાંથી હું જાગૃત થાત નહીં. ઇસ્માઇલખાન જે ટગર ટગર નજરથી મારા મોં સામું જોયા કરતો હતો, તેને મેં કહ્યું, "મારા મિત્ર! તું ભલે અજાયબ થયા કર, પણ તું નક્કી માનજે કે અણધાર્યા બનાવ વગર હું કદી અનિયમીત થાઉં નહીં."

ઈસ્માઇલ—"હું તે માનું છું, પણ તેટલી જ જલદીથી નામદાર શાહનશાહની તમે ખાત્રી કરી આપજો."

મેં બૂમ પાડી, "શું! નામદાર શાહનશાહે મારી તપાસ કરી હતી?"

મારા મિત્રે ઉત્તર આપતાં કહ્યું કે, "હા. શું તમે જાણતા નથી કે શાહનશાહ પોતાના હલકામાં હલકા અમલદારને પણ કદી ભૂલતા નથી, તો તમારા જેવા અંગરક્ષકોના ઉપરી કે જેને નામદાર શાહજહાનને પ્રથમ તસલીમ કરવી જોઇએ, તેને તે ભૂલે?

મેં કહ્યું, "હઝરત પેગંબરના નામથી હું તને પૂછું છું કે તે નામદારે મારે વિશે શું કહ્યું તે બધું તું મને કહે."

ઇસ્માઇલ—તમારા પિતાને જ પુછો. તેમનું દીલ આજે કેટલું ખાટું થઇ ગયું છે, તે તમે એમના ચ્હેરાપરથી જોઇ શકશો.

મેં જવાબ વાળ્યો, "હા, ખરેખાત એમ જ છે. કોણ જાણે આનું પરિણામ શું આવશે?"

ઇસ્માઇલ-ખમુસ કરીને આ વખતે તો ઘણું જ ખરાબ આવશે.

મેં પૂછ્યું "શું આ વખતે?"

આનો ઉત્તર વાળવાને બદલે, ઈસ્માઇલ બીજું કોઇ એને બૂમ પાડે છે એવું બ્હાનું કાઢી મારી આગળથી તરત ચાલ્યો ગયો. ફરી એકવાર, ભર સભામાં હું એકલો પડ્યો. કાંઇ પણ સ્થિર મન રાખ્યા વગર, ઉઘાડી આંખે દીવાનેઆમની રચના હું જોવા લાગ્યો. મારા દુર્ભાગ્યને લીધે હું મોડો આવ્યો, અને તેને લીધે મને જે દુઃખ થયું, તે જો ન થયું હોત, તો ખરેખર હું આજની સર્વ રચનાઓ આનંદથી જોઇ શકત, અને જે મોટા પુરુષો, એક પછી એક, નામદાર શાહજહાનની સમક્ષ આવતા ગયા, તેમને હું બહુ સારી રીતે જોઇ શકયો હોત. કેટલાકો ધ્રુજતા ધ્રુજતા પાદશાહની પાસે આવતા, તો વળી કેટલાક હીંમતથી આગળ આવી પાદશાહની સામું જોતા અને ઉત્તર આપતા. પણ આ બધામાં મેં માત્ર એક જ વસ્તુ સામાન્ય જોઈ. જો તેમને આસપાસ નજર નાંખવાને એક મીનીટ પણ મળતી, તો તેઓ મારી તરફ જોતા અને અજાયબ થતા કે શા માટે હું બીજા અમલદારોની માફક વાત ન હોતો કરતો, અથવા તો મારો લાયક દરજ્જો જાળવીને ઉભો રહતો ન હોતો. મારા મનમાં પણ આજ વિચાર ઘોળાયા કરતો હતો, કે મેં મારી મૂર્ખાઇને લીધે મારો આજનો દિવસ ગુમાવ્યો છે.

દીવાનેઆમમાંથી દરબાર ખલાસ થયા બાદ નામવર શાહેનશાહનો એવો ધારો હતો કે બહારના ભવ્ય મેદાનમાં બાહોશ ઘોડેસ્વારોને બોલાવવામાં આવતા, અને તેઓ પોતાના ઘોડાઓ પાદશાહની સન્મુખ રજુ કરતા, તેમ જ પોતાની તથા પોતાના ઘોડાની હોશીયારી માટે તેઓ પ્રસંશા મેળવવા ઘણા આતુર રહેતા. આજે પણ તેમ જ થનાર હોવાથી દરબાર ખલાસ થતાં, સૌથી પહેલો હું મારા ઘોડાને લઇને આગળ વધ્યો અને બીજા અંગરક્ષકોને મારી પાછળ પાછળ આવવાનો હુકમ કરતાં મેં તેમને જણાવ્યું કે તેઓએ પાદશાહની પાસે આવતાં પોતાના ઘોડાપરથી ઉતરી તેમને એવી રીતે ઉભા રાખવા કે તે નામદાર ઘોડાને એક નાકેથી બીજા નાકા સુધી બરાબર જોઈ શકે. આ પ્રમાણે હુકમ આપી સૌથી આગળ હું તે નામદાર પાસે આવી લાગ્યો, અને એકદમ ઘોડા-પરથી ઉતરી પડીને, તેમના પગ આગળ ત્રણવાર નીચા વળી નમન કર્યું. તેમની લાંબી જીંદગી માટે ખોદાની હુઝી બંદગી કરી અદબ વાળી હું ઉભો રહ્યો. મારા પિતા નજીક જ હતા, અને તેમની મુખમુદ્રાપર

ગુસ્સા અને ભય શિવાય હું બીજું કશું જોઈ શકયો નહીં, પરંતુ એથી પણ વિશેષ, પાદશાહના ચ્હેરાપરથી તો હું કશા પણ અનુમાનપર આવી શકયો નહીં. તેઓએ મને માત્ર ઠંડો જવાબ વાળ્યો, "તમને આજથી અંગરક્ષકોના ઉપરી બનાવવામાં આવે છે, અને નહીં કે બધા ઘોડેસ્વારોના ઉપરી. પણ જો આ બીજી જગ્યા તમને વધારે ગમતી હશે, અને જો તમે લાયક માલમ પડશો તો તમને બીજી જગ્યા આપવામાં આવશે.

હું તરત જ ખુલાસો કરવા જતો હતો, પરંતુ તે નામદારે પોતાનો હાથ હલાવ્યો, અને ગુંચવાડા ભરી સ્થિતિમાં હું બાજુએ ખસ્યો. મને વધારે વખત ત્યાં આગળ ઉભા રહેવાનું ઠીક નહીં લાગવાથી, મારો મિત્ર ઇસ્માઇલખાન તેમ જ બીજા અમલદારો જ્યાં ઉભા હતા ત્યાં આગળ હું ચાલ્યો ગયો. હું કેટલોક વખત ત્યાં ઉભો રહ્યો, અને તે દરમ્યાન નામદાર શાહનશાહની સમક્ષ ઘોડાઓનું, હાથીઓનું તેમજ બીજા કેટલાક શિકારના જાનવરોનું પણ પ્રદર્શન જેવું વારા ફરતી થઇ ગયું. છેવટે આ પ્રદર્શનનો અંત આવ્યો, અને એક બીજા કાર્યનો આરંભ થયો. મારો મિત્ર ઇસ્માઇલ મને કહેવા લાગ્યો કે "દોસ્ત સાદીક, પાદશાહની મહેરબાની પાછી મેળવવાને તારે લાગ આવ્યો છે, માટે ચુકતો ના." આમ કહેતાંની સાથે એક દિશામાં તેણે પોતાની આંગળી બતાવી, અને હું તરત સમજી ગયો કે મને તે શું કહેવા માંગતો હતો.

મેં જોયું કે કેટલાક માણસો મરી ગયેલાં ઘેટાંઓને અમારી તરફ લાવતા હતા. હું કાંઇ છેક એવો અણઘડ નહોતો કે તેમને શા માટે લાવવામાં આવતાં હતાં તે સમજી શકું નહીં. તરતજ મેં મારા મિત્રને હર્ષથી જવાબ આપ્યો કે "બારે ઇમામોના નામથી, ઇસ્માઇલ, હું તને કહું છું કે આજે કાંતો મારી તલવારનું પાણી અને હાથનું જોર બતાવી આપીશ, અથવા તો પાદશાહની હજુરમાં કોઇ દિવસ મોં બતાવીશ નહીં."

આમ કહેતાંની સાથે મે મારી તલવાર ખેંચી અને સહજ મારા પિતા તરફ નજર જતાં મેં જોયું કે તેઓ પણ મારા ઠરાવથી ખુશ થયા હોય એમ લાગતું હતું. મરી ગયેલા એક ઘેટાને ખુલ્લા ચોગાનમાં જોરથી ફેંકવામાં આવ્યું, અને તરતજ જુવાન ઉમરાવજાદાઓ, ઘણાક મનસબદારો, પેલો યુસફ અને હું સૌ પોતપોતાની તલવારનું પાણી અજમાવવા વચ્ચે દોડયા. અહા! પણ શું નસીબ દેવીની યારી! પેલો યુસફ જે બધા ઉપર, અને ખાસ કરીને મારા ઉપર ફતેહ મેળવવાની ઉમેદમાં દોડતો આવ્યો હતો, તેની તલવાર પહેલે ફટકે જ ટુકડેટુકડા થઇ ગઇ. પોતે નિષ્ફળ નીવડવાથી શોક અને ગુસ્સા વચ્ચે પોતાની જગાએ પાછો ફર્યો. હું યુસફની માફક બીલકુલ આગળ વધ્યો નહીં, પણ સાવચેતી

રાખી મારી તલવાર ફેરવી જોરથી પેલા જાનવરપર નાંખી ને તરત તેના બે ભાગ કર્યા. તે છતાં મારી તલવારની અણીએ નહીં ભાંગી, કે નહીં તે વાંકી વળી ગઈ, પણ જેવી હતી તેવી જ મેં પેલા જાનવરના શરીરમાંથી ખેંચી કાઢી. મારી આ ફતેહથી હું મલકાયો, અને પાદશાહ સાંભળે એમ બોલી ઉઠ્યો કે, ખુદા મને આ પ્રમાણે નામદાર શાહનશાહના દુસ્મનો પર ફતેહ આપે. મેં મારા પિતાને તે નામદાર સાથે તરતજ વાત કરતાં જોયા, અને મને તેમની પાસે આવવાને નિશાની કરવામાં આવી. હું આગળ ગયો, તરતજ તે નામદારના પગમાં મેં માથું મૂક્યું, અને રીવાજ મુજબ બંદગી કરી, ઉભો રહ્યો.

તે નામદાર બોલ્યા કે "સાદીક તારો હાથ મજબુત છે તથા તારી તલવાર આબદાર છે. રાજ્ય સેવામાં અમારે તારી આ બંને વસ્તુઓનો ખપ છે."

હું બૂમ પાડી ઉઠ્યો, "નેક નામવર, આપના ગુલામનો ગુન્હો માફ કરો, હું મારી ભુલ કબુલ કરું છું."

શાહજહાન બસ, બસ અમારા ખાનગી ઓરડામાં તું આવ, યાદ રાખ કે અમારો હુકમ પાળવો જોઇએ.

ફરી એકવાર મેં નમન કર્યું, અને ખાનગી મુલાકાતનું શું પરિણામ આવશે તેના વિચારમાં જ હું ત્યાંથી પાછો વળ્યો. મારા ભયનું કોઇ પણ પ્રકારે સમાધાન થાય એમ મને લાગ્યું નહીં. દરબારમાં હું મોડો કેમ આવ્યો એમ જો મને પૂછવામાં આવે તો શું મારે એમ કહેવું કે પેલા નાજુક ખુબસુરત ચ્હેરાએ મને મારી ફરજ બજાવતાં અટકાવ્યો, અથવા તો શું મારે કાંઇ જુઠું બોલવું? સાચું બોલું તો મારી સ્થિતિ કેવી કફોડી થાય તે હું સારી પેઠે સમજતો હતો, તે છતાં જુઠું બોલવાનો વિચાર આવતાં જ મેં તેને ધિક્કારી કાઢ્યો. ના, ના, હું કદી જુઠું બોલીશ નહીં. ભલે, થવાનું હોય તે થાઓ. આ પ્રમાણે ઠરાવ કરી મારા પિતા પાસે ગયો અને પેહેલી વખત જ તે મારી તરફ આનંદી ચ્હેરે જોવા લાગ્યા.

દરબાર બરખાસ્ત થઇ ગયો હતો, અને શાહજહાન પોતાના ખાનગી દીવાનખાનામાં ક્યારનો ગયો હતો, અને તેથી તેની મુલાકાત લેવાને ઝાઝું ખોટી થવું પડયું નહિ. એક અમલદારે મને તરત જ નિશાની કરી, અને હું તે નામદારના મોં આગળ જઈ તસલીમ કરી ઉભો રહ્યો. શાહજહાન નિરાંત જીવે એક ઉંચા મખમલના ગાલીચાપર તકીયાને અઢેલીને બેઠો હતો, ને હુક્કામાંથી ધુમાડાના ગોટેગોટા કાઢતો હતો. તેની જમણી બાજુએ મારા પિતા અને ડાબી બાજુ કેટલાક મોટા

અમલદારો અદબવાળીને ઉભા હતા. જેવી મેં કુરનેશ બજાવી, ને પાદશાહ સામું હાથ જોડી ઉભો રહ્યો કે તરત જ તે નામદારે પોતાનો હાથ હલાવી, મારા પિતા તેમ જ બીજા સર્વે અમલદારોને ચાલ્યા જવા હુકમ કર્યો, અને પહેલી જ વખત આખા હિંદનો શાહનશાહ તથા મારા જેવા નાચેશ ગુલામને એકાંતમાં ભેગા થવાનો સમય આવ્યો.

તે નામદાર શાહજહાને મારા તરફ ફરી કહ્યું; "સાદીક! તારા પિતાની ખાતર તને મોટો ઓદ્ધો અમે બક્ષ્યો છે. જો કે અમારી રાજકન્યાએ જેમની સાથે સંબંધ બાંધ્યો છે, તેમનો ભત્રિજો યુસફ તદ્દન લાયક હોવા છતાં, એ ઓદ્ધો તને આપવા અમે મેહેરબાની કરી છે. તેટલા માટે તારી ફરજ હતી કે આજે દીવાનેઆમમાં સર્વે અમલદારોમાં તારે પ્રથમ આવીને અમને તસલીમ કરવી જોઇતી હતી, તેને બદલે તું સૌથી છેલ્લો આવ્યો તેનું શું કારણ? તારી ગેરહાજરીનું કારણ બતાવ, પણ તેની સાથે યાદ રાખજે કે તું જે જવાબ આપશે તે હિંદુસ્તાનના શાહનશાહને આપશે, અને તેથી જો તું કાંઇ જુદું બોલ્યો તો તને સખ્તમાં સખ્ત શિક્ષા ફરમાવવામાં આવશે."

મેં નીચાવળી સલામ કરી, હાથ જોડી જવાબ આપ્યો કે; "ખુદા આપ નેક નામદારને હંમેશાં સલામત રાખે. દુનિયામાં સૌથી વધારેમાં વધારે શક્તિમાન આપ જેવા પાદશાહની આગળ જુદું બોલી કયો કમનસીબ માણસ જીવે છે? જનાબ! આપનો ગુલામ બધો એકરાર કરવા ઉભો છે, અને મને જણાવવાની રજા આપશો કે મેં કાંઇ જાણી જોઇને ભૂલ કરી નથી. પણ એક અણધાર્યા બનાવને લીધે જ થઇ છે, જો કે આ ગુન્હાને માટે માફ માંગવી એ ઘણી જ મોટી ઉમેદ છે." આ પ્રમાણે બોલી, મેં સવિસ્તર હકીકત તેમને કહી બતાવી. બાદ એકાદ મીનીટ મારી સામું જોઇ રહી તેઓ બોલ્યા; "હઝરત પેગમ્બરના નામથી અમારે કહેવું જોઇએ કે અમે અમારો વિશ્વાસ એક એવા આદમીમાં મૂક્યો છે, કે જે સ્ત્રીની માત્ર બે આંખોને જોતાં જ પોતાની રાજ્ય સેવા ભૂલી જાય છે, અને તેથી અમે આવો વિશ્વાસ મૂકવા માટે દલગીર થયા છીએ.

મેં કાકલુદી ભર્યા અવાજે ઉત્તર વાળ્યો; "હું આપને હાથ જોડી કહું છું કે આપ નામદાર, માત્ર આ બનાવપરથી જ મારે વિશે તોલ નહીં કરો. હું આપનો ગુલામ છું. મારી વફાદારી અને બહાદૂરી બતાવવાને મને માત્ર એક પ્રસંગ આપવા મેહેરબાની કરો."

શાહજહાન—બસ, જા. તને માફ કરવામાં આવે છે. તારી વર્ત્ત-

ણુંક એકદમ સુધાર. પણ એટલું યાદ રાખજે, કે જો તારી વર્ત્તણુંક નહીં સુધરશે, તો તારી પુંઠે શત્રુઓ ઘણા છે. હવે તને જવાની રજા છે.

આ શબ્દો સાંભળી મને કેટલો આનન્દ થયો હશે, તે કહેવા કરતાં વિચારવું વધારે સહેલ છે. હું તરત જ મારા પિતા પાસે દોડી ગયો, અને બધી હકીગત વિગતવાર મેં તેને કહી સંભળાવી. ફરી એકવાર મારા નસીબમાં ઠપકો સાંભળવાનું હતું. હાલતાં ચાલતાં કોઇ સ્ત્રીની માત્ર આંખો જોઇને જ પોતાની ગંભીર ફરજો અદા કરવાને ચુકવું, અને શાહનશાહની ખફગીમાં આવી પડવું, એના કરતાં બીજી મૂર્ખાઇ શું વધારે હોઇ શકે? મારા પિતાએ મને ખાસ્સા ફીરંગી પાદરી સાહેબના લાંબાલચ ભાષણ જેવું એક ઠપકાનું ભાષણ કરી સંભળાવ્યું, અને છેવટે દરબારની કોઇ પણ સ્ત્રી સાથે બીલકુલ સંસર્ગ ન રાખવાને મને સૂચવ્યું. કારણ કે પેલી કાળી આંખો કોઇની જ નહીં, પણ બુરકંદાઝખાનના જનાનામાં વસતી કોઇ અપ્સરા કે રમણીની જ હતી એવી મારી ખાત્રી થઇ.

છેવટે, આગલી રાત્રે જે અવનવો બનાવ બન્યો હતો તે વાત મેં મારા પિતાને કહી. આ વાત સાંભળી, મારા પિતા ઘણા ગુંચવાડામાં પડ્યા. ઉથલાવી ઉથલાવી મને દરેક સવાલ પૂછ્યો, અને મેં પણ શું ગરબડાટ થયો, કેટલે વાગે થયો, કોણ કોણ વાત કરતું હતું વગેરે મને જે યાદ આવ્યું તે સર્વે કહી સંભળાવ્યું. મારા ઉત્તરો સાંભળી, મારા પિતા કાંઇક નિરાંત મેળવી શકયા કે નહીં તે તો હું કહી શકતો નથી, પણ હવેથી દરેક બાબતમાં વધારે સાવધ રહેવા ચેતવણી આપી, કાંઇક દલગીરી ભરેલે ચ્હેરે મને એકલો મૂકી ચાલતા થયા.

---



## પ્રકરણ ૨ જું.

### ઘરખટલો.

મોગલ શહેનશાહતના સ્તંભરૂપી અમલદારો, માલેતુજાર અમીરો, રાજદ્વારીઓ, અને બીજા અનેક કેટલાક દિવસ થયા માંહોમાંહે છાની સભાઓ મેળવતા, ખાનગી પત્રવહેવાર ચલાવતા, અને કોઇકવાર પોતાના મહેલમાં, તો કોઇવાર દરબારમાં જે વિચિત્ર ચેનચાળાઓ કરતા, તેથી એક સામાન્ય પુરુષ અજાણ રહે એમાં કાંઇ નવાઇ નથી. મારા સંબંધમાં પણ તેમ જ હતું. હું જાણતો હતો કે કોઇ પ્રકારની રાજકીય ખટપટો ચાલે છે, પણ તેના કર્ત્તા કોણ છે, અને તે કેવા પ્રકારની છે તે હું જાણતો નહોતો. મને આ સર્વે એક ભેદ સમાન હતું. એ ભેદ જાણવાને હું ઘણો આતુર હતો, પણ મારા પિતાની આજ્ઞા હતી કે મારે કોઇપણ

અમલદારો અદબવાળીને ઉભા હતા. જેવી મેં કુરનેશ બજાવી, ને પાદશાહ સામું હાથ જોડી ઉભો રહ્યો કે તરત જ તે નામદારે પોતાનો હાથ હલાવી, મારા પિતા તેમ જ બીજા સર્વે અમલદારોને ચાલ્યા જવા હુકમ કર્યો, અને પહેલી જ વખત આખા હિંદનો શાહનશાહ તથા મારા જેવા નાચેશ ગુલામને એકાંતમાં ભેગા થવાનો સમય આવ્યો.

તે નામદાર શાહજહાને મારા તરફ ફરી કહ્યું; "સાદીક! તારા પિતાની ખાતર તને મોટો ઓહ્દો અમે બક્ષ્યો છે. જો કે અમારી રાજ-કન્યાએ જેમની સાથે સંબંધ બાંધ્યો છે, તેમનો ભત્રિજો યુસફ તદ્દન લાયક હોવા છતાં, એ ઓહ્દો તને આપવા અમે મેહેરબાની કરી છે. તેટલા માટે તારી ફરજ હતી કે આજે દીવાનેઆમમાં સર્વે અમલદા-રોમાં તારે પ્રથમ આવીને અમને તસલીમ કરવી જોઇતી હતી, તેને બદલે તું સૌથી છેલ્લો આવ્યો તેનું શું કારણ? તારી ગેરહાજરીનું કારણ બતાવ, પણ તેની સાથે યાદ રાખજે કે તું જે જવાબ આપશે તે હિંદુ-સ્તાનના શાહનશાહને આપશે, અને તેથી જો તું કાંઇ જુદું બોલ્યો તો તને સખ્તમાં સખ્ત શિક્ષા ફરમાવવામાં આવશે."

મેં નીચાવળી સલામ કરી, હાથ જોડી જવાબ આપ્યો કે; "ખુદા આપ નેક નામદારને હંમેશાં સલામત રાખે. દુનિયામાં સૌથી વધારેમાં વધારે શક્તિમાન આપ જેવા પાદશાહની આગળ જુદું બોલી કયો કમનસીબ માણુસ જીવે છે? જનાબ! આપનો ગુલામ બધો એકરાર કરવા ઉભો છે, અને મને જણાવવાની રજા આપશો કે મેં કાંઇ જાણી જોઇને ભૂલ કરી નથી. પણ એક અણધાર્યા બનાવને લીધે જ થઇ છે, જો કે આ ગુન્હાને માટે માફ માંગવી એ ઘણી જ મોટી ઉમેદ છે." આ પ્રમાણે બોલી, મેં સવિસ્તર હકીકત તેમને કહી બતાવી. બાદ એકાદ મીનીટ મારી સામું જોઇ રહી તેઓ બોલ્યા; "હઝરત પેગમ્બરના નામથી અમારે કહેવું જોઇએ કે અમે અમારો વિશ્વાસ એક એવા આદમીમાં મૂક્યો છે, કે જે સ્ત્રીની માત્ર બે આંખોને જોતાં જ પોતાની રાજ્ય સેવા ભૂલી જાય છે, અને તેથી અમે આવો વિશ્વાસ મૂકવા માટે દલગીર થયા છીએ.

મેં કાકલુદી ભર્યા અવાજે ઉત્તર વાળ્યો; "હું આપને હાથ જોડી કહું છું કે આપ નામદાર, માત્ર આ બનાવપરથી જ મારે વિશે તોલ નહીં કરો. હું આપનો ગુલામ છું. મારી વફાદારી અને બહાદૂરી બતા-વવાને મને માત્ર એક પ્રસંગ આપવા મેહેરબાની કરો."

શાહજહાન–બસ, જા. તને માફ કરવામાં આવે છે. તારી વર્ત્ત-

ણુંક એકદમ સુધાર. પણ એટલું યાદ રાખજે, કે જો તારી વર્ત્તણુંક નહીં સુધરશે, તો તારી પુંઠે શત્રુઓ ઘણા છે. હવે તને જવાની રજા છે.

આ શબ્દો સાંભળી મને કેટલો આનન્દ થયો હશે, તે કહેવા કરતાં વિચારવું વધારે સહેલ છે. હું તરત જ મારા પિતા પાસે દોડી ગયો, અને બધી હકીગત વિગતવાર મેં તેને કહી સંભળાવી. ફરી એકવાર મારા નસીબમાં ઠપકો સાંભળવાનું હતું. હાલતાં ચાલતાં કોઇ સ્ત્રીની માત્ર આંખો જોઇને જ પોતાની ગંભીર ફરજો અદા કરવાને ચુકવું, અને શાહનશાહની ખફગીમાં આવી પડવું, એના કરતાં બીજી મૂર્ખાઇ શું વધારે હોઇ શકે? મારા પિતાએ મને ખાસ્સા ફીરંગી પાદરી સાહેબના લાંબાલચ ભાષણ જેવું એક ઠપકાનું ભાષણ કરી સંભળાવ્યું, અને છેવટે દરબારની કોઇ પણ સ્ત્રી સાથે બીલકુલ સંસર્ગ ન રાખવાને મને સૂચવ્યું. કારણ કે પેલી કાળી આંખો કોઇની જ નહીં, પણ બુરકંદાઝખાનના જનાનામાં વસતી કોઇ અપ્સરા કે રમણીની જ હતી એવી મારી ખાત્રી થઇ.

છેવટે, આગલી રાત્રે જે અવનવો બનાવ બન્યો હતો તે વાત મે મારા પિતાને કહી. આ વાત સાંભળી, મારા પિતા ઘણા ગુંચવાડામાં પડ્યા. ઉથલાવી ઉથલાવી મને દરેક સવાલ પૂછ્યો, અને મેં પણ શું ગરબડાટ થયો, કેટલે વાગે થયો, કોણ કોણ વાત કરતું હતું વગેરે મને જે યાદ આવ્યું તે સર્વે કહી સંભળાવ્યું. મારા ઉત્તરો સાંભળી, મારા પિતા કાંઇક નિરાંત મેળવી શકયા કે નહીં તે તો હું કહી શકતો નથી, પણ હવેથી દરેક બાબતમાં વધારે સાવધ રહેવા ચેતવણી આપી, કાંઇક દલગીરી ભરેલે ચ્હેરે મને એકલો મૂકી ચાલતા થયા.

---

38213

## પ્રકરણ ૨ જું.

### ઘરખટલો.

મોગલ શહેનશાહતના સ્તંભરૂપી અમલદારો, માલેતુજાર અમીરો, રાજદ્વારીઓ, અને બીજા અનેક કેટલાક દિવસ થયા માંહોમાંહે છાની સભાઓ મેળવતા, ખાનગી પત્રવહેવાર ચલાવતા, અને કોઇકવાર પોતાના મહેલમાં, તો કોઇવાર દરબારમાં જે વિચિત્ર ચેનચાળાઓ કરતા, તેથી એક સામાન્ય પુરુષ અજાણ રહે એમાં કાંઇ નવાઇ નથી. મારા સંબંધમાં પણ તેમ જ હતું. હું જાણતો હતો કે કોઇ પ્રકારની રાજકીય ખટપટો ચાલે છે, પણ તેના કર્ત્તા કોણ છે, અને તે કેવા પ્રકારની છે તે હું જાણતો નહોતો. મને આ સર્વે એક ભેદ સમાન હતું. એ ભેદ જાણવાને હું ઘણો આતુર હતો, પણ મારા પિતાની આજ્ઞા હતી કે મારે કોઇપણ

પક્ષ સાથે વધારે ભેળાવું નહીં, તેમ જ એક વ્યક્તિ સાથે 'કામ પાડતા પહેલાં લાંબો વિચાર કરવો, કારણ કે અમૂક પક્ષનો હેતુ જાણ્યા શિવાય તેમાં જોડાવાથી, મને મોટો ગેરફાયદો થવાનો સંભવ હતો. તે છતાં પણ મેં નિશ્ચય કર્યો હતો કે રાજ્યભક્ત રહેવાના મેં જે કસમ ખાધા હતા, તેમાં કદી ચુકવું નહીં, અને જ્યાં સુધી શાહજહાન મારી તરફ નીચ વર્તણુક ચલાવે નહીં, અને મને પોતાના નીમકહલાલ નોકર તરીકે ગણે, ત્યાં સુધી મારે એનો પક્ષ છોડવો નહીં.

મારે આ જાતના વિચાર કરવાનાં મુખ્ય કારણ પાદશાહની ઉમર અને તંદુરસ્તી હતાં. શાહજહાન આ વખતે લગભગ સીત્તેર વર્ષની ઉમરનો હતો. જાહેર સભાઓમાં અને દરબારમાં જે કામનો બોજો એનાપર આવી પડતો, તેથી તે કંટાળી જતો હતો. એમ છતાં પણ તે પોતાના જ્યેષ્ટ પુત્ર *દારાની મદદ લેવા ચોખ્ખી ના પાડતો હતો, જો કે તે પિતાનું સર્વ કામ કરવા તૈયાર હતો. શાહનશાહ દરરોજ પોતાના નામથી ફરમાન કાઢયો જતો હતો, અને રાજ્યાસન કોઇ દિવસ ભયમાં આવી પડશે, અથવા તો પોતાના પુત્રોમાં લોભ કેટલે અંશે છે, તેની એને મુદ્દલ શંકાએ નહોતી.

†શાહજહાનને ચાર પુત્રો અને બે પુત્રીઓ હતી. અને મને જે

---

* *Darah* the eldest, bears a generous mind;
But to implacable revenge inclined.
Too openly does Love and hatred show;
A bounteous Master, but a deadly foe.
From *Sujah's* valour I should much expect;
But he's a Bigot of the Persian sect.
And, by a foreign Int'rest seeks to reign;
Hopeless by Love the Sceptre to obtain.
*Morat's* too insolent, too much a Brave;
His courage to his envy is a slave.
What he attempts, if his endeavours fail;
T' effect, he is resolved no other shall.
But *Aurangzebe*, by no strong passion sway'd;
Except his Love, more temp'rate is and weigh'd.
× × ×
His Father's cause upon his sword he wears;
And with his Arms, we hope, his fortune bears.

*Dryden's Aurangzebe,*

† શાહજહાનને ચાર પુત્રીઓ હતી, પરન્તુ બરનીયર અને તેનાપર આધાર રાખનારા બીજા અન્ય ઇતિહાસકારો તેને બે પુત્રી હોવાનું જણાવે છે.

અનુભવ થયો હતો, તેપરથી મેં તો નિર્માણ જ કર્યું હતું કે, આ છમાંથી એકનો પણ સ્વભાવ તેના પિતાને મળતો નહતો તથા તેઓ પરસ્પર ઘણાં જ વિરુદ્ધ વિચારનાં હતાં. તેમની વચ્ચે પ્રેમ જેવી લાગણી નહોતી. તો પછી તેમની વચ્ચે સામાન્ય સ્નેહ તો શાનો જ હોઇ શકે? દરેક જણ પોતાનાં અંતઃકરણના વિચારમાં તેમ જ બહારના વિચારમાં જૂદું જ સ્વરૂપ બતાવતાં હતાં. દારા જો કે ઉદારવૃત્તિનો હતો, તે છતાં મારે કહેવું જોઇએ કે, તે બેવકૂફ અને તુંડ મીજાજી હતોઃ અહંકાર એ એની જન્મ ખોડ હતી. વળી એ ધોરણ વગરનો આદમી હતો, તે બતાવવાને માટે માત્ર એક જ દાખલો બસ થશે. એ પોતાને ચુસ્ત મુસલમાન કહેવડાવતો, પરંતુ એને જો કોઈ હિંદુનો ખપ પડતો તો તરત હિંદુમાં ભળી જતો, અને કોઈ પાદરીની જરૂર પડતી, તો ઇસુખ્રીસ્તને પણ પ્રભુ કહી બોલાવતો. આથી દરબારમાં તેમ જ ચુસ્ત મુસલમાનોમાં તેનું વજન ઘણું ઘટી ગયું હતું અને છેવટે આ જ કારણને લીધે એના ઘણા પક્ષકારો ઔરંગઝેબના પક્ષમાં જઈ ભળ્યા હતા.

સુલતાન શુજા વાત કરવામાં બડો હોશિયાર હતો, પણ ઘણી જ ટુંકી નજરનો હતો. જો કે રાજકીય ખટપટો અને કાવતરાં કરવામાં તો નિપુણ હતો, પણ નિરંતર જનાનખાનામાં પડી રહેવાથી અને મદ્યપાનનો ઘણો શોખીન હોવાથી, એને ઝાઝી ફતેહ મળતી ન હોતી. તે પોતાને શીહાપંથી કહેવડાવતો હતો અને અમે તેના આમ કહેવડાવવામાં કાંઇક લુચ્ચાઇનો અંશ જોતા હતા. કારણ કે દરબારમાં કેટલાક અમલદારો ઇરાનીઓ હતા અને તેમનો ધર્મ પાળવાથી, પોતાને મોટી મદદની આશા હતી.

ઔરંગઝેબ પોતાના ભાઇઓ કરતાં દરેક બાબતમાં વધારે હોશિયાર હતો. ઢોંગ કેમ કરવો, એ તો જાણે એની પોતાની જ વિદ્યા કહેવડાવતો હતો. આ વિદ્યાના પ્રતાપથી એ કેટલો ફતેહમંદ થયો, તે હું મારા અનુભવથી જોઈ શકયો હતો. એની આ પાખંડીવિદ્યા દારા શિવાય કોઇ પણ પારખી શકયું નહોતું. નસીબ જોગે દારા તેના આ ઢોંગથી ચેત્યો હતો અને તેથી વારંવાર તે પોતાના ભાઇને “પેલો નીમાઝી” એટલે પેલો પ્રાર્થના કરનાર એવા શબ્દોથી કટાક્ષ કરતો હતો.

મુરાદબખ્સ બહાદુર હોવા છતાં પણ સૌથી વધારે નિર્માલ્ય હતો. એના પેટમાં કશી વાત ટકતી નહોતી. મદ્યપાનમાં વિશેષ શૂરો હોવાથી, અમારી તો ખાત્રી હતી કે, આ શાહજાદો કોઈ જાતની ખટપટ કરવામાં કેવળ નાલાયક છે, તો પછી અમને એની તરફની કોઈ ખટપટની બીક હોય જ શાની?

બેગમસાહેબ, શાહજહાનની મોટી દીકરી, સૌંદર્યનો એક અલંકાર જ હતી; પરંતુ સ્વભાવમાં તે બહુ જાજરમાન હતી. વળી તેના પિતાએ જનાનખાનાનો સર્વે અધિકાર તેને સોંપ્યો હતો, એટલે પછી પૂછવું જ શું? બેગમસાહેબ, દારા સિવાય કોઈ ભાઈ સાથે વાત કરતી નહોતી. જ્યારે પોતે ગાદીએ આવશે, ત્યારે બેગમસાહેબને તેના ઇચ્છિત વર સાથે લગ્ન કરવાની દારાએ કબુલાત આપી હતી; અને તેના બદલામાં જ બેગમસાહેબે મોટા ભાઇને ગાદીએ બેસાડવામાં પૂરતી મદદ આપવાનું વચન આપ્યું હતું. આ કારણને લીધે આ ભાઈ બ્હેન વચ્ચે પ્રીતિની તો નહીં જ, પણ સ્વાર્થની મજબૂત ગાંઠ હતી.

જે પ્રકારની ગાંઠ ભાઈ બહેન વચ્ચે હતી; તેના કરતાં વિશેષ મજબૂત ગાંઠ પિતા અને પુત્રી વચ્ચે હતી. બેગમસાહેબ, શાહજહાનનું સર્વે કામ પોતે ઉપાડી લેતી, અને તેની જીંદગીની એટલી સંભાળ લેતી હતી કે, એવું કહેવાય છે કે, ખુદ બાદશાહનો સર્વે ખોરાક તેની નજર નીચે તૈયાર કરવામાં આવતો હતો. જે મજબૂત ગાંઠ આ પિતા પુત્રી વચ્ચે હતી, તેનો શહેરના લોકો કેટલીકવાર ઉંધો અર્થ લેતા હતા અને તેમને બદનામ કરવાને પણ ચૂકતા નહોતા.*

સૌથી નાની દીકરી, રોશનઆરા બેગમ પોતાની બહેન જેટલી ખૂબસુરત નહોતી, પણ તેના બદલામાં ઇશ્વરે તેને વિશેષ લુચાઇગીરીનો વારસો આપ્યો હતો. અને તે લુચાઇના પ્રતાપે પોતાના પસંદ કરેલા એક ખૂબસુરત ઇરાની અમલદાર અને બાદશાહના સલાહકાર બુરકંદાઝખાન† નામના અમીર સાથે શાદી કરવાની તેણે પરવાનગી મેળવી હતી. એક રાજપુત્રી સામાન્ય અમીર સાથે લગ્નની ગાંઠથી જોડાય, એ ઘણાઓને ગમ્યું નહીં. પરંતુ રોશનઆરાએ પોતાના પિતાને એટલો તો વશ કીધો હતો, કે આ વિષયપર વિરુદ્ધ વિચાર આપવાની કોઇની હીંમત ચાલી નહિ.

---

* Catron says—'To a great share of beauty Begam Saëb united a mind endued with much artifice. The attachment she always had for her father. and the profusion of the avaricious Dha-Jahan (sic) towards his daughter, caused a suspicion, that crime might be blended with their mutual affection. This was a popular rumour, which never had any other foundation than in the malice of the courtiers.'' આ પ્રકારના ઉદ્ગારોને વેલેનટાઈન અને બરનીયર પણ ટેકો આપે છે.

† ફારસી શબ્દ બર્ક અંદાઝખાનનો અર્થ Rurler of Thunderbolt એવો થાય છે.

લગ્ન પછી આ બુરકંદાઝખાન પોતાના ભત્રીજા યુસફ અને સોળ વર્ષની ઉમરની એક ભત્રીજીને લઈને રાજ્ય મહેલમાં જ રહેવા લાગ્યો.

મને અંગરક્ષકોના વડા તરીકેનો ઓદ્દો મળ્યો, ત્યાં સૂધી મેં શાહજાદાઓ વિશે જે સાંભળ્યું હતું તે મેં ઉપર જણાવ્યું છે અને હવે પછી બનનારા બનાવોપરથી અમલદારોમાં તેમના વિશે જે અભિપ્રાય હતો, તે કેટલે દરજ્જે ખરો હતો, તે જોઈ શકાશે.

શાહજહાન સાથે મારે ખાનગી મુલાકાત થઈ, તેને બીજે દિવસે વખતસર હું દિવાનેઆમમાં હાજર થયો. તે નામદારે જે રીતે મને આવકાર આપ્યો, તે જોઈ હું તો ખુશ ખુશાલ થઈ ગયો! તેની અસર તરત જ પેલા કાકા ભત્રીજાપર થઈ. દરબારનું કાર્ય ખલાસ થયું અને હું વરંડાપર આવી બેઠો. પછી આરસામાં ફરી મારી પ્રેમૂર્તિને જોવા લાગ્યો. મારી આશા આજે વ્યર્થ ગઈ. પેલી નાજુક આંખો અને ખૂબસુરત ચહેરો આરસામાં જણાયો નહીં. મારી નિરાશાઓ વચ્ચે મેં તે અનુપમ સૌંદર્યને ભૂલવાનો પ્રયત્ન કર્યા. પણ એ કેમ ભૂલાય! હું મારા દીવાનખાનામાં ગયો, અને સાંજ સૂધીનો વખત હુક્કો પીવામાં, બુંદ પીવામાં, ને પછી ઘડીકમાં ઉડતા ફુવારાના પાણી તરફ નજર ફેરવવામાં ગાળ્યો.

લગભગ સાંજ પડવા આવી. ફરી એકવાર પેલાં બારણાં તરફ મેં એક હોંસભરી નજર નાંખી. કાંઇક ઓચિંતાં આસપાસનાં બારણાંઓ બંધ થતાં હોય, એમ મને અવાજ આવ્યો. મને એમ લાગ્યું કે, બુરકંદાઝ-ખાનના જનાનખાનામાંથી કેટલાંક માણસો વિદાય થતાં હતાં. તરત જ મારી અજાયબી વચ્ચે, પેલી જાળી ઉઘડી. પણ ઓ ખોદા! મને શું માલમ પડયું? માત્ર એક શ્વેતહાથ! જાણે હું તે તરફ બેદરકાર હોઉં, તેમ હું મારી જગ્યાએથી ખસ્યા વિના ઉભો રહ્યો, અને પેલી સુંદર આકૃતિને સ્હેજ હાલતાં મેં જોઈ; જાણે કે તે આકૃતિ મારા તરફ ધ્યાન દઈને કેમ જોતી નહીં હોય, એમ મને લાગ્યું. આ ઉત્કૃષ્ટ સૌંદર્યને ભૂલેચૂકે પણ નહીં ગુમાવવાના ઉદ્દેશથી, મેં મારી પીઠ આજે ફેરવી નહીં, તેમ જ તે તરફ સીધી નજરે જોયુંએ નહીં. પણ જે સુંદરી મને ટીકીટીકીને જોતી હતી, તેને મેં ખબર પડવા દીધી જ નહીં કે, હું પણ તેનાં દર્શન કરવા આતુર છું. એક ક્ષણ પછી તે જાળી પૂરેપૂરી બંધ થઈ ગઈ, અને ફરી એકવાર હું એકલો પડ્યો.

તે કોણ હશે, એના વિચારમાં હું કેટલોક વખત બેસી રહ્યો. એટલામાં મારા પિતાનો એક કાસદ મારી પાસે આવી પહોંચ્યો, અને મને અગત્યનાં કામ સારુ એકદમ બોલાવવામાં આવે છે, એમ જણાવ્યું. હું તરત જ ઉઠયો, અને જ્યાં મારા પિતા હતા, ત્યાં ગયો. તેઓ મારી વાટ જ જોતા હતા. તેમના

ચ્હેરાપરથી હું ચેતી ગયો કે, આજે તેમનું મન સ્વસ્થ નથી: ચિંતા અને શોક તેમના મુખપર સ્પષ્ટ હતાં, તેથી જતાની સાથે જ મારા પિતાને મેં પ્રશ્ન કર્યો કે, આનો શો અર્થ? તેઓએ જોરથી એક હાય મારી, કપાળે હાથ મૂક્યો, ને અલ્લાહ! યા અલ્લાહ! ખોદા હાફેઝના પોકારો કરી ઉંચે આસમાન તરફ જોવા માંડ્યું. તેમની આ સ્થિતિ જોઈ, હું ગુંચવાડામાં પડ્યો, અને પુનઃ તેમને પ્રશ્ન કરવા જતો હતો, તેટલામાં તેઓ જ બોલી ઉઠ્યો કે; "વ્હાલા સાદીક, મારી કીર્તિનો સૂર્ય અસ્ત પામવાની અણીપર આવી લાગ્યો છે. મારે માટે હવે દુઃખ અને ભય બાકી રહ્યાં છે!" તેમનાં આ વાક્ય સાંભળી હું તો જડ જ થઈ ગયો અને આવું ભેદ ભર્યું નહીં બોલતાં, મને વિશેષ ખુલાસો કરવા તેમને વિનતિ કરી. મારા પિતાએ મને સામેની ખુરસીપર બેસવા ઇસારત કરી. હું ત્યાં બેઠો. થોડીક મીનીટ તેઓ તદ્દન મુંગા રહ્યા અને મારા મોં સામું જોયા કર્યું. હું પણ હાલ્યા ચાલ્યા બોલ્યા વગર જ બેસી રહ્યો અને અન્તે તેઓ બોલવા લાગ્યા—

"સાદીક, પરમ દહાડે રાત્રે તારા ઓરડાની પાછળ સંતાઇને તેં જે વાતચિત સાંભળી હતી, તે મને ફરીથી કહી સંભળાવ."

મેં તરત જ તેમ કહ્યું અને છેવટે ઉમેર્યું; "પણ મારા મુરબ્બી પિતાજી! શા માટે આવી નીચ નિન્દાથી તમે ક્ષોભ પામો છો? શું હું જાણતો નથી કે, તમે તો તદ્દન નિર્દોષ છો?"

કાંઇક રાક્ષસી બળથી તેઓએ મારો હાથ જોરથી પકડી દાબ્યો અને ડોળા ઘૂરકાવી મારા સામું જોઈ કહ્યું, "નિર્દોષ! અલ્યા સાદીક! ખબરદાર, ઠગાતો નહીં. તેં જે સાંભળ્યું છે, તે શબ્દેશબ્દ ખરું છે!" આ ભયંકર એકરાર કરતાંની સાથે જ તેનું આખું શરીર ધ્રુજી ઉઠ્યું, પરસેવાનાં ટીપાં ટપકવા માંડ્યાં, અને ખરું કહું તો આંખોમાંથી અગ્નિ જ પ્રકટ થવા લાગ્યો. મારા પિતાની આવી સ્થિતી જોવાનો મને આ પ્રથમ જ પ્રસંગ મળ્યો હતો, અને તે જોઈ મારી અવસ્થા કેવી થઈ હતી, તે જણાવવાને મારામાં પૂરતી તાકાત નથી. ખોદાએ આ દેખાવ જોવાનો તથા આ એકરાર સાંભળવાનો વખત જ મને નહીં આપ્યો હોત, તો હું તે પાક પરવરદેગારની કેટલી શુક્રગુજારત કરત, તે હું અત્ર કહી શકતો નથી. પણ બેશક મને આ જોવા સાંભળવાનું બીલકુલ રુચ્યું નહીં. આશરે બે મીનીટ અમે આ સ્થિતિમાં મુંગા મુંગા ઉભા રહ્યા, ને વળી મારા પિતા મને કહેવા લાગ્યા;

"એ દીકરા! તું એમ નહીં માનતો કે, મેં તને આ હકીકત અમથી કહેવાને અથવા તો મારું દુઃખ જોવાને અત્રે બોલાવ્યો છે. અલબત્ત, આ

દુઃખ મારા ઘડપણના વખતમાં મારાપર આવી પડે છે, પણ ફીકર નહીં. હું તે દૂર કરીશ અને નહીં તો છેવટે તે વેઠીશ પણ ખરો. પણ સાંભળ, મારે તારી મદદની જરૂર છે; અને તારી મદદ માગવા માટે મેં તને અહીં બોલાવ્યો છે. તારે મને મદદ કરવાની છે, મારી સાથે મળીને કામ કરવાનું છે. હવે વધારે મોટાં અને અગત્યનાં કાર્યો કરવાનો પ્રસંગ આવી લાગ્યો છે. કારણ કે પેલો ખૂની શાહજહાન—"

છેલ્લા શબ્દો સાંભળી હું ચમક્યો. મારા પિતાએ બોલવાનું ચાલુ જ રાખ્યું; "અરે હા હા! તે ખૂની જ છે. શું તું હજુ એવો નાદાન છે કે, તેના બે પાંચ શબ્દોથી ભોળવાઈ જશે?"

મેં જવાબ વાળ્યો;–"પિતાજી! મેં રાજ્યભક્ત રહેવા કસમ ખાધા છે, અને જ્યાં સુધી તે મારા મુરબ્બી તરીકે રહેશે, ત્યાંસુધી હું તેમનો નિમકહલાલ નોકર રહીશ અને તેમની દરેક આજ્ઞાને તાબે થઈશ!"

"ઠીક, ઠીક. તેની દરેક આજ્ઞાને તાબે થા અને તારા પિતાનું ખૂન કર; ખૂન કર! સત્વર ખૂન કર!"

હું બૂમ પાડી ઉઠયો; "તે કેવી રીતે? તમારા બોલવામાં શું ભેદ છે, તે મને જણાવો. તમે શું કહેવા માંગો છો, તે હું બીલકુલ સમજી શકતો નથી. અને જો તમે બોલો છો તેમ જ થતું હોય, તો મને મહેરબાની કરીને કહો કે, મારાથી રાજ્યભક્તિ અને પિતૃભક્તિ એકી વખતે કેવી રીતે કરી શકાય."

"હાલમાં હું તને કશું કહી શકતો નથી. ભૂતકાળના બનાવો અને ભવિષ્યનો ભય જોતાં, હું કેવળ નિર્માલ્ય જ બની ગયો છું! પણ તું આટલું યાદ રાખજે, કે મારી સલામતીનો બધો આધાર તારાપર છે. પુનઃ પુનઃ તને કહું છું કે, માત્ર તારી મદદથી જ મારું રક્ષણ થાય એમ છે. આજે તો તું જા; કાલે રાત્રે આ વખતે તું પાછો અહીં આવજે, પણ ત્યાં સૂધી, જો તને મારી કાંઈ પણ કીંમત હોય તો, તદ્દન મુંગો જ રહેજે!"

આટલું સાંભળી, બીજે દીવસે આવવાનું વચન આપી, હું ત્યાંથી મારે મકાને આવવા નીકળ્યો.

---

## પ્રકરણ ૩ જું.

### આમંત્રણ.

મારા આંગણામાં આવી પહોંચતાં જ મેં સુલેમાનને મારી વાટ જોતાં ઉભેલો જોયો. આજે તેનો ચ્હેરો ઘણો ગંભીર દેખાતો હતો. જ્યારે પણ મારા સંબંધી કાંઈ નવું જુનું થવાનું હોય, ત્યારે તે વિશે મને ખબર

આપવા પહેલાં તે હમ્મેશાં પોતાનું મોં ગંભીર કરતો, અને જ્યારે હું તેને આ સ્થિતિમાં જોતો, ત્યારે એ કાંઈ મને કહેવા માંગે છે, એમ હું સમજી જતો. આજે પણ તે આવી સ્થિતિમાં હતો; અને જેવો હું દાદરપર ચઢવા લાગ્યો કે, તે મારી પૂંઠે પૂંઠે આવવા લાગ્યો. મેં તેની સામું દૃષ્ટિ પણ કરી નહીં. હું મારા વિચારમાં એટલો તલ્લીન થઈ ગયો હતો કે, તેમ કરવાનો મને વખત જ નહોતો: આજે હું તદ્દન એકલો જ રહેવા માંગતો હતો. તે જો મારી પાછળ નહીં આવ્યો હોત તો વધારે સારું, પણ તે આજે હઠીલો સાલસ પડ્યો. તેની આવવાની શું મતલબ હતી, તે હું સમજી શક્યો નહીં. હું મારા દીવાનખાનામાં આવી પહોંચ્યો ને તે પણ મારી છાયા પેરે ત્યાં આવી ઉભો રહ્યો! તેની હાજરીથી હું કંટાળવા લાગ્યો, એટલામાં તેણે પોતાની આંગળી હોઠપર મૂકી, આમ તેમ નજર ફેરવી, અને મને કહેવા લાગ્યો;

"ખુદાવિંદ! એક અગત્યનો શબ્દ જ મને કહેવા દો."

"શું તારે પણ વળી કાંઈ અગત્યની વાતો કરવી છે? ચાલ ત્યારે અંદર આવ અને બારણાં બંધ કર!" મેં જવાબ વાળ્યો.

તેણે તરત જ બારણું બંધ કર્યું. પછી મારી પાસે આવી, સલામો કરી એક લાંબી વાયેઝ આપવાનું શરુ કર્યું. મેં તેને તરત જ અટકાવ્યો, અને માત્ર મુદ્દાસર વાત કરવા ફરમાવ્યું. તેણે જોયું કે, હું આજે ખુશ મીજાજમાં નહોતો, તેથી તેણે જવાબ વાળ્યો કે, "સાંભળવું એ માન્યા બરોબર છે. નેકપનાહ! મુદ્દાપર જ હું વાત કરીશ. જો આપના નસીબમાં કાંઈ બીજું સરજેલું નહીં હોત, તો આજે તમે આ દુનિયામાંની એક અપ્સરા મેળવવા ભાગ્યશાળી થયા હોત!"

"હેં, શું? એકદમ બોલ, તું શું કહે છે? કયાં છે તે? મને ત્યાં લઈ જા; ચાલ જલદી કર! કયાં છે? કયાં છે?"

"માફ કરજો, મારા મહેરબાન. આજ રાત્રે જવાની વાત જ કરશો નહીં."

"શા માટે નહીં?"

"મેં ના કહી, તેટલા માટે, બીજું શું? આપ નામદાર ગેરહાજર હતા; અને તે વખતે આપની મુલાકાત વિશે મારી સલાહ લેવામાં આવી અને મેં ના પાડી, એટલે તમારી મુલાકાતપર પાણી મૂકવામાં આવ્યું."

મેં ખીજવાઈને જવાબ આપ્યો; "અરે, ઓ ગદ્ધા! તું હેવાન છે કે કોણ છે? મારી ગેરહાજરીમાં તું આવા નફટાઈ ભરેલા જવાબ દેવાને કેટલી હીંમત કરે છે, તેનો તને કાંઇ વિચાર છે કે? બોલ, તેં કોની સાથે વાત કરી હતી? ચાલ, જલદી જવાબ દે."

"ખોદા હાફેઝ! આપ સાહેબને જણાવવાની રજા લઉં છું કે, આજે સાંજના છેક અંધારું થવા આવ્યું ત્યારે પેલી બૈરી—"

"ઓ મૂર્ખા! ટાયલું બસ કર, ને એકદમ બોલ કે તે કઈ બૈરી!"

"અય જનાબ, હું કહેવા જાઉં છું. જરા સબર તો કરો. અહં, પેલી બૈરી અંધારું થયું ત્યારે આપણા બગીચાની પાસેના પેલા બારણાં ઉઘાડી બહાર નીકળી. તે–તે–! હું તે વખતે વચ્ચેના ફુવારા પાસે કેટલાંક મોગરાનાં ખીલેલાં ફૂલ તોડવા ગયો હતો, ત્યારે—"

"વહેલો ભસની, તું કહેવા શું માંગે છે?"

"નામદાર સાદીક! જરા ધીરજ રાખો. તે બીચારી વૃદ્ધ સ્ત્રી તરફ કંટાળાની નજરે કેમ જુઓ છો? અરે ઘરડી સ્ત્રીઓ જો હોય નહીં તો તમે કોઇ જુવાન છોકરી સામું જોઈ શકો ખરા કે?"

"ઠીક, બીરાદર ઠીક! પણ તું હવે આગળ ચલાવ. તું જાણે છે કે, અત્યારે હું ગપ્પાં મારવા બેઠો નથી."

જ્યારે હું ઘણો ગંભીર હતો, ત્યારે સુલેમાન કાંઈ અજબ બેવકૂફ બનતો જતો હતો. પોતાની લાંબી દાઢી પસવારીને ટટાર ઉભો રહ્યો અને પોતાની વાત આગળ ચલાવવા લાગ્યો.

"પેલી બુઢી દદા મારી પાસે આવી, અને જાણે ફુવારાનું પાણી ભરવા કેમ નહીં આવી હોય, તેમ પોતાનો ઘડો ભરવા લાગી. મેં જેવી તેને જોઈ કે, હું બોલી ઉઠ્યો; "અરે માજી, કેમ જૂના દોસ્તદાર સાથે વાત પણ નહીં કરવાનાં કે?"

તે બોલી; "અલ્લાહ રહીમ! એ કોણ બોલ્યું? ભાઈ તમારું નામ શું? અરે ઓહો! તું તો મારો સુલેમાન! અલ્યા કેમ છે?"

મેં જવાબ દીધો; "જો મારી આંખ મને દગો નહીં દે તો હું નક્કી કહું છુ કે, તું મારી જુની પડોસણ ઝઇના છે."

બીબી બોલ્યાં; "ઝઇના! ખરેખર તેમ જ છે. તું મળ્યો એ પણ ઠીક થયું. કારણ મારે તારા શેઠને મળવું છે. માટે તું જરા જઇને તેને કહી આવ કે, જરા અહીં આવી જાઓ. લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે!"

મેં કહ્યું; "વાહરે બુઢી બીબી! તું પણ ઠીક ઢોંગ ચલાવતાં શીખી છે! જાણે અમારા શેઠ નવરા હશે, તે તને અહીં મળવા આવશે! તું તો એમ જ સમજતી હશે કે, અમારા શેઠ આખો દિવસ આળસુની માફક પડી રહીને હુક્કો ગુગડાવ્યા કરતા હશે. ઇસ્તફર અલ્લાહ! અરે રાજકાજનાં કામોમાં તે એવા ગુંથાઈ ગયા છે કે, ખુદ નામદાર શહેનશાહ પણ એની સલાહ વગર પાણી પીતા નથી. બુઢી મા! હું તને સાચું કહું છું કે, સવારથી તે સાંજ સુધી અમારા

ઘરમાં રાજ્યના અમલદારો અને અમીર ઉમરાવો ધક્કા ખાયા કરે છે, તેમને જ મારા શેઠને મળવાને પંચાતી પડે છે, તો વળી તું તે શા હીસાબમાં?"

સુલેમાનનો આ જવાબ સાંભળી, મારા ક્રોધનો તો પાર જ રહ્યો નહીં. મેં કહ્યું; "તને આવો જવાબ દેવાની મગદુર શું? તું જાણે તો છે કે, મારે ત્યાં કોઈ પણ આવતું કે જતું નથી, અને કોઇની મુલાકાત લેવાનું ઉડાવ્યા કરું છું, તો પછી તેં શા માટે આવો જવાબ આપ્યો?"

સુલેમાનઃ—પણ ખુદાવિંદ! એમાં હરકત જેવું શું હતું? મેં જે કહ્યું તે બની શકે અને કોઈ પણ માની શકે એવું હતું. એમાં તો સાહેબ, આપની ઇજ્જત વધે છે ઇજ્જત. અલબત્ત હું જાણું છું કે, તમારે ત્યાં કોઈ આવતું નથી, તે છતાં પણ—

"પણ શું? તને જુઠું બોલતાં સહેજ પણ વિચાર આવ્યો નહીં મૂરખ! પણ હવે યાદ રાખજે કે, ભવિષ્યમાં તું એમ કરશે તો તને તેનો પૂરેપૂરો બદલો આપવાની મને ફરજ પડશે. ચાલ, હવે વધારે તું શું કહેવા માંગે છે."

સુલેમાને જોયું કે, સાબાશીને બદલે આજે તો એને ઠીકરૂણાં મળ્યાં જતાં હતાં, એટલે એણે ટુંકમાં જ પતાવ્યું કે, જો મારે પેલી હુરીને મળવું હોય તો મારે તરત તેની સાથે આવવું. પણ હું ઘરમાં નહોતો, તેથી તે સુલેમાનને કહેતી ગઈ હતી કે, જો મારે મળવા જવું હોય તો બીજી સાંજે તૈયાર થઈ ફુવારા આગળ આવી ઉભા રહેવું.

આ સમાચાર સાંભળી હું કેટલો ખુશી થયો છું, તે જણાવવાનો મને હમણાં વખત નથી. પણ મને અત્યારે બહેશત મળ્યા જેટલો જ આનંદ થયો. હવે મેં સુલેમાનને ચાલી જવા રજા આપી ને તેના ગયા પછી હું આનંદની લહેરીમાં ડૂબવા લાગ્યો. મેં વિચાર્યું કે, જેની માત્ર આંખો અને હાથ જોઈ હું મોહ પામ્યો છું, તેને સાક્ષાત્ નજરે જોઇશ ત્યારે હું કેટલો સુખી થઇશ. આહા! હું મારી જાતને કેટલો ભાગ્યશાળી માનીશ? વળી મને વિચાર આવ્યો કે, મારા શત્રુ બુરકંદાઝખાનનાં જનાનખાનામાં ચોરી છૂપીથી દાખલ થઇ, તેનાં માણસ સાથે સંબંધ રાખવો, એ શું વાસ્તવિક છે? તે મારી સામે ઉઘાડેછોગ દુશ્મનાવટ ધરાવે છે, તેને શું મારાં મોતલાકડાં ભેગાં કરવાનો એક લાગ આપવો?

મારાં અંતઃકરણે નાનો ઉદ્દગાર કાઢ્યો.

અરે પણ એવો કયો મનુષ્ય છે કે, જેને મારી માફક આમંત્રણ થયું હોય, તે આવી એક અનુપમ મનોરમાને મળ્યા વગર રહે?

ખચીત, કોઇજ નહીં; પ્રેમાત્માએ જવાબ આપ્યો.

શું અમે કોઈ એવી જગોએ મળી નહીં શકીએ, કે ત્યાં કોઇને જરા દહેશત જેવું રહે જ નહીં?

હોય,' એમ બને જ કેમ? જનાનખાનામાં જે પ્રકારના ચોકી પહોરા રાખવામાં આવે છે, તે જોતાં એ વાત તદ્દન અશક્ય છે.

એક બાજુએ પ્રેમ, બીજી બાજુએ શત્રુનો ભય! બન્ને વચ્ચે કેટલોક વખત વિરુદ્ધ તકરાર થયાં કરી. પ્રેમનો વિજય થયો અને કોઈ પણ જોખમે બુરકંદાઝખાનનાં જનાનખાનામાં જવાનો મેં નિશ્ચય કર્યો. પણ મને તરત જ યાદ આવ્યું કે, જ્યારે તે હૃદયરમણીને હું મળવા જવા માંગતો હતો, તે જ વખતે મારા પિતાએ પણ મને પોતાની પાસે બોલાવ્યો છે. આથી હું વધારે ગુંચવાડામાં પડ્યો. આ વિચારમાંને વિચારમાં જ મેં રાત પૂરી કરી. સવારે હું ઉઠ્યો, ત્યાં સુધી હું કોઈ પણ ઠરાવપર આવી ચૂકયો નહોતો. બલ્કે, શું ઠરાવપર આવવું, એ મારે માટે તદ્દન અસંભવિત લાગ્યું.

---

## પ્રકરણ ૪ થું.

### વધુમાન.

આજે નિયમિત રીતે હું દીવાનેઆમમાં ગયો. આખી સભામાં કાંઈ ધુસધુસ થતું હોય, એમ મને લાગ્યું. દરેક જણના મુખ ઉપર, કાંઈક આતુરતા, કાંઈક ગંભીરતા, તો વળી કોઈકનાપર શોક અને ભયનાં ચિહ્ન નજરે પડતાં હતાં. પહેલાં તો હું અજાયબ થયો કે, આજે વળી કયો નવો ફ્તવો જાગશે. પણ પછી તપાસ કરતાં મને માલમ પડયું કે, લશ્કરનાં વડા અમલદાર મુખ્તીઆરખાને પોતાની ફોજમાંથી હજાર આદમીની એક ટુકડી, શાહજાદા મુરાદબખ્શને શિકારમાં સાથે લઈ જવા આપી હતી. નામદાર શાહજહાનની પરવાનગી વગર મુરાદને લશ્કરની મદદ આપવામાં આવી હતી, તેથી તે નામવર આજે ઘણો ગુસ્સે થઈ ગયો હતો. પોતાના પુત્રોનો લોભ કઈ દિશા તરફ વધારે છે, તેનો એને પ્રથમથી સંશય તો હતો જ, અને વળી તેમાં આજે શિકારને બ્હાને આટલા બધા સીપાઈઓને પોતાની સાથે લઈ જાય, તેમાં કાંઈ પણ કાવતરું હોવું જોઈએ, એમ તે નામદાર માનવા લાગ્યો અને તેથી આજે શાહનશાહના ક્રોધના ભોગ તરીકે મુખ્તીઆરખાનને આગળ ધરવામાં આવ્યો હતો. તે કમનસીબ મુખ્તીઆર, એમ નહોતો જાણતો કે, શાહજાદાએ શિકાર માટે થોડુંક લશ્કર માંગ્યુ ત્યારે તેને ના કહી, તેના પ્રત્યે બેઅદબી બતાવવી એ બીજા ફાંસામાં પડવા જેવું હતું! પણ આજે તેનો કાળ નજીક આવ્યો હતો અને તેથી જ તેને આવી મતિ સૂઝી કે મુરાદને મદદ!

થોડોક વખત પસાર થઈ ગયો, અને સર્વે ચિંતાતુર મનથી નામદાર શાહજહાનની આવવાની વાટ જોતા હતા, તેટલામાં નેકી પોકારવામાં આવી. શાહનશાહે આવીને જેવી પોતાની બેઠક લીધી, એટલે પેલા કમનસીબ ભોગને આગળ લાવવામાં આવ્યો. તેનાપર અતિશય ક્રોધની નજરે જોયું, અને જાણે કોઈ પ્રકારનો ખુલાસો માંગતા હોય તેવાં ચિહ્ન કર્યાં. બીચારા મુખ્તીઆરખાને પોતાના બચાવમાં જણાવ્યું કે, જ્યારે શાહજાદાએ માંગણી કરી, ત્યારે માત્ર માનને ખાતર જ તેણે હા કહી હતી; તેનો હેતુ કાંઈ બીજો નહોતો. પરંતુ જ્યાં બાદશાહ તેનું માનવા માંગતો જ નહોતો, એટલે તેના જવાબને તુચ્છકારી કાઢ્યો, અને તેને જણાવ્યું કે, આજથી તેને ઓદ્ધાપરથી રુખસદ આપવામાં આવશે, અને તેથી પણ વધુ શિક્ષા તરીકે ભર દરબારમાં તેની તલવાર લઈ લેવામાં આવશે !

મુખ્તીઆરખાન આ ચુકાદો સાંભળી કાંઇપિણ બીધા વગર, તે નામદારની સામું જોઈ બોલ્યો; "ખુદાવિંદ, મારો ઓદ્ધો ઘણી ખુશીથી છોડવા હું તૈયાર છું; કારણ કે જ્યાં મોટા અમલદારનાં કાર્યપર તમે અવિશ્વાસની નજરે જુઓ છો, તો મારે આવી નોકરી હરામ બરોબર છે ! પણ આ મારી તલવાર, માત્ર મારી જીંદગીની સાથે જ છોડીશ ! હું એક આરબ બચ્ચો છું, અને તેના હથિયારો તેની જીંદગી બરાબર છે. માટે આપ નામવરને ફરી એકવાર જણાવવાની રજા આપશો કે, તમે જ્યારે મારી તલવાર માંગો છો, ત્યારે તમે મને મોતની શિક્ષા ફરમાવો છો !"

આવો નિધડક જવાબ સાંભળી, અમે સર્વે શાહજહાન શું ફરમાવે છે, તે સાંભળવાને આતુરતાથી, તેની તરફ જોવા લાગ્યા. તરત જ એક ગુસ્સા ભર્યા અવાજથી તે બોલી ઉઠ્યો; "ચોકીદારો, તમારી ફરજ અદા કરો!"

બહાદૂર મુખ્તીઆરખાને તરત જ પોતાની તલવાર ખેંચી, અને એનાપર તૂટી પડેલા ચોકીદારો સાથે યુદ્ધ કરવા માંડ્યું. મુખ્તીઆરે પોતાના હાથનું જોર અને તલવારનું પાણી બતાવી આપ્યું, અને જો કે ચોકીદારો ઘણા હતા, તે છતાં પણ એક આરબ બચ્ચો યુદ્ધમાં શું કરી શકે છે, તે એણે બતાવી આપ્યું. પણ અંતે કમનસીબ મુખ્તીઆર એકલો હોવાથી ફાવી શકયો નહીં. એક જબરદસ્ત હાય મારી, તે શાહજહાનની સામે પૃથ્વીપર પડયો. તેનાં શરીરમાંથી લોહી પુષ્કળ વહેતું હતું; તેને અસંખ્ય જખમો લાગ્યા હતા; એક ક્ષણમાં તેનો પવિત્ર આત્મા શાહનશાહના શાહનશાહ પાસે ઈન્સાફ માંગવા ચાલ્યો ગયો.

દરબારમાં આ વખતનો દેખાવ ખરેખાત અશ્રુપાત કરાવે, એવો થઈ પડયો હતો. મુખ્તીઆરના પડવાની સાથે જ દરેક જણની આંખો સજળ

થઈ, અને તે કમનસીબ પુરુષના આવા અંત માટે દીલગીરી બતાવવા લાગ્યા. તરત જ નામદાર બાદશાહે તેના મૃતશરીરને દરબારમાંથી લઈ જવા ફરમાવ્યું. તેને ઉંચકીને દરવાજા આગળ લાવ્યા; એટલે જે દેખાવ ત્યાં નજરે પડયો, તે ખરેખર એક પાષાણહૃદયના પુરુષનું મન પણ પીગળાવે એવો હતો; અને જો તે દેખાવ વખતે મુખ્તીઆરે પોતાનો જાન ગુમાવ્યો નહીં હોત તો વખતે શાહજહાન પણ પોતાની ક્રૂર શિક્ષામાં ઘટાડો કરતે, એમ સર્વે કોઈને લાગ્યું. મુખ્તીઆરખાનની સ્ત્રી અને તેના બે પુત્રો દરવાજા બહાર પોતાના વહાલાના છૂટકારાના સમાચાર સાંભળવાને ખડે પગે ઉભાં હતાં. પરંતુ કમનશીબ! તેઓ, તે બીચારાના છૂટકારાના સમાચારને બદલે તેના મૃત્યુના સમાચાર સાંભળ્યા; અને તે વખતે તેમની જે અવસ્થા થઈ, તે કોઈ પણ સહજ સમજી શકે એમ છે. તેઓએ અતિશય વિલાપ કરવા માંડ્યો, અને તેમનું રુદન એટલું તો વધી પડયું કે, તે નહીં સંભળાય તેટલા હેતુથી, શાહજહાને વાજીત્ર વગડાવવાનો તરત હૂકમ કર્યો. પણ તેથી શું તેમનું દુઃખ અટકે તેમ હતું? શું તેમનો મુખ્તીઆર પાછો મળે એમ હતું? નહીં જ. પરંતુ પોતાનું અંતઃકરણ ડંખે નહીં, અને પશ્ચાત્તાપ કરવો પડે નહીં, તેટલા માટે જ તેણે આ યુક્તિ શોધી. પણ વધુ ખોટી થયા વગર એક પાલખી બોલાવવામાં આવી, અને તેમાં ક્રોધના ભોગ થઈ પડેલા મુખ્તીઆરને લઈ જવામાં આવ્યો. તેની પાછળ તેની સ્ત્રી, પુત્રો અને કેટલાક મિત્રો છાતીફાટ રુદન કરતા ચાલ્યા ગયા.

ઉપલો દેખાવ જોવાની મને ઉત્કંઠા થએલી હોવાથી હું પણ બીજાઓ ભેગો દરવાજા આગળ આવી જોતો હતો, અને આ કમનસીબ કુટુંબની આફતમાં હું દીલસોજી ભર્યો ભાગ લેતો હતો. પણ સર્વે વિદાય થયાં, એટલે હું પાછો શાહજહાન સમક્ષ આવ્યો. આજનું શોકાતુર ભર્યું દરબારી કામ ખલાસ થયા પછી, દરબાર પણ વિસર્જન થઈ ગયો! માત્ર મારા પિતા અને શાહજહાન બેઠા હતા. મને પાસે આવતો જોઈને, મારા પિતાએ મને કહ્યું; "સાદીક! તારે માટે વધુ માન તૈયાર જ છે. નામદાર શાહનશાહ આજથી, તને મુખ્તીઆરખાનની જગ્યા આપનાર છે. આ પ્રમાણે જણાવવાનો મને હુકમ થયો છે અને તે વિશે પાદશાહની મોહોર સાથનો હુકમ પણ તને એક કલાકમાં મળશે."

આ શબ્દો સાંભળી મને જે આનંદ થાય, તેના કરતાં આશ્ચર્ય વધારે લાગ્યું; કારણ કે હું સારી પેઠેમ સમજતો હતો કે, મને જેટલું વધારે આપવામાં આવશે, તેટલું જ વધારે મારી પાસે માંગવામાં પણ આવશે. મારી જોખમદારી વિશેષ થશે એમાં કાંઈ શંકા હતી જ નહીં. પરંતુ કાંઈક

વધુ ખબર મેળવવાની ઇચ્છાએ મેં પૂછ્યું; "ત્યારે શું યુસફને મારી હમણાંની જગ્યા આપવામાં આવશે?"

મારા પિતાએ ધિક્કારથી કહ્યું; "શું યુસફને? ના, ના. તારે બેવડો ઓદ્ધો ભોગવવાનો છે."

"પિતાજી! શું તમે એમ ધારોછો કે, આ બંને કાર્યો એકી વખતે ચલાવવાને હું લાયક—"?

"છટ્-ગદ્ધો! નાદાન! એ તું શું બોલે છે?" તે ધીમેસથી બોલ્યા. "તું લાયક નહિ હોય તો લાયક થવું પડશે. આ ગોઠવણપર તો તારા પિતાની જીંદગીનો આધાર છે."

આ જવાબ સાંભળી, મારે કાંઈ વિશેષ બોલવાનું હતું નહીં. મુંગા મુંગા મેં ચાલવા માંડ્યું. વળી મારા પિતા મારી પાસે આવી કાંડુ ઝાલી મને ધીમેથી કહેવા લાગ્યા; "આજે સાંજે તું મને મળતો નહીં. મારે બીજું ખાનગી કામ છે."

શુક્રે ખોદા! હાસ! આ સાંભળીને મને કેટલી બધી નિરાંત વળી! જેવું મારા પિતાને આજ સાંજે ખાનગી કામ હતું, તેમ મને પણ ખાનગી કામ હતું.મને તો ભાવતું હતું તે વૈદે કહ્યું. મેં મારા પિતાને કહ્યું; "કાંઈ ફીકર નહીં, પિતાજી! આજે તમને બીલકુલ જ નહીં મળું. પછી કાંઈ?"

---

## પ્રકરણ ૫ મું.

## પ્રિયાની મુલાકાત.

આ પ્રમાણે છાની છાની વાતો કરી અમે છૂટા પડ્યા ને હું ઘેર આવ્યો. આશરે એક કલાક થયો હશે, એટલામાં મને કહેવામાં આવ્યું હતું તેમ, લશ્કરના વડા અમલદાર તરીકેની મારી નિમણુકનો રુક્કો મને પહોંચાડવામાં આવ્યો. જેમ મને એ વિશે જણાવવામાં આવ્યું હતું, તેમ તે વિશેની ખબર લશ્કરમાં પણ ફેલાઈ ગઈ હતી! અને થોડા જ સમયમાં મારા હાથ નીચેના અમલદારો મારી તરફના હુકમો મેળવવાને મારી પાસે આવી પહોંચ્યા. મેં ઘટતા હુકમો બહાર પાડ્યા અને સાંજના પચાસ અંગરક્ષકો સાથે રાખીને હું શહેરમાં ફરવા નીકળ્યો. જે જે બરાખોમાં લશ્કરી ટુકડીઓ રહેતી હતી, ત્યાં જઈ મેં જાતે તપાસ કરી, અને રાત્રે શહેરી પોલીસ માટે પણ યોગ્ય બંદોબસ્ત કર્યો. આગ્રા શહેરના દરવાજા રાત્રે બંધ રાખવામાં આવતા હતા; પરંતુ જેમને શહેરની બહાર જવું આવવું હોય તેને પાસ આપવામાં આવતા હતા; અને તે જ પ્રમાણે જેટલી સંખ્યામાં આગળ આપવામાં આવતા હતા તેટલાને માટે

મેં હુકમ કર્યો: કાંઇક વિશેષ પણ કર્યું. ઔરંગઝેબ ને મુરાદબખ્શ શહેરની બહાર પોતાના મહેલોમાં રહેતા હતા. તેમને માટે પણ મેં હુકમ કાઢયા કે, જો તેઓ મધરાત પછી વીસ કરતાં વધારે માણસોના રસાલા સાથે આવવા માંગે તો તેમને અટકાવવા અને જયાંસૂધી મારો લેખીત હુકમ તેઓ મેળવે નહીં, ત્યાંસૂધી તેમને દાખલ થવા દેવા નહીં. આ પ્રમાણે મારા દરજ્જાની રૂયે જે કરવું જોઇતું હતું, તે કરીને હું મારે મકાને, છેક દીવાબત્તી પછી, પાછો આવ્યો. કાંઇકિ નાસ્તોપાણી કરી, મારો હુકો ગગડાવતો, પેલી બુઢ્ઢીની વાટ જોતો હું બેઠો.

છેક અંધારું થયું, એટલે તરત જ સુલેમાન, ઝઇનાને મારી પાસે લાવ્યો અને મને સાથે આવવા કહ્યું. મને વિચાર આવ્યો કે, કંઈ નવુંજૂનું તો ન બને–પણ માત્ર તે એક જ પળ–આ ડોશી મને ફસાવતી તો નહીં હોય! પણ આ વિચાર તરત જ મારા હૃદયમાંથી દૂર થયો, અને મારા શત્રુના ભુવનમાં કોઈ પણ જોખમે જવા ઠરાવ કર્યો. પેલી ડોશી આગળ ને હું પાછળ–એમ કેટલીક મીનીટ મુંગા મુંગા ચાલ્યા બાદ, અમે એક ભોંયરામાં દાખલ થયાં. ત્યાંથી થોડેક સુધી સીધાં ચાલતાં એક ખૂણામાં નાનો સરખો દાદર દેખાયો. અમે તે દાદર ઉતરી વળી, એક બીજા ભોંયરામાં આવ્યાં. મારા મનમાં આ ડોશી વિશે કાંઇક શંકા ઉત્પન્ન થઈ અને લાગ્યું કે, શું એ મને ફસાવવા માંગે છે? તે દદા મારા મનમાંનો ભય પામી ગઈ; તેથી તે તરત જ બોલી, "સાદીક સાહેબ! હું ધારું છું કે, એક માણસ પોતાની પ્રિયાને મળવા જતો હોય, તો વચ્ચે નડતી મુશ્કેલીઓને તે બીલકુલ ગણકારશે નહીં; ખરું કે ની?"

મેં કહ્યું; "હા, તે તો ઠીક. પણ મને તું કહે કે, પેલી હરણુ જેવી આંખોવાળી હુરી, કે જેને મેં આરસામાં જોઈ હતી, તે જ મને મળશે કે નહીં?"

ઝઇના–તું મુંગો મુંગો મારી પાછળ ચાલ.

"અરે ઓ લુચ્ચી! ખોદાના નામથી હું તને કહુ છું કે, જો તુ કાંઇ દગો રમશે તો–"

ઝઇના–ઠીક મારા મહેરબાન, જો તમને બીક લાગતી હોય તો પાછા ઘેર જઇને હુકો ગગડાવો. તમે આ પ્રમાણે જ લશ્કરના વડા છો કે? તમારે ચાલવું હોય તો ચાલો અને નહીં તો આ રહ્યો તમારે પાછા ફરવાનો રસ્તો.

"ઠીક, ઠીક, લે ચાલ હવે આગળ;" આમ કહીને અમે આગળ વધવા માંડયું. થોડેક આઘે ગયાં, એટલે એક ખૂણામાં નાનું લોખંડનું બંધ બારણું અમારી નજરે પડયું. આ બુઢ્ઢીએ પોતાની પાસેની

કુંચીથી તે ઉઘાડી મને અંદર લઈ ગઈ. પછી મારી સામું જોઇને ધીમેથી બોલી; "જો તને તારી જીંદગીની કીંમત હોય તો તદ્દન મુંગો રહેજે." આમ કહી થોડેક છેટે જતાં એક પત્થરની સીડી દેખાઈ, જેપર થઇને અમે એક મોટા વિશાળ ઓરડામાં આવ્યાં. મને લાગ્યું કે, હું જનાનખાનામાં દાખલ થઇ ચૂકયો છું. પછી મને ત્યાં જ ઉભો રાખી ઝઇના જોડેના ઓરડામાં ગઈ. તે પાછી આવી મને જોડેના ઓરડામાં આવવા ઇશારત કરવા લાગી. ત્યાં જતાં એક શણગારેલા દીવાનખાનામાં આવ્યો. અહીંયા એક સ્ત્રી બુરખો નાંખીને નજીકના ચપરંગપર બેઠી હતી. મને આ ઓરડામાં મૂકીને પેલી ઝઇના તો તરત ચાલી ગઈ, એટલે હું અને તે બુરખાવાળી સ્ત્રી એકલાં જ રહ્યાં. એક ક્ષણભર હું થોભ્યો, અને મારી પ્રિયાને મળવાની આતુરતામાં હું પેલી સ્ત્રી નજીક ગયો, અને એક પરીચ્હેર નાજનીનની પાસે આવવાથી હું ઘણો ખુશી થયો છું, એમ તેને જણાવતાં, હું ખોદાના શુક્ર ગુજારવા લાગ્યો.

પણ તે બોલી ઉઠી કે, "ઓ સાદીક! હું હમેશાં આ બુરખો મોંપર રાખી મૂકું છું, તો કહે તેં મને કયાં અને કેવી રીતે જોઈ?"

"હા, તેમ હશે. પણ આ આંખોનો ઝળકાટ મારા હૃદયપર એકવાર પ્રકાશ પામ્યો છે; અને—"

"શું? કયારે"

"આપ શા માટે આવા પ્રશ્નો પૂછો છો?"

"કારણ કે તમે ખચીત ભૂલ કરો છો!" આટલું કહેતાંની સાથે જ તેણે પોતાના મોંપરનો બુરખો ખેંચી કાઢ્યો, અને તરત જ મેં મારી ભૂલ જોઈ. આ મારી હૃદય રમણી નહોતી, પરંતુ પેલી જાજરમાન બેગમ સાહેબ હતી. મારી ભૂલ જોઇને ખડખડાટ હસી પડી. પણ સાથે સાથે તે બોલી કે, "સાદીક, ગભરા નહીં. આપણે મિત્ર છીએ. મારી મદદથી જ તું તારી વહાલીને જોઈ શકશે."

બેગમ સાહેબના સ્વભાવથી હું જાણીતો હતો. કોઈ પણ દીવસ એ પરગજુ કામ કરે એ બને જ નહીં, અને મારી આ મુલાકાતમાં પણ એનો કાંઈ ઉંડો ભેદ હોવો જોઇએ એમ મેં ધાર્યું. મારો કાંઈ ઇલાજ નહોતો, તેથી એ જે કહે તે હાજીહા કરવું, એમ મનમાં ઠરાવ્યું! અને તે હમણાં કરવા વિચાર્યું. મેં તેની મદદ માટે ઉપકાર માન્યો, અને રાજ્યભક્તિની જે કાંઈ આડે આવે, તે શિવાય દરેક વસ્તુમાં તેને મદદ આપવા મેં જણાવ્યું. આહા! મારા ઉપર પ્રમાણે બોલતી વખતે એની આંખ જરા ચમકી, પણ તે ચમકારો માત્ર વીજળીના પ્રકાશ જેવો જ લાગ્યો. તે તરત હસી, અને મને કહેવા લાગી, "સાદીક, તારું કહેવું ખરું છે. જે રાજાની મરજી

તેજ મારી મરજી! શાહજહાન તને જે હુકમ કરે તે તારે માન્ય કરવો જ જોઇએ. વળી તું એમ નહીં ધારતો કે, હું જે કાંઈ કરું છું તેમાં મારો કાંઈ હેતુ હોય છે. પણ તું જે કાંઈ કરે તેમાં હમેશાં સાવધ રહેજે."

"નામવર બાનુ! આપના કહેવા મુજબ હું હમેશાં સાવધ રહ્યો છું અને રહીશ. બનતાં સૂધી કોઈ પ્રકારની ખટપટમાં હું પડતો નથી. તે છતાં ગમે એવો સાવધ પુરુષ પણ કોઇવાર લાલચમાં લપટાઈ જાય છે, અને તેને લીધે—"

"બસ, બસ! એક સુંદરીની માત્ર આંખો જોતાં જ તું તારી ફરજ ભૂલી જાય એમ હોય, તો મહેરબાની કરી અત્રથી પાછો જા. કારણ કે અમે એમ માનતાં હતાં કે, જેવી તારી માશુક તારે માટે ઉત્સુક છે, તેવો જ તું પણ ઉત્સુક છે, અને તું તારા પ્રેમમાં ટકી શકશે."

"હેં, શું કહ્યું? તે પણ મારી માફક—"

બેગમ સાહેબ વચ્ચે બોલી ઉઠી; "સબર! મેં જોઇએ તે કરતાં તને વધારે કહ્યું છે. પેલી ઝઇનાની સાથે તું પાછો જા. તારી રાજ્યભક્તિમાં આડે આવવાનો ખોદા મને વખત નહીં આપે."

"શાહઝાદી-આપ ઉંધું સમજો છો! જેની છબી મારા હૃદયમાં કોતરાઈ રહી છે, તે મેળવવા હજારો જીંદગી આપવા હું તૈયાર છું."

"ઠીક ત્યારે!" તેણે ચાલુ રાખ્યું. "તારા ઢંગધડા વગરના ભયને લીધે આપણે ઘણો વખત નકામો ખોઈ નાંખ્યો છે. પણ હવે ચાલ, ઉઠ, અને મારી પાછળ આવ;" આ પ્રમાણે તે બોલી આગળ ચાલી અને જોડેનું એક બારણું ઉઘાડી, ત્યાં આગળ પોતે ઉભી રહી. મેં નજીક આવતાં જ અંદરના પલંગપર એક સર્વાંગ સુંદરી કે જેને માત્ર પોતાની આંખોથી જ મને ભુરકી નાંખી હતી, તેને સુતેલી જોઈ. તેના ખોળામાં એક મોટી ઇરાની બીલાડી રમતી હતી અને પોતાની શેઠાણી સામું જોયા કરતી હતી.

જેવાં અમે ઓરડામાં દાખલ થયાં, કે બેગમ સાહેબ, ગુલાબની (મારી પ્રેમની મૂર્ત્તિ-પેલા બુરકંદાઝખાનની ભત્રીજી) પાસે જઈ, કાંઈ ધીમેથી બોલવા લાગી—

તેઓ એટલાં ધીમેસથી બોલતાં હતાં કે, હું તેમાંનું કશું સાંભળી શકયો નહીં. પણ જેવી તેમની વાત પૂરી થઈ રહી કે તરત બેગમ સાહેબ મારી પાસે આવી કહેવા લાગી કે; "મારી પાછળ આવ;" આમ કહી મને ગુલાબની પાસે તેડી ગઈ, અને તેને કહેવા લાગી કે; "ગુલાબ! જેને માટે આપણે મગરુર થવું જોઇએ, એવા આ સાદીકને હું તારી પાસે લાવી છું!" આટલું બોલી તે ત્યાંથી તરત ચાલી ગઈ. પણ બેગમ

સાહેબે કાનમાં જે વાત કરી હતી, તેથી ગુલાબના મનમાં ઘણો ગુંચવાડો થયા કરતો મને જણાયો. તેને પોતાની સ્વસ્થતા જાળવી નહીં શકવાને લીધે તે પોતાનો બુરખો પણ બરાબર રાખી શકી નહીં.

મેં તરતજ તેને કહ્યું; "ગુલે ગુલાબ! આવા સુખની મેં સ્વપ્ને પણ આશા રાખી નહોતી. જોકે આજે તારો સુંદર ચ્હેરો જોવાને હું ભાગ્યશાળી થયો નથી, તે છતાં હું તારી પાસે આટલો નજીક આવી ઉભો રહી શકીશ, એવું મારા નશીબમાં છે નહીં, એમ હું માનતો હતો. પણ ઇશ્વરનો ઉપકાર! આજે મારી ધારણા ખોટી પડી છે. પ્રીયે! તું કેમ ધ્રુજે છે? શું હું અત્ર આવ્યો, તે તને ગમતું નથી? જો તેમ હોય તો મને કહી દે, અને માફ કર. ગુલાબ, દીલે આરામ ગુલાબ! તું એકવાર પણ બોલ, અને તારા મનનો ખુલાસો કર."

કેટલીક મીનીટ તે ચૂપ રહી. પછી ધીમે સાદે બોલી; "હું નહોતી જાણતી કે મારા દીવાનખાનાની સામે કોણ રહે છે. ભૂલમાં હું જાળી આગળ ઉભી રહી, અને તેથી તમારે જે મુશીબતમાં ઉતરવું પડયું હતું, તે માટે તમારી માફી માગવાનો વખત આવ્યો છે, તેથી હું ખુશી થઈ છું. મારી અવિચારી વર્ત્તણુકને લીધે તમે બાદશાહની ખફ્ગીમાં આવી પડ્યા હતા, તેથી હું ઘણી દલગીર છું. મારી ભૂલને માટે માફ કરો."

"આહ ગુલાબ! કદાચ આ ભૂમિના સર્વે રાજ્યકર્તાઓએ મને બોલાવ્યો હોત, તોએ આ તારી આંખો મારાપર જે જાદુ કરી શકતે, તેથી વધારે ગંભીર ફરજો ક્ષણમાં ભૂલી જતે."

"પણ, શું તમે રાજાની મહેરબાની પાછી મેળવી શકયા છો?"

"હા, પ્રીયે! રાજાએ મને ધાર્યા કરતાં પણ વધુ માન આપ્યું છે?"

"અલ્લાહરહીમ!" મારા સુખમાં સુખી ગુલાબ બોલી.

"શું? મારા સુખમાં તું ભાગ લે છે?"

ગુલાબ—શા માટે નહીં? જ્યારે મારી મૂર્ખાઇને લીધે—

"વલ્લભે! મૂર્ખાઈ નહીં કહે. તેજ કારણને લીધે તો હું આજે પરમ સુખ મેળવી શકયો છું."

"સાદીક! શું તમે જાણતા નથી કે, અત્રે આવવામાં કેટલું જોખમ સમાયલું છે?"

"અરે તારું સૌંદર્ય જોવાને ગમે તે દુશ્મન હો, ગમે તે ભય હો, છતાં પણ"—

"ચૂપ ચૂપ! વધારે બોલો નહીં, કોઈ સાંભળશે, મહેરબાની કરી હવે ચાલ્યા જાઓ."

"ના, ના. ફરીથી તારાં દર્શન કરવાની કંઈ પણ આશા મેળવ્યા વિના હું અત્રથી જનાર નથી. બોલ, પ્રીયા, કાલે રાત્રે હું તને મળીશ કે નહીં?"

"હું આશા આપી શકતી નથી. આશા આપવાનું પેલી જુલ્મગાર બેગમ સાહેબના હાથમાં છે."

"કાંઈ ફીકર નહીં. ત્યારે બેગમ સાહેબ મારી મિત્ર થઈ છે. કાલે હું જરૂર આવીશ. ખોદા તારા નાજુક બદનનું રક્ષણ કરો!"

આટલું બોલી હું ઉઠીને બારણા આગળ ગયો કે, તરત બેગમ સાહેબ આવી પહોંચી અને મને પોતાનાં દીવાનખાનામાં લઈ ગઈ, જ્યાં આ મુલાકાત કરાવી આપવાને માટે મેં તેનો ઘણો આભાર માન્યો અને ફરીથી ગુલાબને મળવાની રજા માંગી. બેગમ સાહેબે પોતાનું માથું ધુણાવતાં કહ્યું; "વચન તો આપતી નથી, પણ તું મુંગો અને સાવધ રહેજે. જો ઝઇના તને કાલે બોલાવવા આવે, તો તું આવજે!" આટલું કહી તેણે બે તાળીઓ પાડી, કે તરત પેલી બુઢ્ઢી ત્યાં આવી. તેની સાથે આગળની માફક ભોયરાઓમાં થઇને હું બાગમાં આવ્યો; અને ત્યાંથી ફરી એકવાર મારા ઘરમાં આનંદ જીવે દાખલ થયો.

---

## પ્રકરણ ૬ ઠું.

## ફરી મુલાકાત.

A thing of beauty is joy for ever;
.........Nothingness.

*Keats' Endymion.*

બીજી સવારે મારું રોજનું કાર્ય કરીને વખતસર નામદાર શહેનશાહને કુરનેશ હું બજાવવા દરબારમાં ગયો, અને તે નામદારને રોજની માફક સલામ કરીને, ગઈ કાલે મને જે મોટું માન અને ઓહ્દો બખ્શવામાં આવ્યો હતો, તે માટે તેમનો ઘણો ઉપકાર માન્યો. તે નામદારે કાંઈ ઉત્તર આપ્યો નહીં. મારા પિતા તરફ નજર કરતાં, તેમનો ચહેરો આજે કાંઈ વિચિત્ર માલમ પડતો હતો. જાણે કબરમાંથી ભૂતનું દર્શન કેમ થતું નહીં હોય, એમ મને લાગ્યું. શાહજહાન અથવા તો મારા પિતા તરફથી કાંઈ આજે જાણવા જેવું મળે એમ મને લાગ્યું નહીં; તેથી હું બાજુએ ખસીને મારી જગ્યાએ જ ઉભા રહ્યો—

ઘણો વખત નહીં થયો હશે, એટલામાં દરબાર ખલાસ થયો, ને મારા પિતા મારી પાસે આવી, રાત્રે શહેર બહાર જવાનો પાસ માંગવા લાગ્યા. મેં તે ખુશીથી આપ્યો, કારણ કે હું સહજ અનુમાન કરી શકયો

કે, આજ રાત્રે પણ તે બહાર રહેશે, એટલે મને મારા કાર્યમાં અડચણ નડશે નહીં. પાસ આપ્યા પછી તરત જ હું ઘેર આવ્યો અને સાંજ સૂધીનો વખત આમતેમ લટાર મારવામાં પસાર કર્યો.

ક્યારે ઝુઇના આવે, મને તેડવા આવશે કે નહીં, બેગમ સાહેબના મનમાં શું હશે, વગેરે વિચારોથી ઘેરાયલો હું બાગમાં જઇને બેઠો. એક પતંગિયું જેટલી આતુરતાથી દીવાની વાટ જોતું હશે, તેટલી જ આતુરતાથી હું ગુલાબને મળવા માંગતો હતો. મારા સુભાગ્યે થોડા જ વખતમાં ઝુઇના પાણી ભરવાને બહાને પેલા ફુવારા પાસે આવી, મને ઇશારત કીધી. હું તરત જ તેની પાછળ ગયો, અને ફરી એકવાર બુરકંદાઝના જનાનખાનામાં હું આવી પહોંચ્યો.

મને આવકાર આપવાને બેગમ સાહેબ તૈયાર જ હતી અને મને જોતાંની સાથે જ સ્મિતહાસ્ય કર્યું. હું પણ બડો હોશીયાર હતો, એટલે તેને જોતાં હું એકદમ ધુંટણીએ પડ્યો, ને મારાપર જે મહેરબાની બતાવી હતી, તે માટે તેનો દીલોજાનથી ઉપકાર માનવા લાગ્યો. તે હસી, મને ઉઠાડ્યો, અને ગુલાબનાં ઓરડામાં મને તેડી ગઈ. પણ ગુલાબને ત્યાં બેઠેલી નહીં જોવાથી, હું કાંઇક વિસ્મય પામ્યો. પણ બેગમે તરત જ મને કહ્યું કે, તમારે ખોટી થવું પડશે નહી, હમણાં ગુલાબ આવશે.

એક ક્ષણમાં જોડેનું બારણું ઉઘડ્યું, અને મારી વ્હાલી ગુલાબ, મારા આવ્યાની કાંઈ ખબર તેને નહીં હોવાને લીધે, કાંઇક હસ્તી હસ્તી, પોતાનાં માનીતાં ફુલ ગુલાબનો દડો ઉછાળતી ઉછાળતી દાખલ થઈ. પોતાનો બુરખો મોંપર નહોતો, પણ ખભાપર લટક્યા કરતો હતો. પણ જેવો તેણે મને જોયો કે, બુરખો મોંપર નાંખ્યો, અને ગંભીર પગલે આવી પોતાના ચવરંગપર બેઠી અને જાણે કાંઈ બન્યું જ નહીં હોય તેમ બેગમ સાહેબ સાથે ધીમે ધીમે વાતો કરવા લાગી. આહ! એક ક્ષણભર હું વધારે જોઈ શક્યો હોત, તેના બુરખાએ તેનું મોં ઢાક્યું નહીં હોત, તો હું કેટલો ભાગ્યશાળી થાત. પણ કમનસીબ હું! એકદમ તેની નજરે પડ્યો, અને તેની નિર્દોષ રમત જોઈ શક્યો નહીં. તેનું ચંદ્ર જેવું મોં નિરખી શક્યો નહીં. પણ હું આ પ્રમાણે વિચાર કરતો હતો, એટલામાં બેગમ સાહેબ પોતાની વાતો પૂરી કરી, ચાલતી થઈ, ને પછી તરત અમે મીઠી મીઠી વાતો કરવા લાગ્યાં. જેમ જેમ હું વાતમાં મશગુલ થતો ગયો, તેમ તેમ હું આસપાસનું ભાન ભૂલતો ગયો. એક કેફી માણસની માફક હું ઘેલો થઈ ગયો—હા, હું પ્રેમઘેલો થયો! મેં ગુલાબને વિનતિ કરી, ઘુંટણીએ પડ્યો, કે એકવાર—માત્ર એકજવાર તારો બુરખો ઉંચો કરી તારો ચ્હેરો જોવા દે. મારી વિનતિ સફળ થઈ. તેણે તરત જ

પોતાનો બુરખો આરતેથી ઉંચો કર્યો, અને મેં શું જોયું? શું આ દુનિયાની એક સ્ત્રી કે સ્વર્ગની અપ્સરા? શું લોકો જેને કાળી આંખોવાળી હુરી કહે છે, જે મૃત્યુ પછી નેક કામ કરનારાઓને જ મળે છે, તે હુરી જ કે કોઈ બીજી? સુખનો સ્વાદ લેવાની મારી લાલચ વધી. માત્ર એક જ પળ. મેં તેને બાથમાં લઈ ચુંબન કરવા ઇચ્છયું. પણ મારી અકલ તરત જ ઠેકાણે આવી. તેણે મારી આવી સ્થિતિ જોઈ, કાંઇક નારાજ થઈ હોય, એમ છણકાથી બતાવ્યું. હું ચૂપ રહ્યો.

અમે બીજી વાતે વળગ્યાં. ગુલાબે કહ્યું કે રોશનઆરા બેગમ બુરકંદાઝને ઘણું ધીક્કારતી હતી. બુરકંદાઝે રાજકીય ખટપટોમાં દારાનો પક્ષ લીધો હતો, ત્યારે તેની સ્ત્રી તે શાહઝાદી રોશનઆરાએ, ઔરંગઝેબનો પક્ષ લીધો હતો અને તેથી ધણી ધણીયાણી વચ્ચે હમણાં બીયાબારું ચાલતું હતું. મેં ગુલાબની વાતમાં માત્ર હુંકારો જ પૂર્યા કીધો. કારણ કે મને લાગ્યું કે, તે રાજકીય બાબતોમાં મારો મનોભાવ શું છે, તે જાણવાની તે ખાહેશ રાખતી હતી. પણ જ્યાં પ્રેમ હોય ત્યાં બીજી ખટપટો શામાટે જોઇએ? આ વિચારથી મેં તરત જ વાત ફેરવી નાંખી! અમે પ્રેમમાર્ગમાં ઉતરી પડ્યાં.

મેં જોયું કે ગુલાબ પોતાની હાલની અવસ્થામાં તદ્દન નિરાધાર હતી. બંને બેગમોના હાથમાં રમકડાં જેવી હતી. કોઇને પણ આ નિર્દોષ બાળાને માટે પ્રેમ નહોતો. દરેક જણ પોતાના સ્વાર્થને માટે તેને પોતાનું હથિયાર બનાવવા માંગતા હતા. રોશનઆરા મારી આ મુલાકાતોથી અજાણી હતી, પણ બેગમ સાહેબ વધારે લુચ્ચી હોવાથી મને રાજ્યભક્તિ સાચવીને, પણ હોશીયારી અને સાવચેતીની ચેતવણી આપી, પોતાના પક્ષમાં મને લેવા ઇરાદો રાખતી હતી—"તે ગમે તેમ હો;" મેં ગુલાબને કહ્યું "મારે તો એનો જ ઉપકાર માનવાનો છે કેની? એ નહીં હોત તો આપણી મુલાકાત આટલી સહેલી કેમ થઈ પડત?"

"હું પણ એટલું જ માગું છું કે, તે સ્વાર્થ વગર આપણને મદદ કરનારી થઈ પડે. પણ જે આનંદ અને સુખ હું મેળવવા માગું છું તે—" આટલું બોલતાં જ તે ચૂપ થઈ ગઈ, ડચકીઆં આવવા લાગ્યાં, અને આંખમાંથી અશ્રુનાં ટીપાં પડવા લાગ્યાં.

"વહાલી ગુલાબ! આપણી જીંદગીમાં હું આ એક સુખી પળ ગણું છું. તો તું વચન આપવામાં શામાટે બીહે છે?"

"શાનું વચન?" તરત જ પોતાનું મોંડું લુછતાં, હસીને તે બોલી.

હું મુંગો રહ્યો અને માત્ર તેના જ સામું જોઇ રહ્યો. હું શું કહેવા માંગતો હતો, તે એ સમજી ગઈ, અને મને કહેવા લાગી; "હું તો એમ

કહેવા માંગતી હતી કે બેગમના હેતુઓ શું છે, તે આપણે જાણતાં નથી. પરંતુ સ્વાર્થ વગર તે કોઈ દિવસ કામ કરતી નથી. તેથી મુલાકાત કરાવવામાં તે જે હોંસ ભર્યો ભાગ લે છે, તેથી તેના સ્વાર્થની બીક આપણા આનંદમાં ભંગ પાડે છે."

"ગુલાબ, તું ફીકર કરતી નહીં. મને જો એકવાર તારું વચન મળે તો પછી, એના જેવી એક તો શું, પણ હજાર શાહજાદીઓ આપણા પ્રેમમાં નડતર નાંખી શકશે નહીં. તારા પ્રેમમાં હું એવો આંધળો-ભીંત બન્યો છું, કે તારા શિવાય હું ચારે પાસ માત્ર અંધારું જ જોઉં છું."

મારા શબ્દો સાંભળી તે શરમાઈ ગઈ. વધારે કંઈ પણ બોલી શકી નહીં. બીજી રાતે તે મને મળશે કે નહીં, તેના ઉત્તરમાં પોતાનું માથું ધુણાવ્યું, એટલામાં બેગમ સાહેબ, ઓરડા આગળ આવી મને ચાલ્યા જવા ઇશારત કરી. આહ! એટલામાં કેટલો વખત વીતી ગયો? મને તો એમ જ લાગ્યું કે, હજુ હું તો હમણાં જ આવ્યો છું, અને તેટલામાં મારે વિખૂટા પડવાની ફરજ પડી. મારી વિહ્વળતા જોઈ, બેગમે મને આશ્વાસન આપતાં કહ્યું; "કે કાલે રાત્રે ઝઇના બોલાવવા આવશે, તેની સાથે તું ગુલાબને મળવા ભલે આવજે." ઉત્તરમાં માત્ર ઉપકારના શબ્દો જ હું બોલી શક્યો. થોડાક વખતમાં ઝઇના મને મારા મુકામપર મૂકીને ચાલતી થઈ.

આ પ્રમાણે લાગલાગટ સાત રાત સૂધી હું મારી ગુલાબને મળવા ગયો, અને તેની મુલાકાતથી મને જે સુખ ઉપજતું, તે તો માત્ર અનુભવી જ સમજી શકે.

---

## પ્રકરણ ૭ મું.

### બાદશાહી ફરમાન.

મારી સાત દિવસની મુલાકાત દરમ્યાન ખાસ અવનવો બનાવ કાંઈ બન્યો નહોતો. પણ એક વસ્તુ સામાન્યતઃ સર્વેના મુખપર માલમ પડતી હતી. દરિયામાં તોફાન થવાનું હોય ત્યાર પહેલાં જેમ વાદળાં ઘેરાય છે અને આકાશમાં કાળો ઘેરો ભુરો રંગ માલમ પડે છે, તેમ જ બધાંઓ જાણે શું બનવાનું છે તે જાણતાં હોય, પણ કહેવાં માંગતા નહીં હોય, તેવું રૂપ ધારણ કરી ફરતાં હતાં. તોફાન થશે, એમ બધાંને લાગતું હતું. પણ કઈ દિશામાંથી આવશે ને કયારે આવશે, એ કોઈ કહેતું નહોતું. અધુરામાં પૂરું, મારા પિતા મને કેટલીક ખાનગી વાતો કરવા આતુર હતા. તેઓ પણ તે નહીં કહેતાં, હમેશાં મુલતવી રાખ્યા કરતા હતા.

આ પ્રમાણે સાત દિવસ પૂરા થયા ત્યાંસૂધી મારે શાહજહાન અથવા તો મારા પિતા સાથે કાંઈ વાત થઇ નહીં. પરંતુ બીજે દીવસે દરબાર

ખલાસ થયો કે, તરત જ તે નામદારે મને પોતાનાં ખાનગી દીવાનખાનામાં આવવા ઇશારત કરી અને જેવો તે ગયો કે તેની પાછળ હું પણ એનાં દીવાનખાનામાં દાખલ થયો. ત્યાં જઇને કુરનેશ બજાવી હમેશની માફક મેં મારી રાજ્યભક્તિ બતાવી.

તે નામવરે મને તરત કહ્યું, "તે તો ઠીક. પણ તારી વફાદારીની કસોટી કરવાનો પ્રસંગ નજીક આવે છે, માટે તું તૈયાર રહેજે! અમને ખબર મળી છે કે, અમારા ચારે પુત્રો ગુપ્ત રીતે ખટપટો કરતા રહ્યા છે, અને તેમાંનો દરેક જણ અમારું તાજ છીનવી લેવાનો વિચાર રાખે છે;" આ સાંભળી હું ચમકયો.

શાહજહાને ચાલુ જ રાખ્યું; "હા. એ વાત તદ્દન સાચી છે અને તારે હવે એકાએક સપાટો મારી, તેમની સર્વે મહેનત ધૂળધાણી કરવાની છે. સાદીક! તું હમેશાં કહે છે કે, તું કોઈ પણ અમૂક પક્ષનો નથી. ભલે, હમે તે માનીશું; પણ તારે તે સાબીત કરી આપવું પડશે. તારે માત્ર હમારો જ હૂકમ માનવો અને નીમકહલાલીથી વર્તવું."

જે દીવાનખાનામાં અમે બે જણા હતા, તે કાંઈ ઘણું મોટું ન હોતું. વળી તેની ભીંતો ઘણી જાડી હતી, તથા તેને માત્ર એક જ દરવાજો હતો, જે અમે અંદર આવ્યા ત્યારે બંધ કરતા આવ્યા હતા. તેથી અમારી વાત કોઇ સાંભળે એવી બીલકુલ દહેશત નહોતી. તે છતાં આ વહેમી શાહજહાન પોતાની ખુરસીપરથી ઉઠી મારી પાસે આવી કાનમાં કહેવા લાગ્યો; "દરેક શાહઝાદાને પકડી કેદ જ કરજે!" આટલું કહી તેણે મારો હાથ પકડી સજ્જડ દાબ્યો અને ઉપલા શબ્દો સાંભળી મને કેવી લાગણી થાય છે, તે જોવા મારી સામું ટગર ટગર જોવા લાગ્યો. અલબત એનાં વચનો સાંભળી મને અચંબો લાગ્યો, કાંઈક ગભરાયો પણ ખરો; પરંતુ તરત સમયસૂચકતા વાપરી મેં જવાબ દીધો; "આપ નામદારની જે મરજી થઈ, તે મારે પાળવી જ જોઇએ."

તેણે ઉત્તર વાળ્યો, "ઠીક છે ત્યારે. અમે ખુશી છીએ કે એક બીકણ છોકરા સાથે હમે કામ પાડતા નથી. પણ સાદીક! તું ધ્યાનમાં રાખજે કે બધા શાહજાદાઓ એકી વખતે જ કેદ થવા જોઇએ. તેમની તરફ ખરાબ વર્તણુક ચલાવતો નહીં, પણ તેમને બરાબર ચોકીમાં રાખીને ગ્વાલીઅરના* કીલ્લામાં લઈ જજે."

* મોગલ શાહનશાહોના વખતમાં ગ્વાલિયરનો કિલ્લો અગત્યનું મથક હતું. બાદશાહી કુટુંબના માણસોને કેદ કરી રાખવાનું આ સ્થાન હતું. મોગલ બાદશાહોના વખતમાં જે જે મુસાફરો હિંદમાં આવી ગયા હતા, તેઓ દરેક જણ આ જાણીતા કિલ્લા વિશે ઇસારો કર્યા વિના રહ્યા નથી.

"શું ? ગ્વાલીઅરના ?" હું મારી અજાયબી છૂપી રાખી શકયો નહીં.

"હેં, તને શું બીક લાગે છે કે ?" શાહજહાને પૂછ્યું.

"બીલકુલ જ નહીં, મારા ખુદાવિંદ."

શાહજહાન—અમે તારી મતલબ સમજી ગયા છીએ. તું એમ ધારતો હશે કે, અમે તેમને મારી નાંખવા ઇચ્છીએ છીએ. પણ ના, તેમ નથી. આ પગલું ભરવાનું કારણ માત્ર અમારી અને તેમની જીંદગી સલામત રાખવા માટે જ છે. આખું લશ્કર તારા તાબામાં છે. તારી મરજીમાં આવે તેમ તેનો ઉપયોગ કર, પણ મારી આજ્ઞા પાળવામાં જરા પણ ચૂકતો નહીં."

હું બોલવા જતો હતો, એટલામાં તે નામવર બોલી ઉઠયો; "અમારી તરફનું શાહજાદાઓને પકડવાનું ફરમાન મોહર સાથે તને થોડાક વખતમાં પહોંચાડવામાં આવશે, અને તે મળે કે કાંઈ પણ ઢીલ વગર તારે તારા કામની શરુઆત કરવી." આટલું બોલીને મને ચાલ્યા જવાની ઇસારત કરી. ફરી એકવાર તે નામદારને નમન કરી હું બહાર નીકળ્યો, અને જે કામ મને સોંપવામાં આવ્યું હતું, તેનો જ વિચાર કરતો કરતો હું મારે ઘેર આવી પહોંચ્યો.

મને આવ્યા ને ઘણો વખત તો થયો નહોતો, તેટલામાં એક નોકર સીલ કરેલું એક બંધ પાકીટ મને આપી ગયો, અને તે જોતાં જ હું સમજી ગયો કે, મારા પિતા મને આજે રાત્રે અમૂક જગ્યાએ જ મળવા માંગે છે. મારા પિતાને મળવા જવા વીશે હું વિચાર કરવા માંડું, તેટલામાં તો શાહજહાનનો ચોબદાર મને આવીને કહેવા લાગ્યો કે, નામદાર બાદશાહ તમને બોલાવે છે. હું તરત જ તેની સાથે મહેલમાં ગયો અને

---

આ કિલ્લો લગભગ અજિત છે. કિલ્લામાં પેસતાં એક પછી એમ ઘણા દરવાજા આવે છે. ચોથા દરવાજા પાસે પત્થરનું કોતરેલું હાથીનું પુતળું જોવામાં આવે છે. આ કિલ્લામાં એક હાકેમ હમેશાં રહે છે, જે અંદર રહેતા કેદીઓની તપાસ રાખે છે.

એવું કહેવાય છે કે, મોગલ બાદશાહના હિંદુસ્તાનમાં આવાં ત્રણ કેદખાનાં હતાં. પ્રથમ રણથંભોરનો કિલ્લો જે અસલ બુંદીના રાજ્યને તાબે હતો, પણ તે બાદશાહ અકબરને સ્વાધીન કરવામાં આવ્યો હતો. બીજો કિલ્લો બંગાળમાં રોટાગઢનો, સોન નદીના મુખ આગળ આવેલો છે; અને ત્રીજો ગ્વાલિયરનો.

જે કમનસીબ શાહજાદાઓને આમાંના કોઈ પણ કિલ્લામાં કેદ કરવાનું ફરમાવવામાં આવે છે, તેમને આશરે બે મહીના અહીં રાખવામાં આવતા, ત્યારબાદ તેમને બહાર કાઢી, પુસ્ત નામનો રસ પીવાની ફરજ પાડવામાં આવતી. પુસ્તની અસરથી તેઓ ઝાઝું જીવવા પામતા નહોતા તથા થોડા જ વખતમાં તેઓનો કાળ આવી પહોંચતો.

શાહને અસ્વસ્થ, ભયભીત અને ગભરાયલો જોયો. મને જોતાં જ તે બોલ્યો; "સાદીક ! મેં શું બધા શાહજાદાઓને પકડવાનો તને હૂકમ કર્યો છે?"

"હા નામદાર. હું એમ જ સમજ્યો છું!"

"ઠીક. અમારા ફરમાનમાં ચારેના નામ આવશે. પણ...... જો એકાદ જણ નાશી જાય તો અમે ખુશી થઇશું. તું સમજ્યો કેની?"

"મારે આપ નામવર તરફથી માત્ર નામ જ જાણવાનું છે. અને જે શાહજાદા તરફ આપ ઉદારદીલ બતાવવા માંગો છો, તે નિશ્ચય મારા હાથથી છૂટો થશે."

"વારુ ત્યારે. જો બને તો મુરાદને પકડતો નહીં. ભલે તે મોજ-શોખમાં ડૂબ્યા કરે. પણ જો તને એમ લાગે કે, તે પણ કાવતરામાં સામેલ છે, તો તેને પણ પકડવાનો અમે તને હુકમ કરીએ છીએ."

"આપનો તાબેદાર ગુલામ, શાહજાદા મુરાદબખ્શનાં કોઇપણ કાવતરાં વિષે જાણતો નથી; અને આપ નામવરના હુકમ પ્રમાણે ચાલવા હું બંધાયલો છું,"

શાહજહાન—ત્યારે ખોદાના નામથી હું તને કહું છું કે, તારે એને છૂટો જ રહેવા દેવો. જો એ પાછળથી પોતાની ફરજો ભૂલી જશે, તો એની સાથે કેમ વર્ત્તવું, તે અમે જાણીએ છીએ.

આટલું બોલી તે નામદારે મને ચાલ્યા જવાની ઈશારત કરી, અને હું મારી ગંભીર જોખમદારીમાંથી ચોથે ભાગે છૂટ્યો, એમ હરખાતો મારે ઘેર આવ્યો.

---

## પ્રકરણ ૮ મું.

## બેગમની ધમકી.

To Some she is the goddess great;
To some the milch cow of the field.
Their care is but to calculate;
What butter she will yield.

*Schiller.*

આજે મને સ્હેજ પણ ફુરસદ મળી ન હોતી. દરબારમાં જવા આવવામાં જ મારો દિવસ પૂરો થઈ ગયો. આજ મારા પિતાને મારે મળવા જવાનું હતું. તેથી જો પેલી બુઢ્ઢી ઝઇના આવે તો મારાથી આજે અંતઃપુરમાં અવાશે નહીં, એવો સંદેશો કહાવવાનો મેં નિશ્ચય કર્યો. જેવું અંધારું થયું કે નિયમ પ્રમાણે તે મારી ખુશાલી વચ્ચે આવી પહોંચી, અને તરત હું તેને એક બાજુએ લઈ જઇને ધીમેથી કહેવા લાગ્યો,

"મારાથી જે અણધાર્યાં કામો વચ્ચે આવી પડ્યાં છે, તેને લીધે ગુલાબને મળવા આવી શકાશે નહીં, અને તેથી હું ઘણો દીલગીર છું."

મારા આ શબ્દો સાંભળી તે બોલી; "નામવર સાદીક! તે ગમે તેમ હો, પણ જો તમે તેને કદીબી મળવાની આશા રાખતા હો તો આજે રાત્રે ચાલો. બેગમે ફરમાવ્યું છે કે એક મીનીટ પણ આવી જાઓ."

હું ગુંચવાયો. એ મને શું કહેવા માંગતી હશે? શું એણે બાદશાહના વિચારો જાણ્યા છે? નક્કી–બેશક. શાહજહાન પોતે આ વાત કહે જ નહીં. તેમ હોય જ નહીં. બેગમ મને કાંઈ બીજું કહેવા માંગતી હશે. ત્યારે જરાક જઇ આવવામાં શું હરકત છે? આ પ્રમાણે વિચાર કરી ઝઇના સાથે જનાનખાનામાં ગયો. અને ત્યાં જતાં જ મેં જોયું કે, બેગમ સાહેબા આતુરતાથી મારી વાટ જોતી હતી. તેણે મને જણાવ્યું કે, હું બીલકુલ ખોટી કરીશ નહીં. જો કે તમે હવે આવી શકશો નહીં એમ જાણીને ગુલાબ અતિશય શોકાતુર થશે.

જવાબમાં મેં બેગમને–ગુલાબને શાંત રાખવા વિનંતિ કરી અને કહ્યું કે, અગત્યના કામ શિવાય હું કદાપિ તેને ભૂલીશ નહીં.

"ખચ્ચીત! હું પણ દીલગીર છું; કારણ કે તમે ફરીથી ભેગાં થશો, એવી મને આશા છે જ નહીં;" બેગમે જવાબ આપ્યો.

"શું? ભેગાં થઇશું નહીં? કોણ અટકાવનાર છે?"

"સાદીક, ધીમો પડ, શાંત થા. તું જૂદો પડશે કે પાછો આવશે એ બધું તારા પોતાના જ હાથમાં છે."

હું તદ્દન મુંગો થઈ ગયો અને આશ્ચર્યથી આ દ્રઢમનવાળી, સ્વાર્થી સ્ત્રીના સામું જોવા લાગ્યો.

"હા, બધું તારા પોતાપર જ આધાર રાખે છે. સાદીક! તારે ફાવે તો તારી વહાલીનું હૃદય ચીરી નાંખજે અને તને ફાવે તો તેને સ્વર્ગનું સુખ આપજો"

"શાહઝાદી! તમે જરા વધુ ખુલાસાથી બોલો; મારે શું કરવું?"

"મને તારો મિત્ર બનાવ."

"હું આપનાપર શી રીતે ઉપકાર કરી શકું?"

"દારાને બચાવ!" તે વાઘેણ પોતાના શિકાર તરીકે મને ઝડપવા લાગી. તેના ચ્હેરાનો ભાવાર્થ ખુલ્લો હતો. જો તેનું કહ્યું માન્ય નહિ રાખું તો ગુલાબ મારી નથી! હા!

ધડકતા દીલથી મેં પૂછ્યું; "કેવી રીતે?"

"શું તું એમ ધારે છે કે, હું એક બાળક છઉં? નાદાન! રે નાદાન!"

"વજીરે બાદશાહને જે સલાહ આપી છે, તે શું હું જાણતી નથી? ખોદા, તે કાફરને જહાનમમાં નાંખો! વળી શું શાહજહાને તે કાફરની સલાહ પ્રમાણે ચાલવા ઠરાવ નથી કર્યો?

"સાદીક! તું એમ નહીં ધારતો કે, હું તદ્દન અંધારામાં છઉં. પણ જો તને મારો ખપ હોય, દારાની કાંઈ કીંમત ગણુતો હોય, અને તેથી પણ વિશેષ અને તારા મનમાં શ્રેષ્ઠ એવા ગુલાબના પ્રેમની તું કાંઇ પણ દરકાર રાખતો હોય, તો દારાને માથે આવી પડતી આફતમાંથી તેને તું બચાવી લે. તેનો એક વાળ પણ તારે વાંકો કરવો નહીં. બાકીના મારા ત્રણે ભાઇઓનું ગમે તે કર–ભલે મારી નાંખ, પણ ખબરદાર, દારાને એક આંગળી અરકાડી તો તારું"—

છેલ્લા શબ્દો તેના મ્હોડાંમાંથી નિકળી શકયા નહિ. હોઠમાંથી જ પસાર થઈ ગયા. હું તો સડક જ થઈ ગયો. મારે મારી વફાદારી તજવી, કે મારી પ્રિયાને તજવી! હાય! મારી ગુલાબ જાય તો મારો આત્મા જાય ને આત્મા વગર આ ખોળીયું શા કામનું?

મારા વિચારની દોરી તૂટી. બેગમે ચાલુ રાખ્યું. "હું કાંઈ તને સમસોગન ખવડાવતી નથી. તારો વખત કેટલો અમૂલ્ય છે, તે હું જાણું છું. કાલે રાત્રે તું પાછો આવજે. એ વિશે આપણે વધારે વાત કરીશું." તરત ઝુઇનાને બોલાવવામાં આવી અને તેની સંગે હું મારા મકાનમાં આવ્યો. એક ક્ષણ પણ ગુમાવ્યા વગર મારા પિતાને મળવા દોડ્યો.

---

## પ્રકરણ ૯ મું.

### સદુલ્લાખાન.

> Yet this inconstancy is such
> As you too shall adore;
> I could not love thee, Dear, so much,
> Loved I not Honours more.
>
> *Col. Lovelace.*

આગરા શહેરના રસ્તાઓ સાંકડા અને ગલીકુંચીઓવાળા છે. અંધારી રાત્રે આ રસ્તાઓ અને ગલીકુંચીઓમાંથી પસાર થઇને એક નાના ઝરા આગળ હું આવી પહોંચ્યો. ત્યાં લાલ શાલમાં લપેટાએલી એક આકૃતિને મેં ઉભેલી જોઈ. તેનું મોઢું તો માલમ નહીં પડયું, પણ હું સમજી ગયો કે, એ મારા પિતા છે.

"સાદીક! તું મોડો આવ્યો; કાંઈ ફીકર નહીં. હવે તું જલદી ચાલ. આપણને કોઈ દેખતું નથી અને રાત પણ અંધારી છે." આ પ્રમાણે બોલીને અમે તરત જ એક એકાંત. લાંબા રસ્તાપર થઇને. એક જાના

ભાંગ્યાતૂટ્યાં ઘરમાં દાખલ થયા. માત્ર એકજ રડતો દીવો ત્યાં બળતો હતો. મારા પિતાએ બારણાં મજબૂત બંધ કર્યાં, અને મને પોતાની સામે બેસવા કહ્યું.

તે મારા તરફ જોઇને કહેવા લાગ્યા; "બેટા સાદીક! ફક્ત મારા આગ્રહથી જ શાહજહાને તને નવાજ્યો છે. તું એમ નહીં ધારતો કે, શાહજહાન અથવા હું તને માનઅકરામ આપી ફુલની શય્યાપર બેસાડી રાખવા માંગીએ છીએ; અમારા હેતુઓ તો બીજા જ છે. તે નામવર તથા હું, તારી ભક્તિ અચળ છે એમ જાણીએ છીએ અને તેથી જ તને મોટા દરજ્જાપર એકદમ લાવ્યા છીએ. પણ હવે વખત કટાકટીનો આવી પહોંચ્યો છે અને દરેક શાહજાદાનો મનોભાવ શું છે, તે કોઇથી અજાણ્યું રહ્યું નથી. દરેક જણ શાહની ગાદીએ બેસવા માંગે છે અને અમને તો એવી બીક લાગે છે કે, પોતાના પિતાની હયાતીમાં જ તેઓ માંહોમાંહે લડી લોહી રેડાવશે; આ ખુનામરકી થાય નહીં, કોઈ પણ પક્ષ વધારે જોરાવર બને નહીં અને દરેક જણ નામવર શાહનશાહને નમતો પગે પડતો આવે, તેટલા માટેં જ આ ચારે જણાઓને પકડવા અવશ્યનું છે. સમજ્યો?"

"પિતાજી, હું તે જાણું છું અને જે માણસે શાહજહાનને આવી સલાહ આપી છે, તેને પરિણામમાં ભારે જવાબ આપવો પડશે!"

"મેં સલાહ આપી છે! મેં! જો હું રાજ્યની, શાહેનશાહની જીંદગીની અને છેવટે મારી જીંદગીની કાંઈ કીંમત ગણતો હોઉં, તો તારા જેવા છોકરાઓના અભિપ્રાયને એક કોડીની કિમતનો ગણું છું. સલાહ આપવાનું કામ તારું નથી; તને જે ફરમાવવામાં આવે તે પ્રમાણે બસ તારે કર્યા જવું! અને હું તને જે રસ્તો બતાવું, તેનાથી ઉલટો ચાલ્યો તો યાદ રાખજે, છોકરા, મોત"—

"હું શાહના ફરમાનને તાબે થવા તૈયાર છું" હું વચ્ચે બોલ્યો.

"અને તું શું તારા પિતાને બચાવવાને તારી ફરજ સમજતો નહીં હશે, કેમ?"

"પણ તે મારા હાથમાં કેવી રીતે છે?"

"ઔરંગઝેબને બચાવ! બાકી સર્વેને કેદ કર."

"હેં! ઔરંગઝેબ? પિતાજી, વહાલા પિતાજી! તમે ભૂલતા હશો. દારા કે ઔરંગઝેબ!" મેં આશ્ચર્યથી પૂછ્યું.

દાંત કચકચાવીને તે બોલ્યા, "શું દારા! ઠીક, બચ્ચા ઠીક! હું નથી ભૂલતો, તું ભૂલતો હશે. શું તું એમ ધારે છે કે, મોત અને જીવનની વચ્ચે હું ભૂલ કરું? લે હું ફરીથી કહું છું કે ઔરંગઝેબ, દારા નહીં—દારા નહીં. પણ મને બીક લાગે છે કે, તું આ કમબખ્ત દારાનો મિત્ર હોવો જોઇએ. યા ખોદા!

એક વાર આ લુચ્ચાના હાથમાં સત્તા આવે કે તરત જ આપણા બંનેનો તે ખુરદો કરી નાંખશે! બેટા! હું કહું છું તે ધ્યાનમાં રાખ. ઔરંગઝેબને બચાવ, એટલે તારા પિતાની જીંદગી, તું, માલમીલકત, સર્વે સલામત છે."

"વહાલા પૈદર! તમે શું કહો છો, તે હું બીલકુલ સમજી શકતો નથી. તમારું બોલવું તદન ભેદ ભર્યું છે, માટે મહેરબાની કરી જે હોય તે ખુલ્લા દીલથી કહો."

મારા પિતાએ કહ્યું; "લે ત્યારે હું તને બધો હેવાલ જણાવું છું. ધ્યાન દઈને બેસ ને હું કહું તે સાંભળ."

"શાહજહાને મને ઘણી મોટી લાંચ આપી અને લાલચો આપી હતી; અને તેને લીધે આ મારા પાપી હાથે (પોતાનો હાથ બતાવી) તૈમૂરના છેલ્લા વંશજોનો નાશ કર્યો ને મોગલ શાહનશાહતનું તાજ આ તારા બાદશાહ શાહજહાનના માથાપર મે મૂક્યું છે! ભાઈઓની ને ભત્રીજાઓની કતલ કરી, વગર હકનો જે હક શાહજહાન લઈ બેઠો, તેથી આખી પ્રજા તેના તરફ ધિક્કારથી જોવા લાગી, અને ચારે બાજુ તેની નિંદા થવા લાગી અને ખૂન કરવાના ગુન્હા માટે તેનાપર ખુલ્લું તહોમત મૂકવામાં આવ્યું. તેણે ગુન્હાનો ઈનકાર કર્યો, અને પોતાની નિર્દોષતા બતાવી આપવાને પ્રજાજનો સન્મુખ કસમ ખાધા કે, જો કોઈ એમ સાબીત કરી આપશે કે, અમુક માણસે તેના ભાઈ ભત્રીજાનાં ખૂન કર્યાં છે, તો તેને મોટામાં મોટી શિક્ષા ફરમાવવામાં આવશે. તેના આ કસમ છતાં હું તેને ખાનગી મળ્યો, અને મારા પરાક્રમ બદલ માન અકરામ માંગ્યાં! શાહજહાને મને કહ્યું, 'સદુલ્લા! હું તને સલાહ આપું છું કે, તું અહીંથી નાસી જા! તું માંગે છે તે તને મળશે; પણ યાદ રાખજે કે, જો કોઈ તને પકડી લાવશે તો મને કસમ પાળ્યા વગર ચાલવાનું નથી. તે વખતે તને ક્રૂર રીતે મારી નંખાવવા મને હૂકમ કરવો પડશે!' યા કરીમ! હું તે વખતે ચાલ્યો ગયો હોત તો સારું થાત! તેની સલાહ માની હોત તો કેટલું સારું થાત. પણ પૈસાના લોભે મને જવા દીધો નહીં. હું રહ્યો અને મને ખજાનચીનો ઓદ્ધો આપવામાં આવ્યો અને ત્યારપછી ધીમે ધીમે હું વજીરનો ઓદ્ધો મેળવી શક્યો છું. શાહનશાહ મારી સલાહ વારંવાર માને છે, તેનો અમલ કરે છે અને મારાં વખાણ કરે છે. પરંતુ મને નજરોનજર જોવાથી કંટાળે છે.

"હવે શાહજહાનને પુત્રો થતા ગયા. તેઓ મોટા થયા અને તેમની શાદી પણ કરવામાં આવી, અને મારી સલાહની વિરુદ્ધ તે દરેક જણને બાદશાહે મોટું લશ્કર રાખવા દીધું. તેઓએ લગભગ ખજાનો ખલાસ કર્યો, અને આજે શું પરિણામ આવ્યું તે તું જુએ છે. દરેક જણ તખ્ત અને

તાજનો લોભી થયો છે. ઘણી જ મુશ્કેલીથી હું શાહજહાનની આંખ ખોલી શક્યો છું, અને જ્યારે તે ઉઘડી ત્યારે શાહજાદાઓની દરેક હીલચાલ તરફ તે વહેમની નજરે જોવા લાગ્યો છે અને જ્યારે મેં એમને કહ્યું કે, મુખ્તીઆરખાંએ, મુરાદબખ્શને બે હજાર આદમીનું લશ્કર આપ્યું છે ત્યારે તે ચમક્યો! તે ભડક્યો! કમનસીબ મુખ્તીઆરનો જીવ લેવાનું મેં સૂચવ્યું અને તે પ્રમાણે જ થયું. મારી મતલબ મુખ્તીઆરની જગ્યા તને અપાવવાની હતી. હવે બધી રમત આપણા હાથમાં છે. લશ્કર આપણા હાથમાં, રાજા આપણા હાથમાં અને બીજા સર્વેને યમશરણ કરવા માટે પુરત* ગ્વાલીઅરના કિલ્લામાં જોઇએ તેટલો તૈયાર છે."

"અલ્લાહરહીમ! શું શાહ, પોતાના શાહજાદાઓને કેદ કરવા માગે છે?"

"ના બેટા! શાહ નહીં, પણ હું."

મેં અતિશય ભયથી તેના તરફ જોયું, પણ તે જરાએ ડગ્યો નહીં. મેં પૂછ્યું. "ત્યારે શા માટે ઔરંગઝેબને છોડી મૂકવાનું તમે મને કહો છો?"

"કારણ કે હું તેના હાથમાં છું. તે મારું ઘોર કર્મ સાબીત કરે એમ છે."

હું ચમક્યો, "એમ છે, ખંચાયો, ભડક્યો, ટગર ટગર જોવા લાગ્યો. ત્યારે શા માટે સૌથી પહેલાં એને જ નહીં ઉંચકીએ?"

"અરે! તે કળાથી એટલો તો આગળ વધ્યો છે કે, કદાચ એને કેદખાનું સેવવું પડે તોએ તે મારો ગુન્હો ઉઘાડો પાડી, મને શિક્ષા કરાવી શકે. માટે મારો વિચાર એનો પક્ષ લેવાનો છે; કારણ કે કદાચ જો મારી ખટપટથી એ મૃત્યુ પામે, તોએ એના મિત્રો એવા જબરા છે કે, તેઓ જરૂર મારો પ્રાણ લીધા વગર રહે નહીં. એથી ઉલટું, જો હું એનો પક્ષ લઉં ને મદદ કરું તો જ્યારે એ ગાદીએ આવે ત્યારે આપણને બદલો આપે. વળી કોને માલમ કે વખત આવે, જે હાથ તૈમૂરના વંશજોને મારવાને અટક્યો નથી, તે હાથ આ કમબખ્તને મારવાને ચૂકે! અને કદાચ તેમ થયું તો શું તખ્ત આપણું થઈ શકે નહીં?"

મારા પિતા આટલું બોલી ભવિષ્યની આશાપર મલકાવા લાગ્યા.

---

* પુસ્ત નામના જે રસ વિશે ઉપર જણાવવામાં આવ્યું છે તેને વિશે એમ કહેવાય છે કે, તે ખસખસને વાટી તેમાંથી બનાવવામાં આવતો હતો. જે મનુષ્ય આ રસ પીતો, તેના શરીરમાં એક પ્રકારનું ધીમું ઝેર દાખલ થતું, પોતે બેભાન થતો અને આસપાસ શું બનતું તે જાણી શકતો નહોતો.

બાદશાહી કુટુંબના કમનસીબ કેદીઓનો ગુપ્ત રીતે આ દુનિયામાંથી છુટકો કરવાનો બીજો વધારે સહેલો રસ્તો બીજો કોઇ પણ નહોતો. બહારનાં કશાં પણ જોરજુલમનાં ચિહ્ન વગર કેદી મૃત્યુ પામતો હતો!

એકદમ ખુશાલીમાં મારો હાથ પકડી જોરથી દાબ્યો. તેની મૃગજળ જેવી આશાઓ, ખટપટો, નીચ કૃત્યો વગેરે જોઇને તો હું દિગ્મૂઢ જ થઇ ગયો. "જવાબમાં મેં માત્ર એટલું જ કહ્યું કે, તેની હાલની સ્થિતિમાં હું મદદ કરી શકું, પણ ભવિષ્યને માટે હું કાંઈ એનું હથિયાર થઈ રહીશ નહીં."

"ભલે, જેવી તારી મરજી. હમણાં હું જે માગું છું તે એટલું જ કે ઔરંગઝેબપર સહેજ પણ આંગળી ઉગામતો નહીં અને જો તેં તેમ કર્યું તો તારા પિતાનું આવી બન્યું છે એમ જ જાણજે."

થોડાક વખત અમે મુંગા રહ્યા. શાહજહાને મને જે વાત કહી હતી તે મારે એને કહેવી કે નહીં, તે વિશે હું મુંઝાવા લાગ્યો. કારણ કે એકી વખતે બંનેનું માનવું બની શકે નહીં. તોડ લાવવાની મારામાં શક્તિ નહોતી, તેથી છેવટે મારા પિતાને શાહજહાન, મુરાદને છોડવા માંગે છે, તે મેં કહી સંભળાવ્યું,

તે ઉત્તર વાળવા તૈયાર જ હતા. "અરે! એ તો મૂર્ખ છે. એ એમ ધારે છે કે, મુરાદ મોજશોખમાં ગુલતાન થઈ ગયો છે, અને રાજકીય બાબતોમાં તદ્દન ભોળો છે. પણ ના, ના, સાદીક! તું તેમ ધારતો નહીં. ભોળવાતો નહીં. એ પણ બીજાની સાથે પકડાવો જ જોઇએ."

"વારુ, પણ તમે શાહજહાનને આ રસ્તે ઉતાર્યો છે, તો હવે મને જણાવો કે મારે રાજાનો હુકમ કેવી રીતે પાર પાડવો?"

"ગભરા નહીં. તેનો પણ મેં સર્વે બંદોબસ્ત કરી મૂકયો છે. મારી મતલબ કાંઈ એમ નથી કે, તારે દરેકજણનાં મહેલપર હુમલો લઈ જઇને, શાહજાદાઓને શરણે બોલાવવા. તેમ કરવા જતાં તો તેમનું લશ્કર આપણી સામે થશે; અને કદાચ આપણે હારી પણ જઇએ. ના, શાહજહાનનો વિચાર તો બીજો જ છે. બધા શાહજાદાઓને શિકારમાં પોતાની સાથે તેડી જવાને તે નામદાર વિચાર રાખે છે."

"શું, તે નામદાર પોતે?"

"હા, તે પોતે શિકારના મેદાનમાં આવશે, એટલે એનાં લશ્કરને પણ આવવાની ફરજ પડશે અને જ્યારે ત્યાં આગળ આ શાહજાદાઓ શિકાર કરતા હશે, ત્યારે તારે દાવ ખેલવાનો છે. તારે તારા લશ્કરના વિભાગ કરી નાંખવા, અને શાહજાદાઓની આસપાસ ગોઠવી દેવા—માત્ર અંગરક્ષકો બાદશાહની સલામતી માટે બસ છે."

મેં કહ્યું; "યુક્તિ તો સારી છે, પણ છૂપાં કાવતરાંઓ દરબારમાં ચાલે છે, એવું તેઓ માનતા હશે, તો તેઓ શું શિકારમાં આવશે?"

"તે તો નસીબની વાત. કદાચ એમ બને કે શુજા દારુડીઓ થઇને પોતાના મહેલમાં પડી રહે. અને જો તેમ બન્યું, તો જ્યારે બધું

લશ્કર શિકારમાં જાય, અને એ એકલો મહેલમાં પડ્યો હોય, તો પછી એના એકલાના તે શા ભાર?"

"પણ પિતાજી! તમારે જાણવું જોઇએ કે, ઔરંગઝેબને છોડી દેવામાં હું શાહનશાહના હુકમનો અનાદર કરું છું–રાજદ્રોહ કરું છું!"

"અને બચ્ચા સાદીક! મારે તને પણ જણાવવું જોઇએ કે, તેને પકડવાથી તારા બાપને તું મારી નંખાવવાની તૈયારી કરે છે. પણ જો તું ઔરંગઝેબને છોડી દેશે, તો હું કોઇપણ રીતે શાહજહાનનો ગુસ્સો શાંત પાડીશ. હું તેને એમ સમજાવીશ કે, મુરાદને પકડવાની આતુરતાથી લશ્કરમાં ગરબડ થઈ ગઈ, અને તેનો લાભ લઈ ઔરંગઝેબ નાશી ગયો! પણ જો તું આ પ્રમાણે નહીં કરે, તો પછી મારો કોણ બચાવ કરવાનું હતું? હાય, એ ખોદા! જે જીંદગી મારો બેટો બચાવી શકે એમ છે, તેને જ લીધે શું મારું મૃત્યુ થાય?"

હું જવાબ આપી શકયો નહીં. એક બાજુ શાહનો હુકમ, બીજી બાજુ બેગમની ધમકી, ને ત્રીજી બાજુ મારા પિતાની જીંદગી! એ સર્વેના ચિત્રો વારાફરતી મારું મગજ ઘેરવા લાગ્યાં. રાજ્યભક્તિ–પ્રેમભક્તિ–પિતૃભક્તિ! આમાંથી કોણ શ્રેષ્ઠ! મને કાંઈ સમજ પડી નહીં. મેં માત્ર એક લાંબો નિઃશ્વાસ નાંખ્યો.

મારા પિતાએ કહ્યું; "સાદીક! શાહનશાહની ખફગી કરતાં પણ કાંઈક વધારે અગત્યનું કારણ તારા મનમાં હોવું જોઇએ. મેં તારાથી કાંઈ ગુપ્ત રાખ્યું નથી, ત્યારે તું શામાટે તારા મનનો ખુલાસો કરતો નથી? બોલ, તેં શું દારાને મદદ આપવા વચન આપ્યું છે, કે મુરાદ શિવાય બીજા કોઇને તું બચાવવા માંગે છે?"

"મુરાદ શિવાય બીજા કોઇને સારુ મેં વચન આપ્યું નથી; અને હું મારા રાજાને જ એકલો વફાદાર રહેવા માંગતો હતો. પણ બીજા સંબંધો—"

"અને તે બીજા સંબધો હું સાંભળવા માંગું છું!"

"અને તે મારા પિતાનો સંબંધ!"

"ઠીક, તે એક સંબંધ થયો. બીજો કયો સંબંધ? સાદીક તું મારાથી કંઇ પણ છૂપાવી શકશે નહીં. જોકે અત્યારે તારા હૃદયનો ભાવ હું જાણી શકતો નથી; પણ મોડો વહેલો હું તે નક્કી જાણીશ. માટે અત્યારે તું મુંગો રહે છે, તે નકામું થઈ પડશે."

"પિતાજી! મારા વહાલા પિતાજી! મને વિચાર કરવાને આજની રાત આપો. કાલે હું તમને નક્કી જવાબ દઈશ."

"ભલે તેમ થાઓ પણ સાદીક! યાદ રાખજે કે, આજે મેં તને જે જે કહ્યું છે તે વ્યર્થ જાય નહીં. તું પૂરો વિચાર કરીને કાલે રાત્રે મધરાત પછી બે વાગે આ જગ્યાએ પાછો આવજે."

## પ્રકરણ ૧૦ મું.

## હોલામાંથી ચુલામાં.

આ એકાંત જગ્યાએથી, તે ખાનગી મુલાકાત પૂરી કરી,હું મારા ઘર તરફ આવવા પાછો ફર્યો. સુડી વચ્ચે સોપારી જેવી મારી અવસ્થા હતી. મારા મગજને એક ક્ષણનો પણ આરામ મળ્યો નહોતો. તેથી જેમ બને તેમ જલદી ઘેર જઈ, બધી ફીકરોને એકવાર જહાનમમાં નાંખી, આરામ લેવાનો વિચાર કરતો કરતો હું ઝડપથી ચાલતો હતો. એક ગલી વટાવી, બીજો રસ્તો વટાવ્યો, ત્રીજી સાંકડી ગલીમાં પેઠો. આમ કરતાં કરતાં એક ટુંકા રસ્તા-પર હું આવી ચઢ્યો. તેની બંને બાજુએ રાજ્યના સ્તંભરૂપી મોટા ઓલમાઓ, ઉમરાવો વગેરેનાં ભવ્ય મકાનો હતાં. આવા એક જાણીતા રસ્તાપર થઇને, તેના નાકાપર થઈ હું વળાણુ લેતો હતો, કે તરત જ એક હથિયારબંધ ટુકડી મારાપર કૂદી પડી. હું કોઇને જોઇ શકું કે બચાવને માટે મારૂં ખંજર ખેંચું, ત્યાર પહેલાં તો તેઓએ મારા હાથ બાંધી દીધા, અને મને કેદ કર્યો. પછી મારી આંખે પાટા બાંધ્યા, ને પછી મારે હાથે એક દોરડું બાંધી, જાણે મને ઘસડી જતા નહીં હોય, તેમ મને ઘસડી જવા લાગ્યા. માત્ર ચાલ ઉપરથી જ હું કહી શકું છું કે, મારે એક દાદરપર ચડવું પડયું હતું, અને થોડુંક ચાલીને વળી પાછું દાદરપરથી નીચે ઉતરવું પડયું. પછી એક ભીનાશવાળા ઓરડામાં થઇને મને મોટા દીવાનખાનામાં તેઓ લાવ્યા હોય, એમ મને લાગ્યું.

ત્યાં આવ્યા કે તરત જ તેઓએ મારી આંખના પાટા છોડી નાંખ્યા. હું એક વિશાળ દીવાનખાનામાં હતો, એમ મેં તુરત જ જોઈ લીધું. મારી સામે જમીનપર ગોળકુંડાળું વળીને આશરે વીસ જણાઓ બેઠા હતા. પણ તેઓએ બખતર પહેરેલું હોવાથી ને મ્હોપર બુરખાવાળા ટોપ હોવાથી, તેઓ કોણ છે તે હું જાણી શકયો નહીં. તેમની સામે ઉઘાડી તલવાર પડી હતી, અને તેઓ ધીમેસથી માંહોમાંહે વાતો કરતા હતા. અલબત્ત હું તેમાંનો એક શબ્દ પણ સાંભળી શકયો નહીં.

છેવટે, તેઓમાંનો એક, જે બધાનો સરદાર હોય એમ લાગ્યું, તેણે બધાને ચૂપ રહેવા હુકમ કર્યો, અને મારા તરફ ફરીને કહ્યું; "સાદીક! અમે જાણીએ છીએ કે તું એક બહાદુર પુરુષ છે, અને કદાચ નહીં જાણતા હોત, તોપણ જે રીતે તું અમારી સમક્ષ ઉભો છે, તે જ તારી બહાદુરી બતાવી આપવા બસ છે. અમે તને ઇજા કરવા માંગતા નથી, પણ અમે કહીએ છીએ તે તું સાંભળ. શાહજહાન સાથે તારે જે કાંઈ ખાનગી મસ-લતો થઈ છે, તે અમે પૂછવા માંગતા નથી, તેમ તે જાણવાની અમને ઇચ્છા

પણ નથી. અમે કોણ છીએ તે તું સાંભળ. અમે નામદાર સુલતાન શુજાના માણસો છીએ, અને રાજકીય ખટપટોમાં અમે તેનો પક્ષ લેનારા છીએ. અમે સાંભળ્યું છે કે, ચારે શાહજાદાની જીંદગી જોખમમાં આવી પડે એવું કોઈ કાવતરું રચાય છે. લશ્કરના વડા તરીકે બાદશાહના સર્વે હુકમો તારે બજાવવાના છે, તે પણ અમે જાણિયે છિએ. તેટલા જ માટે તને અમારી રુબરૂ તેડી મંગાવ્યો છે. અમે આકરામાં આકરા કસમ ખાધા છે, કે જો તું સુલતાન શુજાને જરા પણ અડકશે, તો આ તલવારો તારા શરીરના કટકે કટકા કરી નાંખશે. તું ગમે તેવા ચોરખાનામાં ભરાઈ બેસશે, અથવા તું ગમે તેટલી સત્તા ધરાવતો હશે, તોપણ અમે અમારું કામ કરવામાં પછાત પડીશું નહિ. તેં કોનો પક્ષ લીધો છે, તે અમે જાણતા નથીઃ વખતે તેં શુજાનો જ પક્ષ લીધો હોય. તેમ હોય તો અમારે આ બધું ટાયલું કરવાની કશી જરૂર નથી. પણ જો તેમ નહીં હોય, તો અત્યારે તને જે કહેવામાં આવે છે તે ધ્યાનમાં રાખજે. અમે કાંઈ તને લાંચ કે લાલચ આપવા માંગતા નથી; પણ જો તને તારી જીંદગીની કીંમત હોય તો સુલતાન શુજાને અડકતો નહીં.

"કદાચ ભવિષ્યમાં રાજ્યમાં લડાઈ થાય, અને રણક્ષેત્રમાં તું શુજા સાથે લડે, તો ભલે લડ. તને ફાવે તો તેને હરાવજે—મારી નાંખજે—પણ યાદ રાખજે કે તેના મોતનું વેર લેવાશે જ!"

મેં તો આ બધું વ્યાખ્યાન સાંભળ્યા જ કર્યું. હું સ્તબ્ધ થઈ ગયો. મારે જવાબ આપવાનો હતો જ નહીં. શુજાને હું પકડું તો મને શું બદલો મળશે, તે મને સારી રીતે માલમ પડયું. કાં તો મારે મારી ફરજ બજાવવી; અથવા તો મારી જીંદગીના ભયમાંથી મુક્ત થવાને શુજાને છોડી દેવો.

તરત જ પુનઃ મારી આંખે પાટા બાંધવામાં આવ્યા, અને જે રીતે હું આવ્યો હતો, તે જ રીતે મને કેટલાક માણસો પાછા લઈ ગયા; અને જ્યાં આગળ તેઓએ મને પકડ્યો હતો, ત્યાં આગળ જ મને લાવી, પાટા છોડી નાંખ્યા, અને મને વિદાય કીધો!

હું ઘેર આવ્યો. પણ જે આરામ હું મેળવવા માંગતો હતો, તે બીલકુલ મળી શક્યો નહીં. પલંગપર સૂતો પણ એક ઝોકું કે એક મીનીટની ઊંઘ સુદ્ધાં મને આવી નહીં. જે ભય અને સંકટોથી હું અત્યારે ચારે મેર ઘેરાઈ ગયો હતો, તેને લીધે શું ઊંઘ આવી શકે ખરી? ખોદા! ખોદા કહો! યા ખોદા! મારી સ્થિતિ કેવી થઈ પડી હતી? બાદશાહ મુરાદને બચાવવા માગે છે, મારી ગુલાબને મેળવવા દારાને છોડવો; પિતાને બચાવવા ઔરંગઝેબને છોડવો; અને મારો જાન બચાવવાને શુજાને છોડવો. ત્યારે હવે પકડવો કોને? મારી કર્મકથા, વાંચનાર, તું કાંઈ રસ્તો શોધી આપશે કે, મારી વફાદારી જળવાઈ રહે. શાહજહાનની આજ્ઞાનું ઉલ્લંઘન નહીં થાય, તેમ આ

બધાઓ છૂટે પણ ખરા? અત્યારે હું કાંટાના ઝાડપર બેઠો હતો. બેસું તોપણ વાગે, ઉભો થાઉં તોપણ વાગે, અને કોઈ બાજુ ફરું તોયે વાગે. કરીમ રહીમ! મને આવા ધર્મસંકટમાંથી કોણ બચાવી શકે? મારે કોની સલાહ લેવી? અલબત્ત, મારા પિતાને પૂછું તો તે તો કહેશે કે, ગુલાબને છોડી દે, જાનની ફીકર રાખ નહીં, શાહજહાનને હું ગમે તેમ સમજાવી દઇશ, અને બસ ઔરંગઝેબને જ તું બચાવ. ગુલાબ તો પિંજરામાંની કેદી છે, તેને શું પૂછું? કોઈ મિત્ર પણ નથી કે તેને પૂછી, રહાત પામું! પૂછું કોને? આ ગુંચવાડામાં હું કાંઈ નક્કી કરી શકયો નહીં. પરંતુ મેં શુજાના આદમીઓની ધમકી ગણકારી નહીં, અને દારા ઔરંગઝેબ માટે હજુ બેગમની તથા મારા પિતાની બીજી મુલાકાત સૂધી વાત મુલતવી રાખી.

---

# પ્રકરણ ૧૧ મું.

## દુઃખી કુટુંબ.

નિયમિત રીતે બીજે દિવસે દરબાર ખલાસ થયો ને હું દરવાજા આગળથી પસાર થતો હતો, એટલામાં મેં આશ્ચર્યથી જોયું કે, પેલા કાકા-ભત્રીજાઓ-બુરકંદાઝખાન અને યુસફ—મને સલામ આલેકુમ કરી હસતા હસતા બીજી બાજુએ ગયા. જેઓ કોઈ દિવસ મને બોલાવે નહીં અને જો કદાચ ચાર આંખ ભેગી થઈ તો હમેશા ડોળા ધુરકાવીને જેઓ મારી તરફ જોતા, તેઓ વળી હસીને મને સલામ કરે, એનો અર્થ શું? નક્કી, એમાં કાંઈ ભેદ હોવો જોઇએ. મને માલમ તો હતું કે બુરકંદાઝ દારાનો હીમાયતી હતો. તેમ જ બેગમ સાહેબે પણ મને દારાને બચાવવા આગ્રહ કર્યો હતો ને બુરકંદાઝ અને બેગમ સાહેબને ઠીક ઠીક ગાંઠ હતી. તેથી મેં અનુમાન કર્યું કે બેગમ સાહેબે આ લુચ્ચાને એમ ઠસાવ્યું હશે કે, સાદીક આપણા પક્ષમાં આવ્યો છે અને તેથી જ તેઓ મને પોતાના પક્ષમાં જોઈ ખુશી થયા હશે.

પણ જ્યારે તેમને ખબર પડશે કે, મેં દારાનો પક્ષ લીધો નથી ત્યારે તેઓનો ગુસ્સો કેઈ ખાડીમાં જશે, તે હું સમજ્યો નહિ. હું સારી પેઠેમ જાણતો હતો કે, બેગમ સાહેબને મિત્ર બનાવવાથી હું ગુલાબનો હાથ મેળવી શકું. પણ તેને શત્રુ બનાવવાથી, મને જે દુઃખ પડે તે ઓછું! જો હું શાહજહાનનું કહેલું માન્ય નહીં કરું, તો ભવિષ્યની મારી આશાઓપર પાણી ફરી વળે છે? તે શાહનો શાહ છે. તેનો જય થયો તે ઘડીના છઠ્ઠા ભાગમાં જહાન્નમમાં મોકલી દે! ત્યારે શું ગુલાબને છોડી દેવી, તજવી, ભૂલી જવી? અને એક નિમકહરામ આશકની માફક આખી જીંદગી

પુરી કરવી? સંતોષ માત્ર એટલો જ લેવાનો હતો કે મારા પિતાની મેં જીંદગી બચાવી છે!

આવા વિચારમાં ને વિચારમાં જ હું ઘોડેસ્વાર થઈ એકલો મારા ઘર તરફ પાછો ફરતો હતો, એટલામાં રસ્તામાં આવતી એક મોટી હવેલીમાંથી, પુષ્કળ સામાન, ઘરવાખરો વગેરેને મજુરો બહાર લઈ જતા જોવામાં આવ્યા. તેના ઓટલાપર બે છોકરાઓ દયામણું મોઢું કરીને ઉભા હતા. મારી નજર ઓચિંતી તેમનાપર પડી! તેઓ મુખ્તીઆરખાનના બે છોકરાઓ છે, એમ મેં તેમને ઓળખી કાઢયા. હું થોભ્યો અને સહેજ પૂછપરછ કરતાં મને માલમ પડયું કે, મુખ્તીયારખાનની વિધવા પૈસાની મારામારીને લીધે પોતાનો સામનસુમન વેચી નાંખતી હતી. તે દુઃખી અવસ્થામાં હતી. મુખ્તીઆરના મિત્રો તેની સ્ત્રી અને છોકરાઓને ભૂલી ગયા હતા. જ્યારે કમનસીબ મુખ્તીઆરનું કુટુંબ દુઃખ વેઠતું હતું, ત્યારે હું તેની જગ્યા ભોગવતો હતો. કેવો નશીબનો ચમત્કાર!

પેલા છોકરાઓને જોઇને હું ઘોડાપરથી ઉતરી પડ્યો અને એક મજુરને પાસે બોલાવી મારા ઘોડાને સાચવવાનો હુકમ કરી, પેલા છોકરાઓ નજીક ગયો. તેઓ મને જોતાં જ ચમકયા ગભરાયા. તે છતાં એક ગૃહસ્થના છોકરાને છાજે તેવી સભ્યતાથી તેઓએ મને આવકાર આપ્યો.

મેં કહ્યું; "ખોદા તમને સલામત રાખે! બહાદૂર છોકરાઓ! તમારી મા કયાં છે? હું તેની સાથે વાત કરવા માંગું છું."

તેઓ એક બીજાની સામું જોવા લાગ્યા, અને મને જવાબ દેવાને બદલે ડુસકાં ભરી ભરી રડવા લાગ્યા.

"તમે આમ આવો. સંકટ સમયે ધીરજ રાખતાં શીખો. તમારા રડવાનું કારણ હું સારી પઠેમ સમજું છું."

તેમાંનો મોટો બોલ્યો; "અરે સાહેબ! અમે બાવાને કેમ ભૂલી જઇએ? તે કેવા સારા હતા. અમને દરરોજ સારી સલાહ આપતા હતા."

"હાય! હજુ હું પક્ષીઓને મારતાં તો શીખ્યો નથી, તેવામાં તે ગયા! બાવાએ મને તીર અપાવ્યાં છે તે ઝાલતાં તો હવે શીખીશ, ત્યાર પહેલાં તો એ ચાલી ગયા! મારા બાવાએ અપાવેલાં આ બાજ પક્ષીઓ પણ મારો ભાઈ વેચી નાંખે છે. હવે હું શિકાર કેમ કરીશ?" આ પ્રમાણે બોલતો નાનો છોકરો રડવા મંડી પડ્યો.

"ભાઈ! તારાં આસું લુછી નાંખ. હું તને ઘણાં બાજ પક્ષી અપાવીશ, અને હું તને શિકાર કરતાં પણ શીખવીશ, રડ નહીં." મેં આશ્વાસન આપતાં કહ્યું.

"હેં સાહેબ! તમે મને અપાવશો? બોલો, નક્કી અપાવશો?" હરખાઈ જતો તે છોકરો બોલી ઉઠયો.

"હા, હું તને જરૂર અપાવીશ. તારી માને હવે જઇને કહે કે, કોઇ દોસ્તદાર આવ્યો છે, તે તમને મળવા માંગે છે."

આટલું સાંભળતાં, તે છોકરો દોડતો દોડતો પોતાની માને તેડી લાવવા ગયો. તરત તે દુઃખી અબળા બહાર આવી. મને જોતાં તે કાંઇક ચોંકી અને હું એને ત્યાં શા માટે આવ્યો હોઇશ, તે માટે અજાયબ થવા લાગી. પણ મેં તરત જ ખુલાસો કર્યો.

"મહેરબાન બાનુ! આપના બહાદૂર ખાવિંદની જગ્યા લેનારને તમે અત્ર જોઇને અજાયબ થાઓ છો, તેમાં કાંઈ નવાઈ નથી. પણ હું આપના એક મિત્ર તરીકે અત્ર આવ્યો છું, માટે ગભરાશો નહીં."

"પણ પહેલાં મને એટલું જ કહોની કે, મારા ખાવિંદને માથે તહોમત તમે મૂકયું હતું કે બીજા કોઇએ? તેના નાશનું કોણ કારણભૂત થઈ પડયું હતું?"

"ના, ના, હું કેટલો નિર્દોષ છું, તે માત્ર અલ્લાહતાલા જ જાણે છે. તે નિર્દોષ બીચારાનાં મૃત્યુમાં મારો બીલકુલ હાથ હતો નહીં. તેના નાશને માટે તમારા જેટલો જ હું દીલગીર થયો છું, અને ઘણી જ નાખુશીથી મેં હાલની જગ્યા સ્વીકારી છે. નસીબ સંજોગે આ રસ્તેથી જતાં, તમારા છોકરાઓને મ્હેં જોયા, અને આ બધા સામાન બહાર જતો જોઇને હું વિસ્મય થયો અને તમને મળવા હું અત્ર આવ્યો."

"યા ખોદા! સામાન બહાર મોકલવાનું કારણ તમે સહેલથી સમજી શકો એમ છો. અમારી પાસે પૈસા નથી. અમારાં કોઈ મિત્ર નથી. અમારે બધું વેચવાની જરૂર પડી છે. ખોદા અમારો મદદગાર છે."

"નહીં, નહીં, તમે એમ નહીં કરો. તમારો સામાન પાછો ઘરમાં મૂકાવી દો. તમારા છોકરાઓને રમવા દો. જ્યાંસૂધી હું શક્તિવાન્ છું, ત્યાંસૂધી તમે કશા વગર અટકી પડશો નહીં;" મેં તેને ધીરજ આપતાં કહ્યું.

"શુક્રેઇલ્લાહી! મારા ખાવિંદના મોત પછી જો મને ધીરજના શબ્દો મળ્યા હોય, તો આ પહેલા જ છે. પણ અય નેકમર્દ! હું આ મકાનમાં વધુ રહી શકું એમ નથી. જો રહું તો નિંદાપાત્ર થઇશ!"

આ બીચારીના કહેવામાં કાંઇપણ ખોટું નહોતું. જો કે મેં તેને ઘણી ઘણી સમજાવી, તોએ તે એકની બે થઈ નહીં. વળી મેં તેને કહ્યું કે, કોઈ જાણે નહીં તેમ દરમાસે તેને ખરચને માટે હું આપ્યા કરીશ. પ્રથમ તો એણે ઘસીને ના પાડી, પણ છેવટે તકરારમાં હું ફાવ્યો. તેથી મેં એને સામનસુમનની બાબતમાં વધારે આગ્રહ કર્યો નહીં. પરંતુ જે સામાન જતો મેં અટકાવ્યો હતો, તેમાંથી પેલા નાના છોકરા યાસમીનને એનું બાજ પક્ષી તથા મોટા યારમહમદને તેનો હાથીદાંતનો

ખડીયો, પાછાં અપાવ્યાં. તે લઇને તેઓ એટલા બધા તો હરખાઈ ગયા કે, તેઓ હું ત્યાં ઉભો ત્યાંસૂધી મારો ઉપકાર માનવા લાગ્યા.

પેલો ચબરાક **યારમહમદ** તરત કાગળ પેનસીલ લઈ, કાંઈ કવિતા લખવા મંડી પડયો. એક બે લીટી ગમે તેમ લખીને પોતાની માને કહેવા લાગ્યો કે, "આ કવિતા હું **સાદીક** સાહેબને માટે લખું છું."

"તું લખે ત્યારે મને મોકલી આપજે, હું તને ઇનામ આપીશ!" મેં તેનો વાંસો થાબડતાં કહ્યું.

"અને હું પણ શિકારમાં જે પહેલું પક્ષી પકડાશે, તે તમને ભેટ મોકલાવીશ!" પોતાના મોટા ભાઈની અદેખાઈ કરતો તે બોલ્યો.

માતાનું દુઃખ, છોકરાઓનો પ્રેમ, તેમની દુરવસ્થા, તેમનું કાલું કાલું બોલવું સાંભળી મને ઘણું લાગી આવ્યું. મેં તેમને બનતી મદદ કરવા વચન આપ્યું, બની તેટલી ધીરજ આપી અને ફરી તેમને મળવાનું કહી હું પાછો ફર્યો.

---

## પ્રકરણ ૧૨ મું.

## ચુલામાંથી પેણામાં.

હું જેમ ધારતો હતો તેમ, સાંજે પેલી બુઢી ડોસી મને તેડવાને આવી. તેના મોંપર આજે કાંઈ વિચિત્ર જાતનું હાસ્ય મને માલમ પડયું. તે મારા સામું જોઈ રહી. મને કાંઈક વહેમ પડયો. દગો થશે એવી બીક લાગી. પણ હું બીકને તો ધીક્કારનારો હોવાથી, આભ પડો કે ધરતી ફાટો, હું તે ડોસીની સાથે ગયો, પણ તેની દરેક હીલચાલપર મેં ચોકસી રાખવા માંડી, અને કશું મારી નજરની બ્હાર જવા દીધું નહીં. રોજની માફક તે એક દાદર નીચેના ઓરડામાં મને લઈ ગઈ. મને ત્યાં જ ઉભો રાખી, તરત પાછા આવવાનું કહી તે ચાલી ગઈ. તરત જ એક બુરખાવાળી સ્ત્રી મારી પાસે આવીને ઉભી. તેના દેખાવથી મેં અનુમાન કર્યું કે આ બેગમ સાહેબ પણ નથી, અને નથી મારી પ્યારી ગુલે ગુલાબ! અને તેથી આવી અણધારી મુલાકાત લેનાર કોણ છે, અને શા માટે આવી છે, તે જાણવા હું તૈયાર થઇને ઉભો.

તે સ્ત્રી બોલી;–"કેમ **સાદીક**, તું મને જોઇને અજાયબ થાય છે? આટલા દીવસ તો તું ખુશ ખુશાલ ઉપલે માળે જઇને બેગમ અને ગુલાબ સાથે મીઠી મીઠી વાતો કર્યા કરતો હતો ને આજે વિચાર વમળમાં કેમ પડયો, મને જોતાં વેત જ? પણ એ તારી સ્થિતિ હમેશાં ટકી રહે તેટલા માટે જ મેં તને આજે મળવાનો ઠરાવ કર્યો હતો. અને હું કહું તેમ જો તું ભવિષ્યમાં વર્તશે, તો ગુલાબ તારી જ છે. હું

કહું છું તેથી તું ગભરાતો નહીં. બેગમ અને ગુલાબની સાથે તું જેવી રીતે વર્તે છે, તેવી જ રીતે વર્તજે. શું તું મારામાં અને મારી બેનમાં ફેર સમજે છે?"

રૌશનઆરા મારા મોં આગળ હતી, એમાં તો કોઈ જાતનો હવે શક નહોતો. તેનાં ઉપલાં વાક્યો સાંભળી હું એટલો તો અજાયબ થયો કે, હું મારી અજાયબી છુપાવી શક્યો નહીં. મારી અજાયબીથી તે કાંઇક ગુસ્સે થઈ એમ મને લાગ્યું. પણ મારો ઉપાય નહોતો. મારી આસપાસના સંજોગો જોતાં હમણાં તો એ શું કહેવા માંગે છે, તે નમ્રપણે જાણવા મેં વિચાર કર્યો, તેથી મેં તરત જ મારો ચ્હેરો બદલી નાંખ્યો. જાણે એને જોવાનો આજે મને પ્રસંગ મળ્યો, તેથી હું ઘણો ખુશી થયો હોઉં, એવો દેખાવ ધારણ કરવાની મને ફરજ પડી, અને મારાથી જે પણ એની સેવા થઈ શકે તે કરવા હું તૈયાર છું, એમ મેં જણાવ્યું.

"સાદીક! મેં મોટું જોખમ ઉપાડ્યું છે. મારી બેન કરતાં વિશેષ જોખમ મારે માથે છે. પણ એક ભાઇના ભલાને ખાતર કોઇપણ જોખમ ખેડવાને હું બીહતી નથી. મેં સાંભળ્યું છે કે, શાહજાદાઓને પકડવાનો હૂકમ થયો છે. વિશેષમાં તું મારા ખાવિંદની ભત્રીજીને મળ્યો છે; પણ હવે યાદ રાખ, સાદીક! કે જેને તું તારી ગુલાબ કહે છે તે આ જગ્યાએ ઘણો થોડો વખત રહેવાની છે. બેગમની તેનાપરની સત્તા માત્ર નામની જ છે. પણ જો તને એક સાચા મિત્રનો ખપ હોય, તારૂં ભવિષ્યનું સુખ વિચારતો હોય, તો મારી સલાહપર ધ્યાન આપજે."

હું મુંગો જ મરી રહ્યો.

તે ફરી બોલી; "તારે હવેથી ગુલાબને મળવું હોય, તો ઔરંગઝેબને છોડી દેજે!"

"પણ ધારો કે કદાચ હું દારાનો મિત્ર હોઉં તો?" મે સવાલ કર્યો.

"હું તેમ માનતી નથી, કારણ કે તારો બાપ પણ ઔરંગઝેબની તરફેણમાં છે."

"તે ગમે તેમ હોય, પણ તેથી કાંઈ એમ ઠરતું નથી કે—"

"સાદીક તું ભૂલે છે. એ એમ જ ઠરે છે. તારા બાપની જીંદગી ઔરંગઝેબના હાથમાં છે; અને તું કદાપિ પણ જાણી જોઈને તારા બાપને મરવા દેશે નહીં. માટે હું કહું છું તે ખરું જ છે. મારે તને બોલાવીને આ માથાકુટ કરવાની કશીએ જરૂર ન હોતી; પણ મને લાગ્યું કે, જો તું બહારોબહાર બેગમ પાસે જાય, અને વખતે તું તેના મોં આગળ ઉઘુંચત્તું કરી આવે તો તું અને ગુલાબ બંને ફસાઈ જાઓ; માટે જ હું તને ચેતાવવા આવી છઉં. ગુલાબ બધું જાણે છે, તે બહારથી બેગમનું કહ્યું માને છે, જો કે અંતરથી તે સારી રીતે સમજે છે કે, બેગમનું કશું વળવાનું નથી. બેગમથી બીહતો નહીં. જ્યારે એને માલમ પડશે કે, આપણે એને છેતરી છે, ત્યારે એની સર્વે સત્તા નષ્ટ થઈ ગઈ હશે, એટલે એ આપણને કશું કરી શકવાની નથી."

"શાહજાદી! જેનો પક્ષ તમે તથા ગુલાબે લીધો છે, તેનો જ પક્ષ મે પણ લીધો છે, એમ કબુલ કરવામાં કાંઈ હરકત નથી. તમોએ ઔરંગઝેબનો પક્ષ લીધો છે, એ તો હવે સર્વે જાણે છે, અને તેથી મારા સાંભળ્યા મુજબ આપના ખાવિંદ બુરકંદાઝખાન આપની સાથે રીસાયા છે."

"હા, તે સત્ય છે. પણ દરબારની ખટપટ જ્યારે મને માલમ પડી, ત્યારે ઔરંગઝેબનો પક્ષ લેવાનું મને વધારે સારું લાગ્યું, અને તે છતાં મારા ખાવિંદનો ગુસ્સો નહીં વધારવાને, જાણે હું દારાના પક્ષમાં છું, તેમ બે ત્રણ વખત વર્તી છું! આથી બુરકંદાઝખાન અને મારી બહેન છેતરાયાં છે. પણ યાદ રાખજે કે, આ વિશે તું એને કાંઈ પણ કહેતો નહીં. તેમ જ આજની આપણી મુલાકાત વિશે બેગમને સહેજ પણ ચેતવા દેતો નહીં. જેમ બને તેમ કળાથી કામ કહાડી લેજે અને તું જોશે કે, રોશનઆરા કરતાં તને વધારે સારી સલાહ આપનાર બીજું કોઈ મળ્યું નથી. હવે તારે જવું હોય તો જા."

આટલું બોલી રોશનઆરાએ બુઢ્ઢી ઝઇનાને બોલાવી અને મને બેગમ સાહેબ પાસે લઈ જવાનો હુકમ કીધો. તરત જ અમે ઉપર ગયાં. બેગમ સાહેબા ત્યાં જ બેઠી હતી. તે બોલી;

"સાદીક! આજે તું મોડો આવ્યો. હરકત નહીં, પણ હું ધારું છું કે તું પક્કો વિચાર કરીને આવ્યો હશે. મારી સામા તથા તારી વહાલી ગુલાબની મરજી સામા થવામાં તું મૂર્ખાઈ કરે છે!"

"નેકબાનુ! ગુલાબ મારા આરબ્ધની પૂતળી છે! જે તેની મરજી તે મારી મરજી!"

"ઠીક, ઠીક બોલ્યો. ત્યારે મને વચન આપ, કે ના તું કસમ ખાઇને કહે કે, તને જે ગુલાબ કહે તેજ પ્રમાણે તું ચાલશે. જો તેમ તું વર્તશે તો તારી અને ગુલાબની પ્રીતિની ગાંઠ હું મજબૂત કરી આપીશ અને દરેક વખત તમને બંનેને પ્રરતી મદદ કરતી રહીશ!" બેગમ સાહેબ મને લાલચ આપતાં બોલી.

"હું વચન આપું છું—કસમ ખાઇને કહું છું કે, ગુલાબ જેમ કહેશે તેમ હું કરીશ!" મેં જવાબ વાળ્યો.

"બસ, બસ, ત્યારે હવે ચાલ મારી પાછળ."

મને તે તરત ગુલાબ પાસે તેડી ગઈ. તેણે ગુલાબને કહ્યું; "તું જેને મળવાને તલ્પી રહી છે તે આ રહ્યો. તું જે પણ કહે તે કરવાને એ કબુલ થયો છે; માટે તારે જેબી કહેવાનું હોય તે કહેજે. લે હવે હું જાઉં છું."

આટલું બોલીને બેગમસાહેબા ચાલી ગઈ ને ગુલાબે એક લાંબો નિઃશ્વાસ મૂક્યો.

---

## પ્રકરણ ૧૩ મું.
## પ્રેમી જોડું.

"Oh, be gone!
By heaven, I love thee better than myself,
For I came hither arm'd against myself."

*Romeo and Juliet.*

---

ફરી એકવાર હમેશની મારી નશીબદેવી કહો, મારી માશુક કહો, કે સ્વર્ગની અપ્સરા કહો, જે કહો તે, મારી વહાલી ગુલાબનાં શોકાતુર મોં આગળ હું ઉભો રહ્યો. હાય! આજે હું પ્રેમની વાત કાઢું કે પાપીઓની જંજાળમાં જ પડી રહું. મારે માથે ઉઘાડી તલવાર લટકતી હતી. ચારે બાજુ દાવાનળ સળગવાની તૈયારી હતી, તે છતાં હું મારી પ્રિયતમાને કેમ ભૂલું? શું તે મને કોઈ વખતે ભૂલે છે કે હું તેને ભૂલું? તે છતાં આજે મારા જાનનો પણ જાન ઠેકાણે માલમ પડ્યો નહીં. ગુલાબે નિઃશ્વાસ નાંખ્યો, હું મુંગો રહ્યો. મારી જીભ હાલી શકી જ નહીં. તે મને જોઈ રહી, હું તેને જોઈ રહ્યો. ટગર ટગર મ્હોં જોતાં બેઠાં ને ઉભાં રહ્યાં. છેવટે તેનાથી નહીં ખમાયું. ત્યારે આંખમાંથી બે આંસુ દળક દળક પડ્યાં. તે બોલી; "ઓ મારા અલ્લાહ! આ બંધ બારણે શું લુચ્ચાઈ!

શું દગો!! આ શા રાજ્યના કાવાદાવા!!! પ્રાણ! વલ્લભ! તમે રોશનઆરા સાથે વાત કરી?"

મેં હા કહી અને સાથે સાથે પૂછ્યું પણ ખરું કે, "તેં પણ ઔરંગઝેબનો જ પક્ષ લીધો છે?"

કરમાતું વદન ખીલ્યું. તે હસી. "પ્રાણેશ! હું કોઇનો પણ પક્ષ લેતી નથી. પણ મારા નસીબ સંજોગે મારે થોડોક વખત બેગમ સાહેબાની તાબેદારી વેઠવી પડે છે, અને હમેશને માટે રોશનઆરાના તાબામાં રહેવું પડશે, તેથી ફરજની મારી બેગમને છેતરવી પડે છે. ઔરંગઝેબનો પક્ષ લેવાની મને ફરજ પડી છે, અને જો તમને દારા સાથે કોઈ પણ રીતનો સંબંધ નહીં હોય, તો તમે ઔરંગઝેબનો પક્ષ લેજો. પણ જો તમારું કાંઈ બગડતું હોય તો, મારી દરકાર નહીં કરતાં, ફાવે તેનો પક્ષ ધરજો."

"મારા પ્રાણ! પ્રીયે ગુલાબ! મારું નસીબ અત્યારે પાધરું છે. સુભાગ્યે તું મને જેનો પક્ષ લેવા સૂચવે છે, તેનો જ પક્ષ કર્મસંજોગે હું લેવાનો છું, અને કદાચ તેમ નહીં હોત તો શું તું એમ ધારે છે કે, હું પ્રેમમાં બેવફા નીવડતે?"

"સાદીક! હું એમ નથી ધારતી. મને જો આ પ્રમાણે બોલવાને માટે શીખવીને તૈયાર કરવામાં નહીં આવી હોત, અને મારે ફરજ પડી નહીં હોત, તો હું કદીબી તમને બાદશાહનું ફરમાન તોડવા કહેત નહીં."

તેનો સફેદ દૂધ જેવો હાથ ઉંચકી, ખરા પ્રેમના જોસમાં મેં તેપર ચુંબન કીધું. કાંઇક આવેશમાં હું આવી ગયો ને બોલ્યો; "અરે શું હું એવો મુંઝુ છું કે, તું મને સલાહ આપે ને હું ભૂલ કરું? તું એકવાર મારી થા! (હાય! બો નસીબ! એ દીવસ ક્યાંથી?) અને આપણા સુખની આડે આવે એવું કોણ છે? પણ ગુલ! તું શોકાતુર કેમ દેખાય છે?"

"શું તમે નક્કી એવું જુઓ છો? હા, ખરેખર એમ જ છે. જ્યારે બેગમની અને મારા કાકાની આંખો ખૂલશે, ત્યારે મને જે વીતશે તે ઓછું. પછી આપણે ભાગ્યે જ મળી શકીશું. મારા કાકા મારાં કૃત્ય માટે માફ કરે એવા નથી. માત્ર યુસફની મદદથી જ હું કાંઈ બચી શકું. યુસફ તમારું પણ ભલું ચાહનારો છે."

"ઓહો! હું તો એને મારો શત્રુ માનતો હતો."

"તમે એને ક્યાંથી ઓળખો! એ બીચારો મારી માફક વખાનો માર્યો જે પડે તે વેઠ્યો જાય છે. પણ એકવાર એને રણક્ષેત્રમાં ઉતરવા દો, અને ત્યાં જ એનું શૌર્ય તમે જોઈ શકશો."

"અરે! તું મને કેટલો અજાયબ કરે છે? વારુ, તે આપણી મુલાકાત વિશે કાંઈ જાણે છે?"

"તેને વહેમ ગયો છે ખરો, પણ તે મને હમેશાં સાવચેત રહેવા કહે છે. હવે હું તમને માત્ર એટલી જ વિનતિ કરું છું કે, તમે મારી પાસે આવવાનું બંધ કરો તો સારું. જ્યાં સૂધી મારા કાકા એમ ધારે છે કે તમે દારાનાં પક્ષમાં છો, ત્યાં સૂધી તો કાંઈ વિપત્તિ નથી; પણ જ્યારે તેને ખબર પડશે કે આપણે તેની સાથે દગો રમીએ છીએ, ત્યારે હાય! તમે જ વિચાર કરોની કે મારા શા હાલ થાય! વખતે હમણાં જ તે આવી ચ્હડે અને તમને પકડે તો મારી અને તમારી, એ શી વલે કરે તેનો કાંઈ ખ્યાલ કરો. બેગમની સાથે છૂપી મસલત કરી તે ઓચિંતો અહીં આવી ચ્હડે, તો તમને જીવતા જવા દે, એની મને બહુ બ્હીક રહે છે."

તેનું કહેવું તદ્દન વાજબી હતું, તેથી મેં સાવચેતી રાખવાનું વચન આપ્યું. વળી મને કાંઈક વિચાર આવતાં મેં પૂછ્યું; "તું કોઈ દિવસ ઘરની બહાર જાય છે?"

"ખુદા ખુદા કહો! હું ક્યાં જાઉં? માત્ર એક જ સ્ત્રીને હું ઓળખતી હતી, ને તેને ત્યાં હું જતી હતી. પરંતુ હવે તે બિચારી કાંતો આગ્રા છોડી ગઈ છે, કે કાંતો દુઃખમાં સબડ્યા કરતી હશે."

"તેનું નામ?"

"કમનશીબ મુખ્તીઆરખાનની વિધવા."

"અરે! હું તેને તો સારી રીતે ઓળખું છું. તે આગ્રામાં જ છે અને તે તને ઘણી ખુશીથી મળશે."

"પ્રિય! તમે તેને આટલી બધી ક્યાંથી ઓળખો?"

મેં સંક્ષિપ્તમાં જે કાંઈ બન્યું હતું તે એને ઇત્થંભૂત કહી સંભળાવ્યું.

"ઉદાર સાદીક! શું તમે તે દુઃખી અબળાને મદદ કરવાનું વચન આપ્યું છે? ખોદા તમારી પનાહ કરો અને તમારી દરેક મુરાદ બર આણો!"

"હા! ખોદા મારી એક જ મુરાદ બર લાવો! જે વસ્તુ મેળવવાને બધા ભોગ આપવા તૈયાર છું, તે જ માત્ર મળે તો કેટલું સારું?"

ગુલાબે નીચું જોયું. તે શરમને લીધે મારા સામું જોઈ શકી નહીં. માત્ર તેણે પોતાનો હાથ લંબાવીને મારા હાથમાં આપ્યો. આ પ્રેમની મૂર્તિ, આ સુંદરીનો હાથ મેં જોરથી દાબ્યો. પ્રેમાતુર હૃદયે તેના શ્વેત કપોળપર મધુરું ચુંબન—માત્ર એક જ મધુરું ચુંબન—હું કરી શક્યો.

"હવે તો માત્ર કાલની રાત જ આપણે કદાચ ભેગાં મળી શકીએ. મને દર પળે ભય રહે છે કે શાહેનશાહ કોઈબી વખતે આગ્રાથી ઉપડી જવા મને ફરમાવે;" મેં વાત પૂરી કરતાં કહ્યું.

"હા, બ્હાલા! હવે કાલે વિશેષ વાત કરીશું. અત્યારે તો વખત ઘણો વહી ગયો છે; માટે તમે જાઓ; નહીં તો બેગમને કાંઈ વહેમ પડશે.

પણ મને આપેલું વચન ભૂલશો નહીં;" ડગડગતા મનથી તે બોલી. પણ છેલ્લા શબ્દો ખાસ ભાર મૂકી, ઘાંટા પાડીને એવી રીતે બોલી કે, જો બેગમ આવી પહોંચે તો તે સાંભળે, અને કાંઇ વ્હેમાય નહીં.

મારી પ્રેમમૂર્ત્તિ ગુલાબ, બેગમને સારી રીતે ઓળખતી હોય એમ લાગ્યું. કારણ તરત જ તે ઓરડામાં દાખલ થઈ. તે ગભરાયલી માલમ પડી ને મને વખત ઘણો થઈ જવાથી ચાલ્યા જવાનું કહેવા આવી. હું ઉઠ્યો અને તરત જ પૂછવા લાગી; "કેમ ગુલાબે તને વાત કરી કે નહીં?" મેં હકારમાં જવાબ આપ્યો, અને ઓરડામાંથી બહાર આવ્યો. એક છેલ્લી, પણ પ્રેમભરી નજરે મેં ગુલાબના સામું જોઈ રજા માંગી.

અમે બહાર આવ્યાં એટલે બેગમ કહેવા લાગી—"ઠીક સાદીક, કાલે આપણે વધારે વાત કરીશું. અત્યારે તો [illegible] તો જોયો છે કેની?"

તેના સવાલમાં આજે મને કાંઈ વિચિ[illegible]
કહી ને ઝઘડા વગર મારો રસ્તો શોધતાં,

તરત જ એક ખ્યાલ આવ્યો. બેગમે જે બારણું ઉઘાડયું હતું, તેની પાસે એક ડોકાબારી હતી. જો તેમાંથી કૂદી પડું, તો બહારના બાગમાં તરત જઈ શકાય, પણ મને આ પ્રમાણે કૂદીને જતાં બેગમ જોય તો પછી?

આ પ્રકારના વિચારો વિજળીના પ્રવાહની પેરે મારા મગજમાંથી એકદમ પસાર થઈ ગયા. મારે માટે ઉપલો જ રસ્તો સરલ હતો. મેં તે તરત જ ગ્રહણ કર્યો. એક નાનો દીવો બળતો હતો, તે હાથમાં લઈ, પેલી બારી આગળ ગયો, ને ધીમેસથી સાંકળ ઉઘાડી. બેગમ મને જોઈ શકે એમ નહોતું. તરત એક કૂદકો માર્યો ને બીજી પળે હું બાગમાં જઈ પડ્યો. મને જમીનથી બારીની ઉંચાઇનો ખ્યાલ નહોતો, તેથી એકદમ પડવાને લીધે મારા ઘુંટણમાં સજ્જડ વાગ્યું. તે છતાં હું ઉઠયો, ને મારે ઘેર પહોંચ્યો ત્યાંસૂધી મેં દોડયા જ કર્યું.

હવે મને ધીરજ વળી. મારી પાછળ શું બને છે તે જોવાને હું બારીએ ઉભો રહ્યો. જે બારીએથી હું કૂદી પડ્યો હતો, ત્યાં આગળ કેટલાક માણસો આમતેમ દોડવા લાગ્યા. દીવો ઉપર નીચે ફેરવતા હતા. છેવટે ગુસ્સા અને નિરાશાના આવેશમાં બારીને બંધ થતી મેં સાંભળી.

શુક્રે ખોદાએ રહીમ! સદ્ હજાર શુક્ર તે ખોદાના! આજે હું જાનથી બચ્યો, નહીં તો મારું આવી બન્યું હતું. પણ હવે આનું પરિણામ શું? મારા પગમાં કળતર થવા લાગી. મારાથી ઉભા રહેવાયું નહીં. હવે મારા પિતાને હું કેવી રીતે મળવા જઈ શકું? કાલે સવારે શાહનશાહને મોઢું કેમ દેખાડીશ? મને ઓચિંતા કુચ કરવાનો હુકમ કરશે તો હું શું જવાબ આપીશ?

આમ વિચારમાં ને વિચારમાં હું પલંગપર પડ્યો, પણ મને તેટલામાં યાદ આવ્યું કે, મારી તલવાર મારી પાસે નથી. કદાચ બારીએથી કૂદી પડતાં તે પડી ગઈ હશે. સવારે સુલેમાનને શોધવા મોકલીશ, એમ વિચારી એ વાત મનમાંથી કાઢી નાંખી.

પણ એક વાત જતાં બીજી વાત તરત મનમાં આવે છે. મને તેમ જ થયું. ગુલાબનું શું થશે? બેગમ ઉઘાડેછોગે તેની કેવી નિંદા કરશે? અમે કેવાં મૂરખ કે ઘાંટો પાડીને વાતો કરતાં હતાં. ઝઇનાનું શું થયું હશે? શું તે કાંઈ જાણતી હોય તો મને ખબર કર્યા વગર રહે? આવાને આવા વિચારમાં મને બીલકુલ ઊંઘ આવી નહીં. ક્યારેને સવાર થાય એ જ હું જોયા કરતો હતો. સહેજ અજવાળું થયું હશે, એટલે જેમ તેમ કરી હું ઉઠયો ને સુલેમાનને બોલાવવાનો વિચાર થયો. પણ કમબખ્ત પગમાં દુઃખ એટલું તો વધતું ગયું, કે મારામાં ચાલવાની જરા પણ

પણ મને આપેલું વચન ભૂલશો નહીં;" ડગડગતા મનથી તે બોલી. પણ છેલ્લા શબ્દો ખાસ ભાર મૂકી, ઘાંટા પાડીને એવી રીતે બોલી કે, જો બેગમ આવી પહોંચે તો તે સાંભળે, અને કાંઇ વહેમાય નહીં.

મારી પ્રેમમૂર્ત્તિ ગુલાબ, બેગમને સારી રીતે ઓળખતી હોય એમ લાગ્યું. કારણ તરત જ તે ઓરડામાં દાખલ થઈ. તે ગભરાયલી માલમ પડી ને મને વખત ઘણો થઈ જવાથી ચાલ્યા જવાનું કહેવા આવી. હું ઉઠયો અને તરત જ પૂછવા લાગી; "કેમ ગુલાબે તને વાત કરી કે નહીં?" મેં હકારમાં જવાબ આપ્યો, અને ઓરડામાંથી બહાર આવ્યો. એક છેલ્લી, પણ પ્રેમભરી નજરે મેં ગુલાબના સામું જોઈ રજા માંગી.

અમે બહાર આવ્યાં એટલે બેગમ કહેવા લાગી—"ઠીક સાદીક, કાલે આપણે વધારે વાત કરીશું. અત્યારે તો તું જા. તે રસ્તો તો જોયો છે કેની?"

તેના સવાલમાં આજે મને કાંઈ વિચિત્રતા લાગી; છતાં મેં હા કહી ને ઝુઇના વગર મારો રસ્તો શોધતાં, મેં આગળ ચાલવા માંડયું.

---

## પ્રકરણ ૧૪ મું.

## મોતનાં લાકડાં!

આગળ વધતાં હું વિચાર કરવા લાગ્યો કે, શું બેગમે અમારી વાત સાંભળી તો નહીં હોય? શું તે મારી સાથે દગો રમવા માંગે છે? આજે મને એકલો કેમ મોકલ્યો? ઝુઇનાને સાથે કેમ મોકલી નહીં? સારે નશીબે રોજ આવવાને લીધે હું રસ્તાથી માહીતગાર હતો અને જે દાદરો અને ભોંયરાઓમાંથી હું આવતો હતો, તે મારા ધ્યાનમાં ચોકસ રહેલાં હોવાથી, મને પાછા ફરવામાં હરકત નડી નહીં.

હું સાવચેતિથી, જોઈ જોઇને ચાલતો હતો અને તેથી જ કાંઈ વાતચિતનો સણસણાટ લાગ્યો કે તરત જ હું થોભ્યો. જાણે કાન કરડા કરડી કેમ થતી નહીં હોય એમ મને લાગ્યું. હું પાછા ફરવાનો વિચાર કરવા લાગ્યો, તેટલામાં જ બેગમના એક ખાનગી ઓરડાનું બારણું અલગથી ઉઘડયું. જાણે કાંઈ તોફાનની એને ધાસ્તી હોય તે તપાસવા એણે ઉઘાડયું ને તરત જ બંધ કર્યું. મારી ખાત્રી થઈ કે, આજે નક્કી કાંઈ દગો થશે. સીધે રસ્તે જવાથી મોત મને સામું જ મળશે, એવી બ્હીક લાગી. જાણી જોઇને કુવામાં પડવું મને ઠીક લાગ્યું નહીં. ત્યારે શું હું બેગમ પાસે પાછો જાઉં, પગે પડું, બધું કબુલ કરું, તે મારા પર દયા કરશે? દયા જેવો શબ્દ એ શીખી જ નહોતી, તો દયામાં એ સમજે શું? કોઇને જણાવ્યા વગર, જાન બચાવીને, મારે કેવી રીતે નાસવું?

તરત જ એક ખ્યાલ આવ્યો. બેગમે જે બારણું ઉઘાડયું હતું, તેની પાસે એક ડોકાબારી હતી. જો તેમાંથી કૂદી પડું, તો બહારના બાગમાં તરત જઈ શકાય, પણ મને આ પ્રમાણે કૂદીને જતાં બેગમ જોય તો પછી?

આ પ્રકારના વિચારો વિજળીના પ્રવાહની પેરે મારા મગજમાંથી એકદમ પસાર થઈ ગયા. મારે માટે ઉપલો જ રસ્તો સરલ હતો. મેં તે તરત જ ગ્રહણ કર્યો. એક નાનો દીવો બળતો હતો, તે હાથમાં લઈ, પેલી બારી આગળ ગયો, ને ધીમેસથી સાંકળ ઉઘાડી. બેગમ મને જોઈ શકે એમ નહોતું. તરત એક કૂદકો માર્યો ને બીજી પળે હું બાગમાં જઈ પડ્યો. મને જમીનથી બારીની ઉંચાઇનો ખ્યાલ નહોતો, તેથી એકદમ પડવાને લીધે મારા ઘુંટણમાં સજ્જડ વાગ્યું. તે છતાં હું ઉઠયો, ને મારે ઘેર પહોંચ્યો ત્યાંસુધી મેં દોડયા જ કર્યું.

હવે મને ધીરજ વળી. મારી પાછળ શું બને છે તે જોવાને હું બારીએ ઉભો રહ્યો. જે બારીએથી હું કૂદી પડ્યો હતો, ત્યાં આગળ કેટલાક માણસો આમતેમ દોડવા લાગ્યા. દીવો ઉપર નીચે ફેરવતા હતા. છેવટે ગુસ્સા અને નિરાશાના આવેશમાં બારીને બંધ થતી મેં સાંભળી.

શુક્રે ખોદાએ રહીમ! સદ્ હજાર શુક્ર તે ખોદાના! આજે હું જાનથી બચ્યો, નહીં તો મારું આવી બન્યું હતું. પણ હવે આનું પરિણામ શું? મારા પગમાં કળતર થવા લાગી. મારાથી ઉભા રહેવાયું નહીં. હવે મારા પિતાને હું કેવી રીતે મળવા જઈ શકું? કાલે સવારે શાહનશાહને મોઢું કેમ દેખાડીશ? મને ઓચિંતા કુચ કરવાનો હુકમ કરશે તો હું શું જવાબ આપીશ?

આમ વિચારમાં ને વિચારમાં હું પલંગપર પડ્યો, પણ મને તેટલામાં યાદ આવ્યું કે, મારી તલવાર મારી પાસે નથી. કદાચ બારીએથી કૂદી પડતાં તે પડી ગઈ હશે. સવારે સુલેમાનને શોધવા મોકલીશ, એમ વિચારી એ વાત મનમાંથી કાઢી નાંખી.

પણ એક વાત જતાં બીજી વાત તરત મનમાં આવે છે. મને તેમ જ થયું. ગુલાબનું શું થશે? બેગમ ઉઘાડેછોગે તેની કેવી નિંદા કરશે? અમે કેવાં મૂરખ કે ઘાંટો પાડીને વાતો કરતાં હતાં. ઝઇનાનું શું થયું હશે? શું તે કાંઈ જાણતી હોય તો મને ખબર કર્યા વગર રહે? આવાને આવા વિચારમાં મને બીલકુલ ઊંઘ આવી નહીં. ક્યારેને સવાર થાય એ જ હું જોયા કરતો હતો. સહેજ અજવાળું થયું હશે, એટલે જેમ તેમ કરી હું ઉઠયો ને સુલેમાનને બોલાવવાનો વિચાર થયો. પણ કમબખ્ત પગમાં દુઃખ એટલું તો વધતું ગયું, કે મારામાં ચાલવાની જરા પણ

આય નહોતી. તેથી હવે તો જ્યારે સુલેમાન એની મેળે આવે, ત્યાંસુધી બેસી રહેવાની મને ફરજ પડી.

વ્હાણું વાયું, સવાર થઈ ને સૂર્યનાં પણ દર્શન થયાં. આઠ વાગ્યા, પણ હરામખોર સુલેમાન આવ્યો જ નહીં. મેં માન્યું કે એ પણ આજે મરી ગયો હશે! અરે! એ નહીં આવ્યો તો ભલે, પણ બીજું કોઈ ચાકર નફર પણ કેમ આવ્યું નહીં? શું તેમને એમ નહીં થયું હશે કે; શેઠ આજે હજુ ઉઠયા નથી કેમ?

છેવટે, વાટ જોઈ જોઇને હું નિરાશ થઇને પડી રહ્યો, ત્યારે ધીમેસથી બારણું ઉઘાડીને, બહુ ડાહ્યો સુલેમાન અંદર આવ્યો; અને મને જોતાંની સાથે જ તે ચમક્યો, પાછો હઠયો ને મારા સામું અજાયબીથી જોઈ રહ્યો.

એને જોતાં જ મારા ગુસ્સાનો પાર રહ્યો નહીં, અને એ કાંઈ બોલે, ત્યાર પહેલાં તો મેં જ મારા ગુસ્સાનો ઉભરો એનાપર ખાલી કીધો! એક ઘરડા ઘુવડની માફક તે સાંભળી રહ્યો, અને જ્યારે હું બોલતો બંધ પડ્યો, ત્યારે તે પોતાના બે હાથ જોડી, ઉંચા કરી, ધીમેથી બોલવા લાગ્યો; "બીસમીલ્લાહ બંદગી ખોદા! અલ્લાહ, અલ્લાહ, પરવરદેગાર પનાહે શુમા!"

એક લુચ્ચા સાંઇની માફક તે બબડવા લાગ્યો.

"અરે ઓ ગદ્ધા! એ તું શું બબડયા કરે છે! અત્યાર સુધી તું ક્યાં સુવો હતો?" મેં દમમાં જ પૂછ્યું.

"અય જનાએમન! અગર તમને ખાબમાં પણ ફરીથી જોવાની મારામાં તાકાત હોત તો, ત્રણ કલાક વહેલો જ હું અહીં આવ્યો હોત!"

"હેં! શું ફરીથી જોવાની! એ તું શું બકે છે?"

"ખુદાવિંદ! કાલે રાત્રે મને એમ ખબર મળી કે, તમને ઘાતકી રીતે મારી નાંખવામાં આવ્યા છે!"

"શું એમ! અલ્યા તને કોણે કહ્યું? કે તું મોડો આવ્યો તેનું બહાનું કાઢી જૂઠું બોલે છે? બોલ, સાચું શું છે?"

"ના, મારા મહેરબાન! હું જૂઠું એ બોલતો નથી અને ઢોંગ પણ કરતો નથી. જેનાપર મને વિશ્વાસ છે તેણે જ મને કહ્યું કે, તમે તો હવે મરી ગયા છો, એટલે તમે જીવતા છો, એવું માનવાને મને કાંઈ કારણ નહોતું. તે સાંભળી હું ઘણો દલગીર થયો. તમે મરી ગયા છો એમ મેં માન્યું, તેથી જ મેં અહીં વહેલા આવવાની કાંઈ જરૂર જોઈ નહીં. પણ હમણાં અહીં આવીને તમને જોયા, ત્યારે જ મને ખબર પડી કે મેં ફોગટમાં જ દીલગીરી બતાવી!"

"આવી ગપ તને કોણે મારી?"

"કાલે મધરાતે હું મારા એક દોસ્તને ત્યાંથી પાછો ફરતો હતો, તે વખતે રસ્તામાં મને ઝઇના મળી, તેણે કહ્યું."

"હેં! જનાનખાનામાંથી એટલી મોડી રાત્રે એ ક્યાંથી નીકળી આવી?"

"કમનસીબ તે બીચારીનું!" સુલેમાને વિગત સમજાવવા માંડી. "તેને ખુબ મારવામાં આવી અને પછી તેને હાંકી કાઢી છે! રૌશન-આરાએ તેને લાંચ આપી, તેથી તે તમને રૌશન પાસે તેડી ગઈ હતી. આ વાતની બેગમને ખબર પડતાં જ ખુદ્દીનો ધડોલાડવો વાળી નાંખ્યો અને તરત જ એ ખોજાને હુકમ આપ્યો કે, જેવા તમે એકલા બહાર આવવા નીકળો, એટલે તમને મારી જ નાંખવા! આ પ્રમાણે હુકમ અપાતો સાંભળીને, ઝઇના બહાર આવી હતી. ઝઇનાએ મને આપરથી કહ્યું કે;—"તારા શેઠ બચે એ તદ્દન મુશ્કેલ છે. અરે! કદાચ તેને આ વાતની પહેલાંથી ખબર પડે તોયે બચી શકે એમ નથી. કારણ એ ભોંયરામાં થઇને જ આવશે, આવવાનો બીજો રસ્તો છે જ નહીં અને ત્યાં આવ-તાં જ તે ભોંયભેગા થઈ જશે. ગુલાબ અને તારા શેઠ બહુ છૂટથી અને અસાવધપણે વાત કર્યા કરતા હતા; કારણ કે તે રાંડ બેગમડી મારી પાછળ જ વાધણની માફક મંડી રહી હતી, એટલે પેલાઓ નિરાંતે વાત કરે એમાં શું નવાઈ? હું મારી રોજની જગાએ તારા શેઠને પાછા મૂકવા જવાની વાટ જોતી બેઠી હતી, એટલે પેલો મુઓ બાબુ, હાથમાં મોટો સોટો લઈ આવીને મારા હાથપર, મોંમાં, પીઠપર, જેમ ફાવ્યું તેમ સડાસડ મારવા મંડી પડ્યો. પેલી ડાકેણ સામું ઉભી રહીને જોયા કરે અને કહે કે, "ઓ લુચ્ચી! તું જ પેલા મુઆ સાદીકને રાંડ રૌશન પાસે તેડી ગઈ હતી, કેમ? લે આ હવે ઈનામ!" એમ કહી ખૂબ માર ખવડાવી મને બહાર હાંકી કાઢવાનો બાબુને હુકમ કર્યો, અને તે જ વખતે તે મુઆને પણ કહ્યું કે, જા તારા ભાઇને એકદમ તલવાર લઇને આવવાનું કહી આવ. આજે એ અહીંથી જીવતો જઈ શકે જ નહીં. માટે ભાઈ સુલેમાન! હવે તો તું એમ જ માની લે કે તારા શેઠ મુઆ. મરી ગયા હશે, નહીં તો પાંચ દશ મીનીટમાં મરી જશે."

"ગરીબ બીચારી ઝઇનાને મ્હોડેથી આવા દુઃખ ભર્યા સમાચાર સાંભળી, હું ઘણો દલગીર થયો. તેને મારે ઘેર તેડી ગયો અને ત્યાં મારી બૈરીએ તેને પાટા બાંધ્યા, દવા ચોપડી ને પથારી પાથરી આપી. હું પણ થાકયો પાકયો પલંગપર પડ્યો. મને બીલકુલ ઉંઘ આવી નહીં અને તમે આમ ઓચિંતા મરી ગયા, તેનો જ હું વિચાર કરવા લાગ્યો. સવારે હું મોડો ઉઠ્યો ને હમણાં ફરતો ફરતો અહીં આવી ચઢ્યો. તમો અહીં હશો એવું ધારવાનું મને કશું કારણ નહોતું, તે છતાં પણ તમને ઓચિંતા અહીં જોયા, એટલે મારી ખુશીનો કાંઈ પાર રહ્યો નહીં. તમે કોઈ અજાયબ રીતે આ ભયંકર મોતમાંથી બચી ગયા, તે માટે જ હું ખોદાને

સુલેમાનની આ લંબાણ કર્મકથા મે ધ્યાનથી સાંભળી. ખોદા-એ જ કાલે મને બચાવ્યો, એમ હવે મને લાગ્યું! પણ મારા કરતાં એ સુલેમાન વધારે ખુશી થયો હોય, એમ એના મોંપરથી જણાતું હતું. હું રાતની કોઈ વાત ભૂલી ગયો નહોતો. મે મારી તલવારની શોધ કરવાને તેને જવા કહ્યું. તે તરત જઈને રડતે મ્હોંડે પાછો આવીને કહેવા લાગ્યો કે તે બાગમાં નથી. જો કે મારી તલવાર ક્યાં ગઈ છે, તે વિશે મને ઘણો વિચાર થવા લાગ્યો, તે છતાં મારે બીજું ઘણું કામ આટોપવાનું હોવાથી, મેં તરત તેને કોઈ હકીમને તેડી લાવવા મોકલ્યો. પણ જતાં પહેલાં મેં તેની પાસે લખવાની વસ્તુઓ મંગાવી, જે તેણે મારી પાસે મૂકી. તેના ગયા પછી થોડાક શબ્દોમાં અકસ્માતથી મારો પગ ભાંગ્યો હતો, અને તેથી મળી શકાશે નહીં, તેમ જ નામદાર શાહનશાહ પાસે પણ આજે આવી શકાશે નહીં, એવી મતલબનો એક કાગળ લખી મારા પિતાને પાઠવ્યો.

કાગળ પાઠવ્યા પછી આશરે અડધો કલાક થયો હશે કે તરત સુલેમાન, હકીમ ખામુશાને તેડી લાવ્યો. હકીમે મારો પગ, ઘુંટણ વગેરે તપાસ્યાં અને પછી કહ્યું કે મને ઘણું જ સખત વાગ્યું છે, અને ચાંપતા ઉપાયો કર્યા વગર સારું થઈ શકશે નહીં. ઓછાંમાં ઓછાં છ અઠવાડીયાં મારે પથારીવશ રહેવું પડશે, એવું જ્યારે તેણે મને કહ્યું, ત્યારે મારી શી અવસ્થા થઈ હશે તે તો ખોદાને માલુમ! જેનાપર સર્વેની દૃષ્ટિ ફરી છે, એક બાજુ શાહનશાહતની સલામતી, બીજી બાજુ પિતાની જીંદગી, ત્રીજી બાજુ ગુલાબનું રક્ષણ—આ સર્વે મારાપર આધાર રાખતાં હતાં, અને અણીને ટાંકણે દોઢ મહીનો હું પડી રહું તો આખા રાજ્યમાં કેટલી ઉથલપાથલ થઈ જાય, તે તો મારા વાંચનારાઓ સારી રીતે સમજે છે.

હું આવા લાંબા વિચારમાં જ પડ્યો હતો, એટલે ખામુશાએ મને કહ્યું; "જનાબ, કાયકું ઇતને ગભરાતે હો. મય શાહજહાનકું ખત લીખતાહું કે સાદીક બહુત આજાર હય, ઉસલીયે દરબારમેં આનેકી ઉસમે તાકાત નહીં હય."

હકીમજી મારો મનોભાવ સમજ્યો નહતો. મેં એને પ્રત્યુત્તર આપ્યો જ નહીં. હું પલંગપર પડી રહ્યો ને ઘોરવા લાગ્યો. પણ તરત જ મારા ઓરડાનું બારણું જોરથી ઉઘડ્યું ને હું એકદમ જાગી ઉઠ્યો. મારો પિતા અંદર આવ્યો. તેનું મ્હોડું અત્યારે વિકરાળ, ક્રોધાયમાન હતું; શોકથી ભરપૂર હતું—મારા પલંગ પાસે આવતાં જ, તે બોલવા લાગ્યા; "સાદીક! નિમકહરામ છોકરા! તું તારી ફરજ કેમ ભૂલે છે? ઉઠ, ઉભો થા, અને કામે લાગ. એ શું ઢોંગ મચાવ્યો છે?"

મેં મહા મહેનતે ઉઠવા પ્રયત્ન કર્યો. પણ મારાથી ઉઠાયું નહીં. મેં તેનો હાથ જોરથી પકડ્યો, અને ગાંડાની માફક ગુલાબ ગુલાબ કરવા મંડી પડ્યો. હું મારું ભાન ભૂલતો હતો. તેણે મારો હાથ તરછોડી નાંખ્યો. વળી હકીમે દવાનો એક ભાગ પાયો. હું પલંગપર પાછો પડ્યો અને પછી શું થયું તે હું જાણતો નથી. જ્યારે હું જાગ્યો ત્યારે મારી પાસે કોઈ જ નહોતું. કદાચ હકીમના કહેવાથી મારા પિતાએ માન્યું હશે કે મારાથી હમણાં કશું થઈ શકે એમ નથી, અને તેથી જ તે ન છૂટકે મને કાંઈ કહ્યા વગર ચાલ્યા ગયા હશે.

---

## પ્રકરણ ૧૫ મું.

### પિતાનો દુરાગ્રહ.

અકસ્માત પછી ત્રણ દિવસ હું તદ્દન પથારી વશ પડી રહ્યો. પણ પછી હકીમની દવાથી મને ફાયદો થવા માંડ્યો. મારો તાવ સદંતર ઉતરી ગયો અને હું ઠંડે મગજે વાત કરવા શક્તિવાન્ થયો. તે છતાં પણ મારામાં એટલું જોર નહોતું આવ્યું કે, મારી મેળે હું હરફર કરી શકું.

મારી માંદગીમાં સુલેમાન ખરેખરી કાળજી રાખતો હતો. તે મને કેટલો ચાહતો હતો, તે જાણવાનો પ્રસંગ મને હમણાં જ મળ્યો. હું માગું ત્યાર પહેલાં તે જોઈતી વસ્તુ આણી આપતો; હમેશાં મારા કોચની આગળ-નો આગળ બેસી રહેતો, અને હકીમના કહ્યા મુજબ તે મને દવા પાયા કરતો હતો. તે મારી તબીયતની એટલી તો કાળજી રાખતો હતો કે, જે દિવસે મને અકસ્માત થયો તે દિવસે મારાપર આવેલો એક પત્ર પોતાની પાસે જ રાખી મૂક્યો. રખેને તે પત્ર વાંચી મારું મગજ વધારે ઉશ્કેરાઈ જાય અને હું આરામ મેળવી શકું નહીં, તેવી બ્હીકથી તે પત્ર પોતે સાચવી રાખ્યો, અને હવે જ્યારે હું પહેલા કરતાં કાંઇક સુધર્યો, ત્યારે તેણે મને પેલો કાગળ હાથમાં આપ્યો.

કાગળ કોનો હશે એમ વિસ્મય થતાં, મેં તે ફોડ્યો, અને તરત માલમ પડ્યું કે સુબ્તીઆરખાનના છોકરા યારમહમદે, જે કવિતા મને મોકલી આપવા વચન આપ્યું હતું, તે કવિતા આ પત્રમાં હતી. મારામાં વાંચવાની શક્તિ નહોતી, તેથી મેં તે કાગળ મારા તકીયા નીચે દાબવા વિચાર કર્યો, પરંતુ ઓચિંતી મારી નજર તે પત્રની બીજી બાજુએ કાંઈક લખ્યું હતું તેપર પડી. માત્ર બે ત્રણ લીટી જ, મેં કાગળ ઉંચો કર્યો, અને વાંચ્યું કે,

પ્રખર તાપમાં તપતું,
તુજ આશામ્બુજ વિલાતું અહીં આણી;
ખીલવા ગુલાબ પેરે,
અમે મુક્યું છે સીંચી શીતળ પાણી.

હેં! એનો અર્થ શું! શું કમળ એટલે ગુલાબ? શું ગુલાબ યાર-મહમદને ત્યાં આવી છે? હા તેમ જ હોવું જોઇએ.

આમ વિચાર કરતાં, પૂરતી તપાસ કરવાને સુલેમાનને મોકલ્યો. પણ સાથે સાથે તેને મેં ચેતવણી આપી કે તારે ઘરમાં નહીં જવું, પણ ઝુંઇનાને જ મોકલવી; અને તે બરોબર તપાસ કરી આવશે.

આ પ્રમાણે સમજાવીને સુલેમાનને જેવી મેં રજા આપી કે, મારા પિતા ઓરડામાં આવ્યા.

"સાદીક! તું ખરે ખાત માંદો પડ્યો છે. પણ ખોદાએ તને વાજબી જ શિક્ષા કરી છે. જ્યારે અમે બધા તારાપર વિશ્વાસ રાખીને કામ કર્યા જતા હતા, ત્યારે તેં તારી જાતની બીલકુલ દરકાર રાખી નહીં, અને દુશ્મનના જનાનખાનામાં જયા કરવાની હીંમત કરી. મેં તને કેટલો ચેતાવ્યો હતો–વાર્યો હતો, તે છતાં પણ અંતે તું બેવકૂફ બન્યો;" આવતાની સાથેજ મારા પિતાએ પહેરામણી પહેરાવવા માંડી!

"યા ખોદા! ત્યારે શું બધું જાહેર થઈ ચૂક્યું છે? શું લોકો તે જાણે છે?" મેં અચંબાથી પૂછ્યું.

"અલબત્ત; બેગમની મદદથી, બુરકંદાઝખાને નામદાર શાહનશાહને ફ્રીયાદ કીધી છે, કે સાદીક ખૂન કરવાના હેતુથી જનાનખાનામાં આવ્યો હતો, અને તેની સાબીતીમાં તેઓ તારી તલવાર બતાવે છે."

"ઓ ડાકેણ! તું કેટલું જૂઠું બોલે છે! શું આ તે જ બેગમ, જે મારી પાસેથી વચન માંગતી હતી. અને પોતે જ મને અંદર બોલાવતી હતી, અને આજે આટલું હડહડતું જૂઠું બોલી!" મારાથી આ સાંભળી રહેવાયું નહીં.

છેવટે જે કાંઈ બન્યું હતું તે અવ્વલથી તે આખેર સુધીનું મારા પિતાને મેં કહી સંભળાવ્યું અને હવે મારે કેવી રીતે વર્તવું, તે માટે મેં સલાહ માંગી.

"હું બધું માનું છું. પણ તું આંધળો છે, જોતો નથી કે બેગમે તારી ચારેમેર કેવી જાળ પાથરી છે! એ જાણે છે કે તારાથી જનાનખાનાની કશી વાત બહાર કહી શકાશે નહીં, ઉલટું તે બાદશાહને સમજાવી શકશે કે તારો વિચાર હુકમનું ઉલ્લંઘન કરવાનો હતો. જ્યાં લગણ તું એક એક વાત બાદશાહને કહે નહિ, ત્યાં લગી તારું કહેવું માનશે કોણ? તું

જાણે છે કે, એ રાંડ બેગમડી દરરોજ શાહજેહાનને કહ્યા કરે છે કે, સ્ત્રીઓનો તેં મુલાજો સાચવ્યો નથી, માટે તને ભારેમાં ભારે શિક્ષા થવી જોઇએ! વળી પેલો બુરકંદાઝ પણ રોજ શાહના કાન ભંભેર્યા કરે છે. શાહજહાન શું કરે? એને હમણાં તારી નોકરીની જરૂર છે, નહીં તો ઘડીનાં છઠ્ઠા ભાગમાં તારું માથું ઉરાડી નાંખે, એવો એ શક્તિવાન્ છે! જો મેં શાહજહાનને ઘણું સમજાવ્યો નહીં હોત તો આજે તું રખડતો થઈ ગયો હોત. તે હમેશાં બૂમ પાડ્યા કરે છે કે, તું આવો બેવકૂફ કેમ બની ગયો?" મારા પિતાએ મને આડેહાથે જ લેવા માંડ્યો!

મને કાંઇક હસવું આવ્યું. મેં પૂછ્યું; "બાદશાહની હાલની યોજના પાર પાડે, એવો કયો મનુષ્ય મારા સિવાય મળી આવે એમ છે? અલ્લાહના નામથી હું તમને કહું છું, કે જો બીજો કોઈ મારી જગ્યા લેવા તૈયાર થાય, તો હું મારો ઓહ્દો છોડી દેવા તૈયાર છું."

આ પ્રમાણે કહીને શુજાનાં માણસો વચ્ચે મારો કેવો ફેસ્તો થયો હતો, તે મારા પિતાને જણાવ્યો. તેમ જ માથાપર ઉઘાડી તલવાર ને નીચે કાંટાના ઝાડપર હું કેવી રીતે ફસાયો છું, તેનો કાંઈક ખ્યાલ મેં તેમને આપ્યો. ચારે શાહજાદાઓને મારે બચાવવા ને વળી બાદશાહનો હુકમ કેમ પાળવો, તેની મુશ્કેલીઓ મેં વર્ણવી બતાવી. જો એક મારા વહાલા બાપની જીંદગી બચાવવાની નહીં હોત, તો મેં ક્યારનીએ આ જગ્યા છોડી દીધી હોત, તે પણ મ્હેં સમજાવ્યું.

તેણે માથું ધુણાવી કહ્યું; "હા, સાદીક હા! હું જાણું છું કે, તારી જીંદગી ઘણી જોખમમાં છે. પણ મારી સલાહ તો એ છે કે, દારાનો પક્ષ લેવાનું તને કાંઈ પણ ખાસ કારણ મળ્યું નથી; શુજાનાં માણસોની એવી ખાલી બ્હીક રાખવાની નથી; મુરાદને તો બાદશાહ જ છોડી દેવા માંગે છે; માટે તારે તો ખરું પૂછે તો ઔરંગઝેબનો જ પક્ષ લેવાનો છે!!"

"પિતાજી! આપની સલાહ તો ખાસી સોનામહોર જેવી! હું નાદાન બચ્ચું છું! પણ પિતાજી! ત્યારે મારે મારી જીંદગીની કાંઇ ફીકર કરવી જ નહીં, એમ જ કે!"

ક્ષણ પછી મેં જ જવાબ વાળ્યો; "ભલે, મારી જીંદગીની કાંઈ કીંમત નહીં હોય, પરંતુ શાહજાદાઓ કોઈ પણ રીતે આપણી યોજનાથી માહીતગાર થયા છે, માટે તેઓ બહુ જ ચોકસીથી રહે છે!"

"હા, તેમ હું પણ ધારું છું. પરંતુ નક્કીપણે તેઓ કાંઈ જાણતા નથી. પણ વારુ, હવે હું તને બીજું કાંઈ પૂછવા માંગુ છું, તેનો તું મને જવાબ આપ. આ બુરકંદાઝખાનની ભત્રીજી વિશે તારો શું વિચાર છે?

શું તેની સાથે સંબંધ રાખી, તારી અને મારી આબરૂ ધૂળધાણી કરવા માંગે છે, કે જગજાહેર દુશ્મન પાસે તેની ભત્રીજીના હાથનું તું માગુ કરવા માંગે છે?" મને ચોખ્ખો જ સવાલ પૂછ્યો.

"મારી જે ઇચ્છાઓ છે તે તદ્દન પવિત્ર છે! માટે પિતાજી, મને કહેવામાં કાંઈ શરમ નથી કે, હું ગુલાબને ખાસ પ્રેમથી ચાહું છું, અને–"

તે વચ્ચે જ બોલી ઉઠયા; "મને તારું ટાયલું સાંભળવાનો વખત નથી. તારી આંખમાં તો તે રૂપસુંદરી હશે; એ મોહિના રાણીને તું તારી ધણીયાણી કરવા માંગતો હશે. પણ મેં તારે વાસ્તે બીજી ગોઠવણ કરી છે, તે તું સાંભળ. ગુલાબનો તું હાથ મેળવી શકે, એ કદી બનનાર જ નથી!"

"બાબા શાદી કરુંગા તો ગુલાબ કી સાથ જ કરુંગા, દુસરી સબ હરામ હય!"

"અરે ઓ નાદાન છોકરા! એ તું શું બકે છે? ગીલીટ કરેલા દડાની લાલચમાં ખરો સોનાનો દડો તું ગુમાવી દે છે!"

"હા, તેમ જ છે. બાદશાહની મહેરબાનીને હું ગીલીટ કરેલો દડો સમજું છું, અને તેની લાલચમાં હું નિર્દોષતા અને સદ્‌ગુણનો ભંડાર ગુમાવી બેસીશ!"

"બેસ, બેસ. તું તદ્દન બાયલો બની ગયો છે બાયલો! બસ મને તું વચન આપ કે, હવે પછી કોઈ દિવસ તું ગુલાબને મળવા જશે નહીં."

"શું? હું તેને ફરીથી નહીં મળું? અલ્લાહના નામથી હું તમને કહું છું કે, તેમ કદી બનશે નહીં. જ્યાં તે જાય ત્યાં હું જઇશ! તે ગુલાબ છે, હું ભમરો થઇશ; તે દીવો છે, હું પતંગીઓ બનીશ!"

મારો બાપ હવે ગુસ્સે થઈ ગયો. ક્રોધમાં તે બોલ્યો; "ઓ હઠીલા! મૂર્ખા, કૃતઘ્ન છોકરા! તું ક્યાં બોલે છે, તે તને ખબર છે! સાંભળ, હું તને ઔરંગઝેબના સલાહકાર નજફઅલીખાનની છોકરી નુરમહાલ બેગમ સાથે પરણાવવા માંગુ છું! અને મારી ભવિષ્યની સઘળી આશાઓ તું તેની સાથે પરણે, તેનાપર જ અવલંબી રહી છે."

"પિતાજી! જો તમે આવું વચન કોઇને આપ્યું હોય તો તમે પાછું ખેંચી લો. આખી દુનિયાનું રાજ મને મળે, તો પણ હું ગુલાબને છોડનાર નથી. મેં આપને પહેલાંથી જ કે, છે ફકત તમારી હાલની યોજનામાં જ હું મદદ કરીશ; પણ તમારી મોટી આશાઓ અને ખરા કે ખોટા લોભમાં હું ઉત્તેજન આપી શકીશ નહીં."

મારાં છેવટનાં વચનો સાંભળી, તે અતિશય ક્રોધાયમાન થઈ ગયા. તે એકદમ ઉભા થઇ ગયા, ને ઓરડામાં આમથી તેમ આંટા મારવા લાગ્યા. તેઓ બીલકુલ બોલ્યા નહીં અને પછી ધમ દેતું કે બારણું ઉઘાડી, કાંઇ પણ કહ્યા વગર ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૧૬ મું.

### દારાનો લોભ.

ક્યારેને મોટા શેઠ જાય એવા વિચારમાં ખૂણામાં ઉભેલો મારો વફાદાર સુલેમાન, હવે હસતે મ્હોડે મારી પાસે આવી કહેવા લાગ્યો; "જનાબ! તમે જે બાનુ વિશે તજવીજ કરો છો, તે ખરેખાત પેલી વિધવાને ત્યાં જ રહે છે, અને સારી પેઠેમ છે!"

"શુક્રેઅલાહી! હવે પાછો હું તેને જોઈશ અને મળી શકીશ. ઝઈનાને તું પગાર આપ્યા કરજે, અને કહેજે કે તદ્દન મુંગી રહે!" મેં સુલેમાનને ફરમાવ્યું.

સુલેમાને નમન કરી મારા કહેવાનો સ્વીકાર કર્યો, અને સલામ બજાવી ચાલ્યો ગયો.

દરબારમાં જવાનું છોડી દીવાને મને આજે ત્રણ અઠવાડિયાં પૂરાં થયાં છે. હવે મારે બાદશાહની પાસે જવું જ જોઇએ. અણીને વખતે શાહનાં અગત્યનાં કામને રખડાવી મારીને, માત્ર મારી ઈશ્કબાજીને લીધે જ, તેની બધી યુક્તિઓ ધૂળધાણી કરી નાંખી, તેથી તેના મોં આગળ જતાં કુદરતી રીતે જ મારો પગ ભારે થયો, અને તે મને કોણ જાણે કેવો ઠપકો આપશે, તેની મને ફીકર થવા માંડી.

મેં મારા પિતાને ખબર આપી કે, હું આજે દીવાનેઆમમાં હાજર થઈશ, અને તેઓએ નામદાર શાહનશાહને જણાવવું કે, તેઓ જ્યારે પણ મને બાદશાહી શિકારપર મોકલવા માંગશે, ત્યારે હું જવા તૈયાર છું. પણ મારા પત્રનો બીલકુલ જવાબ મળ્યો નહીં, અને તેથી મેં એકલા જ જવાનો ઠરાવ કર્યો.

નિયમિત વખતે હું દીવાનેઆમમાં જવા નીકળ્યો, અને ત્યાં જતાંની સાથે શું આશ્ચર્ય! શાહજહાન ગેપ! દરબારનું પ્રમુખસ્થાન શાહજાદા દારાએ લીધું હતું. ખબર કાઢતાં માલમ પડયું કે, શાહજહાન ઓચિંતો માંદો પડયો છે, અને તેથી એ આજે દરબારમાં પધારી શક્યો નથી. વળી શાહજહાન કાલે રાતના જીન્નતવાસી થઈ ગયા છે, એવી અફવા માંહેમાંહે ચાલવા લાગી. તેનું પરિણામ થોડાક કલાકમાં એમ આવ્યું કે, આગની માફક આ વાત આગ્રામાં ફેલાઈ ગઈ. લોકો તે સત્ય માનવા પણ લાગ્યા.

દારાએ અને બીજા હકીમોએ છાતી ઠોકીને કહ્યું કે, શાહજહાન જીવે છે, પરંતુ માને છે કોણ? દારાને તેમ જ બીજા દરબારીઓને ભય લાગ્યો કે, જો આ વાતનું ખોટારું બતાવી નહીં આપીશું, તો બેશક પ્રથમ આગ્રા શહેરમાં ને પછી આખી શાહનશાહતમાં બળવો ને કાપાકાપી થયા વગર રહેશે નહીં, અને બીજા શાહજાદાઓ જાણે ગાદી તેમને જ મળવાની છે એમ જાણી, પોતપોતાનાં લશ્કરો લઇને આવી પહોંચશે, અને તે વેળા તેમને વિદાય કરવા ભારી થઈ પડશે.

દરબાર આગળ, મહેલ આગળ, અંતઃપુર આગળ, ખરું શું છે અને ખોટું શું છે તે જાણવાની આતુરતાવાળા અસંખ્ય લોકોનું ટોળું, થોડા જ સમયમાં ભેગું થઈ ગયું. સીપાઇઓના ગમે તેટલા કાલાવાલા છતાં, દારાનાં ગમે તેવાં ભાષણ છતાં, લોકો પાછળ હઠતાં નથી. તે લોકોની તકરાર મજબૂત હતી–કાંતો કબૂલ કરો કે અમારા નામદાર શાહનશાહ શાહજહાન મરી ગયા છે, અને જો તેઓ જીવતા હોય તો તેમને બહાર લાવો; અમે તેમને જોઇએ, ને ખાત્રી કરીએ કે તેઓ હજુ જીવે છે, મરી નથી ગયા! લાચાર, આજે પાટવી કુંવરનું કાંઈ ચાલી શક્યું નહીં. હિંદને ધ્રુજાવનાર શાહજહાનને પાલખીમાં ઉંચકી લાવવાની ફરજ પડી.

છેવટે એક પાલખીમાં સુવાડીને શાહજહાનને અંતઃપુરની બહાર લાવી, મોટા ચોગાનની ઉપર આવેલી અગાસીમાં, લોકોનો સમૂહ તેનાં દર્શન કરી શકે તેવી રીતે, એક ઉંચા આસનપર સુવાડયો. તદ્દન ફીકો ચહેરો, શોક અને ભયમાં ડુબેલો દેખાવ અને પોતાના કમબખ્ત નશીબનો દોષ કહાડતો, આજે શાહજહાન દેખાય છે. તેનું માથું છેક નીચું નમી ગયું છે; શરીરપર એક લાલ શાલ વીંટાળી છે; તેનું શરીર થરથર ધ્રુજે છે. અગાસીમાં તેને લાવવામાં આવ્યો. તે જાણે બસ હોય નહીં તેમ ફરી એકવાર લોકોએ તેને દરબારમાં લાવવાનો હોહાકાર કરી મૂકયો. આજે પ્રજા જીદ્દી થઈ બેઠી હતી. રખેને બળવો થાય, તેની ક્ષણિક બ્હીકને વશ થઇ જવાથી, દારા લોકોનું કહેવું સાંભળતો હતો. શાહજહાનને દરબા–રમાં લાવ્યા. આશરે પાંચેક મીનીટ થોભ્યા પછી, તે નામવરને મહેલમાં ફરી લઈ જવાનો હુકમ કરવામાં આવ્યો. લોકોએ પોતાની ખાત્રી કરી કે શાહજહાન જીવે છે.

બાદશાહને મહેલમાં લઈ ગયા પછી, દારા જાણે પોતાનો કક્કો ખરો થયો હોય, તેમ ભપકામાં ફરીથી દરબારમાં દાખલ થયો, અને પોતાના પિતાના આસનપર જઈ બેઠો. સર્વે કોઇ ઉભા થયા, અને તેને નમન કર્યું. આજના સર્વે કાર્યક્રમનો તે હુકમ કર્યો જતો હતો; આજે એનો દિવસ સીકંદર હતો.

મારે શું કરવું, દારા સમક્ષ જવું કે નહીં, તેની સાથે કયા પ્રકારે મારે વર્તવું, તેના ગુંચવાડામાં હું તો પડયો હતો. એક ખૂણામાં ઉભો રહીને આજની ચર્ચા જોયા કરતો હતો. હું મારા પિતાને મળવા આતુર હતો, કારણ કે જો તે મને મળે તો મારે કેમ વર્તવું, તે હું જાણી શકું. પણ ફોગટ, તેનાં દર્શન આજે દુર્લભ થઈ પડ્યાં.

ઓચિંતા એક આદમીએ મારા હાથમાં એક કાગળની કાપલી સેરવી દઈને, તરત અદૃશ્ય થઈ ગયો. તે કોણ હતો, તે જાણવાનો મને પ્રસંગ જ મળ્યો નહીં. કાપલી મારા હાથમાં હતી. મેં ઉઘાડીને વાંચી. તેમાં શું લખ્યું હતું? "દરબારમાંથી એકદમ ચાલ્યો જા. હું તારા ઘરમાં મળીશ." માત્ર આટલા જ શબ્દો, પણ અક્ષર ઉપરથી તે મારા પિતાની છે, એમ હું તરત સમજી ગયો, અને તેનો હુકમ માનવાને હું તરત દરબારમાંથી નીકળી પડ્યો, કે પેલા કમબખ્ત દારાનું મોં જોવું પડે નહીં."

જેવો દારા દરબારમાંથી ઉઠ્યો, અને દરબાર વિસર્જન થયો કે, મારા પિતા મને મળવા તરત આવી પહોંચ્યા.

"આદીક," આવતાંની સાથે જ તેઓ મને કહેવા લાગ્યા. "તારે દરબારમાં હાજર રહેવું, એ મને ઠીક નહીં લાગવાથી, મેં તને ચીઠ્ઠી લખી હતી. હવે જો તું ડાહ્યો હોય તો હજુ તું માંદો છે એવો ઢોંગ કરી, ઘરમાં જ પડી રહે. જ્યારે શાહજહાન સાજો થાય, ત્યારે તું દરબારમાં આવજે. તું સાજો થયો છે એવું મેં તે નામદારને કહ્યું હતું, અને તેઓએ બાદશાહી શિકારને માટે કાલનો દિવસ નક્કી કર્યો હતો. પણ હવે તે પોતે જ માંદા પડ્યો છે, એટલે વળી પાછું આપણું કામ ઢીલમાં પડ્યું છે. તારી મૂર્ખાઈને લીધે, તું જો, કે અમારે લગભગ મહીનો થયાં ખોટી થવું પડ્યું છે. હવે જો એકાદ માસમાં આપણું કામ નહીં થાય, તો પછી ચોમાસું બેસશે અને ત્યારે શિકાર કરવો ફાવશે નહીં. વળી મને તો બ્હીક લાગે છે કે, પેલો ગધેડો દીલારામ હકીમ, શરીરની દવા સાથે મગજની દવા એવી આપી દેશે કે, આપણી યુક્તિ ધૂળધાણી થઈ જશે. માટે આપણું કામ જેમ જલદીથી થાય તેમ સારું!"

હું તો આ સાંભળી ખુશી જ થયો. કારણ કે સેતાનને સપડાવે તેવા તે લુચ્ચા શાહજાદાઓને પકડવાનું કામ કાંઈ સહેલું નહોતું. આથી મેં પૂછ્યું; "ત્યારે તમારી બ્હીક હવે તો મટી જશે."

"શું બોલ્યો? મારી બ્હીક મટી જશે? અરે! જ્યાં સુધી દારા જીવતો છે ત્યાં સુધી હું મુવેલો જ છું, એમ જ સમજજે."

"ત્યારે તમે કરવા શું માગો છો?"

"દારાનું ખૂન! મારા પિતા માત્ર એ જ શબ્દ બોલ્યા, એટલામાં બારણું ઉઘડી ગયું, અને દારાનો જ ચોબદાર, અમારા ગભરાટ વચ્ચે આવી ઉભો રહ્યો અને શાહજાદો દારા મને બોલાવે છે એમ કહ્યું. મારા પિતાની પેલા ચોબદાર તરફ એક નજર નાંખતાં, ખાત્રી જ થઈ કે, તેણે અમારી વાત સાંભળી છે. તે એક બચ્ચાની માફક ધ્રુજવા લાગ્યો. હું પોતે પણ કયાં છું, તેનું મને ભાન રહ્યું નહીં. છેવટે પેલા ચોબદારે કહ્યું કે, "જનાબ! દારા તમારી વાટ જોઇને બેસી રહ્યા છે," ત્યારે જ હું જાગૃત થયો, અને મારા પિતાને ભય ભરી અવસ્થામાં ત્યાં એકલા મૂકી, હું દારા પાસે જવા નીકળ્યો.

જે દીવાનખાનામાં મેં નામદાર શાહજહાનની પ્રથમ મુલાકાત લીધી હતી, તેજ ઓરડામાં મને તેડી જવામાં આવ્યો. અહિંયા દારા અને હું માત્ર બે જણા જ હતા. પેલા ચોબદારને મારી આગળથી મ નહોતો જવા દીધો, અને તેથી મને ધીરજ હતી કે, અમારી ખાનગી વાતની દારાને ખબર પડી નથી. તેનાં મોં આગળ એક તાબેદાર ગુલામની માફક નીચું માથું કરીને હુકમ સાંભળવા હું ઉભો રહ્યો.

"સાદીક!" દારાએ કહ્યું; "તું શા માટે મારો દુશ્મન થાય છે?"

"હું કોઇનો દુશ્મન નથી. હું રાજ્યનો નિમકહલાલ નોકર છું. જો આજે તમે શાહનશાહ પદપર વિરાજો, અને હું તમારી નોકરીમાં દાખલ થાઉં, તો પછી જ્યાં સૂધી મારા શરીરમાં લોહીનું છેલ્લું ટીપું રહે, ત્યાં સૂધી હું તમારો તાબેદાર છું!"

"હા, તે હું જાણું છું. પણ તેની સાથે એ પણ હું જાણું છું કે, મને શાહનશાહનો મુગટ ધારણ કરતાં અટકાવવાને પહેલો પ્રયત્ન કરનાર પણ તું જ થશે."

"હા, નામવર તે ખરું છે." મેં કબુલ જ કર્યું. "મને કેટલાંક કારણો એવાં મળ્યાં છે કે, જેથી મને ઔરંગઝેબનો પક્ષ લેવો પડે છે. પણ જો તે કારણો નહીં હોય, તો આ ગુલામ તમારી તાબેદારી ઉઠાવવાને પણ તૈયાર છે."

"અને તે કારણો શું છે?"

નેકનામદાર! તે નહીં જણાવવા માટે તમો મને માફ કરો. ચોકસ બાબતો એવી છે કે, જે તમને જણાવવાની મને રજા નથી!"

કાંઇક વિચાર કરીને તે બોલ્યો; "સાદીક! જો તારા જેવા એકસો આદમી મારે પક્ષે હોય તો તખ્ત મેળવવું, એ મને બચ્ચાંની રમત જેવું થઈ પડે. હું તને કોઈ પણ વખતે મારી નોકરીમાં લેવા તૈયાર છું.

તારાં કારણો શું છે, તેની હું અટકળ કરી શકું છું; પણ મને આશા છે કે, તારી મુસ્કેલીઓનો થોડા વખતમાં અંત આવી જાશે!"

મેં મારા બે હાથ જોડી, તેના બોલવાનો સ્વીકાર કર્યો.

"ઠીક, સાદીક, હું તને મારો મિત્ર ગણું છું; તને ઘટતું માન આપતો રહીશ; હવે જવું હોય તો જા."

હું તે દરબાર સ્થલમાંથી નીકળી પડયો, અને મારા પિતા જે બાગને ડોળે વાટ જોયા કરતા હતા, તેની પાસે તરત ગયો, અને જે કાંઈ બન્યું હતું તે મેં એને કહ્યું. સર્વ વૃત્તાંત સાંભળીને તે હસ્યા અને કહ્યું; "કાળા નાગથી સંભાળતો રહેજે, એ તને ડંસશે. અરે ખોદા! મને ફક્ત એકજ લાગ–"

"ખામોશ! શું તમે એટલામાં ભૂલી જાઓ છો કે, આપણી વાતચિતો બીજા પામી જાય છે!"

"ખરું કહે છે. આ જીભડીને પાછી ખેંચવી જોઇએ. વારુ, કાલે તું મારે ત્યાં રાત્રે આવજે."

આટલું કહી વળી નવા બુટ્ટા ને નવી યુક્તિઓ શોધવાના વિચારમાં તેઓ વિદાય થયા, અને અમે ફરી એકવાર જૂદા પડ્યા. ખોદા માલુમ! ફીર કબ મીલેંગા!

---

## પ્રકરણ ૧૭ મું.

## જેને રામ રાખે તેને કોણ મારે.

મારા પિતાની બ્હીક અંતે ખરી પડી. પેલો લુચ્ચો હકીમ દીલારામ શાહજહાનના કાન ભંભેરવામાં ફાવ્યો. તે મારા પિતાની બાજી ઉલટાવી નાંખવામાં ફતેહ પામ્યો. છોકરાઓને ખુલ્લી રીતે કેદ પકડવા, તેના કરતાં વધારે સારો રસ્તો અને આબરુવાળો રસ્તો એ હતો કે, દરેક શાહજાદાને હિંદુસ્થાનના દૂરના પ્રાંતોની હાકેમગીરી આપી, દરેકને રવાના કરી દેવા. તેમ કરવાથી તેઓ પોતાની મતલબમાં ફાવશે નહીં, અને દરબારમાં રહીને કાવતરાં કરતા અટકશે. શાહજહાનને આ યુક્તિ પસંદ પડી અને તે પ્રમાણે કરવાનો નિશ્ચય ઠર્યો.

હવે દીલારામની દવાથી શાહજહાનનાં દીલને પણ આરામ થવા લાગ્યો, અને એક અઠવાડિયા પછી દરબારમાં આવવાને તે શક્તિવાન્ થયો. જે દિવસે તે આવનાર હતો, ત્યાર પહેલાં દરેક શાહજાદાને તે દિવસે દરબારમાં ખાસ હાજર રહેવાનું ફરમાન કાઢવામાં આવ્યું હતું. અને તેથી જે દિવસે શાહજહાન આવ્યો, તે દિવસે શાહજાદાઓ પણ હાજર રહ્યા

"દારાનું ખૂન! મારા પિતા માત્ર બે જ શબ્દ બોલ્યા, એટલામાં બારણું ઉઘડી ગયું, અને દારાનો જ ચોબદાર, અમારા ગભરાટ વચ્ચે આવી ઉભો રહ્યો અને શાહજાદો દારા મને બોલાવે છે એમ કહ્યું. મારા પિતાની પેલા ચોબદાર તરફ એક નજર નાંખતાં, ખાત્રી જ થઈ કે, તેણે અમારી વાત સાંભળી છે. તે એક બચ્ચાની માફક ધ્રુજવા લાગ્યો. હું પોતે પણ કયાં છું, તેનું મને ભાન રહ્યું નહીં. છેવટે પેલા ચોબદારે કહ્યું કે, "જનાબ! દારા તમારી વાટ જોઈને બેસી રહ્યા છે," ત્યારે જ હું જાગૃત થયો, અને મારા પિતાને ભય ભરી અવસ્થામાં ત્યાં એકલા મૂકી, હું દારા પાસે જવા નીકળ્યો.

જે દીવાનખાનામાં મેં નામદાર શાહજહાનની પ્રથમ મુલાકાત લીધી હતી, તેજ ઓરડામાં મને તેડી જવામાં આવ્યો. અહિંયા દારા અને હું માત્ર બે જણા જ હતા. પેલા ચોબદારને મારી આગળથી મ નહોતો જવા દીધો, અને તેથી મને ધીરજ હતી કે, અમારી ખાનગી વાતની દારાને ખબર પડી નથી. તેના મોં આગળ એક તાબેદાર ગુલામની માફક નીચું માથું કરીને હુકમ સાંભળવા હું ઉભો રહ્યો.

"સાદીક!" દારાએ કહ્યું; "તું શા માટે મારો દુશ્મન થાય છે?"

"હું કોઈનો દુશ્મન નથી. હું રાજ્યનો નિમકહલાલ નોકર છું. જો આજે તમે શાહનશાહ પદપર વિરાજો, અને હું તમારી નોકરીમાં દાખલ થાઉં, તો પછી જ્યાં સૂધી મારા શરીરમાં લોહીનું છેલ્લું ટીપું રહે, ત્યાં સૂધી હું તમારો તાબેદાર છું!"

"હા, તે હું જાણું છું. પણ તેની સાથે એ પણ હું જાણું છું કે, મને શાહનશાહનો મુગટ ધારણ કરતાં અટકાવવાને પહેલો પ્રયત્ન કરનાર પણ તું જ થશે."

"હા, નામવર તે ખરું છે." મેં કબુલ જ કર્યું. "મને કેટલાંક કારણો એવાં મળ્યાં છે કે, જેથી મને ઔરંગઝેબનો પક્ષ લેવો પડે છે. પણ જો તે કારણો નહીં હોય, તો આ ગુલામ તમારી તાબેદારી ઉઠાવવાને પણ તૈયાર છે."

"અને તે કારણો શું છે?"

નેકનામદાર! તે નહીં જણાવવા માટે તમો મને માફ કરો. ચોકસ બાબતો એવી છે કે, જે તમને જણાવવાની મને રજા નથી!"

કાંઈક વિચાર કરીને તે બોલ્યો; "સાદીક! જો તારા જેવા એકસો આદમી મારે પક્ષે હોય તો તખ્ત મેળવવું, એ મને બચ્ચાંની રમત જેવું થઈ પડે. હું તને કોઈ પણ વખતે મારી નોકરીમાં લેવા તૈયાર છું.

તારાં કારણો શું છે, તેની હું અટકળ કરી શકું છું; પણ મને આશા છે કે, તારી મુસ્કેલીઓનો થોડા વખતમાં અંત આવી જાશે!"

મેં મારા બે હાથ જોડી, તેના બોલવાનો સ્વીકાર કર્યો.

"ઠીક, સાદીક, હું તને મારો મિત્ર ગણું છું; તને ઘટતું માન આપતો રહીશ; હવે જવું હોય તો જા."

હું તે દરબાર સ્થલમાંથી નીકળી પડયો, અને મારા પિતા જે કાગને ડોળે વાટ જોયા કરતા હતા, તેની પાસે તરત ગયો, અને જે કાંઈ બન્યું હતું તે મેં એને કહ્યું. સર્વ વૃત્તાંત સાંભળીને તે હસ્યા અને કહ્યું; "કાળા નાગથી સંભાળતો રહેજે, એ તને ડંસશે. અરે ખોદા! મને ફક્ત એકજ લાગ–"

"ખામોશ! શું તમે એટલામાં ભૂલી જાઓ છો કે, આપણી વાતચિતો બીજા પામી જાય છે!"

"ખરું કહે છે. આ જીભડીને પાછી ખેંચવી જોઈએ. વારુ, કાલે તું મારે ત્યાં રાત્રે આવજે."

આટલું કહી વળી નવા ખુટ્ટા ને નવી યુક્તિઓ શોધવાના વિચારમાં તેઓ વિદાય થયા, અને અમે ફરી એકવાર જૂદા પડ્યા. ખોદા માલુમ! ફીર કબ મીલેંગા!

---

## પ્રકરણ ૧૭ મું.

## જેને રામ રાખે તેને કોણ મારે.

મારા પિતાની બ્હીક અંતે ખરી પડી. પેલો લુચ્ચો હકીમ દીલારામ શાહજહાનના કાન ભંભેરવામાં ફાવ્યો. તે મારા પિતાની બાજી ઉલટાવી નાંખવામાં ફતેહ પામ્યો. છોકરાઓને ખુલ્લી રીતે કેદ પકડવા, તેના કરતાં વધારે સારો રસ્તો અને આબરૂવાળો રસ્તો એ હતો કે, દરેક શાહજાદાને હિંદુસ્થાનના દૂરના પ્રાંતોની હાકેમગીરી આપી, દરેકને રવાના કરી દેવા. તેમ કરવાથી તેઓ પોતાની મતલબમાં ફાવશે નહીં, અને દરબારમાં રહીને કાવતરાં કરતા અટકશે. શાહજહાનને આ યુક્તિ પસંદ પડી અને તે પ્રમાણે કરવાનો નિશ્ચય ઠર્યો.

હવે દીલારામની દવાથી શાહજહાનનાં દીલને પણ આરામ થવા લાગ્યો, અને એક અઠવાડિયા પછી દરબારમાં આવવાને તે શક્તિવાન થયો. જે દિવસે તે આવનાર હતો, ત્યાર પહેલાં દરેક શાહજાદાને તે દિવસે દરબારમાં ખાસ હાજર રહેવાનું ફરમાન કાઢવામાં આવ્યું હતું. અને તેથી જે દિવસે શાહજહાન આવ્યો, તે દિવસે શાહજાદાઓ પણ હાજર રહ્યા.

આજે દીવાને આમમાં શાહજહાન આવ્યો છે. તેના ચારે શાહજાદા પણ હાજર છે, અને તેમને દરેકને હાકેમગીરી આપવાની ક્રિયા થનાર છે. સુલતાન શુજાને બંગાળનો સુબો બનાવવામાં આવ્યો; ઔરંગઝેબને દખણમાં મોકલવામાં આવ્યો; મુરાદને ગુજરાતનો હાકેમ બનાવ્યો અને દારાને કાબુલ તથા મુલતાનની સુબાગીરી આપી.

દરેક જણાએ શાહજહાનને નમીને ફરમાન કબૂલ કર્યું. દારા શિવાય સર્વેએ રજા માંગી, પોતપોતાના પ્રાંતોમાં જવા તૈયારી કરવા માંડી: માત્ર દારા જ જવાને નારાજ હતો. પિતા મરે તો ગાદી તરત પોતાને મળે, એવા હેતુથી તે આગ્રાથી દૂર જવાને તત્પર નહોતો.

ફરમાન કાઢવામાં આવ્યાં કે તરત થાકી ગયલો શાહજહાન પોતાના મહેલમાં પાછો ફર્યો. તેને મળવાને હું આતુર હતો, પરંતુ આજે મને એક પણ તક મળી નહીં. શાહજહાનના ગયા પછી, હું મારા પિતાને શોધવા લાગ્યો, પણ તેઓ તો આજે દીવાનેઆમમાં આવ્યા જ નહોતા. મને કાંઇક અજાયબી લાગી, અને મેં મારા પિતાને ઘેર જઈ મળવા ઠરાવ કર્યો.

પણ તરત જ દારાનો એક આદમી આવી, મને કહેવા લાગ્યો કે, શાહજાદા દારા સાહેબ તમને બોલાવે છે, માટે આવી જજો. પોતાના પિતાની માફક દારા પણ એક દરબાર ભરતો હતો, અને ત્યાં એના મળતીઆઓ વગેરે જતા હતા. મને ત્યાં હાજર થવા આમંત્રણ થયું, તેથી મેં ઘેર જઈ પોશાક બદલીને જવા વિચાર કર્યો.

મારા ઘરના વરંડાપર હું આવી પહોંચ્યો કે મારી પાછળ કાંઈ ઘોંઘાટ થતો હોય, એવો મને અવાજ આવ્યો: જાણે કોઈ પથરો ફેંકતું હોય એમ મને લાગ્યું. મેં પાછા ફરીને જોયું તો કોઇએ મારી સામેના આરસા તરફ તીર ફેંક્યું હતું, અને કાચ સાથે અથડાવાથી નીચે સૂધી તડ પડી હતી. મને અજાયબી લાગી ને પ્રશ્ન મન સાથે થયો કે, શા માટે તીર આયનાપર ફેંકવામાં આવ્યું હશે? શું કોઈ મારો નાશ કરવા માંગતું તો નહીં હોય! આમ વિચાર કરતાં પેલું તીર જે કાચની તડમાં ભરાઈ ગયું હતું, તે લઇને તપાસવાનો મે વિચાર કર્યો. તે લઇને હું ફેંકી દેવા જતો હતો, એટલામાં તીરના પીંછા સાથે એક કાગળની કાપલી વળગાડેલી મારા જોવામાં આવી. મે અજાયબીથી લીધી, તો તેમાં કાંઇક લખેલું માલમ પડયું. મેં વાંચી. મારા આશ્ચર્યનો પાર રહ્યો નહીં. તે નીચે પ્રમાણે હતી.

"સાવધ રહે! દારાની દરબારમાં તને પાન સોપારી આપવામાં આવે તે ખાતો નહીં. તારી સાથે છાનામાનાં બીજાં સોપારી લઈ જજે. આપેલું સોપારી કળાથી સંતાડી દઈ, માત્ર તારું પોતાનું જ ખાજે. પછી

તરત જ ત્યાંથી નીકળી પડી, ઘોડેસ્વાર થઈ, ઔરંગઝેબને આવી મળજે. દખણમાં જવાની તૈયારીઓ થઈ રહી છે. શાહજહાનનું કાંઈ ચાલતું નથી. દારા અને બેગમ સાહેબ જે કહે છે તે જ થાય છે. જીવ બચાવવો હોય તો નાસજે. પણ આજે, દારાની દરબારમાં જવાને ચૂકતો ના!

રોશનઆરા."

યા ખોદા! આ શું! શું દારા મંગલાચરણમાંજ મારો જાન લેવા માંગે છે. હા! ઠીક છે! મારા પિતાએ બરોબર કહ્યું હતું કે કાળા નાગથી સાવધ રહેજે. રોશનઆરા! તારો ઉપકાર કેમ ભૂલું? તેં મને આજે જીવતદાન આપ્યું છે.

આમ વિચારમાં તલ્લીન થયો હતો, પણ એટલામાં દારાને ત્યાં જવાનો વખત થઈ જાય, તે બ્હીકથી ઉતાવળમાં મેં મારો પોશાક બદલ્યો, અને થોડુંક સોપારી પણ મેં સંતાડી રાખ્યું. સુલેમાનને બોલાવી, મારો ઘોડો તૈયાર રાખવાને તથા મારો કેટલોક સામાન મુષ્તીઆરખાનની વિધવાને ત્યાં લઈ જવાને મેં એને ફરમાવ્યું, અને હું ત્યાં આવી પહોંચું ત્યાં સુધી મારી વાટ જોતાં ત્યાં જ ઉભા રહેવા મેં એને હુકમ આપ્યો!

આ પ્રમાણે હુકમ આપીને હું દારાની દરબારમાં ગયો, અને જેવો હું બેઠો કે તરત દારાએ પોતાનાં માણસોને હુકમ કર્યો કે, સાદીકને આવકાર આપવા માટે પાનસોપારી લાવો! મેં નીચા વળી જે માન મને આપવામાં આવ્યું, તે માટે ઉપકાર માની સોપારીનો સ્વીકાર કર્યો. જેવું હું મોઢું ઉંચું કરીને ખાવા ગયો કે, તે સાથે મેં તરત સોપારી બદલી નાંખ્યું, અને મારું પોતાનું મેં ખાધું.

પાનસોપારીની ક્રિયા ખલાસ થયા પછી, અમને બધાંને જવાની આજ્ઞા મળી. જેવો હું છૂટયો કે તરત મેં મારા ઘરને, શોભાને, રાજ્યની વફાદારીને, છેલ્લી સલામ કરી! ઉતાવળે ઉતાવળે મારા પિતાની પાસે જવા જાણે દોડ કરી! આખે રસ્તે મેં હરામખોર દારાને તેની બુરી દાનતને માટે શ્રાપ આપ્યા કર્યો. મારા બાપના ઘરના આંગણા આગળ આવીને મેં પૂછ્યું કે, મારા પિતા અંદર છે કે નહીં. પહેરેગીરોમાંના એકે જવાબ આપ્યો કે, તેઓ આજે ઓરડાની બહાર નીકળ્યા જ નથી!

મને ડર લાગ્યો. તરત જ હું અંદર પેઠો અને જ્યાં જોઉં ત્યાં બધે ઉથલપાથલ થયલું દેખાયું! મારા પિતાનો પલંગ પણ ખાલી! શોધતો શોધતો અંદરના ભાગમાં ગયો. ત્યાં પણ માત્ર તેની શાલ અને મલમલની સપાટ શિવાય બીજું કાંઈ માલમ પડ્યું નહીં. પણ તરત જ મારી નજર લોહીના ટીપાંપર પડી. હું તરત જ બૂમ પાડી ઉઠ્યો; "કરીમ અલ્લાહ! મારા બાપનું ખૂન થયું છે!"

મારાથી વિશેષ બોલાયું નહીં. મારૂં હૈયું ભરાઈ આવ્યું. થોડીક મીનીટ એમને એમ જ ઉભો રહ્યો. પછી લોહીના ટપકાંની નિશાની પ્રમાણે આગળ વધીને હું પાછલા બાગમાં આવ્યો. પણ ત્યાં કંઈ પણ નિશાની માલમ પડી શકી નહીં. મને કશો પત્તો મળી શક્યો નહીં.

મેં તરત જ બૂમ પાડી. ઘરમાં હોહો થઈ રહી. સીપાઇઓ, માણસો, ચાકરો, ભેગા થઈ ગયા. પણ કોઈ ભેદ ભાગી શક્યું નહીં. શું મારા પિતાનું ખૂન કરી તેના શરીરને ઉંચકી ગયા હશે? તેને ક્યાં લઈ ગયા હશે? મને આવા આવા વિચારો આવવા લાગ્યા. મારી ખાત્રી થઈ કે, આ કામ દુષ્ટ દારા શિવાય બીજા કોઈનું હોઈ શકે નહીં. જો તેનું પોતાનું નહીં હોય, તો તેના કમબખ્ત મળતીઆ બુરકંદાઝનું હોવું જ જોઇએ.

હવે અહીં ઉભા રહેવામાં બીલકૂલ સલામતી નથી, એમ સમજી, દારાને ગાળો દેતો, હું એકદમ ઘોડેસ્વાર થઈ, મારૂં ઘર, મારા પિતાનું ઘર અને ખુદ આગ્રા શહેર છોડી જવાનો મેં ઠરાવ કર્યો. હવે તો ઔરંગઝેબની જ કુમકે રહેવું, અને ખોદા મદદ આપે તો દારાપર વૈર લેવાનો વિચાર કરી, હું ત્યાંથી ચાલી નીકળ્યો.

હું સીધો ઔરંગઝેબના મુકામપર આવી ચઢ્યો, અને મને તેની મુલાકાત લેવાનું કાંઈ મુશ્કેલ પડ્યું નહીં. મેં તેને સર્વે હકીકત નિવેદન કરી, અને તેનો પક્ષ લઈ તેની તાબેદારી ઉઠાવવાની મારી મરજી બતાવી. તેણે મારો સ્વીકાર કર્યો, પરંતુ જે હસતાં મ્હોડાની ને હોંસ ભર્યા આવકારની મેં આશા રાખી હતી તે વ્યર્થ ગઈ. જેટલું મેં પૂછ્યું તેનો માત્ર ટુંકાણમાં મને એણે જવાબ આપ્યો. મારા પિતાનો પત્તો મેળવવા વિશે મેં એને પૂછ્યું; પણ તેનોએ મને નિરાશા ભર્યો જવાબ મળ્યો. અંતે કાંઈ વધારે વાત નહીં કરવાની હોવાથી હું એને નમન કરી, બીજી બાજુએથી જો સમાચાર મળી શકે તો તે મેળવવા દોડ્યો.

ફરી એકવાર મારે શહેરમાં આવવું પડ્યું, અને ત્યાં અકસ્માત્ મને ખબર પડી કે, દારાને જ્યારે ખબર પડી કે, સોપારીની મારાપર કાંઈ અસર થઈ નથી, અને હજુ હું તો વાઘ જેવો બેઠો છું, ત્યારે એના ગુસ્સાનો કાંઈ પાર રહ્યો નહીં. જે આદમીને પાન સોપારીની ગોઠવણ સોંપવામાં આવી હતી, તેનાપર દારા અતિશય ગુસ્સે થઈ ગયો; કારણ કે તે એમ માનવા લાગ્યો કે, તે માણસની ભૂલથી જ ઝેરવાળું સોપારી મને આપવાનું રહી ગયું અને તેની ભૂલની શિક્ષા તરીકે તે બીચારા કમનસીબ માણસના બંને હાથ, ખભા આગળથી કાપી નાંખવાનો એણે હુકમ કર્યો હતો. દારાના આ ઘાતકી ફરમાનનો અમલ થયો

કે નહીં, તે વિશે મેં કશી પૂછપરછ કરીએ નહીં, તેમ મેં કશું સાંભળ્યું-એ નહીં; પણ નક્કી તે કમનસીબ માણસ ત્યાર પછી કદી દરબારમાં જોવામાં આવ્યો હતો નહીં.

---

## પ્રકરણ ૧૮ મું.

### પ્રેમમાં વેહેમ!

Dafne. But who is far from love?
Pirsi. He who fears and flies.
Dafne. What use to flee from one who has wings?
Pirsi. The wings of love, while he yet grows,...are short

"*Animata.*"

શહેરમાં થોડાક વખત આમતેમ વગર વિચારે ફર્યા પછી, હું મુફ્તી-આરખાનની વિધવાને ઘેર ગયો; કારણ કે મેં મારો સામાન પણ તેને ત્યાં મોકલાવી દીધો હતો, તેમ જ સુલેમાનને પણ ત્યાં જ થોભવા મેં કહ્યું હતું. માટે તેણે મારી ગેરહાજરીમાં શું શું વ્યવસ્થા કરી છે, તે જોવાની ઇચ્છાથી હું તેના ઘર તરફ વળ્યો. ત્યાં જઇને હું સુલેમાનને મળ્યો, અને મને દરેક ગોઠવણ સંતોષકારક માલમ પડી. અંતઃપુરમાં સ્ત્રીઓ કેમ છે, તેના ઉત્તરમાં પણ મને ખુશીના જ સમાચાર મળ્યા. ગુલાબ પણ અહીં જ આવી હતી; અને તે પણ સારી હાલતમાં હતી.

સુલેમાન સાથે વાત કરીને, હું તરત અંદરના ભાગમાં ગયો, જ્યાં પેલી વિધવા, તેના બે પુત્રો, અને ગુલાબ બેઠાં બેઠાં ગપ્પાં મારતાં હતાં! જેવો હું ગયો કે તેવાં તેઓ એકદમ ઉભાં થઈ ગયાં, અને મને ઓચિંતો તેમની વચ્ચે જોઇને તેઓ ખુશી થયાં, પણ તે સાથે તેઓએ મારું ગાડું કેમ ચાલે છે, તે વિશે કાંઇક અજાયબીથી મને પૂછ્યું. મારા સંબંધી જે કાંઈ જાણવા જેવું બન્યું હતું, તે મેં ટુંકાણમાં કહી સંભળાવ્યું. હર્ષ અને શોકમાં ડોલા ખાતી ગુલાબે બધું ધ્યાનથી સાંભળ્યું.

જે મુશ્કેલીઓમાંથી હું પસાર થઈ ગયો, તેનું બ્યાન સાંભળતાં, ગુલાબના ચ્હેરાપર રતાશ આવી. તે કશું બોલી શકી નહીં. હું બચ્યો, તેની ખુશાલીમાં એક શબ્દ તેનાથી ઉચ્ચારી શકાયો નહીં. તેનું કારણ સ્હેજમાં સમજાય એવું છે. વિધવાના દેખતાં અમે કેવી રીતે વાત કરી શકીએ? હજુ ગુલાબ શરમાળ હતી! તેને ત્રિજા પુરુષના દેખતાં મારી સાથે વાત કરવાની ટેવ પડી નહોતી. આજે તેની જીભ ઉપડી શકતી નહોતી. પણ હરકત નહીં. તેની જીભનું કામ તેની આંખ કરતી હતી. તે મારા સામું જોઈ રહી. તેનો પ્રેમ અવિચળ જ હતો, એવી મારી ખાત્રી થઈ. હર્ષમાં

મારું હૃદય ધડકવા લાગ્યું. "હા, પ્યારી ગુલાબ! દીલોજાન ગુલાબ' તું મને ચાહે છે, તારી ચાલ, તારું મૌન્ય, તારી આંખ મારા સાક્ષી છે.'

આવા વિચારમાં જ હું કેટલીક મીનીટ ગુંથાઈ રહ્યો. છેવટે મે જવાની રજા માંગી. બીજે દિવસે ફરી આવવાનું વચન આપી, હું ત્યાંથ વિદાય થયો. શાહજાદાની છાવણીમાં મેં રાત પૂરી કરી, બીજે દિવસ કામ કરવાનું પણ મને સૂઝયું નહીં, અને ક્યારેને વખત થાય કે હું જઇને ગુલાબને મળું, એ જ વિચારે મારા મનમાં ઘર કર્યું હતું.

વખત થયો, અને હું મરીયમને મકાને ગયો. તેણે અને તેના બે પુત્રોએ મને સારો આવકાર આપ્યો. પણ ગુલાબને ત્યાં નહીં જોવાથી હું આશ્ચર્ય પામ્યો, અને તે ક્યાં છે તે વિશે સવાલ પૂછયો. તેને કાંઈક બ્હાનું કાઢ્યું. જો કે તે તદ્દન ખોટું હતું એમ મને લાગ્યું, પણ નાચારે તે કબુલ રાખ્યા વગર છૂટકો નહોતો. છેવટે તે આવી, પણ મોડી આવી.

પણ શું! આ ગુલાબ! અરે ક્યાં છે કાલની પ્રકાશતી તેજની મૂર્ત્તિ અને ક્યાં આ તેના બદલામાં રડતી સુરત! આજે તેનો ચ્હેરો તદ્દન બદલાઈ ગયો હતો, તે ફીક્કી પડી ગઈ હતી, તેને મને ઠંડો આવકાર આપ્યો. મને ચટપટી થવા લાગી, તેની ફીકરનું કારણ જાણવા મથ્યો, પણ ફોગટ. આજે તે બેદરકારીથી મારા તરફ જોતી હતી અને બરાબર જવાબ દેતી નહોતી.

બે પુતળાંની માફક અમો ઉભાં રહ્યાં હતાં, તે દરમ્યાનમાં મરીયમ અને તેના બંને છોકરાઓ અમને એકલા મૂકીને ચાલ્યા ગયા! છતાં ગુલાબ મુંગી રહી! અંતે લથડતી જીભે મેં ગુલાબને આ બધાનું કારણ પૂછયું; તે જણાવવા વિનંતી કરી અને તેના જવાબમાં મને એટલું જ જણાવ્યું કે, મુફ્તીઆરખાનની વિધવા વગેરે જોડેનાં જ ઓરડામાં બેઠાં છે, અને હમણાં જમવાની થાળીઓ પીરસાય છે, માટે ત્યાં જવાનું છે!

તેના આ ઉત્તરની દરકાર કર્યા વગર મેં ફરીથી ધાંટો પાડી પૂછયું; "ગુલાબ! આજે શું થયું છે? હું તને હાથ જોડી પૂછું છું, તું મને કહે. મેં એવું શું કર્યું કે, જેથી હું તારા ગુસ્સાને પાત્ર થયો છું?"

તેને જવાબ આપ્યો; "પ્રિય સાદીક! હું ગુસ્સે થઈ નથી. પણ હવે તારે મારી પાસે આવવાનું માંડી વાળવું. તારે જવું હોય ત્યાં તું જા. ઇશ્વર તને હમેશાં સુખી રાખે. દરબારના બનાવો સાંભળી હું દલગીર થઈ છું."

બસ, આ હૃદયભેદક ચાર શબ્દો બોલી, ગુલાબ કે જેને માટે હું મારો પ્રાણ આપવા પણ તૈયાર થયો હતો તે ગુલાબ, બેદરકારીથી બારણાં તરફ ચાલી ગઈ. જતાં જતાં એક નજર મારા તરફ ફેંકી. પણ

હાય! આજે તે નજર પ્રેમની નથી. તે એક ધિક્કારાયલા આદમી તરફ દયાની નજર હતી! ઓ ખોદા! આજે હું દયાને પાત્ર થઈ પડ્યો છું.

ગુલાબની આ વર્તણુકથી મને ઘેલછા લાગી. હું ગાંડો કેમ નહીં થઈ ગયો, તે મને અજાયબ લાગે છે. શું ગુલાબ મને ચહાતી નથી? આનું કારણ શું? લાવ હું મરીયમને પૂછું. આમ વિચારીને તરત પાસેની ઓરડીમાં તે બેઠી હતી, ત્યાં હું ઉતાવળે પગલે ગયો, અને આજે ગુલાબ આ પ્રમાણે કેમ વર્ત્તે છે, તેનું કારણ જાણવા માંગ્યું.

"નેકબાનુ! આજે શું થયું છે? ગુલાબ કેમ બોલતી નથી? શું મારી નિંદા કરવામાં આવી છે અથવા તો જે સ્ત્રી થોડા કલાક અગાઉ મને ચહાતી હતી, તે મને તજી દે છે?" મેં પૂછ્યું.

"તે તો કોણ જાણે. હું નથી ધારતી કે, તમે એને નહીં ગમતાં હોવ. પણ જુઓની હવે વખત બદલાઈ ગયો છે. ગુલાબે તપાસ કરી છે, અને તમે પણ ના પાડી નહીં શકશો કે તમે કાંઈ હવે નામદાર શાહનશાહના અમીર નથી, પણ સાદા સાદીક છો!"

"હેં, ત્યારે શું એમ જ છે! બસ હું સમજી ગયો. તે ગુલાબમાં ખરો પ્રેમ નહોતો. તે સાદા સાદીકને નહોતી ચહાતી, પણ નામદાર શાહજહાનના એક ઉમરાવને ચહાતી હતી; તે પ્રેમને નહીં, પણ પૈસાને ચહાનારી છે. હાય! શું તે માત્ર પૈસાને ખાતર પોતાના હાથપર મને ચુંબન કરવા દેતી હતી?"

આ પ્રમાણે મને હાય અફસોસ કરતો જોઈને, મરીયમ મને કહેવા લાગી કે, "હાલના સંજોગો જોતાં મારે હવે મુલાકાત લેવાનું બંધ કરવું જોઈએ." "અમીર," "ઝબદુત અલ ઉમર" વગેરેના મારા ખીતાબો જતા રહ્યા છે, માટે હવે મારી સાદાઈનાપર જ વિચાર રાખવો." તેનાં આ વચનો સાંભળી મારાથી બોલ્યા વગર નહીં રહેવાયું; "ગુલાબ મને નીક્કારે છે, મારાપર દયા લાવે છે અને મારું મોં જોવા માગતી નથી!"

મરીયમ મને કારણોની હારમાળા આપવા લાગી. "ગુલાબ તને શા માટે જોવા નથી માગતી, અને શા માટે તારે આવવું નહીં, વગેરે લંબાણ ટાયલું તેણે ચલાવવા માંડ્યું. પણ મને તેનું બોલવું બીલકુલ ગમ્યું નહીં. હું વચ્ચે બોલી ઉઠ્યો; "બસ બસ. જો તેનો પ્રેમ સાચો હોત, તો મારી ગમે તેવી સ્થિતિ હોવા છતાં પણ ગુલાબ મને ચાહ્યા કરતે. પણ હાય! આજે હું બે વસ્તુ ગુમાવું છું. છેલ્લા રામ રામ કરું છું–પ્રેમને અને ગુલાબને! બંનેને આજથી ભૂલવાનો હું પ્રયત્ન કરીશ. ખોદા મને યારી આપશે. આજથી મેં ઔરંગઝેબનો પક્ષ લીધો છે. તેને માટે હું મારો પ્રાણ અર્પીશ. જે સ્ત્રીનો પ્રેમ આજે આવે. કાલે જાય તેને

છેલ્લી સલામ કરું છું! પણ ભલે તે સુખી રહે અને નેકબાનુ, તમે પણ સુખી રહો. જતાં જતાં મારી તમને એટલી સલાહ છે કે, દારાની જાળમાં ફસાતાં નહીં."

"હાય! મારે કયાં નાસી જવું?" તે મને પુછવા લાગી; "મારા પુત્રો લડાઇમાં જવાને યોગ્ય થયા છે. એક જણ ઔરંગઝેબની હીમાયત કરે છે, ને બીજો સુલતાન શુજાની કરે છે; મારે હવે કેમ કરવું?"

મારું મગજ એવું તો ભમી ગયું હતું, કે જવાબ આપવાની મારામાં શુદ્ધિ રહી નહોતી. તે પોતાનું બોલવું પૂરું કરે ત્યાર પહેલાં મારે કપાળે હાથ મૂકતો એકદમ ત્યાંથી હું નીકળી પડયો. હું રસ્તામાં આવ્યો અને એક નજર મેં પાછળ ફેરવી. ગુલાબ બારીએ ઉભી હતી. તેના મોંપર એક જાતનું સ્મિત હાસ્ય રમતું હતું, અને મને જોતાંની સાથે તરત બારીમાંથી ચાલી ગઈ.

રસ્તે ચાલતાં હું વિચારવા લાગ્યો. ચાલો ખોદાએ આ પણ ઠીક કર્યું. પ્રેમમાંને પ્રેમમાં મુંઝાયા કરવું, તેના કરતાં તેનો છેડો આવી ગયો, એ વધારે સારું થયું છે! હવે હું મારા પૂરા જોરથી મારા માલેકની તરફથી લડીશ. આજના બનાવે મને ગાંડો કીધો હોત, પણ મને દીલાસો આપવાને એક જ વસ્તુ હતી. ગુલાબ મને ચહાતી નથી તો મારે શામાટે તેને ચાહવી. માત્ર મને અજાયબી એટલી જ ઉત્પન્ન થઇ કે, જે ગુલાબે પોતાના હૃદયમાં પ્રેમનું પોપણ આટલા બધા મહીના કર્યું, તેનો માત્ર થોડાક કલાકના અરસામાં કેવી રીતે નાશ કરી શકી.

આમ વિચારમાં ને વિચારમાં હું મારા તંબુમાં આવી પહોંચ્યો. હું મારો પોશાક બદલતો હતો, તેવામાં ઔરંગઝેબનો ચોબદાર શાહજાદાની પાસે મને તેડી જવાને આવ્યો. શામાટે તે મને ઓચિંતો બોલાવે છે, તે હું કાંઈ સમજી શકયો નહીં. તે છતાં હું ઉઠયો અને શાહજાદાના બાદશાહી તંબુમાં ચોબદાર સાથે ગયો.

—:o:—

## પ્રકરણ ૧૯ મું.

### સાધુ પુરુષોના સંગમાં.

To know how a bad man will act when in power, reserve all the doctrines he preaches when obscure.

*S. Montague.*

હું જે વખતની વાત કહું છું, તે વખતે ઔરંગઝેબ દખણમાં જવાની તૈયારીઓ કરતો હતો. પણ કયારે જાય, તે નક્કી નહોતું.

કદાચ એ ખરેખાત જવા માગતો નહીં હોય, પણ પોતાના પિતાને ખોટું નહીં લાગે, તેટલા માટે બધી તૈયારીઓ કર્યા કરતો હશે! પણ કુચ-કરવાનું નક્કી થાય કે વળી કાંઈ અણધારી મુશ્કેલીઓ આવી પડે, અને જવાનું અટકી પડે, તેવી તક જોતો હતો!

આ પ્રમાણે ઢીલમાં ને ઢીલમાં, ઔરંગઝેબનો રસાલો આગ્રા શહેરની બહાર તંબુઓમાં મુકામ નાંખી પડ્યો રહ્યો હતો. શાહજાદા પાસે આ વખતે આશરે બસેં આદમીઓ હતા. તંબુઓ અવ્યવસ્થિત રીતે આમતેમ ઠોકવામાં આવ્યા હતા. વચ્ચે માત્ર તેનો પોતાનો તંબુ જ શોભાયમાન માલમ પડતો હતો. જો કે તેમાં એક શાહજાદાને લાયક વસ્તુઓ માલમ પડે, તેના કરતાં પવિત્ર સાધુ પુરુષોને લાયક વિશેષ માલમ પડતું હતું. દરરોજ રાત્રે આ તંબુની આસપાસ ચોકી પહેરો મૂકવામાં આવતો હતો, અને તેના દરવાજા આગળ માત્ર બે કુતરા જ બેસી રહેતા હતા. ઔરંગઝેબને પોતાનાં માણસો કરતાં, આ કુતરાપર વધારે વિશ્વાસ હતો અને તે તેને વારંવાર લાડ પણ લડાવતો હતો. કુતરાઓની ફરજ રાત્રે શાહજાદાના તંબુ આગળ બેસી રહેવાની હતી અને જો વખતે કોઈ પરોણો અંધારી રાત્રે આવી પહોંચે, તો તેને ઘટતો આવકાર આપવાનું તેમનું કામ હતું!

સાંજના દીવાબત્તી થઈ કે ત્યાં આગળ હમેશાં શાંતિ પથરાતી હતી. ભાગ્યે જ કોઈ સામાન્ય પુરુષની ત્યાં અવર જવર થતી હતી. સૌ પોતપોતાના તંબુમાં જ રહેતા. માત્ર એક જ તંબુમાં ભજનકીર્ત્તન થયા કરતાં હતાં; અને તે તંબુ તે શાહજાદા ઔરંગઝેબનો જ તંબુ હતો કે જ્યાં ઈશ્વર-ભજન રોજ રાત્રે કરવામાં આવતું હતું. તંબુની આસપાસ સખત ચોકી પહેરો મૂકીને બધા સાંઇઓ, ફકીરો, મૌવલાઓ અને બીજા પવિત્ર સાધુઓ ઔરંગઝેબના તંબુમાં ભેગા થતા હતા. જો કોઈ સાધારણ આદમી ત્યાં આગળ ડોકમાં માળા કે સાંઇનો પોશાક પહેર્યા વગર ગયો, તો તેના ભોગ જ ફરી વળ્યા સમજવું! ઔરંગઝેબના ક્રોધનો પાર જ રહેતો નહોતો અને તેવા જહાનમવાસી આદમીપર સદ્દહજાર લ્યાનત નાંખવામાં આવતી હતી. એક ફકીર શાહજહાનને અથવા તો તેના કોઈ બીજા પુત્રને જોઇ મળી શકે, એ તદ્દન અશકય હતું; પરંતુ ઔરંગઝેબને મળવું, તેની સાથે બેસવું, અને ખોદાની બંદગી કરવી એ તો સહેલી વાત હતી. અને આ કારણને લીધે પવિત્ર ગણાતા ફકીરો અને સાંઈ મૌવલાઓ હમેશ તેની પાસે આવી, ખોદાની બંદગી કરતા હતા. બંદગી કર્યા પછી તેઓ હમેશ તેના વિશાળ તંબુમાં જ સુઈ રહેતા, અને પ્રભાત થતાં સૌ પોતપોતાને સ્થાનકે વિદાય થતા હતા.

જે વખતે મને તે નામદારનું તેડું આવ્યું અને હું તેની હજુરમાં ગયો, તે વખતે રાબેતા મુજબ ઔરંગઝેબની આજુબાજુ ફકીરો, મુલ્લાંઓ, મોલવીઓ, કેટલાક કાજીઓ અને બીજા થોડાક પાક આદમીઓ, હાથમાં માળાના મણકા ફેરવતા મારી નજરે પડ્યા. મને લઈ જઈને તંબુના એક ખૂણામાં ઉભો રહેવા ફરમાવવામાં આવ્યું. તે વખતે બંદગી કરવામાં આવતી હતી, તેથી મારા તરફ કોઈએ નજર પણ કરી નહીં. પણ ત્યાંનો બધો દેખાવ જોવાની મને પૂરતી તક મળી. બંદગી ખલાસ થઈ અને સૌ કોઈ પોતપોતાની જગ્યાએ ચાલ્યા ગયા.

માત્ર ઔરંગઝેબ અને હું તંબુમાં એકલા રહ્યા. તરત હું તેનાં મોં આગળ જઈ નમન કરી અદબ વાળી ઉભો રહ્યો. તે મારા તરફ તીક્ષ્ણ નજર રાખી મને પૂછવા લાગ્યો; "ઓ અધમ પુરુષ! તારી માળા ક્યાં છે?"

મેં મારી તલવાર ખેંચી અને જવાબ વાળ્યો; "આ રહી મારી માળા!"

ઔરંગઝેબ ખુશ થયો હોય એમ મને લાગ્યું, અને મને પોતાની છેક પાસે આવવા કહ્યું. તે કહેવા લાગ્યો કે, "વખત આવશે, ત્યારે તારી તલવારને જરા નવરાશ પણ મળશે નહીં. પણ હમણાં તો તારે ફકીર બનવું પડશે. લે આ માળા!!" એમ કહી પોતાની ડોકમાંથી એક માળા કાઢી મારી તરફ ફેંકી!

મેં તે તરત ઉંચકી લીધી અને નીચા વળી તેનો સ્વીકાર કર્યો.

તેણે બોલવું ચાલુ જ રાખ્યું, "હમેશા સાવધાન રહેજે. કોઈ સાથે લડતો નહીં, કજીયો કરતો નહીં. હું શાહ બનું કે સાંઈ બનું, પણ જ્યારે મારો વખત આવશે ત્યારે જો તું મારી તરફ નીમકહલાલીથી વર્તશે, તો હું તને નક્કી યાદ કરીશ. બોલ તારે કાંઈ હમણાં માંગવાની ઇચ્છા છે?"

"હા નામવર! મારા પિતાને માટે મને ફીકર થયા કરે છે."

"તારો બાપ ક્યાં ગયો છે?"

"યા ખોદા! તે મને ખબર જ નથી; પણ મને બીક લાગે છે કે, દારાએ તેને ફસાવ્યો હશે!"

"ત્યારે તો ફક્ત ખોદા તેને બચાવી શકે, એવું આવી બન્યું! પણ તરુણ બાળ! છોકરા, હવે તું સાવધ રહેજે. જો કદાચ તું પકડાયો, તો તું નિશ્ચય માર્યો જશે. યાદ રાખજે, મારો બાપ પણ તને બચાવી શકશે નહીં."

મેં હીંમત રાખી જવાબમાં કહ્યું; "જો તે નામદાર વચ્ચે પડે, તો મારો પિતા છૂટે ખરો!" પણ મારો પિતા આ વખતે ઔરંગઝેબની સેવામાં નહોતો, એટલે તેણે વચ્ચે પડવા ચોખ્ખી ના પાડી અને કદાચ પડે તોપણ તે છૂટી શકે એમ માની શકાય એમ નહોતું, આ કારણને લીધે હું વધારે આગ્રહ કરી શક્યો નહી. કેટલીક મીનીટ અમે પાછા મુંગા

મુંગા, એક બીજાનાં મ્હોડાં ટગર ટગર જોતા ઉભા રહ્યા, અને છેવટે તેણે મને કહ્યું કે, આપણે દખણમાં ઉપડી જવા માટે તૈયાર થઈ રહેવું જોઇએ. કોઇપણ દિવસે આપણે ચાલ્યા જઇશું. આટલું કહી તેણે પોતાનો હાથ હલાવ્યો, અને તેની નિશાની સમજી જઈ હું તેને નમન કરી તેના તંબુમાંથી મારા પોતાના તંબુમાં ચાલ્યો આવ્યો.



## પ્રકરણ ૨૦ મું.

### ફસાયો.

હું મારા તંબુમાં આવી પહોંચ્યો તે વખતે સુલેમાન મારી વાટ જોતો ઉભો હતો. મેં એને જોતાં જ અનુમાન કર્યું કે, એ આજે વધારે ગંભીર માલમ પડે છે, અને મને કાંઈ અગત્યની વાત કહેવા માગે છે! એને પૂછતાં, તરત તેણે પોતાના અંગરખાના અંદરના ગજવામાંથી એક કાગળ કાઢીને આપ્યો. હું તેનાપર ગુલાબના અક્ષર તરત પારખી શક્યો. ઘણા જ આનંદમાં આવી જઈ મેં તે ફોડ્યો, અને તેમાં નીચે પ્રમાણે ગુલાબે મને લખી જણાવ્યું હતું.

"દરબારી ખટપટો પછી જેમ તમે દુઃખી થયા છો, તેમ હું પણ દુઃખી થઈ છું. વિયોગનું દુઃખ હું પણ વેઠું છું. જે જાતનો આવકાર મેં તમને આપ્યો, તેથી તમે ઘણા દલગીર થઈ ગયા! પણ શું તમે એમ ધારો છો કે, હું તદ્દન બદલાઈ ગઈ છું! શું તમે એમ વિચાર નહી કર્યો કે જે સંજોગો વચ્ચે હું અત્ર રહું છું, તે જોતાં, મુંગા રહેવું બહેતર નથી? વહાલા સાદીક! મારા પ્રાણના પ્રભુ! જ્યાંસુધી હું તમને ખરી હકીકત નહીં કહું, ત્યાં લગણ હું મુંઝાયા કરીશ. આજે રાત્રે તમે હીરા બાગમાં આવજો. હું કોઇબી રીતે આવીને તમને મળીશ. તમે જરૂર આવજો. મારું મગજ અત્યારે ઠેકાણે નથી! ખોદા હાફેઝ! ગુલાબ."

બસ ગુલાબ મને ચ્હાય છે! હું ઠગાયો છું. તે માત્ર વધારે સાવધ રહી છે. શું મરીયમપર મારે હવે વિશ્વાસ નહીં મૂકવો? હા, તેમ જ છે. આ પત્ર વાંચી હું બેહદ ખુશી થયો. તેને મેં ચુંબનો કર્યાં. ફરી ફરી તે મેં વાંચ્યા કર્યો. ગુલાબપર મેં અણવિશ્વાસ મૂક્યો, તેથી હું પશ્ચાત્તાપ કરવા લાગ્યો. મેં ઇશ્વરનો ઉપકાર માન્યો કે, હજુ પ્રેમનો ઝરો સુકાઈ ગયો નથી.

મેં હીરાબાગમાં જવાનો નિશ્ચય કર્યો. મને મારી જાતની તો દરકાર નહોતી, પણ મને ગુલાબને વાસ્તે ફીકર લાગવા માંડી. તે બિચારી અંધારી રાત્રે એટલે દૂર કેમ આવી શકશે? વખતે તે પકડાઇ તો તેનું શું થશે? હું તેને કોઈપણ પ્રકારે બચાવીશ.

આવા વિચારોના તરંગમાં જ્યારે ચોમેર અંધારું થયું, બધાં ઘોરવા લાગ્યાં, ત્યારે હું મારા તંબુમાંથી ધીમેથી નીકળી પડ્યો. આજે આકાશમાં વાદળાં હતાં અને વરસાદ પડે એવાં ચિહ્ન લાગતાં હતાં, તે છતાં વરસાદ પડે ત્યારપહેલાં અમારી મુલાકાત થઈ જાય, એવું હું ઇચ્છતો હતો. હીરાબાગ સુધી પહોંચતામાં મને સખત પવનના ઝપાટા લાગવા માંડ્યા અને માત્ર વીજળીના વારંવાર ચમકારાથી જ મને રસ્તો સૂઝવા માંડ્યો. આવી અવસ્થામાં ગુલાબ કેમ આવી શકશે ? ખોદા મારી ગુલાબને બચાવો ! આવા શબ્દો અચાનક અત્યારે મારાથી બોલાઈ જતા હતા. છેવટે હું હીરાબાગ આગળ આવી પહોંચ્યો. પણ આ ઘોર અંધારી રાત્રે ત્યાં તે કોણ હોય ? વળી એટલામાં વીજળીનો ચમકારો થયો અને સ્હેજ આઘે એક નાનો તંબુ અને તેની પાસે કોઈ ઉભી રહેલી આકૃતિ મારી દૃષ્ટે પડી ! હા. તે ગુલાબ જ હોવી જોઇએ. ઝાડઝાંખરાંઓને બાજુએ કરતો હું તે તંબુ પાસે આવી પહોંચ્યો અને એક આદમી ઝાડના થડને અઢેલીને ઉભો રહેલો લાગ્યો. ગુલાબ ડાહી તો ખરી ! આવા તોફાનમાં એકલી નહીં આવતાં તે કોઈ માણસને સાથે લઇને આવી છે.

આમ વિચાર કરતાં કરતાં હું જેવો તે તંબુની અંદર દાખલ થવા જાઉં છું કે, હથિયારબંધ માણસોની એક ટુકડી ઓચિંતી મારી પાછળથી આવી લાગી અને એટલી ઝડપથી તેઓએ મારા હાથ બાંધીલીધા કે મને મારી તલવાર ખેંચવાનો પણ વખત મળ્યો નહીં. હું છક થઈ ગયો. દગો થયો છે એમ મને લાગ્યું, પણ મારાથી બોલી શકાયું નહીં, તેઓની સામા મારાથી થવાયું નહીં. તેઓએ મને સંપૂર્ણ રીતે કેદ કીધો.

જ્યારે હું બોલવાને શક્તિવાન્ થયો ત્યારે મને શા માટે કેદ કરવામાં આવે છે, કોણ કેદ કરે છે, અને ક્યાં લઈ જાય છે, તે વિશેના મેં તેમને સવાલ પૂછ્યા.

એક જણે ઉત્તર આપ્યો-પણ કોણે આપ્યો તે હું સમજી શક્યો નહીં; "તમે બાદશાહના કેદી છો, અને જે જગ્યાએ જવાથી કોઈ જીવી શકતું નથી, ત્યાં તમને લઈ જવામાં આવે છે."

"કરીમઅલ્લાહ! તમે ખચ્ચીત ભૂલોછો. કોઈ બીજાંને બદલે ભૂલમાં મને"-

"ખામોશ ! ભૂલ તમારી છે કે અમારી, તે તરત માલમ પડશે ! તમને પકડવાનો અમને હુકમ થયો છે !"

ફરી મેં પૂછ્યું; "મને એકવાર જવાબ દો કે મારા કટ્ટા શત્રુ બુરકંદાઝે મને પકડાવ્યો છે કે કોઈ બીજાએ ?"

તેઓમાંનો એક જણ બોલ્યો; "તેનું તારે શું કામ છે ! બસ તું અમારો કેદી છે, અને તારે મરી જવાનું છે, એટલું તને કહ્યું એ બસ

નથી? તદ્દન મુંગો થા અને આ પાલખીમાં બેસી જા! પણ જો નાસવાની તેં જરા પણ કોશેશ કરી તો, તે જ ક્ષણે અમે તને મારી નાંખીશું! માટે દોસ્ત, ચાલ, ડાહ્યો દમરો ન થતાં, પાલખીમાં બેસી જા. અમે તને જહાનમનો રસ્તો બતાવીશું! ત્યાં તું તારે નિરાંતે ચાલ્યો જજે અને ગમે તેમ બોલજે. ત્યાં તને કોણ અટકાવવાનું હતું?"

આ લાગણી વગરનું ભાષણ સાંભળી, તે બદમાસના બધા ગોઠીઆઓ ખડખડ હસી પડ્યા. હું પાલખીમાં બેઠો અને તે ઉંચકીને સૌ ચાલવા લાગ્યા. મારી ચારે બાજુ કેટલાક ઘોડેસ્વારો ચાલતા હતા. તેઓ થાકી જતા એટલે મારી પાલખીને બાજુએ મૂકાવી, હુક્કો ગગડાવવાને આસપાસ બેસી જતા. મારામાં નાસી જવાની હીંમત નહોતી. જો હું જરા પણ હાલું ને તેઓને વહેમ આવે તો મારું ડોકું ઉરાડી મેલતાં તેમને ક્યાં વાર હતી!

પાલખીમાં બેઠાં બેઠાં મને વિચાર કરવાને પુષ્કળ વખત મળ્યો. શું ગુલાબે દગો તો નહીં દીધો હોય? શું ગુલાબના કાકાએ જોર-જુલમથી એની પાસે આવો કાગળ તો લખાવ્યો નહીં હોય! અથવા ગુલાબના ચાકરે આ વાત ફોડી દીધી કેમ નહીં હોય! રસ્તામાં ચાકરને પકડીને જાસુસોએ પણ અમારી મુલાકાતની ખબર કેમ મેળવી ન હોય! આમ ઉલટા સુલટા વિચારમાંને વિચારમાં હું હતો, તેટલામાં પાલખીને જમીનપર મૂકવામાં આવી. એક લોખંડી દરવાજાને ઉઘડતાં મેં સાંભળ્યો, અને મને તરત અંદર લઈ જવામાં આવ્યો.

હું શહેરમાં હતો કે શહેરની બહાર હતો; મહેલમાં હતો કે કેદખાનામાં હતો, તે મને કશું માલમ પડ્યું નહીં. પાલખીમાંથી મને કાઢતાં પહેલાં મારી આંખે પાટા બાંધવામાં આવ્યા. એક લાંબી પથ્થરની સીડીપરથી મને એક ઘરમાં લઈ જવામાં આવ્યો. ત્યાંના એક અંધારા ઓરડામાં લઈ જઈ મારી આંખેથી પાટા છોડી નાંખવામાં આવ્યા. હવે મને માલમ પડ્યું કે હું કેદખાનામાં છું, અને જહાનમની મુસાફરીએ જેમ બને તેમ જલદીથી મારે ઉપડી જવું પડશે. હું મારા દુ:ખમાં ડૂબી ગયો હતો, તેવામાં મારી જીંદગીમાં બની ગયલા બનાવો એકપછી એક મારી નજર આગળ તરવરવા લાગ્યા. મને ક્યારે મારી નાંખશે, તે હું જાણતો નહોતો. પણ દરપળે તલવારને ઘુરકતી જોવાને હું તૈયાર થઈ રહ્યો હતો!

તરત જ ઓરડાનું બારણું ઉઘડ્યું અને દરોગો હાથમાં દીવો લઈને આવ્યો. દીવાના તેજથી, મારા ઓરડાના—નારે જહાન્નમમાં જવાના પ્રથમ દ્વારના, એક ખૂણામાં બેઠેલો, મારી મુસાફરીમાં સાથે આવનાર સંગાત મને નજરે પડ્યો; પેલો દરોગો મારી પાસે આવી અડધો

થયો. પણ જતા પહેલાં મારા ઘરડા ગોઠીઆને તેણે બૂમ પાડીને કહ્યું કે, “અય બાબા! કલ તૈયાર રહેના; બરી બામદાદમેં તુમકું રહાત મીલના, અયસી હમેરે ખુદાવિંદકી તુમપેં મહેરબાની હય! કયું સુના?”

પણ પેલો બીચારો કશું બોલી શક્યો નહીં. દરોગો ચાલતો થયો. છૂટકારાની આશાએ તેનાપર કાંઈ અસર કરી નહીં. તેના સુખના દહાડા વહી ગયા હતા. તે ચીસો પાડવા લાગ્યો, બૂમ પાડવા લાગ્યો, પણ કશું બોલી શક્યો નહીં. હું મારા પોતાના દુ:ખમાં હતો, છતાં મને તેની દયા આવી ને હું તેની પાસે ગયો.

———:o:———

# પ્રકરણ ૨૧ મું.

## મુંગો અને આંધળો.

દીલાસા આપવાના વિચારથી હું તે કમનશીબ માણસની પાસે ગયો, અને તેને ધ્યાનથી જોવા લાગ્યો. મેં તેની તરફ એક કે, બે મીનીટ જોયું! એટલામાં મારા ગભરાટ અને ભયની વચ્ચે મેં જોયું કે, મારો સાથી તો મારા પિતા છે! તદ્દન મુંગો અને આંધળો! શું આ તે સદુલ્લાખાન કે જેણે તખ્ત મેળવવાનો પણ એક વખત લોભ હતો? હા, તે જ મારા પિતા! તે જ લોભી પુરુષ! આજે મૃત્યુને માટે સબક્યા કરે છે! મેં ધાટો પાડીને પૂછ્યું; “કોણ, પિતા!” એમ કહ્યું. પણ કમનશીબ! તેણે ઉંચું જોયું, પોતાના મોં તરફ આંગળી કરી, અને બતાવ્યું કે તેની જીભ કાપી નાંખવામાં આવી છે, પોતાની આંખ તરફ આંગળી કરીને બતાવ્યું કે, તેની આંખો ફોડી નાંખવામાં આવી છે. મારો અવાજ સાંભળી તે વધારે ચીસો પાડવા લાગ્યો, અને તે પરસેવાથી ભીંજાવા લાગ્યો.

હાય, આ તે કેવો દેખાવ! અમે બાપ દીકરા એક બીજાની પાસે છતાં પણ વાત કરી શકીએ નહીં, હું પાસે છતાં પણ તે મને જોઈ શકે નહિ, અને હું તેને કાંઈ મદદ કરી શકું નહીં! હાય!

“આ કામ કોણે કીધું? શું ખૂની દારાએ કીધું?” મેં ધાંટો પાડી પૂછ્યું. જવાબમાં તેણે ડોકું હલાવ્યું.

“ત્યારે અલ્લાહના કસમ ખાઇને કહું છું કે, હું જો અહીંથી છૂટીશ તો, આનું વેર દારાપર નક્કી લઇશ!” આ સાંભળી મારા પિતા મને કાંઈ કહેવા માંગતા હતા, પણ મારું દુર્ભાગ્ય કે તે બોલી શકયા નહીં. તેણે મને આંગળીથી ઇશારત કરી કે લખવાની વસ્તુઓ લાવ. પણ રાત થોડી ને વેશ ઘણા, વખત બહુ જ ઓછો રહ્યો હતો, અને કાગળ કલમ મેળવવાં મુશ્કેલ હતાં. છેક સવાર થવા આવી. ઓરડામાં કાંઇક અજવાળું પડયું, ત્યારે મહા મહેનતે ધુળમાં આંગળીવતી એ લખી કયા કે, “હું તારો બાપ નથી.”

"શું તમે મારા બાપ નથી ? ત્યારે તમે કોણ છો ? તમે શા માટે જૂઠું બોલ્યા ?" મારી અજાયબીનો કાંઈ પાર રહ્યો નહીં, અને મેં ઘણી જ આતુરતાથી પૂછ્યું.

પરંતુ તે કશું બોલી શકયા નહીં. તેણે પોતાનું માથું ધુણાવ્યું. અંતે તેણે બારણા તરફ આંગળી કર્યા કીધી અને પોતાનું બદન કાઢી મને પહેરવા ઈશારત કરી. તેઓ નિશાની કરી મને સમજાવવા માંગતા હતા કે, મારે બદલે તું નાસી જા !

તેની ઇશારત સમજતાં જ મેં પૂછ્યું કે, તમારું શું થશે ! જવાબમાં તેણે ઉંચું જોયું, કપાળે હાથ મૂકયો, અને પોતાના બે હાથ જોડી લાંબા થઈ જમીનપર સુઈ ગયા. મને સ્પષ્ટ માલમ પડયું કે, અપંગ હાલતમાં તેઓ વધુ જીવવા રાજી નહોતા ! મોત માંગતા હતા ! અને હું મરું તેના કરતાં તેઓ પોતે મરવાને રાજી હતા.

જો કે આ મારા પિતા નહોતા, પણ પિતાથી વિશેષ તેનું હૃદય, મારા જીવન માટે તલખતું જોઈ, મને એક એવો આઘાત થયો કે, તેનું વર્ણન શબ્દમાં સમજાવી શકતો નથી. તેણે મને સમજાવ્યું કે, નાસ ! નાસ ! હાય ! પિતાના પ્રેમમાટે શું કહું ! પણ તે મારા પિતા નથી, છતાં હું કાંઈ એવો નીચ નહોતો કે બાયલો બનીને નાસી જાઉં, અને તેને મરવા દઉં ! મેં તેને ચોખ્ખી ના પાડી, અને કહ્યું કે આ પ્રમાણે હું કદી નાસી જઈશ નહીં. હું તારી સાથે મરીશ !

તેણે મોટો નિઃશ્વાસ મૂકયો ! તેણે વધારે બૂમ પાડવા માંડી ! મારા પગ પકડ્યા. પોતાનો ડગલો ખેંચી કાઢયો, મને આપવા માંડયો, છેવટે તે લાંબા થઈ ગયા, અને મને સમજાવવા લાગ્યા કે, જો ના કહે તો પહેલાં મને મારી નાંખ ! તેણે પોતાથી બની શકે એવી દરેક ઇશારતથી મને નાસી જવા આગ્રહ કર્યો. છેવટે મેં હાનો પોકાર કર્યો, ત્યારે જ તેઓ બૂમો પાડતા અટકયા ! મેં ઘણી જ લાચારીથી હા પાડી, કારણ કોઈના જીવના જોખમે હું દગો કરવા માંગતો નહોતો.

હું પોતે કોણ છું, તે જાણવાને હું ઘણો આતુર હતો. અને તે જાણવાને હું મારું સર્વસ્વ આપી દેતે, પરંતુ જમીનપર લખવાની મહેનત આપવા જેટલો વખત નહોતો ! માટે હું તેને ગમે તેટલાં સવાલ પૂછું, તે બધા વ્યર્થ હતા ! પણ સાસ લગણ આસ હોય છે, તેમ મને પણ થયું. મેં તેને પૂછવા માંડયું. પણ જવાબમાં તેઓએ મને પોતાના ડગલાના ગજવામાંથી એક લીલમની વીંટી કાઢી, મારી આંગળીએ પહેરાવી, તેને જોરથી દાબી રાખી. જાણે આ વીંટી કોઈ દીવસ આંગળીએથી કહા-

ડતો નહીં, તેનાથી તારો જન્મ વગેરે માલમ પડશે, એમ કહેતા હોય એમ મને લાગ્યું. તેથી મેં તેને ફરીથી પૂછ્યું; "આ વીંટી મારો ભેદ ખોલશે?" જવાબમાં તેઓએ ડોકું ધુણાવ્યું.

હું બીજો સવાલ પૂછું તેટલામાં દરવાજો ઉઘડવાનો અવાજ સંભળાયો. અમે તરત જગ્યા બદલી ને હું મારા પિતાનું બદન કોટ પહેરી, આંખો બંધ કરી, તેની જગ્યાએ બેસી ગયો. એટલે પેલો દરોગો અંદર આવ્યો, અને મારો હાથ પકડી કહેવા લાગ્યો; "ચાલ ઉઠ, અને જા પાછો દુનિયામાં! તું આંધળો મુંગો શું કરી શકવાનો હતો?"

તેણે મારો હાથ ઝાલી મને ઉઠાડ્યો. હું ઢોંગ કરવા લાગ્યો. બૂમ પાડવા લાગ્યો, કે જેથી મારો ઢોંગ પકડાઈ જાય નહીં. મને તરત જ બહાર કાઢયો અને મારા પિતા–પાલનહાર–મારાપર અથાગ હેત રાખનાર–મને સર્વ પ્રકારના લાડ લડાવનાર, મારે માટે શાહનશાહત મેલવવાનો લોભ રાખનાર, મારા પ્યારા, વહાલા એક વારના પેદર સદુલ્લાખાનને અંદર રાખી હું બહાર નિકળ્યો. દરવાજો બંધ કરવામાં આવ્યો. હજુ દિવસ પૂરો ઉઘડ્યો નહોતો, વળી કાલે રાત્રે તોફાન થયું હતું, તેથી આજે હજુ આકાશમાં વાદળાં હતાં. એથી મને નાસવાનો ઠીક લાગ મળ્યો. છેવટે મને કેદખાનાના એક દરવાજા આગળ લાવી તે દરોગો બોલવા લાગ્યો; "જા, અને ઈશારત કરી તારા દાદાને બતાવ કે, શાહજાદો દારા લુચ્ચાઓને આવી શિક્ષા કરે છે!"

હવે મને એકલો છોડી દેવામાં આવ્યો. જાણે હું આંધળો હોઉં એવો મેં ઢોંગ જારી રાખ્યો. વખતે પેલો દરોગો બારણામાં ઉભો ઉભો હું કેવી રીતે એકલો જાઉં છું, તે જોવાને ઉભો રહે, તેથી એક આંધળાની પેઠે હું ધીમે ધીમે અડડાતો અઠડતો વખતે પડતો ને ઉઠતો, આગળ ચાલવા લાગ્યો.

મને જોતાં જ તે ઉભો થયો અને બોલી ઉઠયો; "અલ્લાહ રહીમ! મેં તો એમ જાણ્યું કે, કાલના તોફાનમાં તમે પણ ઉડી ગયા હશો!"

"અને કદાચ તેમ થયું હોત, તો શું તારે તંબુ ફરીથી તાણવાની જરૂર નહોતી કે? મારે માટે કદાચ તું નહીં કરે, તો તારે માટે તો કરવું હતું!" મેં તેને બડાવ્યો.

'ખરું છે ખુદાવંદ! પણ અમે બધા ગભરાઈ ગયા હતા, અને તેથી કોઇએ પણ પોતાના તંબુની દરકાર કરી નથી."

"હા, પણ હું તો મારા શિવાય બધાના તંબુઓ ઠોકેલા જોઉં છું. હું ધારું છું કે, તું જ ઘણો ગભરાઈ ગયો હશે!" સુલેમાને કાંઈ જવાબ આપ્યો નહીં, પણ શરમાઇને નીચું જોયું, અને તંબુ ઠોકવાને માણસોને બોલાવી લાવ્યો.

સનાનના સમાચાર સૌથી વહેલા પહોંચી જાય છે, તેમ આજે ઔરંગઝેબની છાવણીમાં સમાચાર ફરી વળ્યા કે, દારાનાં માણસોએ, ઔરંગઝેબના કોઈ એક મોટા માણસને પકડયો છે. પણ કોને તે કોઈ કહી શકયું નહીં.

ઔરંગઝેબની પાસે બીજાઓની સાથે હું પણ ગયો, અને હવે બધાંના ચાડા આગળ હોવાથી, ઔરંગઝેબને, તેમ જ બીજાઓને વિચાર આવ્યો કે કેદી થનાર કોણ? તે તપાસ કરવા લાગ્યો; વિચાર કરવા લાગ્યો, પણ કાંઈ પત્તો મળ્યો નહીં. મેં પણ આ વખતે મુંગા રહેવાનું વધારે સલાહકારક ગણ્યું. આજે જો ખરી હકીકત હું જાહેરમાં મૂકું, તો મને નક્કી બીજીવાર ફસાવવામાં આવે, અને તે વખતે જીવવાની આશા રાખવી તદ્દન ફોગટ જશે! તેથી હું બીજાઓની માફક અજાણ રહ્યો. ઔરંગઝેબની તપાસ વ્યર્થ ગઈ.

મને મારા પિતા, સદુલ્લાખાનની ફીકર પડી. તે નકામા માર્યા જશે! નક્કી, જ્યારે ખરી વાત દારાને કાને જશે, ત્યારે તે સદુલ્લાખાનને કતલ કરવાનો જ હુકમ કરશે! સૌથી વિશેષ મને સમજ નહીં પડી, તે એ કે અમને શા માટે દારાએ પકડ્યા હશે. મારે પોતાને માટે તો મેં નક્કી અનુમાન કર્યું કે, દારાને જ્યારે ખબર પડી હશે કે, હું સોપારીના ઝેરમાંથી બચી ગયો છું, ત્યારે એના ગુસ્સાનો પાર રહ્યો હશે નહીં, અને તેથી જ મને ફરીથી પકડવાનો તેણે હુકમ કર્યો હશે.

પણ મારા પિતાનું શું? જ્યારે દારાનો ચોબદાર પહેલે દિવસે મને બોલાવવા આવ્યો હતો, ત્યારે મને મારા પિતા સાથે થતી વાતમાં તે બોલ્યા હતા કે,–"દારાનું ખૂન થવું જ જોઇએ–" તે શબ્દો આ ચોબદારે સાંભળ્યા તો નહિ હોય! બેશક તેમ જ હોવું જોઇએ અને દારાને

છૂપાવી રાખી. મારા પિતાના દુઃખના સમાચાર સાંભળી, તે મારા તરફ દીલસોજી બતાવવા લાગ્યો, અને તેના મૃત્યુને માટે પોતે પણ ઘણો દિલગીર થયો છે, એમ મને બતાવ્યું.

થોડીકવાર મનમાં ને મનમાં વિચાર કરીને તે મારા સામું એકી નજરે જોવા લાગ્યો, અને મને પૂછ્યું; "તારે કોઈ ભાઈ છે કે નહીં?"

"નામવર! તે વિશે મને બીલકુલ ખબર નથી. મારા પિતા કોઈપણ દિવસ એમ બોલ્યા નથી કે મારે ભાઈ છે!" સદુલ્લાખાન જ મારો બાપ છે, એમ ભાર મૂકીને જણાવતાં મેં કહ્યું.

"ઠીક બોલ્યા! ત્યારે તમારા બાપે તમને કાંઈ એમ કહ્યું!—અરે! પણ બરાબર, તેની તો જીભ જ કાપી નાંખવામાં આવી હતી! ચાલો એ પણ ઠીક–અરે ભૂલ્યો, બહુ ખોટું થયું–દારાએ ઘણું જ ખરાબ કામ કીધું છે!" ઔરંગઝેબે ચાલુ જ રાખ્યું; "તું તારા બાપને ત્યાં મરવા માટે મૂકી આવ્યો છે!" તે મારા સામું એકીટશે જોવા લાગ્યો.

"મેં ઘણી ઘણી ના કહી, મને મરવા દેવાને વિનતિ કીધી, પણ એને કબુલ કીધું જ નહીં, વળી અમારા દુશ્મનો, મારા બાપને આંધળો મુંગો કરીને તેને દુનિયામાં પાછો હાંકી મૂકવા માંગતા હતા. તેઓ મને મારવામાં નિષ્ફળ ગયા, તેથી હું નથી ધારતો કે, તેઓ તેને મારી નાંખે!"

"એ તો જે થાય તે ખરું; પણ તું તારા બાપને માટે બહુ ઓછી ફીકર રાખે છે."

"જો કે હવે જીવવું, એ તેને માટે તદ્દન નકામું છે, તે છતાં પણ હું ઇચ્છું છું કે, તેઓ મુક્તિ પામે!"

તે મુંગો રહ્યો, પણ મુછમાં હસ્યો. મારું નક્કી અનુમાન હતું કે, સદુલ્લાખાન મારો બાપ નથી, એ વાત તે સારી રીતે જાણતો હતો.

"તારે જવું હોય તો હવે જા. અમે તારાપર નજર રાખતા રહીશું. પણ યાદ રાખજે કે, ઔરંગઝેબ ગાઢો મિત્ર થઈ શકે છે, તેમ જ કટ્ટો શત્રુ પણ થઈ શકે છે!" મને વિદાયગીરી આપતાં કહ્યું.

"આપ નામવરની ખફગીમાં હું કદી આવી પડીશ નહીં!" મેં નમન કરતાં કરતાં જવાબ આપ્યો.

"ઠીક, બોલે તે પાળજે! સલામ આલેકુમ!"

હું નમન કરી મારા તંબુમાં પાછો ફર્યો, એટલે દખણમાં ઉપડી જવાને બધી રીતે તૈયાર થઈ રહેવાનો હુકમ મેં સાંભળ્યો.

આગ્રા છોડવાને મને કોઈ જાતની હરકત નહોતી, પણ મારી ગુલાબને મળ્યા વગર હું જાઉં, એ વિચાર જ મને બહુ દુઃખ આપતો હતો. મારી ખાત્રી હતી કે, એનો કાકો નક્કી એને હેરાન કરશે. પણ

પોતે જ વખતે રાજ્ય પચાવી પડે, એવી તેને દહેશત લાગી હશે. કોઈ પણ કારણ હો; એટલું તો નક્કી હતું કે, દારા સદુલ્લાખાનપર અતિશય બળતો હતો! અને તેથી એનું કાટલું કાઢવા માંગતો હતો.

આગ્રા છોડયું ત્યાર પહેલાં મારા પિતા વિષે મને એટલી જ ખબર મળી કે, શાહજહાન દારાનાં ક્રૂર કૃત્ય વિષે સાંભળી, ઘણો ગુસ્સે થયો હતો, * અને સદુલ્લાખાન જેવા પોતાના વજીરને આવી ઘાતકી શિક્ષા ફરમાવી, તેથી ઘણો દિલગીર થયો હતો.

---

## પ્રકરણ ૨૨ મું.

### બારીક તપાસ.

બીજે દિવસ દરબારના જે સમાચારો અમને મળ્યા હતા, તેમાં એક આ હતા કે શાહજાદો દારા ઘણો જ ગુસ્સે થઈ ગયો છે, કોઈ સાથે બોલતો નથી, અને જો કોઈ એની પાસે જાય છે તો તેની સાથે લડી પડે છે. લોકો આનું કાંઈ કારણ સમજી શકતાં નહોતાં, તેમ જ કોઈ એને પૂછવાની હીંમત પણ કરી શકતું નહોતું. પણ એ તો જેને વીતી હોય તે જાણે. દારાના ગુસ્સાનું કારણ હું સારી પેઠે જાણતો હતો. મને મારી નાંખવવામાં તે બીજીવાર નિષ્ફળ થયો, એ જ એના ગુસ્સાનું કારણ હતું.

જો કે, આગલે દિવસે મારા કેદ થવા સંબંધી કાંઈપણ હકીકત મેં ઔરંગઝેબને કહી નહોતી, તે છતાં એને મારે વિશે શક હતો. તેથી બીજે દીવસે મને એકલાને પોતાની પાસે બોલાવ્યો અને જે રાત્રે તોફાન થયું, તે વખતે હું શું શું કરતો હતો, તેનો બારીક ખુલાસો તેણે મારી પાસે માંગ્યો. ઔરંગઝેબ કે જે બડો લુચ્ચો હતો અને કોઈપણ દીવસે આ બનાવ જાણ્યા વગર રહેવાનો નથી, એમ હું જાણતો હતો. તેથી હું તેના આગળ જૂઠું બોલવાની હીંમત કરી શકયો નહીં. અને તેથી મેં બધી હકીકત તેને વિગતવાર કહી. માત્ર વીંટીના સંબંધની વાત મેં

---

* ઈનાયતખાનના શાહજહાન નામામાં જણાવવામાં આવ્યું છે કે, સદુલ્લાખાન અલામી colie ની ભારે અને અસહ્ય વેદનાથી મૃત્યુ પામ્યો હતો. આ વજીર એક ઘણો જ સામર્થ્યવાન્ અને મહાન્ પુરુષ હતો, અને તે ૧૬૫૬ માં મૃત્યુ પામ્યો હતો. પરંતુ બર્નીયર જણાવે છે કે સદુલ્લાખાનનું દારાએ જ ખૂન કરાવ્યું હતું, અને તેથી બાદશાહ તેનાપર ઘણો જ ગુસ્સે થઈ ગયો હતો,અને તેનાં આ અપકૃત્ય માટે તેને માફી નહીં બક્ષવાને માટે તેણે પક્કો ઠરાવ કીધો હતો. કેટ્રુ નામનો બીજો મુસાફર પણ એમ જણાવે છે કે, દારાપર સદુલ્લાખાનને ઝેર આપવાનું તહોમત આવ્યું હતું.

છૂપાવી રાખી. મારા પિતાના દુઃખના સમાચાર સાંભળી, તે મારા તરફ દીલસોજી બતાવવા લાગ્યો, અને તેના મૃત્યુને માટે પોતે પણ ઘણો દિલગીર થયો છે, એમ મને બતાવ્યું.

થોડીકવાર મનમાં ને મનમાં વિચાર કરીને તે મારા સામું એકી નજરે જોવા લાગ્યો, અને મને પૂછ્યું; "તારે કોઈ ભાઈ છે કે નહીં?"

"નામવર! તે વિશે મને બીલકુલ ખબર નથી. મારા પિતા કોઈપણ દિવસ એમ બોલ્યા નથી કે મારે ભાઈ છે!" સદુલ્લાખાન જ મારો બાપ છે, એમ ભાર મૂકીને જણાવતાં મેં કહ્યું.

"ઠીક બોલ્યા! ત્યારે તમારા બાપે તમને કાંઈ એમ કહ્યું!—અરે! પણ બરાબર, તેની તો જીભ જ કાપી નાંખવામાં આવી હતી! ચાલો એ પણ ઠીક—અરે ભૂલ્યો, બહુ ખોટું થયું—દારાએ ઘણું જ ખરાબ કામ કીધું છે!" ઔરંગઝેબે ચાલુ જ રાખ્યું; "તું તારા બાપને ત્યાં મરવા માટે મૂકી આવ્યો છે!" તે મારા સામું એકીટશે જોવા લાગ્યો.

"મેં ઘણી ઘણી ના કહી, મને મરવા દેવાને વિનતિ કીધી, પણ એને કબુલ કીધું જ નહીં, વળી અમારા દુશ્મનો, મારા બાપને આંધળો મુંગો કરીને તેને દુનિયામાં પાછો હાંકી મૂકવા માંગતા હતા. તેઓ મને મારવામાં નિષ્ફળ ગયા, તેથી હું નથી ધારતો કે, તેઓ તેને મારી નાંખે!"

"એ તો જે થાય તે ખરું; પણ તું તારા બાપને માટે બહુ ઓછી ફીકર રાખે છે."

"જો કે હવે જીવવું, એ તેને માટે તદ્દન નકામું છે, તે છતાં પણ હું ઈચ્છું છું કે, તેઓ મુક્તિ પામે!"

તે મુંગો રહ્યો, પણ મુછમાં હસ્યો. મારું નક્કી અનુમાન હતું કે, સદુલ્લાખાન મારો બાપ નથી, એ વાત તે સારી રીતે જાણતો હતો.

"તારે જવું હોય તો હવે જા. અમે તારાપર નજર રાખતા રહીશું. પણ યાદ રાખજે કે, ઔરંગઝેબ ધાડો મિત્ર થઈ શકે છે, તેમ જ કટ્ટો શત્રુ પણ થઈ શકે છે!" મને વિદાયગીરી આપતાં કહ્યું.

"આપ નામવરની ખફગીમાં હું કદી આવી પડીશ નહીં!" મેં નમન કરતાં કરતાં જવાબ આપ્યો.

"ઠીક, બોલે તેં પાળજે! સલામ આલેકુમ!"

હું નમન કરી મારા તંબુમાં પાછો ફર્યો, એટલે દખણમાં ઉપડી જવાને બધી રીતે તૈયાર થઈ રહેવાનો હુકમ મેં સાંભળ્યો.

આગ્રા છોડવાને મને કોઈ જાતની હરકત નહોતી, પણ મારી ગુલાબને મળ્યા વગર હું જાઉં, એ વિચાર જ મને બહુ દુઃખ આપતો હતો. મારી ખાત્રી હતી કે, એનો કાકો નક્કી એને હેરાન કરશે. પણ

લાચાર, હવે ગુલાબને 'મારાથી મળી શકાય એમ નહોતું. તેથી એક કાગળ સુલેમાન સાથે તેનાપર મેં મોકલવા વિચાર કર્યો; અને તે સાથે મેં સુલેમાનને હુકમ કર્યો કે, કાગળનો જવાબ મળે ત્યારે મારી પાછળ એને આવી પહોંચવું.

બીજી એક વસ્તુ મારે કરવાની બાકી હતી. નજફઅલીખાનને મારે મળવું હતું. સદુલ્લાખાને આ સરદાર વિશે મને આગળ વાત કરી હતી, માટે હવે એકાદવાર તેને મળાય, એવી મારી ઇચ્છા લાંબો વખત થયા હતી. આજે તે પ્રસંગ મને મળ્યો. જેવી મને ખબર મળી કે, સરદાર નજફઅલી ઔરંગઝેબની સાથે દખણ આવવા માટે અમારી છાવણીમાં આવી ચૂક્યો છે, એટલે હું તેને મળવા માટે તેના તંબુમાં ગયો.

હવે પછી બનનારા બનાવોમાં મને આ સરદાર સાથે વધારે કામ લેવાનું છે, તેથી આ નામદાર વિશે હું કાંઇક અત્ર જણાવું તો તે ખોટું કહેવાશે નહીં. નજફઅલી પચાસ વર્ષની ઉમરનો હતો; તે કદાવર બાંધાનો, કાળો, મજબૂત અને બધાને ઠંડાવી નાંખે તેવો કરપદાર હતો; એનામાં સૂક્ષ્મદૃષ્ટિ અને કળા એટલી હતી કે, ઔરંગઝેબ જો કે એનાથી કંટાળતો હતો અને અંદરથી એને ધીક્કારતો હતો, તે છતાં એની સામું થઈ શકતો નહોતો. આ બળવાન્ સરદારને હાથમાં રાખી, તે પોતાની મુરાદ પાર પાડવા આતુર હતો. નહીં તો કયારનાંએ તેના કાન નાક કાપી નાંખી તેને ગદ્ધેસ્વાર બનાવી દીધો હોત.

મારા બાપ અને નજફઅલીખાનનાં મનમાં–દરેકને રાજ્યાસન મેળવવાનો લોભ હતો અને તેઓ લાગ ફાવે તો એક બીજાનું કાટલું કાઢવામાં ચૂકે તેવા નહોતા. તેઓ એક બીજાનો ભરમ સારી રીતે જાણતા હોય એમ મને લાગતું હતું; અને તેથી જ પોતાના ખાનગી દુશ્મનના છોકરાને તે કેવો આવકાર આપશે, તે વિશે મને ડગડગો હતો. તે છતાં મેં તેને મળવાની ઇચ્છા કરી હતી.

આજે નજફઅલીખાનના ભવ્ય તંબુમાં જ્યારે એના ગોઠીઆઓ વગેરે ભેગા થયા હતા, ત્યારે હું પણ તેને સલામ બજાવવાને ગયો! મારું નામ ચોબદારે પોકાર્યું, એટલે તે કાંઈ અજાયબ થયો, કાંઇક ગુસ્સે થયો અને મને જોવાથી કાંઈ નારાજ કેમ નહીં થયો હોય, એમ મને લાગ્યું. છતાં તે મુંગો રહ્યો. તેને સલામ કરીને હું બાજુ ઉભો રહ્યો. તરત જ તેણે એક આદમીને કાનમાં કાંઈ કહ્યું.

આશરે અડધો કલાક થયો, એટલે સૌ વિખરાવા લાગ્યા, અને તરત પેલો માણસ મારી પાસે આવી, સરદાર મને બોલાવે છે એમ કહેવા લાગ્યો. તરત જ હું તેની સાથે ગયો, અને મને જોડેના એક નાના

તંબુમાં લઈ જવામાં આવ્યો, જ્યાં નજફઅલી પણ તરત આવી પહોંચ્યો! તે હુક્કો ગગડાવવા લાગ્યો અને પૂછ્યું; "અલ્યા છોકરા, તારો બાપ કયાં છે?"

"મારા કમનસીબે, તેમનું આવી થઇયું છે!"

"શું મરી ગયા?" તે બૂમ પાડી ઉઠ્યો.

"તે હું કહી શકતો નથી. તેમની જીભ કાપી નાંખવામાં આવી છે, અને તેની આંખો પણ ફોડી નાંખેલી છે."

"આહ! ત્યારે–" મનમાં તે કાંઈ બબડ્યો. તે આ સમાચાર સાંભળી ખુશી થયો હોય એમ મને લાગ્યું. પરંતુ તરત તેણે પોતાનું હસવું દાબી દીધું.

"ત્યારે તું હમણાં શું કરે છે?"

"શાહજાદા ઔરંગઝેબની કદમબોસી કરવાનું માન મને મળ્યું છે!"

"હેં! તારે માટે કોણે ભલામણ કરી? શાહજાદો માણસોને રાખવામાં બહુ ઉતાવળ કરે છે!" તેનાથી બોલ્યા વગર રહેવાયું નહીં.

"કોઇએ પણ નહીં. હું શાહજાદાને પગે પડ્યો, અને—"

"બસ, બસ! તેં નિમકહલાલીથી ચાલવાને કસમ ખાધા છે?"

"હાજી."

"એ તો ઠીક. તારો બાપ પણ અભી કસમ લીયા અભી ફોક કર દીયા એવો હતો! કેમ, તું પણ એમ જ કરશે કેની?"

"અલ્લાહના નામથી કહું છું કે કદી નહીં."

"તે તો વખત આવવે માલમ પડશે. પણ તું કહે, તને કદાપિ તારા બાપ સાથે એવી વાત થઈ છે કે, જેમાં મને યાદ કરવામાં આવ્યો હોય?" મને આતુરતાથી ને મારા મ્હોંનો ભાવ તપાસતાં, તેણે પૂછ્યું.

"હાજી, આપ નામવરને હમેશાં માન આપવાનું તેઓએ મને ફરમાવ્યું હતું. વિશેષમાં એમ પણ કહ્યું હતું કે, આપને એક ઉમરાવજાદી છે–"

"હં, તે તારી સાથે પરણાવવી, કેમ?"

હું મુંગો રહ્યો.

તેણે બોલવું ચાલુ રાખ્યું; "હું તેમ ધારતો હતો. પણ સાદીક! હવે વખત બદલાઈ ગયો છે. નુરમહલની તું આશા છોડી દેજે!"

જે જાતનું માન તેઓ મને આપવા જતા હતા, તેનો ઉપકાર માનવાને થોડીક ખુશામતના શબ્દો મેં કહ્યા, અને મને લાગ્યું કે તે સાંભળી તે ખુશી થયો! સદુલ્લાખાન વિશે તે મને ચિત્રવિચિત્ર પ્રશ્નો પૂછવા લાગ્યો. હું તેને મારા બાપના નામથી જ બોલાવતો; અને જે કાંઈ જવાબ આપતો, તેમાં મેં બહુ સાવધગીરી રાખી હતી! તેના મનમાં શું હતું, તે હું સમજ્યો. ઔરંગઝેબની માફક નજફઅલીખાન પણ મારી

ઓર્લાંદ વિશે જાણતો હતો. હું પોતે તે જાણું છું કે નહીં, સદુલ્લાખાને મને તે કહ્યું છે કે નહીં, તે જાણવાને તે ઘણો આતુર હતો. પણ મારી પાસેથી તેને કશું મળ્યું નહીં. મને બ્હીક લાગતી હતી કે, જો આ બંને લુચ્ચાના પીરને ખરી વાત કહીશ તો વખતે તેઓ મારો ઘાટ ઘડી નાંખશે! અને તેથી જ તે વિશે તદ્દન અજાણપણું બતાવવું મને બહેતર લાગ્યું. છેવટે, આશા નિરાશા વચ્ચે ડોલતા નજફે મને જવાની રજા આપી.

નજફઅલીખાનને છોડી—એ તંબુ છોડી હું આગળ ગયો, તેટલામાં તો એક તંબુનાં બારણાં આગળના ચકમાંથી એક સુંદરીને મારા તરફ ટગર ટગર જોતી મેં જોઈ. આ કોણ હશે, એવો હું વિચાર કરવા લાગ્યો, અને જરા પાછળ ફરીને પેલા ચક તરફ નજર કીધી કે, અંદરથી બૂમ પડતી મેં સાંભળી કે; "નુરમહાલ! આમ આવ."

નામ સાંભળતાં જ હું ચમક્યો. શું નજફઅલીખાનની આ છોકરી! કેવું સરસ રૂપ! એની સાથે હું પરણ્યો પણ હોત! તે સૌંદર્યનો સાગર છે. પણ—પણ ગુલાબને કેમ ભૂલાય? ના, તેને તો નહીં જ ભૂલું.

તે તેજનો ભંડાર ચકની પાછળથી ફરી પ્રકાશવા લાગ્યો. હું મારી ઈચ્છાને દાબી શક્યો નહીં. મેં તે ચક તરફ ફરી ફરીને જોયું. તે તરત સમજી ગઈ અને અંદર ચાલી ગઈ.

એના ને એના જ વિચારમાં હું મારા તંબુમાં પાછો આવ્યો, તો મારી અજાયબીની વચ્ચે, યુસફને મારી વાટ જોતો મેં ઉભેલો જોયો.

---

## પ્રકરણ ૨૩ મું.

### યુસફ.

"અરે યુસફ! તું અહીં ક્યાંથી?" મેં તેને અજાયબીમાં પૂછ્યું.

"જેમ તું અજાયબ થાય છે, સાદીક! પણ તું અજાયબ થાય એમાં કાંઈ નવાઈ નથી. જો મારો કાકો જાણે કે હું અહીં આવ્યો છું, તો મારા ભોગ જ ફરી વળે. ગુલાબે તને જ કાગળ લખ્યો હતો, અને તેનો જે ફેસ્તો થયો, તેથી એ ઘણી ગભરાય છે! માટે, કાગળ લખવાના હવે તેણે સમ ખાધા છે, તેથી મને તારી પાસે મોકલ્યો છે. વળી તે પાછી કાકાના સકંજામાં આવી પડી છે, અને તે પોતાને ઘેર ઘસડી ગયો છે! ગુલાબે તારો કાગળ પોતાના ચાકરને આપ્યો હતો; જેનાપર ઓચિંતી મારા કાકાની નજર પડી, એટલે તેણે પેલા ચાકરને ધડકાવીને કાગળ લીધો, વાંચી જોયો, તે વાત તેણે દારાને કહી, અને બંને જણાએ તાગડો રચ્યો કે તને ઉડાવી દેવો! દારાએ કસમ ખાધા કે, સાદીકનો જાન

લેવામાં નહીં આવશે, પણ માત્ર કેદ પકડવામાં આવશે; છતાં એ તો તને મારી નાંખવા જ માંગતો હતો!" ચુસફે બધી વાતનો પટપટ ખુલાસો કર્યો.

"ત્યારે શું તું એવા આદમીની નોકરી કરે છે?"

"છ-અ-અ-ટ્ એ શું બોલ્યા મીયાં માણસ! હું તેમ કરું જ નહીં. પણ મને મારા કાકાની બ્હીક લાગે છે. બીજાની નોકરી કરવાનું સાહસ ખેડવા હું તૈયાર છું. પણ—"

"શું, ઔરંગઝેબની?"

"ના, સાદીક સાહેબ! સુલતાન શુજાની અને તેની સાથે હું બંગાળા જવાનો પણ છું."

"અરર! હું તો ઉલટું જ ધારતો હતો. મેં તો ધાર્યું કે, આપણે દોસ્ત તરીકે સાથે ઉભા રહીને લડીશું. પણ આ તો દુસ્મન તરીકે આપણને લડવાનો વખત આવશે."

"કદાચ તેમ બનશે ખરું, અને જો તેમ બન્યું તો નક્કી તું મને હરાવશે! કારણ કે તું મારા કરતાં વધારે બળવાળો છે. ઔરંગઝેબ કરતાં શુજાની રીતભાત મને વધારે પસંદ પડે છે, અને સાદીક! તું હમેશાં યાદ રાખજે કે, ઔરંગઝેબ તો કોઇનો પણ સગો નથી–સગ્ગા બાપનો પણ નથી! સગ્ગી માનો પણ નથી! માને મારે તો માસીની તે કેવી મોંકાણ વાળે? કોઇનાપર વહેમ આવતાં, તેને તે સીફ્રા બહાદુરજંગ તરત ઉરાડી મેલશે. હું જાણું છું કે, શુજાના પક્ષમાં ઘણો દમ નથી–જિતે એવી આશા નથી. તું નક્કી માનજે, હું કહું છું તેમ જ થશે. અને આ બગલા ભગત ઔરંગઝેબ જ ગાદી મેળવશે!"

"જો તું એમ માને છે, તો શા માટે અમારી તરફ આવતો નથી?" મેં પૂછ્યું.

"મને ઔરંગઝેબની રીતભાત ગમતી નથી. જો તું પણ એનામાં દાખલ થયો નહીં હોત તો હું તને એનાથી દૂર રહેવા જ ભલામણ કરતે."

ચુસફની લાલચમાં હું ફસી નહીં પડું, તેથી મેં તરત વાત ફેરવી; "કમનસીબ સદુલ્લાખાનનું શું થયું, તેનું મને કહે."

"મેં તો સાંભળ્યું છે કે એને છોડી દેવામાં આવ્યો છે; અને બાદશાહ તે બિચારાને પોતાની પાસે રાખે છે! દારાપર તે ખુબ ગુસ્સે થયો છે."

"હાય મારા વહાલા પેદર! હું તમને કદી મળી શકીશ નહીં."

"મને પણ તેને માટે બહુ લાગે છે, પણ લાચાર. ચાલ હવે વખત થઈ જશે. ગુલાબે તને કહાવ્યું છે કે, જે અણધારી આફત તારાપર આવી પડી હતી, તે માટે તે ઘણી દિલગીર થઈ છે. તે બિચારીનું કાંઈ ચાલતું નથી. રૌશનઆરા લોખંડને સળીએ રાજ કરે છે. આ સ્થિ-

તિમાં રહેવા કરતાં, તે મારી સાથે બંગાળ આવવા તૈયાર થઈ છે!" હું ચમક્યો. તેણે ચાલુ જ રાખ્યું; 'ચમકે છે કેમ? હા, નક્કી આવવાની છે. અમે જઈએ ઉત્તર, અને તું જાય દખણ. મીયાં મહાદેવનો મેળાપ કેમ થાય? શુજાની સાથે આવતાં તને શું થાય છે?"

"યુસફ! ગુલાબને હું અહોનિશ ચ.હું છું! પણ મારું વચન અને ટેક, પ્રેમ કરતાં પણ વિશેષ છે. તું મને લલચાવ નહીં; આજે જો ગુલાબ મળતી હોય, તોપણ મારું વચન હું તોડું નહીં."

"ભલે તેમ કર; હું વચ્ચે પડતો નથી; પણ ઇશ્વિર આપણને ફરી મેળવે."

"યુસફ, તું ગુલાબને આટલું જરૂર કહેજે કે, લડાઇમાં હું ઔરંગઝેબનો નોકર છું, પણ પ્રેમમાં હું તારો ગુલામ છું! યુસફ તું જરૂર કહેજે, મારા જાનના કસમ, ભૂલતો નહીં."

"તારા જેવાને ભાઈ કહેવાને હું કેટલો આતુર છું અહા! તું કેવો ટેક ભર્યો છે! સાદીક! ખોદા હાફેઝ. હું જાઉં છું."

"ખોદાપનાહ! યુસફ, મારી ગુલાબને ભૂલતો નહીં!"

તે ગયો. હાય! અમે છૂટા પડ્યા. અમે ક્યારે મળીશું. ફરી મળવાનું અમારા નશીબમાં નહોતું. મારાથી નહીં રહેવાયું. આંખમાં આંસુ આવ્યાં. આ ભાઈ બહેનને સંભારીને હું ખૂબ રડ્યો! ઇશ્વિર, ભાઈ બ્હેન આપે તો આવાં જ આપજે!

* * * *

બીજે દિવસે અમે કૂચ કરવાને માટે ભેગા થતા હતા, એટલામાં મુખ્તીઆરખાનનો છોકરો યાસમીન ઔરંગઝેબના. અંગરક્ષક તરીકે આમતેમ ફરતો મને માલમ પડ્યો. અમે ઓચિંતા ભેગાં થઈ ગયા. તે આ છાવણીમાં ક્યાંથી એમ મેં પ્રશ્ન કર્યો, અને તેના જવાબમાં તે બોલ્યો; "અરે ભાઈ! આ તો થોડા વખતની નોકરી છે, દખણમાં ગયા કે પછી મને તો રજા મળશે"

"કેમ! તેનું શું કારણ?"

"જો હું કાંઈ બહાદુરી બતાઉં, તો જ મને શાહજાદો કાયમ રાખે અને જુઓની."–તે મારા કાનમાં કહેવા લાગ્યો; "ઔરંગઝેબ તો કહે છે કે મારી સાથે આવવું હોય તો તમારે ઘેરથી તલવાર લેતા આવજો, અને તમારું અંતઃકરણ ઘેર મૂકતા આવજો!"

"યાસમીન! તું ખરું કહે છે. અજાયબ જેવું છે કે, ઘણા જણાઓએ કબુલ પણ કીધું છે."

"સાદીક! હું તેવો નહીં થઉં. હું મારી તલવારનું પાણી બતાવીશ; પણ સેતાનનો સાથી નહીં થાઉં!"

"શાબાસ! યાસમીન શાબાસ! હું પણ તેમ જ કરીશ!"

આ પ્રમાણે વાતચિત કરી અમે છૂટા પડ્યા. તરત જ ઉપડવાની નિશાની તરીકે બંદૂકના બાર થવા લાગ્યા. લશ્કરે ચાલવા માંડ્યું. આખો દિવસ ચાલચાલ કરતાં છેક સાંજે આગ્રાથી દશ ગાઉ આઘે એક ગામડામાં આવી, અમે મુકામ કર્યો. થાકવાની કાંઈ ફરીયાદ કરતાં નહોતાં. કારણ કે ઔરંગઝેબે દરેક સીપાઇને આગળ કરતાં બેવડો પગાર આપવા કબુલ્યું હતું.

---

## પ્રકરણ ૨૪ મું.

### 'અલ્યા, તું જુવાન છોકરીઓપર નજર કેમ નાંખે છે?'

નુરમહાલ પોતાના બાપ નજફઅલીખાનની સાથે દખણમાં આવતી હતી. સાંજે મુકામ કરતી વખતે પાછા તંબુઓ ઠોકાવા લાગ્યા. અને અકસ્માત્ મ્હારો અને નુરમહાલનો તંબુ જોડાજોડ ઠોકવામાં આવ્યો.

જ્યારે અમે કૂચ કરતા હતા, ત્યારે હું તેની પાલખીથી સ્હેજ આઘે ઘોડાપર સ્વારી કરતો હતો. તે પોતાનો ચક વારંવાર ઉંચા કરી, સૃષ્ટિસૌંદર્ય જોતી હતી. તેટલામાં તેની નજર ઓચિંતી મારાપર પડી. મેં તેના સામું જોયું–તારા મૈત્રક થયું–અને જાણે સલામ કેમ નહીં કરતો હોઉં, તેમ મેં મારું માથું નમાવ્યું. તે હસતી માલમ પડી. અરે તેથી પણ વિશેષ! તેણે પોતાની નજર બીલકુલ ફેરવી નહીં. મારા મનમાં આ વખતે શા શા વિચાર કુદમ કુદા કરતા હશે, તે કાંઈ કહેવાની જરૂર નથી. પણ તરત જ મેં મારો ઘોડો આગળ કૂદાવ્યો, અને તેની નજરની બહાર થઈ ગયો.

રાત્રે જમ્યા પછી જરાક તંબુની બહાર હું લટાર મારવા નીકળી પડ્યો અને આ ગામડું કેવું છે, તે જાણવાની ઇચ્છાથી વધારે લાંબે ગયો. એક મોટા તળાવની પાસે આવી તેની પાળપર હું આરામ લેવાને બેઠો. આશરે પાએક કલાક હું ત્યાં બેઠો હોઇશ, એટલામાં એક ઘરડી ડોશી, પાળને નાકે આવીને બેઠી. જ્યાં સુધી તે તળાવ આગળ અમારા સિવાય એક પણ માણસ હતું, ત્યાં સૂધી તે તદ્દન મુંગી બેસી રહી, અને મારા તરફ નજર રાખી રહી. તેની હિલચાલપરથી મને લાગ્યું કે, તે મારી સાથે બોલવા માંગે છે તેથી, જ્યારે માત્ર અમે બે જ જણા ત્યાં આગળ રહ્યાં એટલે મેં વાત છેડી, અને તેના સામું જોઈ મેં કહ્યું; "આજે તો ખુબ વરસાદ પડે એમ લાગે છે!"

"અરે, હારે બાપુ! આપણે ઔરંગાબાદ જઇશું તેટલામાં તો ખાસ્સાં તરબોળ થઈ જઇશું!" તે બોલી.

"શું માજી! તમે અમારી સાથે આવો છો?"મેં અજાયબી બતાવી પૂછયું.

"ખચ્ચીત, બેટા! વળી હું કયાં તમારા તંબુથી આઘી છું કે, તમને નહીં ઓળખું? હું તો નુરમહાલની સાથે જ આવું છું! પણ! **અલ્યા, તું જુવાન છોકરીઓપર નજર કેમ નાંખે છે!** જેનાપર તારી નજર પડી તે શું તારી થઈ ગઈ કે? યાદ રાખજે. પેલી છોકરી તો નુરમહાલ છે, એને કાંઈ જેવી તેવી નહીં સમજતો." ધરડી મા તો શિખામણ આપવા મંડી પડયાં.

"ઓ ખોદા! મેં તેના તરફ ભૂલમાં જોયું; તેથી એ કાંઈ ગુસ્સે તો થઈ નથી કેની?"

"અરે એ તો ખુબ ગુસ્સે થઈ ગઈ છે! એ તો કહેતી હતી કે, જો આ સાદીક મારી માફ નહીં માંગે, તો બસ હું સરદારને કહી દઈશ!"

"ત્યારે ઓ ધરડી મા, જરા તમે એને કહેજો કે–"

"છીટ્‌છીટ્‌ હું કાંઈ તારી નોકર ચાકર છું કે તું કહાવે, તે હું તેને જઇને કહું. પણ જો તારે એને મળવું હોય તો તારી મુલાકાત કરાવી આપું. તારે જાતે જઇને એની માફ માંગવી પડશે."

"અરે! પણ ઓ માજી! એ તે કેમ બને?"

"તે શું તું એમ ધારે છે કે, તું અહીં બેસી રહેશે, તો એ આકાશમાંથી ઉતરી આવી તને મળશે? જો તું કદાચ મને કહે કે, તું નુરમહાલને મળવા માંગે છે, તો લાવ, વળી તારે માટે એક ફેરો ખાઉં ને કહી આવું, અને તે તને બોલાવશે!"

"અરે! એ મને બોલાવે! ઓ દીન કીયાંસે!"

"હા, તે તો ખરું. નુરમહાલ કોઇને બોલાવે, એ કાંઈ જેવું તેવું માન નથી. પણ જોની બેટા, એ તને નજરે ઓળખતી નથી, તોયે એણે તારું નામ તો સાંભળ્યું છે. એકવાર તારી સાથે એની સાદી થવાની હતી, તે એ સારી રીતે જાણે છે!"

"ત્યારે તો ઓ માજી! મને જરૂર તેની પાસે તેડી જાઓ. હું તમને કદી ભૂલીશ નહીં."

"અરે પણ ઓ દીકરા! તું તો બોલીને બેસી રહે, પણ અમારે કેવું મહાભારત કામ ઉપાડવું પડે છે, તેનો તને કાંઈ ખ્યાલ છે?"

"પણ તમારા મનથી તો ગમે તેવું અઘરું કામ સહેલ છે. જુઓની, તમે મારાપર એટલો ઉપકાર કરો ને તેના બદલામાં તમે આટલું મારી તરફથી સ્વી–"

વાકય પૂરું થાય ત્યાર પહેલાં તો જોડેની ઝાડીમાંથી કોઈ નીકળતું હોય એમ લાગ્યું અને પેલી ડોસી આજે મધરાતે તૈયાર થઈ રહેજે. આટલું બોલી તરત સટકી ગઈ.

# પ્રકરણ ૨૫ મું.

## નજફઅલ્લીખાનનાં કાવત્રાં.

જે માણસ ઝાડીમાંથી નીકળી આવ્યો, તે તરત તળાવની સામી બાજુએ જઇને કોઈની વાટ જોતો હોય તેમ બેઠો. મને હવે અત્ર ઉભા રહેવું ઠીક લાગ્યું નહીં, તેથી મેં ચાલ્યા જવાનો વિચાર કર્યો. પણ વાદળાં ઘેરાવા લાગ્યા, અને હમણાં વરસાદ પડશે એવો મામલો થઈ રહ્યો. પણ વરસાદ પડે ત્યાર પહેલાં મુકામપર જઈ શકાશે, એવી આશામાં મેં ચાલવા માંડયું. થોડાંક કદમ ચાલ્યો કે તરત ઝાપટું સુરુરુરુ કરતું પડવા માંડયું. મારી પાસે છત્રી પણ નહોતી, તેથી વરસાદમાં ભીંજાતા ભીંજાતા ઘેર જવાને બદલે કોઈ ઠેકાણે થોડીક મીનીટ ઉભા રહેવા માટે જગ્યા શોધવા લાગ્યો. એટલામાં સહેજ આઘે એક નાનું ઝુંપડું મારી નજરે પડ્યું. મેં ત્યાં જવા નિશ્ચય કર્યો. ત્યાં પહોંચતાં મેં બારણું ઉઘાડવા હાંક મારી, પણ જવાબ નહીં મળવાથી મેં તેને ધક્કો માર્યો, અને એક ધક્કા સાથે તે ઉઘડી ગયું. ત્યાં તદન અંધારું હતું, તે છતાં વરસાદની સામે રક્ષણ મેળવવા આ જગ્યા મને ઠીક પડી.

આશરે પાએક કલાક હું ત્યાં બેઠો, એટલામાં કોઈ બીજા બે માણસો મારી માફક જ વરસાદમાંથી બચવાને અંદર આવી ચઢ્યા. આ લોકો કોણ હતા તે હું જાણતો નહોતો, અને તેથી તેમના મોં આગળ ઉઘાડા પડવાનું મને વાજબી લાગ્યું નહીં. પછી અંધારાનો લાભ લઈ કાંઈ પણ હાલ્યાચાલ્યા વગર હું બેસી રહ્યો. તેઓ એક બીજા સાથે વાતો કરતા અંદર દાખલ થયા અને હું તે સ્પષ્ટ રીતે સાંભળી શકતો હતો.

કુલુમબેગ બોલ્યો; "હું અજાયબ થાઉં છું કે, હજુ પાલખી આવી પહોંચી નથી.

"રૂસ્તમભાઈ! એમાં કાંઈ ગભરાવા જેવું નથી. આટલો બધો વરસાદ પડે છે, એટલે તેમને આવતાં વાર લાગેસ્તો. પણ તમે ગભરાવ નહીં, શિકાર આપણો જ છે! હું તો હવે એટલું જ માંગું છું કે, જેવો આપણો શિકાર નક્કી છે, તેવું જ આપણું ઈનામ પણ નક્કી છે."

રૂસ્તમ—અરે કુલુમ! એવો વિચાર જ શા માટે લાવે છે? શું સરદાર નજફઅલ્લીખાનની સખાવત માટે કોઇને શક ગયો છે? એ કદી પોતાનું વચન ફેરવશે નહીં. અરે! પણ જુવો, સાંભળો! કેમ કાંઈ અવાજ સંભળાય છે ખરો?

કુલુમબેગ—એ તો તોફાની પવનના ભણકારા તમને વાગે છે.

રૂસ્તમ—કુલુમબેગ! આ ઝુંપડામાં કોણ રહેતું હશે?

કુલુમ–અરે કોઇએ નહીં! લોકો ગપ્પા તો મારે છે કે અહીંયા તો કોઈ જાદુગર રહેતો હતો, અને તે મરી ગયો ત્યાર પછી કોઇનાથી અહીં અવાતું નથી, એ તમને ખબર છે કે? આ ગામના કોઈ પણ આદમીને અહીં આવવાનું કહીએ કે તે ઉભી પુંછડીએ નાસશે! પણ તમે ધ્રુજો છો કેમ? તમે શું જોયું? કેમ કાંઈ દેખાય છે?"

રૂસ્તમ–નારે ના. એ તો મને એમ લાગ્યું કે, સામેના ખૂણામાં કાંઈ ચીજ હાલે છે.

કુલુમ–શરમ! શરમ! બાહાદુર રૂસ્તમ! આટલી બધી લડાઇઓમાં ભાગ લીધા પછી, અને આટલા બધા ખૂ—

રૂસ્તમ–ખુદાકે નામકે બાસ્તે ખામોશ! ઐસી બાત મત બોલો! અપના ગુન્હા ખુદાકુ માલુમ હય. યહે બાત જ ધોરમે ડાલો! અબ દેખો વ્હાં! કયાં કુછ ચેરાગ મઆલુમ નહીં હોતા હય.

કુલુમ–ઇધર કુછ બત્તીયાંકી ઝરૂર નહીં હય. આગે જાકે તુમ વો લોગોંકુ બોલો કે સબ ચેરાગકુ બુઝા દેવે.

રૂસ્તમ–બલય, મય જાતાહું. મગર તુમ ઇધર ખડા રેહકે તુમારી શીઆલ ઝમીનપે બરાબર રખદો. ઇસ સબબસે કે જો વો નાઝનીન ઇધર આયગી તો ઉસકુ સોનેકું બહુત અચ્છા બંદોબસ્ત હોયગા.

કુલુમ–શીઆલ બીછાનેકી કુછ ઝરૂર નહીં; અબ તુમ જલદીસે લૌટો.

હું તદ્દન મુંગો મુંગો તેમની વાત સાંભળ્યા કરતો હતો, અને પાલખીમાં કોણ આવે છે તેની રાહ જોવા લાગ્યો. પેલા ભોઈ લોકો પાલખીને ઝુંપડામાં લાવ્યા અને મને એમ લાગ્યું કે, તેમાંથી ધીમો અવાજ નીકળતો હતો. પાપી નજફઅલીખાનની જાળમાં કેઈ અબળા ફસાઈ હતી, તે જાણવાને હું ઘણો આતુર હતો. પણ મારાથી કાંઈ પાલખી પાસે જવાય એમ નહીં હોવાથી, જે કાંઈ સંભળાય તેપર આધાર રાખવાની મને જરૂર પડી.

કુલુમબેગે ભોઇઓને પાસેના ગામડાની ધરમશાળામાં જઇને, ખાવા-પીવાની રજા આપી અને પ્હોફાટતાં પાછા હાજર થવાનો હુકમ આપ્યો. રૂસ્તમબેગ તેમને રસ્તો બતાવવા ગયો.

કુલુમ હવે એકલો રહેવાથી, તેણે પાલખી ઉઘાડી, અને પેલી સ્ત્રીને કહેવા લાગ્યો; કે "તું બ્હી ના; અમે તારી બરદાસ કરીશું! જો તું આરામ નહીં લેશે, તો તેમાં તારો વાંક!" જવાબમાં માત્ર હુસકાનો અવાજ મેં સાંભળ્યો. "ઓ ખુબસુરત નાજનીન! તું દિલગીર ન થા. લાવ તારું દોરડું છોડી નાખું. તું હમણાં સહેજ આરામ લે, એટલામાં એક બે કલાક હું બહાર જઈ આવું." આ પ્રમાણે બોલી, પેલી સ્ત્રીને હાથે

પગે બાંધેલું દોરડું સહેજ ઢીલું કર્યું, અને આસપાસ જોઇ, કંઈ ભય જેવું નથી એમ માલમ પડવાથી, તેને છોડી ચાલતો થયો.

પેલી કમનશીબ સ્ત્રી ફરી રડવા લાગી. હું તરત મારી જગ્યાએથી ઉઠી, તેની પાસે આવ્યો, અને મેં તેને બોલતાં સાંભળી, "હાય નસીબ! હાય કમનસીબ! દગો! દગો! શું મને આમ છેતરવામાં આવી. ઓ ભાઈ! તું આજે કયાં છે? હાય ગુલાબ! તારા નશીબમાં શું શું દુઃખ પડવાનાં હજી બાકી હશે?" છેલ્લું વાકય સાંભળીને હું એકદમ કૂદ્યો. એક બંદૂકની ગોળી પણ મારું દીલ વધારે વિંધી શકતે નહીં, તેનાથી વધારે તેના શબ્દોએ મારું દીલ વિંધ્યું! મેં તરત જ પાલખીનું બારણું જોરથી ઉઘાડયું અને કહ્યું; "ગુલાબ! ઓ ગુલાબ! શું આ તારો સાદીક, ખરેખાત તને આ હાલતમાં જોય છે!"

એકાએક ખુશાલીની ચીસ તેનાથી પડાઈ ગઈ.

"શુક્રેએલાહી! દોસ્તે અઝીઝેમન ઈન્જાસ્ત!"

"હા તેમ જ છે. તને બચાવવા તે પોતાનો જાન આપવાને તૈયાર જ છે. પણ ઓ મારી વહાલી ગુલાબ! તું એકદમ ઉભી થા. પેલા લુચ્ચાઓ આવી પહોંચે ત્યાર પહેલાં આપણે નાશી જવું જોઇએ!" મેં તેને ચેતાવી.

"અરે! પણ હવે મારે કયે રસ્તે જવું! આગ્રા પાછા કેમ જવાશે?"

"તે મને ખબર નથી; પણ અહીં ઉભા રહેવામાં માલ નથી. તું ગામમાં ચાલ. ગામનો પટેલ મને ઓળખે છે; તેને ત્યાં જઈ સૌ બંદોબસ્ત કરીશું."

મેં તેને ઉઠાડી, મારી શાલ તેની આસપાસ વીંટી દીધી, અને તેની શાલની પાઘડી બનાવી તેને માથે પહેરાવી દીધી! સ્ત્રીનો મરદ બનાવી દીધો! અમે જલદી તે ઝુંપડું છોડી ચાલવા લાગ્યાં. રસ્તામાં મેં ગુલાબને પૂછયું; "ગુલાબ! આ લુચ્ચાઓના હાથમાં તું કેમ સપડાઈ?"

"મારાથી બોલાતું નથી; પછી કહીશ."

ઘણી મુશ્કેલીથી ગુલાબને પટેલને ત્યાં હું લઈ આવ્યો. ત્યાં જતાં જ મેં તેનું બારણું ઠોકયું. અંદરથી અવાજ આવ્યો કે, કોણ હૈ. મેં તરત જ સમયસૂચકતા વાપરી જવાબ આપ્યો; 'ઔરંગઝેબની છાવણીનો એક અમલદાર તે ખુદાવિંદના નામથી તમને બારણું ઉઘાડવા હુકમ કરે છે.'

પટેલે તરત જ આવીને બારણું ઉઘાડયું, અને કહ્યું; "સાહેબ, હું તો આપનો ગુલામ છું!" અમે અંદર દાખલ થયાં અને ગુલાબને એક ખાટલાપર સુવાડી.

મેં પટેલને રવાબમાં જ કહ્યું; "પટેલ! તમને ઇનામ તો મળશે; પણ

અમારૂં કામ તરત થવું જોઇએ. એક પાલખી અને ચાર ભોઇઓને જલદી બોલાવી મંગાવો, અને આ છોકરાને તરત આગ્રા મોકલાવી દ્યો!"

"અરે ખુદાવિંદ! આ ગામડું તો બહુ નાનું છે, તેમાં વળી પાલખી ને ભોઇઓ ક્યાંથી મળે? પણ, વારુ, તમારે ક્યારે જોઇએ છે?"

"અરે, અબ ઘડી! સૂર્યનાં કિરણ આ છોકરાપર આ ગામડાનાં પડવાં નહીં જોઇએ!" મેં જવાબ વાળ્યો.

પટેલ લાચારીએ પાઘડી લુગડાં પહેરી, પાલખીની શોધમાં બહાર ગયો, અને હું તથા ગુલાબ ઘરમાં રહ્યાં.

હવે ગુલાબે પોતાનાપર વીતક વાર્તા કહેવા માંડી.

"જે દિવસે યુસફ તમને તંબુમાં મળી ગયો, તેને બીજે દિવસે હું તથા યુસફ બંગાળ ઉપડી જવાનાં હતાં. પરંતુ મારી કાકી રૌશનઆરાએ અમને ઉંધુચત્તું સમજાવીને જતાં અટકાવ્યાં. બીજે દિવસે સાંજે મને શહેરની બહાર ફરવા જવા કહ્યું. પણ હું એટલી ગમમાં હતી કે, મેં જવાની ના કહીં, પણ મને ત્યાં જવા તે ઘણી જ હઠ કરવા લાગી અને છેવટે મારી નાખુશી વચ્ચે મને ફરવા જવાની ફરજ પાડી. હું બાગમાં ગઈ કે, તરત જ હથિયારબંધ માણસોની એક ટુકડી, જે ત્યાં મારી વાટ જોતી ઉભેલી હતી, તેણે મને તરત ઘેરી લીધી, મારા હાથપગ બાંધ્યા, મ્હોંમાં કપડાંનો ડુચો ઘાલ્યો અને મને આ પાલખીમાં સુવાડવામાં આવી. તેઓમાંનો એક જણ મને કહેવા લાગ્યો કે, 'તું ગભરાતી ના! તું નાશી નહીં જાય તેટલા માટે અમે તારા હાથ પગ બાંધ્યા છે! સરદાર નજફઅલ્લીખાન તારાપર ઘણો મોહિત થયો છે અને તેથી જ તેણે અમને અહીં મોકલ્યા છે. મહેરબાની શાહજાદી રૌશનઆરા બેગમની, કે જેની મદદથી તું હમને જલદી મળી ગઇ.' આ પ્રમાણે તે કમબખ્તો મને કહેવા લાગ્યા, અને મારા છૂટવાની કોઈ બારી રહી નહીં. મેં મારા છૂટકારાની સર્વે આશા છોડી હતી અને ઓ સાદીક! ઓચિંતા મને તેઓ આ રસ્તેથી લઈ જતા હતા, તેવામાં તમે મને મળ્યા! અને મને છોડવી લાવ્યા છો, તે પાક પરવરદેગારનાં જેટલાં શુકર ગુજારું તેટલાં ઓછાં

ખાનના હાથ નીચે છું, તેથી તેને બીલકુલ ખબર નહીં પડવી જોઇએ કે મેં તને છોડવી છે. માટે હવે તારે જેમ બને તેમ અત્રથી જલદી ચાલી જવું જોઇએ !” મેં મારો ખુલાસો કીધો.

“સાદીક ! ત્યારે તો તમે મને અહિંયા એકલી મૂકી ચાલ્યા જાઓ. પટેલને કહેતા જાઓ કે જલદી વિદાય કરી દે! નહીં તો વળી તમારે માથે કાંઈ આવી પડશે.”

“અરે! એમ કાંઈ બને કે? મને તો ફીકર એ જ લાગે છે કે, તું આગરા એકલી-અટુલી કેમ જઈ શકશે અને રાંડ પેલી રૈશનને તું શું જવાબ આપશે?”

“હાય ! હાય મને તેની કાંઈ સમજ પડતી નથી. મારાથી સાચી વાત કેમ કહેવાશે?”

મેં તેને સમજાવતાં કહ્યું; “જો ત્યારે હું તને કહું છું તેમ તું કહેજે, કે મેં નજફ્અલ્લીના ઘણા કાલાવાલા કર્યા અને પગે પડી, તેથી તેને મારી દયા આવી, અને પાછી આવવા દીધી! યુસફ્ તને તેડી જવાને તૈયાર જ હશે, અને તું તે રાંડના હાથમાંથી ઝટ છૂટશે. પણ ગુલાબ ! ઓ પ્યારી! આપણે ફરી કયારે મળીશું? શું આપણને ફરીથી એક બીજાનું મ્હોડું જોવાનો વખત નહીં મળશે? હાય! ઓ ખોદા! અમને ફરી મેળવજે.”

“વહાલા, તું એમ દિલગીર નહીં થા. ભવિષ્યમાં શું થશે તે હું જાણતી નથી; પણ આ કટાકટીનો વખત વહી જશે અને પછી ખોદા હંમેશાં આપણને એકઠાં રહેવા દેશે!” તે મને આશ્વાસન આપવા લાગી.

એટલામાં પાલખી અને ભોઇઓને લઇને પટેલ આવી પહોંચવાથી, અમારી વાત બંધ પડી. ગુલાબને લઈ જવાને દરેક સામગ્રી તૈયાર કરવામાં આવી. ગામના એક સીપાઇને રસ્તાના ભોમિયા તરીકે સાથે મોકલવા, મેં પટેલને કહ્યું; જે તેણે ઘણી ખુશાથી કબુલ કર્યું. બે મશાલચીઓને પણ તૈયાર કીધા. અંતે ગુલાબ ફરી એકવાર આગ્રા જવાને પાલખીમાં બેઠી. મેં તેનો હાથ જોરથી પકડીને દાબ્યો, એક મીઠું ચુંબન અને છેલ્લી સલામ કરી. ભોઇઓને પાલખી ઉપાડવા કહ્યું. અને તેઓએ પોતાનો રસ્તો લીધો. ગુલાબના ગયા પછી મેં પેલા પટેલને થોડુંક ઇનામ આપ્યું અને તરત મારા તંબુ તરફ જવા નીકળી પડ્યો.

રસ્તે ચાલતાં ઝુંપડામાં મેં જેને જોયો હતો, તેને પાછો આવતાં મેં જોયો. લગભગ નજીક આવતાં તે કુલુમબેગ હતો, એમ મારી ખાત્રી થઈ. અંધારું હોવાને લીધે મને તે બરાબર ઓળખી શકયો નહીં. મારી આગળ થઇને ચાલી ગયા પછી, તે ફરીફરીને જોવા લાગ્યો કે, હું કોણ

અમારું કામ તરત થવું જોઇએ. એક પાલખી અને ચાર ભોઇઓને જલદી બોલાવી મંગાવો, અને આ છોકરાને તરત આગ્રા મોકલાવી દ્યો!"

"અરે ખુદાવિંદ! આ ગામડું તો બહુ નાનું છે, તેમાં વળી પાલખી ને ભોઇઓ કયાંથી મળે? પણ, વારુ, તમારે કયારે જોઇએ છે?"

"અરે, અબ ઘડી! સૂર્યનાં કિરણ આ છોકરાપર આ ગામડાનાં પડવાં નહીં જોઇએ!" મેં જવાબ વાળ્યો.

પટેલ લાચારીએ પાઘડી લુગડાં પહેરી, પાલખીની શોધમાં બહાર ગયો, અને હું તથા ગુલાબ ઘરમાં રહ્યાં.

હવે ગુલાબે પોતાનાપર વીતક વાર્તા કહેવા માંડી.

"જે દિવસે યુસફ તમને તંબુમાં મળી ગયો, તેને બીજે દિવસે હું તથા યુસફ બંગાળ ઉપડી જવાનાં હતાં. પરંતુ મારી કાકી રોશનઆરાએ અમને ઉંધુચત્તું સમજાવીને જતાં અટકાવ્યાં. બીજે દિવસે સાંજે મને શહેરની બહાર ફરવા જવા કહ્યું. પણ હું એટલી ગમમાં હતી કે, મેં જવાની ના કહીં, પણ મને ત્યાં જવા તે ઘણી જ હઠ કરવા લાગી અને છેવટે મારી નાખુશી વચ્ચે મને ફરવા જવાની ફરજ પાડી. હું બાગમાં ગઈ કે, તરત જ હથિયારબંધ માણસોની એક ટુકડી, જે ત્યાં મારી વાટ જોતી ઉભેલી હતી, તેણે મને તરત ઘેરી લીધી, મારા હાથપગ બાંધ્યા, મ્હોંમાં કપડાંનો ડુચો ઘાલ્યો અને મને આ પાલખીમાં સુવાડવામાં આવી. તેઓમાંનો એક જણ મને કહેવા લાગ્યો કે, 'તું ગભરાતી ના! તું નાશી નહીં જાય તેટલા માટે અમે તારા હાથ પગ બાંધ્યા છે! સરદાર નજફઅલ્લીખાન તારાપર ઘણો મોહિત થયો છે અને તેથી જ તેણે અમને અહીં મોકલ્યા છે. મહેરબાની શાહજાદી રોશનઆરા બેગમની, કે જેની મદદથી તું હમને જલદી મળી ગઇ.' આ પ્રમાણે તે કમબખ્તો મને કહેવા લાગ્યા, અને મારા છૂટવાની કોઈ બારી રહી નહીં. મેં મારા છૂટકારાની સર્વે આશા છોડી હતી અને એ સાદીક! ઓચિંતા મને તેઓ આ રસ્તેથી લઈ જતા હતા, તેવામાં તમે મને મળ્યા! અને મને છોડવી લાવ્યા છો, તે પાક પરવરદેગારનાં જેટલાં શુકર ગુજારું તેટલાં ઓછાં છે. કમબખત નજફઅલ્લીખાનનાં કાવતરાં મને નડ્યાં છે. પણ હવે તમે અહીં કેમ આવી પહોંચ્યા, તે મને જણાવો."

"વહાલી ગુલાબ! નસીબ વગર કાંઈ બનતું નથી. નસીબ સંજોગે હું પેલા ઝુંપડામાં આવી ચઢયો, અને નસીબ સંજોગે તું મને મળી, ને નસીબ સંજોગે મ્હેં તારો છૂટકારો કીધો! અહિં તને નસીબ સંજોગે પેલા હરામખોરો લાવ્યા; મેં છૂપાઇને તેમની વાત સાંભળી, અને તારો છૂટકારો કરવાની મેં હીંમત કરી. પણ વહાલી! હવે હું નજફઅલી-

ખાનના હાથ નીચે છું, તેથી તેને બીલકુલ ખબર નહીં પડવી જોઇએ કે મેં તને છોડવી છે. માટે હવે તારે જેમ બને તેમ અત્રથી જલદી ચાલી જવું જોઇએ !" મેં મારો ખુલાસો કીધો.

"સાદીક ! ત્યારે તો તમે મને અહિંયા એકલી મૂકી ચાલ્યા જાઓ. પટેલને કહેતા જાઓ કે જલદી વિદાય કરી દે! નહીં તો વળી તમારે માથે કાંઈ આવી પડશે."

"અરે! એમ કાંઈ બને કે? મને તો ફીકર એ જ લાગે છે કે, તું આગરા એકલી-અટુલી કેમ જઈ શકશે અને રાંડ પેલી રૌશનને તું શું જવાબ આપશે?"

"હાય ! હાય મને તેની કાંઈ સમજ પડતી નથી. મારાથી સાચી વાત કેમ કહેવાશે?"

મેં તેને સમજાવતાં કહ્યું; "જો ત્યારે હું તને કહું છું તેમ તું કહેજે, કે મેં નજફઅલ્લીના ઘણા કાલાવાલા કર્યા અને પગે પડી, તેથી તેને મારી દયા આવી, અને પાછી આવવા દીધી! યુસફ તને તેડી જવાને તૈયાર જ હશે, અને તું તે રાંડના હાથમાંથી ઝટ છૂટશે. પણ ગુલાબ ! ઓ પ્યારી! આપણે ફરી કયારે મળીશું? શું આપણને ફરીથી એક બીજાનું મ્હોડું જોવાનો વખત નહીં મળશે? હાય! ઓ ખોદા! અમને ફરી મેળવજે."

"વહાલા, તું એમ દિલગીર નહીં થા. ભવિષ્યમાં શું થશે તે હું જાણતી નથી; પણ આ કટાકટીનો વખત વહી જશે અને પછી ખોદા હંમેશાં આપણને એકઠાં રહેવા દેશે !" તે મને આશ્વાસન આપવા લાગી.

એટલામાં પાલખી અને ભોઇઓને લઇને પટેલ આવી પહોંચવાથી, અમારી વાત બંધ પડી. ગુલાબને લઈ જવાને દરેક સામગ્રી તૈયાર કરવામાં આવી. ગામના એક સીપાઇને રસ્તાના ભોમિયા તરીકે સાથે મોકલવા, મેં પટેલને કહ્યું; જે તેણે ઘણી ખુશીથી કબુલ કર્યું. બે મશાલચીઓને પણ તૈયાર કીધા. અંતે ગુલાબ ફરી એકવાર આગ્રા જવાને પાલખીમાં બેઠી. મેં તેનો હાથ જોરથી પકડીને દાબ્યો, એક મીઠું ચુંબન અને છેલ્લી સલામ કરી. ભોઇઓને પાલખી ઉપાડવા કહ્યું. અને તેઓએ પોતાનો રસ્તો લીધો. ગુલાબના ગયા પછી મેં પેલા પટેલને થોડુંક ઇનામ આપ્યું અને તરત મારા તંબુ તરફ જવા નીકળી પડ્યો.

રસ્તે ચાલતાં ઝુંપડામાં મેં જેને જોયો હતો, તેને પાછો આવતાં મેં જોયો. લગભગ નજીક આવતાં તે ફુલુમબેગ હતો, એમ મારી ખાત્રી થઈ. અંધારું હોવાને લીધે મને તે બરાબર ઓળખી શક્યો નહીં. મારી આગળ થઇને ચાલી ગયા પછી, તે ફરીફરીને જોવા લાગ્યો કે, હું કોણ

હતો. પણ અંધારાને લીધે, મારી ખાત્રી હતી કે તે, હું કોણ હતો તે જાણી શકયો ન હતો ! તે પાપી, ઝુંપડામાં જઇને પોતાની આશામાં નિષ્ફળ જશે, એમ વિચારીને ઉલટો હું તો મલકાતો હતો. આમ વિચાર કરતો કરતો હું મારા તંબુમાં ચાલ્યો આવ્યો.

ગુલાબને બચાવવા જતાં મેં એક વસ્તુ ગુમાવી. મધરાતે પેલી ડોશીની મારફતે નુરમહાલને મળવા જવાનું નક્કી કર્યું હતું; પરંતુ વખત એટલો વહી ગયો હતો કે, ડોશી પણ મારી વાટ જોઇને ચાલી ગઈ હતી. હશે, નુરમહાલ તો સાથે આવે છે; કોઈ પણ વખતે મળવા પ્રયત્ન કરીશું. પણ આજે ગુલાબને બચાવી એ કેવું સુભાગ્ય! આમ વિચાર કરી હું આનંદમગ્ન થવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૬ સું.

## લુચ્ચો હજામ.

રાતના અણધાર્યા બનાવોમાં પૂરીપાધરી ઉંઘ પણ મને મળી નહીં; અને બીજી સવારે ઉપડવાનો હુકમ થઈ ચૂકયો હતો, એટલે મારે તો વહેલાં ઉઠી, મારો ઘોડો તૈયાર કરી, સામનસુમન બાંધવાની જરૂર પડી. સૌ કોઈ પોતપોતાના ઘોડા, હાથી, ઊંટ જે કાંઈ હોય તે તૈયાર કરી ચાલવા લાગ્યા. હું પણ હવે તૈયાર થઈ ગયો, અને સૌની સાથે મેં મારી કૂચ શરુ કીધી.

ખડડૂક ખડડૂક કરતા અમે હવે રસ્તાપર પડ્યા. આગ્રા શહેરથી અમે વધારે આઘે ને આઘે જવા લાગ્યા. હવે મને તેમ જ બીજાઓને કાંઈક નિરાંત વળી કે, આગ્રાના કાવાદાવાઓ, કાવતરાંઓ અને ખટપટોને આપણે છેલ્લી સલામ કરીએ છીએ. ખૂનનો ભય કે કેદનો ભય કોઇને રહ્યો નથી અને દખણમાં જતાં હમને પૂરી વિશ્રાંતિ મળશે.

ચાલતાં ચાલતાં કેટલાક ઘોડેસ્વારો આગળ તો કેટલાક પાછળ, એમ થઈ ગયા. કેટલાક હારમાં ચાલતા, તો વળી કેટલાક આડા અવળા ચાલતા હતા. અમારા લશ્કરમાં કાંઈ એવો નિયમ નહોતો કે, મોઢું સીવીને હારબંધ બસ બધાઓએ પટપટ રસ્તો કાપ્યા જવો. સૌ પોતપોતાની મોજ પ્રમાણે ચાલતા હતા; અને તેથી મેં પણ મારા ઘોડાને એકદમ થકવી નહીં નાંખવાના વિચારથી, ધીમે ધીમે ચલાવવા માંડ્યો ! પણ છેવટે મને એમ લાગ્યું કે, સૌથી છેલ્લો હું પડી જઈશ. છતાં તેમ બીવાનું કાંઈ મારે કારણ નહોતું. મારી પાછળ, પણ ઘણે છેટેથી, બીજા ઘોડેસ્વારો પણ લહેર કરતા કરતા ચાલ્યા આવતા હતા.

આ પ્રમાણે હું મારા ઘોડાને હાંક્યો જતો હતો, એટલામાં મારી પાછળ કોઈ આવતું હોય તેમ મને લાગ્યું. એક ઘોડેસ્વાર પોતાનાં મુડદાં જેવા ટટ્ટુને ચાબૂકનો માર મારી આગળ ચલાવતો હતો; અને જ્યારે તે હઠીલું જાનવર સીધું નહીં ચાલતું, ત્યારે આ નામજાદો, તે ટટ્ટુના બાપ, કાકા તથા બીજાં પણ સગાં અને વહાલાંઓને યાદ કરી સરસ્વતી ભણતો હતો. જ્યારે તે પોતાની સરસ્વતીનો ભંડાર પૂરો કરી રહ્યો, એટલે તે મારી લગોલગ, મારા ઘોડાની જોડાજોડ આવી પહોંચ્યો. આ ઘોડેસ્વારને પોતાના ટટ્ટુની સાથે આ પ્રમાણે વાત કરતો સાંભળી, મેં તેને એકાદ ઉલ્લુના બાદશાહ જેવો ધાર્યો! તે દેખાવમાં પાતળો, લાંબો અને ડાચાં પણ બેસી ગયલાં જેવો હતો. મારે તેની સાથે વાત કરવા વિચાર જ નહોતો. પરંતુ જ્યારે તે છેક મારી નજીક આવી પહોંચ્યો, ત્યારે તેને જોતાં જ મને માલમ પડ્યું કે, આ નામજાદો તો નજફઅલીખાનનો હજામ છે! સરદારની દાઢીમાં રોજ હાથ ઘાલવા જનાર આવા માણસ પાસેથી નવું જૂનું સાંભળવાનું જરૂર મળશે, એવી આશાથી મને એની સાથે વાત કરવાનું મન થયું; અને તેથી જેવો એણે પોતાનો ઘોડો મારી જોડાજોડ ચલાવવા માંડ્યો, એટલે મેં વાત ઉચકી.

"અય વસ્તરેવાલે! તેરા નામ કયા હય, ઔર કયા પેશા કરતા હય?" મેં પૂછ્યું.

"ખુદાવન્દ! ગુલામ કા ઈસ્મે મુબારિક લુચ્ચા હય. ઇસ નામસે મયઁ ઈસ કદર મગરુર હું કે, અપને સારે ખાન્દાન કા ભી મયઁને યહી નામ રખ્ખા હય?"

"મગર અય દોસ્તેમન! તૂ કયા અપના કોઇ દૂસરા નામ નહીં રખ સકતા થા?"

"અલીજાહ! મેરે વાલિદકા નામ સાલેહ લુચ્ચા થા, ઔર વો અપને રોજગારમેં નિહાયત હી હોશિયારો તર્રાર થા."

"કૌનસા રોજગાર? સર મૂંડને કા ધંધા યા ચોરીકા કારોબાર?"

"દોનોં સરકાર!" એમ કહી "અય સુસ્ત જાનવર! જલ્દ ચલ!" એ પ્રમાણે પોતાના વાહનને ઉદ્દેશીને બોલ્યો અને તેને એક સડાક દેતી કે ચાબૂક લગાવી કહાડી! વળી તે બાપની પ્રશંસા કરતો બોલ્યો કે;—"જનાબ! ઈસ જબાનસે અપને વાલિદકી તારીફ મયઁ નહીં કર સકતા. વો હરફનકા સરદાર થા—બહોતહી બડા તજરુબાકાર થા!"

"કયા વો કોઈ તીસરા પેશાભી કરતા થા—તીસરા કમાલભી રખતા થા?"

"જનાબ! વો મછાલયાં પકડ઼નેકા જાલ થા, શરાબ બેચનેવાલા

કલાલ થા, મયદાને શર્તમેં ઘોડોંકી ચાલ થા, કિસ્સઃકોતા હર કામમેં કમાલ રખનેવાલા હજરતકા લાલ થા!"

"કુછ ઔરભી?"

"યાની મેરે કહનેકા મતલબ યે થા કે, વો હરકામકા પુરા ઉસ્તાદ તો ન થા, મગર હાં–સબ કામોમેં થોડા થોડા દખલ જુરૂર રખતા થા. એક વક્ત આપકે વાલિદકે 'શમશીરજંગ' નાઁવકે ઘોડેકો ઉસ્ને ગિરા દિયા થા. બસ ઉસ વક્તસે ઉસે ઔર કોઈ કામ ન મિલ સકા!" મેં ડોકું ધુણાવ્યું; તેણે આગળ લંબાવ્યું.

"અરે સાહબ! આપ તો ઉસ જમાનેમેં એક નન્ને બચ્ચે થે. આપકે બાવા મેરે બાવાપર ઈસિકદર ગુસ્સે હુવે કે, ફિર કભી મેરે બાવાને ઘોડોંકો તાલીમ દેનેકા કામ કિયાહી નહીં, ઔર ઈંજાનીબનેભી ઉસ કામકે ન કરનેકી કસમ ખાઈ હય."

"તૂને તો અચ્છાહી કિયા, મગર તેરા વાલિદ ક્યા બોલા?"

"સાહબ! ઝૂટ, સબ ઝૂટ બોલા! વો કસમિયાં કહને લગા કે તુમ મેરે બાવાકા ઘોડા આહિસ્તા આહિસ્તા ચલાતે થે. એક વક્ત એક ગધા સામનેસે આયા, ઔર ભોંકને લગા. એકબએક ઘોડા ભડકા, જમી-નપર લેટા ઔર થકા માંદા હો ગયા! મગર ઇસમેં ખૂબી તો યે કે, ઉસ રોજ આલીજનાબને ખૂબ શરાબ પી થી, ઔર શરાબકે નશેમેંહી ઘોડેકી સવાર હોકર શહરમેં ભટકના શુરુ કિયા થા. ઘોડાકી લગામ હાથમેં ન-રખનેકી વજહસે ઘોડા બે કાબૂ હુઆ, ઔર ભાગ ગયા!" લુચ્ચાએ ખુલાસો કીધો.

"તો ક્યા તેરા બાવા ઈસ કદર ઝૂટ બોલા?"

"ખુદાવન્દ! હમારે બાવાકી ઝૂટ–કા પૂછનાહી ક્યા હય? ખુદાન-ખાસ્તા મુંહસે કોઈ બાત ઝૂટ નિકલ ગઈ, તો સમઝલો કે, ફિર હજારો બાતોંકા બિલકુલ ઝૂટા સિલસિલા આપહી આપ, નદીકે પાનીકે માનિન્દ ચલને લગા. સોચ બિચારકી મુત્લક જુરુરત નહીં થી. ક્યું કે હમારે વાલિદે આલીશાનકો ઝૂટ બોલનેકી કુદરતી બખ્શીસ મિલી થી!"

આ પ્રમાણે લુચ્ચાના બાપની વાત સાંભળવાથી મને આનંદ થયો, અને અમે રસ્તો પણ ઠીક કાપ્યો. પણ મારે તો બીજી અગત્યની વાત જાણવી હતી, તેથી તે પોતે હમણાં શું કામ કરે છે, તે વિશે મેં તેને પૂછ્યું; અને તેના જવાબમાં તેણે મને જણાવ્યું કે તે સરદારની હજામત કરે છે, માલીસ કરે છે, અને બીજું જે કામ સરદાર સોંપે તે પોતે કરે છે.

"આજ સુબહ તૂ વહાં ગયા થા?"

"આજ સુબહ! ખુદાકો પનાહ! કયા આપકા મુઝે જંગલકે શેરકી હજામત કરનેકે લિયે ભિજવાનેકા ઇરાદા હય?"

"બેશક!"

"ખુદા જાને, આપ આજ યે કયા વાહિયાત બક રહે હયેં! કયા હમ હમારા સર ગઁવાનેકો વહાં જાયેં? સરદારકે જનાનખાનેમેં કુછ ઘોટાલા હોનેસે આજકલ ઉન્કા મિજાજ ગયા હુવા હય! અયસે ખૌફનાક વક્તમેં વહાં જાના મસ્લેહતસે ખિલાફ હય!"

"તેરા કહેના કુછભી મેરી સમજમેં નહીં આતા—સાફ સાફ બયાન કર!"

"ઇસિ બાતમેં છુપા હુવા હય એક ઔરતકા ઇસરાર—યાની એકેજને જનાનખાના હુઈ હય ફરાર!" 

"મુફસ્સિલ બયાન સુનાઓ, યૂં આધી બાત ખા ન જાઓ!"

"અચ્છા! તો અબ બયાનપર કાન લગાકે ધ્યાન જમાઇએ! આગરેકે શાહીમહલમેં એક બહોત ખુબસૂરત ઔર હસીન નાજનીન થી; ઉસ્કો હમારા સરદાર ચાહતા થા, ઔર વોહી કલ રાતકો ઉસે આગરેસે યહાં લાયાથા. મગર ખુદા જાને કયા હુવા કે વોહી ઔરત......"

આમ બોલતામાં તો એણે પોતાના ટટ્ટુને ચડાક દેતી કે ચાબૂક ખેંચી કાઢી, અને તેનાપર ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યો! જેમ જેમ તે વધારે ચાબૂક મારવા લાગ્યો, તેમ તેમ આ જાનવર વધારે હઠીલું થતું ગયું! અને એક કુદકો મારીને તે જમીનપર બેસી ગયું! અને તેની સાથે આ હજામ પણ એક ખાબોચીયામાં કાદવપાણીની ભેટ લેવા પડ્યો! તેનો આ રકાસ જોઇને મારાથી હસ્યા વગર રહેવાયું નહીં. મને આ જાનવરપર દયા આવી, અને આ ગદ્ધાને જોઇને ઘણું હસવું આવ્યું! લુચ્ચો તો કાદવમાં ખરડાયલો ઉભો થયો, અને સરસ્વતીનો નવો ભંડાર શોધી કાઢી, બીચારા ગરીબ જાનવરપર સેસ ભરવા લાગ્યો. મારે તો નજફની વાતો સાંભળવી હતી, તેથી એને મૂકીને આગળ ચાલ્યા જવાનું મને ઠીક લાગ્યું નહીં. તે પાછો ઉભો થયો, પોતાના ટટ્ટુને ઠીકઠાક કરી, તેપર બેસી ચાલવા માંડ્યું ત્યાં સૂધી હું થોભ્યો. ફરાગાતથી તે બેઠો અને અમે ચાલવા માંડ્યું.

"અરે સાહબ! મયેં યે બતલાના ચાહતા હું કે, મયેં એક અચ્છેસે અચ્છા ઘોડેસ્વાર હું, મગર ઇસવક્ત યે ગદ્ધા બરાબર ચલતાહીં નહીં, ઔર મુઝે ગિરાનેપર આમાદા હુવા હય. કિસ્મતકી કયસી કમનસીબી!"

તેનું બોલવું સાંભળી ફરી મને હસવું આવ્યું.

"કિસ્મતકી કમનસીબીકો સૈયાદ કયા કરે?;
સરપર ગિરા પહાડ, તો ફરિયાદ કયા કરે?"

"સચ હય–મગર ઉસ નાઝ઼નીનકે બારેમેં તૂ કયા કહે રહાથા?"

"દેખીયે સાહબ! અપને સરદારકી ખ઼ાનગી હકી઼કત મયેં બોલને લગા, ઈસીસે યે સજા પા રહા હું! બસ અબ ઈસ બારેમેં મયેં એક હર્ફ઼ભી ન બોલુંગા."

"શાબાશ–અયસાહી કરના જેબા હય! હાં મગર તુઝે મયેં એક દૂસરી બાત પૂછતા હું–કયા ઉસ સરદારકો એક લડ઼કી નહીં હય?"

"હાં, હય–ઔર જબ આપભી ઉસ્કા હોના બરાબર જાણતે હયેં તો ફ઼િર મુઝસે દુબારા પૂછનેકી જુરુરત કયા હય?"

"ઔર વો જઈફ઼ ઔરત કૌન હય?"

"કૌન વો બુઢિયા?"

"હાં–વો બુઢિયા! જો ખુંદી હો ગઈ હય, ઔર આજ યા કલ મર જાનેકે આસાર દિખલા રહી હય. અકસર વો ઉસ લડકીકે તંબૂકી અગલ બગલમેં નજ઼ર આયા કરતી હય."

"ખ઼ુદાવંદ! વો મૌતકે દરવાજ઼ેપર પહોંચી હુઈ બુઢિયા, આપકે ખ઼ાદિમ લુચ્ચેકી માદર હોતી હય!"

"કયા તેરી મા! અબતક ઈસ્કા તો તૂને કભી જ઼િક્રહી નહીં કિયા?"

"જ઼િક્રે માદરકી કુછભી જુરુરત નથી. મેરી માદર મેરી મગ઼રુરીકા બાઈસ ન હોનેસે મયેંને ખ઼ામોશ રહના હી બજા સમઝા થા!"

"બેશક! ઉસ્કી મેહરબાનીસેહી તુઝે ઈસ કામકા અખ્તિયાર મિલા હોગા!"

"સચ હય–જનાબ! મગર કયા આપ કુછ ચાહતે હયેં?"

"ખ઼ૌફ઼ ન ખાઓ! મયેં તેરા કામ લે લેના નહીં ચાહતા. મગર ઉસ લડ઼કીકી ઉમ્ર કયા હય?"

"યા અલ્લાહ કરીમ! મયેં કયા જાનું! ઉસ્કે બાવાજાનકો જાકર પૂછીએ, વો બરાબર સમઝા દેગા! અરે ભાઈ! ઈસ તરીકે઼સે મયેં આપકે સાથ ચલ નહીં સકતા. નજ઼ફ઼અલીસે મયેં કિતના દૂર હું, યે પહલે મુઝે જાન લેના ચાહીએ. કયું કે, વો અગર બુલાયગા, ઔર મયેં બર-વક઼્ત હાજ઼િર નહુંગા, તો જાનહી જાનેકી નૌબત આયગી!"

"ન ઘબરા! વો દેખ–દૂરપર ગાંવ દિખાઈ દે રહા હય. મયેં વહાં ચલકર તુઝે એક અચ્છા ટટ્ટુ દિલવાઉંગા, મેરે સાથ ચલ!"

મેં, મારી સાથે જ ચાલવાની તેને લાલચ આપી. તે મારી માંગણીથી ખુશી થયો અને સાથે ચાલવા લાગ્યો. અમે જ્યારે ગામમાં પહોંચ્યા, ત્યારે મેં તેને એક નવું ટટ્ટુ અપાવ્યું. એણે પોતાના જુના ટટ્ટુનો તે જગ્યામાં ખુરદો કરી નાંખ્યો અને અમે પાછા આગળ ચાલવા લાગ્યા.

લુચ્ચો હવે મારા હાથમાં જ હતો. મેં એનાપર જે ઉપકાર કર્યો, તેને લીધે તે મારી પાસેથી ખસી જાય એવી મને બ્હીક રહી નહીં; અને હવે નુરમહાલને લગતી જે બાબતો જાણવાની હતી, તે જાણવાની મને પૂરતી તક મળી. તે મને ખરો જવાબ આપશે એમ મને લાગવાથી, એની મા મને તેડવા આવી હતી, તે વાત મેં એને કહી. એણે મારી બધી વાત સાંભળી સવાલ પૂછ્યો.

"આપ ઉસે મિલને ક્યોં નહીં ગયે ?"

"મયેં કામમેં રુકા હુવા થા, વક્ત ન મિલા."

"ઓહો! આપ બહિરુની તો ઔરતો કી વો તરબીયત કરતે હયેં કે, આપ કો ઔરતોંસે મિલનેકી ખ્વાહિશ હો, યે આપહી માલૂમ હો જાતા હય."

"બેશક!"

"કયા આપકા ઉસ્કેસાથ શાદી કરનેકા ખ્યાલ હય?" આ સવાલની મેં આશા રાખી નહોતી, એટલે મેં ગંભીરતાથી ઉત્તર વાળ્યું કે;–હરગીજ "નહીં!"

"તો કયા ઉસકી પાકદામનીપર ધબ્બા લગાના ચાહતે હયેં !!"

"યે ભી મેરા ખ્યાલ નહીં!"

"આપકી યે તમન્ના ભી નહીં ઔર વો ખ્વાહિશ ભી નહીં, તો ફિર ઉસે મિલને જાના કિસ વજેહસે ?"

"લુચ્ચે! તુઝે યે સબ બાતેં પૂછને સે કયા હાસિલ હોગા ?"

"જનાબ! મયેંને તૌબા કી!" એટલું બોલી, તેણે એ વાત પડતી મૂકી; અને પછી પોતાના ટટ્ટુની વાત ચલાવી.

"સાહબ! આપ દેખતે હય યે ટટ્ટુ ભી જૂતેકી તરહ લઁગડા માલૂમ હોતા હય. ઇસ દુનિયા મેં દો ચીજેં બહુત બુરી હોતી હયેં: ઘોડા ઔર ઔરત! અયસી નાપાક ચીજેં ઔર કોઈ નહીં!"

"મયેં અઁદેશા કરતા હું કે, તેરા ખુદકા ટટ્ટુ અચ્છા ન હોનેસે, તૂ તમામ ઘોડોંકો નાપાક બતલાતા હય, ઔર ઔરતોંકી શિકાયત કિસલિયે કરતા હય યે તો ખુદા જાને મગર મયેં તુઝસે એક એ સવાલ પૂછતા હું કે, ઉસ નુરમહાલકો ભી તૂ અયસી વયસી હી સમઝતા હય યા અચ્છી! ઔર વો બ્યાહી હય યા બિનબ્યાહી ?" મેં તેને પૂછ્યું.

"યે મયેં નહીં જાનતા. અગર ઉસ્ને કિસી કે સાથ શાદીકા ઇકરાર કિયા હો તો, ઉસ ઇકરારકો તોડતે કયા દેર લગતી હય? વાદા તોડનેમેં વો ઉસ્તાદ હય–તો ફિર આપ કયોં નાશાદ હયેં?"

"મયેં અયસી ઉમીદ રખતા હી નહીં!"

કેની મીયાં સાહેબ ! આ હું તમને ખાનગી સલાહ આપું છું કે, નુરજહાન સાથે દોસ્તી કરવામાં માલ છે, દુશ્મનીમાં નહીં"

"અરે ! પણ તે મને મળવાનો લાગ આપે ત્યારે મળું કેની ?"

"તેણે તો તમને બોલાવ્યા, પણ તમે તો બહુ અગત્યના કામમાં રોકાઈગયા, એટલે તમે કેમ આવી શકો ? ઠીક મારા મહેરબાન, સાહેબજી !"

આટલું બોલી તે ચાલતી થઈ. ભવિષ્યમાં મારે શું કરવું તેનો કાંઈ પણ રસ્તો તેણે મને બતલાવ્યો નહીં. નુરને મળવા માટે હું મારી બનતી કોશેશ કરતો હતો, પણ નસીબ ! હજુ મને લાગ મળ્યો નહીં.

---

## પ્રકરણ ૨૭ મું.

### ઘાતકી શિક્ષા.

રાતના આશરે અગીઆર વાગ્યા હશે, ત્યારે હું ભર ઉંઘમાંથી ઓચિંતો જાગી ઉઠયો. નજફઅલીના તંબુમાં કોઈ ભયંકર ચીસો પાડતું હતું. આ ચીસો અટકાવવાની કોઇનામાં હીંમત નહોતી. મેં તો અનુમાન કર્યું કે, વળી આજે કોઈ સરદારનો ભોગ થઈ પડયું છે, અને તેને મારી નાંખતા હશે ! ઓચિંતો લુચ્ચો મારા તંબુમાં દાખલ થયો, અને મને પૂછવા લાગ્યો; "અલ્લાહના નામથી, જનાબ શું તમે આ ચીસો સાંભળતા નથી ?"

"હા, સાંભળું છું, પણ તે કોની છે અને શા માટે પાડવામાં આવે છે, તે હું સમજી શકતો નથી."

"ઓ મારા મહેરબાન ! મારી મા આ ચીસો પાડે છે ! તે બીચારીનાં આંગળાં કચડી નાંખવામાં આવે છે !"

"અરે ! તેનું કારણ ?"

"જે રાત્રે સરદારની પકડી મંગાવેલી પેલી સ્ત્રી નાસી ગઈ, તે રાત્રે તળાવની પાળપર મારી મા કોઈની સાથે વાત કરતી હતી, તે કબુલાવવા માટે તેના આંગળાં કચડી નાંખે છે."

આ સાંભળીને મારા તો હાંજાજ ગગડી ગયા—મોતિયાં જ મરી ગયા ! કારણ કે મારી તો ખાત્રી હતી કે, ડોસી મારું નામ દઈ દેશે, અને મારા બાર વાગી જશે ! પણ લુચ્ચાને આ વિશે મેં કશું જાણવા દીધું નહીં, પણ પૂછયું; "અરે, પણ તારી મા તે રાત્રે બહાર ગઈ હતી, અને કોઈ સાથે વાત કરતી હતી, એની ખબર સરદારને કેમ પડી ?"

"જનાબ ! પેલી સ્ત્રી નાસી ગઈ, એટલે કુલુમબેગપર સરદાર ખૂબ ગુસ્સે થયો. ત્યારે કુલુમબેગે કસમ ખાધા કે, તે નાસી કેવી રીતે ગઇ

"બહોત ખૂબ જનાબ! મયેં ભી આપકે ખાનગી મોઆમેલાત મેં દખલ દેનેકી તમન્ના નહીં રખતા, મગર અબ હમેં જલ્દ જાના ચાહીએ. અગર્યે સરદાર પુકારેંગે ઔર જવાબ ન પાયેંગે, તો મેરી ગર્દનપર ખંજર ચલાયેંગે!"

લગભગ સાંઝ પડવા આવી ત્યારે અમે એક બીજા ગામ આગળ આવી પહોંચ્યાં. ત્યાં અમારે રાતનો મુકામ કરવાનો હતો. આખું લશ્કર આ ગામમાં ઉતરી પડયું હતું; અને આગળની માફક અમે પણ અમારા તંબુઓ ઠોકીને ઠેકાણે પડવા વિચાર કર્યો. મારી સર્વે ગોઠવણો સંતોષકારક રીતે પાર પડી, એટલે હું આસાયેશ લેવાને બેઠો. એટલે અમારા લશ્કરમાંનો એક સીપાઈ, જેણે પણ મારી જોડે તંબુ ઠોકયો હતો, તે મારી પાસે આવીને ગપ્પા છાંટવા બેઠો. અને વાતમાં ને વાતમાં હું એની પાસેથી ખબર મેળવી શકયો કે, ઔરંગઝેબ અને નજરફ્અલીખાન વચ્ચે સખત ધરણુ લાગ્યું છે, તે એવું કે, કોઈ દિવસે પણ છૂટવાનો સંભવ નથી—અલબત, આ ખબર જાણવાથી હું ઘણો ખુશી થયો, કારણ કે જો ગુલાબની વાત સરદારને માલમ પડે તો તે ઔરંગઝેબને ગમે તેમ સમજાવી, મારું કાટલું કરાવે; માટે આ બે જણાઓ જેમ વધારે લડે તેમ સારું, એમ હું ઇચ્છતો હતો.

પેલા મીંયા સાહેબ સાથે કેટલોક વખત ગપ્પા માર્યા પછી તે પોતાના તંબુમાં પાછો ફર્યો કે, તરત જ પેલી બુઢ્ઢી ડોશી (નામવર લુચ્ચાની મા) મારા તંબુમાં ઓચિતી ચપાવી, અને મને કહેવા લાગી કે; "કેમ મારા મહેરબાન! તમે જીવો છો કે મરી ગયા છો?' મેં તો ધાર્યું કે, પેલી ઝાડીમાંથી કોઈ લાંબો માણસ નીકળી આવ્યો હતો, તેણે તમને તળાવમાં પધરાવી દીધા હશે!"

"હેં! શું ખરેખાત તેં એમ ધાર્યું?" તેનો વિચિત્ર સવાલ સાંભળી મેં આશ્ચર્યથી તેને પૂછ્યું.

"શું? મને એમ માનવાને બીલકુલ કારણ નહોતું કે તમે ભયમાં છો!"

"બચ્ચીત જ નહીં! મને વળી ભય કેવો? એ તો બહુ અગત્યના કામને લીધે હું રોકાઈ ગયો."

"એમકે! ઠીક-ઠીક! ત્યારે હવે તમારું બહુ અગત્યનું કામ પૂરું થયું હોય તો તમે આવવા તૈયાર છો કે?"

મ્હેં હા કહી.

"ત્યારે શું તમે એમ ધારો છો કે, મારી શેઠાણીએ તમારી મરજીમાં આવે ત્યારે તમને મળવા તૈયાર રહેવું જોઇએ! તમારે આવવું હોય ત્યારે તમે આવો, અને એ બોલાવે ત્યારે નહીં આવો, એમજ

કેની મીયાં સાહેબ! આ હું તમને ખાનગી સલાહ આપું છું કે, નુરમહાલ સાથે દોસ્તી કરવામાં માલ છે, દુશ્મનીમાં નહીં"

"અરે! પણ તે મને મળવાનો લાગ આપે ત્યારે મળું કેની?"

"તેણે તો તમને બોલાવ્યા, પણ તમે તો બહુ અગત્યના કામમાં રોકાઈગયા, એટલે તમે કેમ આવી શકો? ઠીક મારા મહેરબાન, સાહેબજી!"

આટલું બોલી તે ચાલતી થઈ. ભવિષ્યમાં મારે શું કરવું તેનો કાંઈ પણ રસ્તો તેણે મને બતલાવ્યો નહીં. નુરને મળવા માટે હું મારી બનતી કોશેશ કરતો હતો, પણ નસીબ! હજુ મને લાગ મળ્યો નહીં.

---

## પ્રકરણ ૨૭ મું.

## ઘાતકી શિક્ષા.

રાતના આશરે અગીઆર વાગ્યા હશે, ત્યારે હું ભર ઉંઘમાંથી ઓચિંતો જાગી ઉઠ્યો. નજફઅલ્લીના તંબુમાં કોઈ ભયંકર ચીસો પાડતું હતું. આ ચીસો અટકાવવાની કોઈનામાં હીંમત નહોતી. મેં તો અનુમાન કર્યું કે, વળી આજે કોઈ સરદારનો ભોગ થઈ પડયું છે, અને તેને મારી નાંખતા હશે! ઓચિંતો લુચ્ચો મારા તંબુમાં દાખલ થયો, અને મને પૂછવા લાગ્યો; "અલ્લાહના નામથી, જનાબ શું તમે આ ચીસો સાંભળતા નથી?"

"હા, સાંભળું છું, પણ તે કોની છે અને શા માટે પાડવામાં આવે છે, તે હું સમજી શકતો નથી."

"એ મારા મહેરબાન! મારી મા આ ચીસો પાડે છે! તે બીચારીનાં આંગળાં કચડી નાંખવામાં આવે છે!"

"અરે! તેનું કારણ?"

"જે રાત્રે સરદારની પકડી મંગાવેલી પેલી સ્ત્રી નાસી ગઈ, તે રાત્રે તળાવની પાળપર મારી મા કોઈની સાથે વાત કરતી હતી, તે કબુલાવવા માટે તેનાં આંગળાં કચડી નાંખે છે."

આ સાંભળીને મારા તો હાંજાજ ગગડી ગયા—મોતિયાં જ મરી ગયા! કારણ કે મારી તો ખાત્રી હતી કે, ડોસી મારું નામ દઈ દેશે, અને મારા બાર વાગી જશે! પણ લુચ્ચાને આ વિશે મેં કશું જાણવા દીધું નહીં, પણ પૂછયું; "અરે, પણ તારી મા તે રાત્રે બહાર ગઈ હતી, અને કોઈ સાથે વાત કરતી હતી, એની ખબર સરદારને કેમ પડી?"

"જનાબ! પેલી સ્ત્રી નાસી ગઈ, એટલે કુલુમબેગપર સરદાર ખૂબ ગુસ્સે થયો. ત્યારે કુલુમબેગે કસમ ખાધા કે, તે નાસી કેવી રીતે ગઈ

તેની પાકી શોધ કરવી. તેને યાદ તો હતું જ કે, જે રાત્રે તે પોતે તળાવની પાળપર રૂસ્તમબેગને મળવા ગયો હતો, ત્યારે મારી મા કોઈની સાથે વાત કરતી હતી. હવે તે કોની સાથે વાત કરતી હતી, તે કાંઈ મારી મા એકદમ કહી દે, એવી ભોળીભટાક નહીં હોવાથી, તેની પાસેથી ખરી વાત જાણવાને, તે હરામખોર કુલુમબેગે આ રસ્તો લીધો છે! ખોદા મેરી માકું ઔર વો શખ્સ, જીસકી સાથ મેરી મા બાત કરતીથી ઉસકું સલામત રખે!"

"અરે, પણ પેલી નુરમહાલ વચ્ચે કેમ પડતી નથી? તે બીચારીને બચાવવા માટે તો તેને વચ્ચે પડવું જ જોઇએ. તે ડોશી પણ બડી જબરી દેખાય છે કે, હજુ તે દુઃખ ખમી શકે છે!"

"સાહેબ! તે બડી લુચ્ચી છે બડી! એની ચીસોપરથી હું નક્કી કહું છું કે, તે કાંઈ ધીંગાણો કરવાની તૈયારીમાં જ હશે. એ કદી સાચી વાત કહી દે એવી નથી તો—બાર મરદને પૂરી પડે તેવી કમાલ છે!"

જો ડોશી મારું નામ નહીં દે તો કેવું સારું, એવી આશામાં મેં લુચ્ચાને તપાસ કરવાને મોકલ્યો. પણ એ કાંઈ કાચો નહોતો કે, સરદારને ગુસ્સો ચઢ્યો હોય, ત્યારે તેના મોં આગળ જઇને ઉભો રહે! રાતના એ પાછો આવ્યો જ નહીં, પણ બીજી સવારે સરદારની હજામત કર્યા બાદ મારી પાસ આવ્યો.

"કેમ, તારી માએ કબુલ કીધું કે?" મેં પૂછ્યું.

"હા સાહેબ, કબુલ તો કીધું, પણ જૂઠું બોલી."

"હેં, એણે કોનું નામ દીધું?"

"વાહ! દરેક જણની અજાયબી વચ્ચે તેણે કહ્યું કે, તે રૂસ્તમબેગની સાથે વાત કરતી હતી. મારી માએ હાથમાં કુરાન લઈ સોગન ખાઇને કહ્યું કે, રૂસ્તમબેગે તેને લાંચ આપીને પેલી બૈરીને નસાડી મૂકવા કહ્યું હતું. જો કે બીજું કોઈ આ વાત માનતું નથી, પણ સરદાર તે માને છે. વળી કુલુમબેગે આ બનાવમાં ભૂલ નથી કીધી, પણ જાણી જોઇને પેલી સ્ત્રીને ન્હાસવા દીધી છે એમ તે માને છે. તેથી આ બંને નામજાદાઓને કેદ કીધા છે, અને હવે તેમને પેલા જરીપુરાણા કીલ્લામાં મોકલી દેવામાં આવશે, અને ત્યાં તેમનો ઘાટ બરાબર ઘડાશે!"

"પણ હું તો ધારું છું કે, તારી માએ જે કહ્યું તે સાચું જ કહ્યું હશે. એને જુઠું બોલવાની શી મતલબ?" મેં પૂછ્યું.

"સાહેબ! હું પણ એમ જ માનતે. પણ હું સારી રીતે જાણું છું કે, મારી મા ગમે તેવું જૂઠું બોલવામાં પહેલે પાટલે બેસે એમાંની છે!"

"ત્યારે શું રૂસ્તમ નિર્દોષ છે? અને એમ હોય તો પેલી બીબીને નસાડનાર કોણ?"

"આપ નેક નામવર!" તે લુચ્ચાએ મારી અજાયબી અને ગભરાટ વચ્ચે ઠંડે કલેજે જવાબ આપ્યો.

"મેં? આમ બોલવાની તું હીંમતજ કેમ કરે છે? તારી પાસે આમ કહેવાને શું સાબીતી છે કે—" મેં તેને દમમાંજ પૂછ્યું.

તે લુચ્ચાએ પોતાની આંખ તથા કાનપર હાથ મૂકી બતાવ્યા; અને કહ્યું; "કાને સાંભળેલું હોય અને આંખે જોયેલું હોય તેના કરતાં વિશેષ શું સાબીતીની જરૂર છે? સાહેબ! મને છેતરવાથી શું ફાયદો છે? હું બધું જાણું છું! પણ તમે ખાત્રી રાખજો કે, લુચ્ચો કોઈ પણ દિવસ વિશ્વાસઘાત કરશે નહીં–બેઈમાન થશે નહીં!"

"તેં આ બધું જોયું ને સાંભળ્યું!·વાહ ભાઇ, વાહ! પણ કેવી રીતે? તું કયાં છૂપાઇને જોતો હતો?"

"છૂપાઈ શાનો રહું? હું તો પટેલના ઘરમાં મારી પથારીમાં પડ્યો, પડ્યો બધું સાંભળતો હતો!"

"અરે! તેના ઘરમાં તું કયાંથી?"

"વરસાદ પડે ત્યારે તંબુમાં તરબોળ થવાની મને કાંઈ હોંસ નથીને મીયાં! અને વળી બાલુ પટેલ મારો જુનો દોસ્ત થાય છે, એટલે તેને ઘેર જઇને નિરાંતે સુવાની મને કાંઈ હરકત નહોતી."

"ઠીક. પણ લુચ્ચા! આ વાત તું કોઇને કહેતો નહીં, હું તેનો તને બદલો આપીશ!"

"જેવી આપની મરજી, પણ મારી લુચ્ચી માને ભૂલી નહીં જતા, મીયાં! તમે જુઓ છો કે તમને બચાવવાને માટે તે કેટલું જૂ ઠું બોલે છે, અને દુઃખ ખમે છે! પોતાની હોંશિયારીથી કોટવાલ દંડાઈ ગયાં છે તે પણ તમે તેના પરાક્રમ ભૂલતા નહીં!"

"તું ખરું કહે છે. લે આ દશ મહોર તારી માને આપી આવ, અને કહેતો આવજે કે તે મને મળી જાય!"

"સાહેબ! તમે ઉતાવળ નહીં કરો. મારે તમને કહેવું જોઇએ કે, બે ચાર દિવસ તમે એને નહીં મળો તેમાંજ લાભ છે. પણ ચાલો, હવે હું જાઊં છું. મારી માને આ મોહોરો આપતો જઇશ ને કાલે આ વખતે હું તમને પાછો મળવા આવીશ!" આ પ્રમાણે મને કહીને ચાલરે લાલિયા બાવડી ચસ્કી ચાલતો થયો.

અમારી પાછી કૂચ શરુ થઈ. લાગલાગટ બે દિવસ સૂધી અમે રસ્તો કાપ્યા કીધો, ત્યાં સૂધી કાંઈ જાણવા જેવું બન્યું નહીં. પણ ત્રીજે દિવસે પેલી ડોશી ઓચિંતી મારી પાસે આવી ચઢી. તેનાં આગળાં કચડી નાંખવામાં આવેલાં હોવાથી, હાથે પાટા બાંધ્યા હતા, અને તે એવી તો

મુડદાલ જેવી થઈ ગઈ હતી કે, કબરમાંનુ ભૂત જ જોઈ લેવું. તે મારી પાસે આવી કે, મેં તેને પૂછયું; "કેમ માજી! તમે કયાંથી આવ્યાં?"

"જયાંથી તું જોય ત્યાંથી! જહન્નમાં જતી પાછી આવી છું! જોયું, આ તારે લીધે મારે કેટલું ખમવું પડયું છે તે?"

"નાના, એમ હોયજ નહીં" મેં તેને જવાબ આપ્યો.

"શું, તારે માટે નહીં? તને તળાવની પાળપર હું મળી, ત્યારે પેલા સેતાન ફુલુમે મને ઓળખી કાઢી હતી અને મારાં આંગળાં કચડાય ત્યાર પહેલાં તારું નામ આપી દેવામાં મને શું હરકત હતી?"

"માજી! તમે ઠીક પાટીયાં ગોઠવ્યાં. તમારા છોકરાએ મારું ઇનામ તમને પહોંચાડયું તો હશે."

"શું લુચ્ચાએ? અરે તે તો ત્રણ દિવસ થયાં મને મળ્યો પણ નથી."

"શું મળ્યો જ નથી? ત્યારે તમને દશ મહોર પણ આપી નહીં હોય?"

"હેં! દસ મહોર! અલ્લાહ કરીમ! એક કોડી પણ મુવાએ મને બતાવી નથી!"

"માજી! મેં તેને દશ મહોર આપી કહ્યું કે, જા તારી માને આપી આવ અને જતી વખતે તે મને કહેતો ગયો હતો કે, હું હમણાં જઇને આપી દઇશ."

"સાહેબ! મારો લુચ્ચો તો બહુ જ જૂઠો છે. નર્યો એના બાપના જેવો જ!"

"અરે એના બાપ કરતાં વધે એવો—ચારચંદા સરસ! એને તો જરાતરા ચોરી કરતાં પણ આવડે છે."

"શું જરાતરા? અરે ખાસ્સો આવડો મોટ્ટો ચોર! સાહેબ! એના-પર પૈસાનો જરાયે વિશ્વાસ નહીં રાખતા, તમારી કાંઈ વાત હોય તો તે એને ભલે કહો. એના પેટમાંથી ભલો ધનેતર પણ વાત જાણી શકે નહીં; પણ પૈસા સોંપતા પહેલા દસવાર વિચાર કરી જોજો."

"હા, તે હું સારી પેઠેમ જાણું છું. પણ મારે એને મહોરોને માટે ધડકાવવો પડશે."

"સાહેબ! તમારી બધી મહેનત ફોગટ જશે. હાથમાં કુરાન લઇને સોગંદ ખાઇને એ કહેશે કે, મને મહોર આપી છે. પણ ચાલો, હું કાંઈ પૈસાની એટલી બધી ભૂખી નથી: હું તો તમને કહેવાને આવી છું કે, કાલે સરદાર નજફઅલી અહીંથી વીસ ગાઉ દૂર એક કિલ્લો છે,

તે જોવા જવાના છે, અને રાતની રાત ત્યાં જ પડી રહેશે, માટે જો તમારે રંભા મેળવવી હોય તો આવો લાગ ફરી ફરી તમને મળશે નહીં. તમે પેટ ભરીને એક બીજા સાથે વાત કરી શકશો. બોલો, શું વિચાર છે?"

"ઠીક ત્યારે, દીવા થાય પછી એક કલાકે હું આવીશ!" મેં જવાબ આપ્યો.

"વારુ ત્યારે હું તે વખતે તેડવા આવીશ!" આટલું બોલી તે બુઢ્ઢી ચાલી ગઈ.

---

## પ્રકરણ ૨૮ મું.

## તેજમાં અંધકાર!

Her lips were red, her looks were free,
Her locks were yellow as gold;
Her skin was as white as leprosy:
The night mare life-in Death was she,
Who thicks men's blood with cold.

*Coleridge.*

એક સ્ત્રી જ્યારે કોઈ પુરુષને મળવા ઘણી જ આતુર થઈ જાય, ત્યારે કાં તો તે પેલા માણસને ઘણું જ ચાહતી હોય, અથવા તો તેની સાથે કાંઈ અગત્યની વાત કરવા માંગતી હોય. નૂરમહાલ મને તેડાંપર તેડાં મોકલતી હતી, તેથી મને પણ એમ જ લાગ્યું કે, તે મારા તરફ ઘેલી થઈ ગઈ છે, અથવા તો મને કાંઈ ગુપ્ત વાત કહેવા માંગે છે.

મારા એ અનુમાનોમાંથી કહ્યું ખરું છે, તેનો કશો નિર્ણય ડોસીની વાતચિતપરથી હું કાઢી શક્યો નહીં. પણ તે જાણવાની મને એટલી બધી જીજ્ઞાસા થઈ કે, મેં તેને મલવા જવાનો નક્કી વિચાર કર્યો. બીજે દિવસે સાંજે હું નુરમહાલને મળવા જવાને માટે વખતસર તૈયાર થયો. મારે ડોસીની કાંઈ વાટ જોવી પડી નહીં. જેવી તે આવી કે તેની સાથે હું નૂરમહાલના તંબુમાં ગયો, અને મારે સારે નશીબે અંધારું હોવાને લીધે કોઈએ મને જોયો પણ નહીં.

મને નૂરમહાલ પાસે બેસાડીને પેલી ડોસી તો ચાલી ગઈ. અમે બે જણાં એકલાં જ રહ્યાં. નૂરમહાલે બુરખો ઓઢ્યો હતો અને એક ઉંચા ગાલીચાપર નિરાંત જીવે બેઠી હતી. ડોસી ગઈ કે તરત હું તેની નજીક ગયો, અને તેને ખુશ કરવા માટે હું તેનાં વખાણ કરવા લાગ્યો કે આ આપ બડાં દાનેશમંદ છો. મેં એનાં જે વખાણ કીધાં તે સાંભળી તે ઘણી હરખાઈ ગઈ

અને મને તેની પાસે બેસવા કહ્યું. અમે લશ્કરની, રસ્તાની, ડોસીની વગેરે આડીઅવળી વાતો કરવા લાગ્યાં. ડોસીએ જે લુચ્ચાઈ વાપરી હતી તે યાદ કરતાં કરતાં અમે ખૂબ હસ્યાં. છેવટે મેં એને કહ્યું; "હું મારે માટે તો જરા પણ દરકાર રાખતો નહોતો; જો ડોસીએ મારું નામ દીધું હોત, તો હું સરદારની ખાત્રી કરી આપત કે મારો કશામાં હાથ નહોતો અને કુલુમબેગને હેરાન કરવામાં મને કશો ફાયદો નહોતો."

"ત્યારે તમે તળાવ આગળ શું અમથા ગયા હતા!" તે મને પૂછવા લાગી."

"અરે નૂરમહાલ! હું ઓચિંતો જ ત્યાં જઈ ચઢ્યો હતો અને કદાચ જો તે સ્ત્રી ત્યાં આગળ આવી હોય, અથવા ત્યાંથી નાસી ગઈ હોય–પણ તે બૈરીનું નામ શું? તે કોણ હતી તે વિશે સરદાર તમને કાંઈ કહેતા હતા?"

"ના. સરદાર બહુ ઓછું બોલે છે. તેઓ હમેશાં વહેમી છે. આ મારી લોંડી ભીમા તો એમ કહેતી હતી કે, એનો છોકરો બધું જાણે છે, પણ એની પાસેથી વાત કઢાવવી, એ તો પત્થરને બોલાવવા સમાન છે."

આ પ્રમાણે કેટલોક વખત સૂધી અમે આડાઅવળાં ગપ્પાં માર્યાં બાદ, મેં તેને કાલાવાલા કીધા કે, જ્યારે મને પોતાની પાસે બોલાવીને આટલું બધું માન આપ્યું છે, તો પોતાનો ખૂબસુરત ચ્હેરો એકવાર પણ મને બતાવવા મહેરબાની કરવી. જ્યારે એને લાગ્યું કે હું ખરા અંતઃકરણથી તેના કાલાવાલા કરું છું, ત્યારે તેણે પોતાનો બુરખો કાઢી નાખ્યો અને તે જ વખતે એક તીવ્ર કટાક્ષ તેણે મારી સામું ફેંક્યું. તે હસી. નૂરમહાલ તે નૂરનો મહાલ જ હતી. જેવું નામ તેવું રૂપ! તેને જોતાં જ મારી રગેરગમાં કોઈ એવી શક્તિએ પ્રવેશ કીધો કે, તેનું વર્ણન કરવું વ્યર્થ છે!

મેં તેનો હાથ પકડી દાબ્યો; તેનાપર મેં ચુંબન કીધું. તે મારા તરફ એકનજરે હસતી હસતી જોઈ રહી. તેણે પોતાનો હાથ ખેંચી લીધો નહીં. મેં ફરી દાબ્યો, ફરી ચુમ્યો. અમે એક બીજા સામું કામાતુર નજરે જોઈ રહ્યાં. "મારા જેવો દુનિયામાં કોણ સુખી હોઈ શકે!" તે કશો જવાબ આપી શકી નહીં. તેણે માત્ર નિઃશ્વાસ મૂક્યો. હા! આ ઘડીએ શું જોઈએ–એકાંત અને અનુકૂળતા મળી કે થઈ ચૂક્યું. અમે બે જણાં જ ત્યાં હતાં, કોઈ આવે એવી બ્હીક નહોતી, મને હીંમત આવી, હું ઉભો થયો; હાથને બદલે હોઠપર ચુંબન કર્યું! આજે મને કોઈ અટકાવનાર નહોતું.

* * * *

ખોદાની નજરમાં મેં ખોટો ગુન્હો કીધો. હું નૂરમહાલનો આશક બન્યો! હાય, મને અતિશય પશ્ચાત્તાપ થવા લાગ્યો! ક્યાં મારી ગુલે ગુલાબ! તેનું ચિત્ર મારા મોં આગળ આવી ઉભું રહ્યું; હું ગભરાવા લાગ્યો. નજર નીચી ઢળી જ રહી! કશું બોલી શક્યો નહીં. આંખે અંધારાં આવવા લાગ્યાં. એક બાજુએ નૂરમહાલને અને બીજી બાજુએ ગુલાબને જોવા લાગ્યો.

આજે મને સર્પે ડંશ દીધો. મારા પાપના ભાગીદારની રજા લઇ હું એકદમ મારા તંબુમાં ચાલ્યો આવ્યો.

---

## પ્રકરણ ૨૯ મું.

### યાસમીન.

આખી રાત મને ઊંઘ આવી નહીં. મારું અંતઃકરણ મને ડંખતું હતું. જાણે ગુલાબ મને શિક્ષા કરવા કેમ આવી નહીં હોય, એમ મને લાગ્યું. છેવટે પાછલી રાતે મને કાંઇક ઊંઘ આવી.

પથારીમાંથી હું ઉઠું ત્યાર પહેલાં તો લુચ્ચો મારા તંબુમાં આવીને મારા જાગવાની વાટ જોતો ઉભેલો માલમ પડયો.

"કેમ સેતાનના સાથી! અત્યારમાં અહિયાં કયાંથી! આજે આટલો બધો વહેલો કેમ આવ્યો?" મેં તેને પૂછ્યું.

"સાહેબ! હું તો વખતસર આવ્યો છું. આપ મોડા ઉઠ્યા છો."

"એમ કે! તેં પેલી મહોરો તારી માને આપી કે બચ્ચા?" મેં ડોળા ચડાવીને તેને પૂછ્યું.

"હેં સાહેબ! આપે શું પૂછ્યું?"

"હું ફરી તને એકવાર કહું છું કે, તેં તારી માને પૈસા આપ્યા નથી, અને મને ઠગ્યો છે."

"મહેરબાન! મારી એક વાત સાંભળો. મેં તમને નહોતું કહ્યું કે, મારી માના જેવી બીજી કોઈ લબાડ આ દુનિયામાં નહીં હશે? મેં તમને ચેતાવ્યા હતા, તે છતાં શું તમે હજુ એનું કહેલું ખરું માનો છો?"

"હા, હું તે માનું છું. તારો પૈસા સંબંધીમાં કારભાર કેવો છે તે મને એ કહેતી હતી, અને હું જોઉં છું કે, તેણે કહ્યું તે શબ્દ શબ્દ સાચું છે! મારી ખાત્રી છે કે, તેં એને મહોરો આપી નથી!"

"અહ! પેલી મહોરો! નહીં રે સાહેબ, ત્યારે તો તમે સાચું બોલો છો. હા, મેં એને મહોર તો આપી નથી જ!"

"બોલ બચ્ચા! ત્યારે તું જૂઠું કેમ બોલ્યો? તારી મા કહેતી હતી કે,

અને મને તેની પાસે બેસવા કહ્યું. અમે લશ્કરની, રસ્તાની, ડોસીની વગેરે આડીઅવળી વાતો કરવા લાગ્યાં. ડોસીએ જે લુચ્ચાઈ વાપરી હતી તે યાદ કરતાં કરતાં અમે ખૂબ હસ્યાં. છેવટે મેં એને કહ્યું; "હું મારે માટે તો જરા પણ દરકાર રાખતો નહોતો; જો ડોસીએ મારું નામ દીધું હોત, તો હું સરદારની ખાત્રી કરી આપત કે મારો કશામાં હાથ નહોતો અને કુલુમબેગને હેરાન કરવામાં મને કશો ફાયદો નહોતો."

"ત્યારે તમે તળાવ આગળ શું અમથા ગયા હતા !" તે મને પૂછવા લાગી."

"અરે નૂરમહાલ ! હું ઓચિંતો જ ત્યાં જઈ ચઢ્યો હતો અને કદાચ જો તે સ્ત્રી ત્યાં આગળ આવી હોય, અથવા ત્યાંથી નાસી ગઈ હોય–પણ તે બૈરીનું નામ શું ? તે કોણ હતી તે વિશે સરદાર તમને કાંઈ કહેતા હતા ?"

"ના. સરદાર બહુ ઓછું બોલે છે. તેઓ હમેશાં વહેમી છે. આ મારી લોંડી ભીમા તો એમ કહેતી હતી કે, એનો છોકરો બધું જાણે છે, પણ એની પાસેથી વાત કઢાવવી, એ તો પત્થરને બોલાવવા સમાન છે."

આ પ્રમાણે કેટલોક વખત સૂધી અમે આડાઅવળાં ગપ્પાં માર્યાં બાદ, મેં તેને કાલાવાલા કીધા કે, જ્યારે મને પોતાની પાસે બોલાવીને આટલું બધું માન આપ્યું છે, તો પોતાનો ખૂબસુરત ચ્હેરો એકવાર પણ મને બતાવવા મહેરબાની કરવી. જ્યારે એને લાગ્યું કે હું ખરા અંતઃકરણથી તેના કાલાવાલા કરું છું, ત્યારે તેણે પોતાનો બુરખો કાઢી નાંખ્યો અને તે જ વખતે એક તીવ્ર કટાક્ષ તેણે મારી સામું ફેંક્યું. તે હસી. નૂરમહાલ તે નૂરનો મહાલ જ હતી. જેવું નામ તેવું રૂપ ! તેને જોતાં જ મારી રગેરગમાં કોઈ એવી શક્તિએ પ્રવેશ કીધો કે, તેનું વર્ણન કરવું વ્યર્થ છે !

મેં તેનો હાથ પકડી દાબ્યો; તેનાપર મેં ચુંબન કીધું. તે મારા તરફ એકનજરે હસતી હસતી જોઈ રહી. તેણે પોતાનો હાથ ખેંચી લીધો નહીં. મેં ફરી દાબ્યો, ફરી ચુમ્યો. અમે એક બીજા સામું કામાતુર નજરે જોઈ રહ્યાં. "મારા જેવો દુનિયામાં કોણ સુખી હોઈ શકે !" તે કશો જવાબ આપી શકી નહીં. તેણે માત્ર નિઃશ્વાસ મૂક્યો. હા ! આ ઘડીએ શું જોઈએ–એકાંત અને અનુકૂળતા મળી કે થઈ ચૂક્યું. અમે બે જણાં જ ત્યાં હતાં, કોઈ આવે એવી બ્હીક નહોતી, મને હીંમત આવી, હું ઉભો થયો; હાથને બદલે હોઠપર ચુંબન કર્યું ! આજે મને કોઈ અટકાવનાર નહોતું.

* * * *

ખોદાની નજરમાં મેં ખોટો ગુન્હો કીધો. હું નૂરમહાલનો આશક બન્યો! હાય, મને અતિશય પશ્ચાત્તાપ થવા લાગ્યો! કયાં મારી ગુલે ગુલાબ! તેનું ચિત્ર મારા મોં આગળ આવી ઉભું રહ્યું; હું ગભરાવા લાગ્યો. નજર નીચી ઢળી જ રહી! કશું બોલી શકયો નહીં. આંખે અંધારાં આવવા લાગ્યાં. એક બાજુએ નૂરમહાલને અને બીજી બાજુએ ગુલાબને જોવા લાગ્યો.

આજે મને સર્પે ડંશ દીધો. મારા પાપના ભાગીદારની રજા લઇ હું એકદમ મારા તંબુમાં ચાલ્યો આવ્યો.

---

## પ્રકરણ ૨૯ મું.

## યાસમીન.

આખી રાત મને ઊંઘ આવી નહીં. મારું અંતઃકરણ મને ડંખતું હતું. જાણે ગુલાબ મને શિક્ષા કરવા કેમ આવી નહીં હોય, એમ મને લાગ્યું. છેવટે પાછલી રાતે મને કાંઇક ઊંઘ આવી.

પથારીમાંથી હું ઉઠું ત્યાર પહેલાં તો લુચ્ચો મારા તંબુમાં આવીને મારા જાગવાની વાટ જોતો ઉભેલો માલમ પડયો.

"કેમ સેતાનના સાથી! અત્યારમાં અહિયાં કયાંથી! આજે આટલો બધો વહેલો કેમ આવ્યો?" મેં તેને પૂછ્યું.

"સાહેબ! હું તો વખતસર આવ્યો છું. આપ મોડા ઉઠ્યા છો."

"એમ કે! તેં પેલી મહોરો તારી માને આપી કે બચ્યા?" મેં ડોળા ચડાવીને તેને પૂછ્યું.

"હેં સાહેબ! આપે શું પૂછ્યું?"

"હું ફરી તને એકવાર કહું છું કે, તેં તારી માને પૈસા આપ્યા નથી, અને મને ઠગ્યો છે."

"મહેરબાન! મારી એક વાત સાંભળો. મેં તમને નહોતું કહ્યું કે, મારી માના જેવી બીજી કોઈ લબાડ આ દુનિયામાં નહીં હશે? મેં તમને ચેતાવ્યા હતા, તે છતાં શું તમે હજુ એનું કહેલું ખરું માનો છો?"

"હા, હું તે માનું છું. તારો પૈસા સંબંધીમાં કારભાર કેવો છે તે મને એ કહેતી હતી, અને હું જોઉં છું કે, તેણે કહ્યું તે શબ્દ શબ્દ સાચું છે! મારી ખાત્રી છે કે, તેં એને મહોરો આપી નથી!"

"અહ! પેલી મહોરો! નહીં રે સાહેબ, ત્યારે તો તમે સાચું બોલો છો. હા, મેં એને મહોર તો આપી નથી જ!"

"બોલ બચ્ચા! ત્યારે તું જૂઠું કેમ બોલ્યો? તારી મા કહેતી હતી કે,

તું બહુ જૂઠું બોલે છે, અને જયારથી તેં હાથમાં ટપટપી ઝાલી છે, ત્યારથી તેને એક કોડી પણ ફરકાવી નથી.” મેં એને ધધડાવીને પૂછ્યું.

“ઇસ્તફ્ર અલ્લાહ ! ઓ ખોદા ! આ તે કેટલું ને કેવું જૂઠું ! હડહડતું જ જૂઠું ! અરે મારા મહેરબાન ! હું જ મારી મા પાસે આઠ મહોર માંગું છું, અને મારા બાપ મરી ગયા ત્યારથી તે અત્યાર સૂધી તેણે મને પાછી આપી નથી. બોલો સાહેબ, ત્યારે તે આઠ મહોર અને વ્યાજની બે મહોર મળી આ દસ મહોર મેં રાખી, તેમાં મેં શું ખોટું કીધું ?”

“આ વિશે તો તે કાંઈ પણ બોલી નથી !”

“મહેરબાને મંદ ! તમે કાંઈ ગાંડા બાંડા થયા છો કે ! આ વાત તે એ કાંઈ કહે ખરી ! પોતાનું પોકલ કોણ કહે ?”

આ વાત મેં બંધ જ પાડી, કારણ કે એની સાથે માથું ફોડ-વાથી કાંઈ લાભ થાય એમ ન હોતું. તેથી હું ગુપ ચુપ બેસી રહ્યો, અને મારી દાઢી બોડવા એને કહ્યું. મેં એને છાવણીમાંના કાંઈ નવાજુના સમાચાર જણાવવા કહ્યું, એટલે એ તરત જ બોલી ઉઠ્યો; “અરે હારે સાહેબ ! તમને કહેવા લાયક સમાચાર આજે તો છે. અરે પેલો બીચારો ગરીબ છોકરો ! હાય હાય ! હવે તો તે મરી જ ગયો હશે !”

“કોણ ! કયો છોકરો ?” મેં આશ્ચર્યતાથી પૂછ્યું.

“ઘણો સરસ અમલદાર પેલો યાસમીન ! નાદાન પોરિયો ! ઓળખો છો કે નહીં ! મુખ્તીઆરખાનનો સાહેબજાદો ?”

“શું ? યાસમીન ! તે બીચારાનું શું થયું ? બોલ જલદી, બોલ હું તેને ઓળખું છું;” મેં અધિરાઇથી પૂછ્યું.

“ઓ મારા મહેરબાન ! તમને કાંઈ ખબર છે ? નાદાન છોકરાઓમાં તે કાંઈ ઝાઝી અક્કલ હોય ખરી ! બસ કોઈ ફાંકડી બૈરી દીઠી કે તેનાપર મોહી પડવાના. તેઓ આગળ પાછળનો કાંઈ વિચાર પણ કરશે નહીં. સાહેબ, હું પણ અનુભવી છું હોં !” લુચ્ચાએ તો પોતાનું ભાષણ બકબક-પેરે જોરભેર ચલાવ્યું. મને ગુસ્સો ચઢ્યો ને મ્હેં કહ્યું:—

“બસ, હવે તારું ટાયલું બહુ થયું, પેલા છોકરાનું શું થયું તે કહે !”

“ઠીક, ત્યારે સાંભળો ! આપણે જયારે કૂચ કરતા હતા, ત્યારે યાસ-મીને સરદારના જનાનામાંની પ્રીતીમા નામની એક જુવાન છોકરીને ઓચિંતી જોઈ. તમે જાણો તો છો કે, જનાનાની પાસે જવા હીંમત કરવી તે મોતને ભેટવા બરોબર છે; અને આ નાદાન છોકરાને તો મોહિનારા-ણીનાં દર્શન થયાં કે બસ—બેડો પાર ને ચકડોલે ચઢ ઉતાર ! પેલીના હાથીની જોડાજોડ જ ચાલવા માંડ્યું. તેથી હાથીના માહવતે, સરદારના

હુકમ પ્રમાણે બીચારા યાસમીન તરફ બંદૂક ફોડી. તે બીચારો ટપદેતો કે જમીનપર પડી ગયો, અને પેલી રાંડો તો હોદ્દામાં બેઠી બેઠી ખડખડ હસવા લાગી."

"બોલ, બોલ, પછી શું થયું. તે મરી તો નહીં ગયો હોય! તે હવે કયાં છે?" મેં ઉતાવળ કરવા માંડી.

"છોકરાને લોહી બહુ નીકળ્યું છે, સાહેબ! પણ હકીમ ધારે છે કે, એ રામ બોલો ભાઈરામ નહીં થઈ જાય તો નસીબ!"

"એને ગોળી કયાં લાગી હતી?"

"ગળા આગળ અથવા તો ખભાપર!"

"ગોળી કાઢવામાં આવી છે કે નહીં?"

"એક શેર લોહી નીકળ્યું, ત્યારે હકીમે પોતાનાં આંગળાં ઘોંચી ગોળી ખેંચી કાઢી!"

"ઠીક! તું જા, હું યાસમીનને જોઈ આવું છું! આમ કહી લુચ્ચાને રજા આપી, હું પેલા છોકરાને મળવા દોડ્યો. તે પોતાના તંબુમાં ખાટલાપર પડેલો હતો.

"નાદાન છોકરા! જરા વધારે અક્કલ રાખતાં શીખ! સ્ત્રીઓના રસાલામાં તારે ભેળાવું નહીં!"

"મને પૂરતી શિક્ષા થઈ છે. એક બાજુએ બંદૂકની ગોળી અને બીજી બાજુએ સ્ત્રીઓનો તુચ્છકાર!"

"હું આશા રાખું છું કે, શાહજાદાએ તારી વાત નહીં સાંભળી હોય!"

"અરે, એને ખબર પડી ચૂકી છે. માહવતના સામું મારાથી જોઈ શકાયું નહીં, તો એની સામું મારાથી કેમ જોવાશે?"

"નાના, એ કાંઈ આવી બાબતમાં બહુ ગુસ્સે થાય એમ નથી. અને કદાચ એ ગુસ્સે થાય, તો તારે પહેલા તકે એના તરફ વફાદારી બતાવવી, એટલે બધું ભુસાઈ જશે!" મેં એને ધિરજ આપતાં કહ્યું.

"હકીમજી મને કહે છે કે, બે દિવસ આ જગોએ થોભી જાઓ; લશ્કર ઉપડી જાય તો પાછળથી જજો. મારે શું કરવું?" તેણે મારી સલાહ પૂછી.

"હું દીલગીર છું કે, મારાથી તારી સાથે રહી શકાય એમ નથી. પણ હકીમજી કહે છે તેમ તું કર. તું મને આવી મળશે ત્યારે શાહજાદો તારાપર ગુસ્સે નહીં થાય, એવી હું ગોઠવણ કરીશ. હવે હું જાઉં છું, પણ તું કાંઈ ફીકર કરતો નહીં; તારે માટે સર્વે બંદોબસ્ત કરતો જઈશ."

આ પ્રમાણે કહીને યાસમીનને છોડી હું મારા તંબુમાં આવ્યો. નજફઅલીખાન કિલ્લો જોવા ગયો હતો, તે પાછો આવ્યો, અને અમે

અમારી સ્વારી ઉપાડી. આખો દિવસ ચાલ ચાલ કરતાં રાત્રે એક મોટા ગામડામાં અમે આવી પહોંચ્યા. જો રાત્રે વરસાદ પડવાની બ્હીક નહીં હોતે, તો અમે અહીં અટકતે જ નહીં; પરંતુ વરસાદ અને તોફાનનો ભય હોવાથી અમારે અહીં અટકવાની જરૂર પડી.

——:o:——

## પ્રકરણ ૩૦ મું.

## ફુલ કે કાંટો?

વરસાદમાં રાત કાઢવા કરતાં કોઇનું ઘર મળી આવે તો ઠીક, એ ઇચ્છાથી હું તે ગામમાં અલાયદું ઘર શોધવા નીકળ્યો. મારે સારે નસીબે આગ્રા શહેરનો એક કણીઓ આ ગામમાં મોદીની દુકાન રાખતો હતો, તે મને મળી ગયો; એટલે રાતના ધામા તેને ત્યાં જ રાખવાનું મેં નક્કી કર્યું. તે બીચારાએ મને આગ્રામાં ભપકા સપકામાં જોયલો, એટલે અહીં પણ મારી ઠીક મહેમાનગીરી કરવા માંડી, અને સુવાને માટે પોતાનું એક બીજું ઘર ઉઘાડી આપ્યું. હું ખાઈ પીને સુવાની તૈયારીમાં હતો, એટલામાં મારી અજાયબી વચ્ચે પેલી રાંડ દદ્દા મારી સામું આવીને ઉભી, અને આંખના ચણીયારાં ફેરવી બોલવા લાગી કે; “ઠીક મારા સાદીક! ખૂબ ખાજે અને નિરાંતે ઉંઘજે. જગ્યા તો સારી શોધી કાઢી છે!” આમ બોલીને તે ચાલતી થઈ. હું તો અજાયબીમાં મુંગો જ ઉભો રહ્યો. તેના ગયા પછી મને વિચાર આવ્યો કે, આ રાંડ હજામડી અહીં કયાંથી આવી ન્હડી! એ કમબખતને લીધે હું પાપનો ભોગી થયો હતો. પછી એને મનમાં ગાળો દેતો દેતો હું મારા બીછાનામાં ગયો. પણ મને ઊંઘ આવી નહીં.

ઔરંગઝેબ અને નજફઅલીખાન વચ્ચે જે ધરણ લાગ્યું હતું તે છૂટયું હતું; તેથી હવે સરદારનું ધ્યાન પાછું ગુલાબમાં ગુંથાઈ રહેશે, એવી મને શંકા થવા માંડી, અને તેનું પરિણામ એ આવશે કે એને કાંઈ ખબર પડી તો મારા બારેબાર વાગશે. ફક્ત ખોદાની મહેરબાની હોય તો જ હું બચી શકું, એમ મને લાગતું હતું.

મને ગુલાબ યાદ આવી. જાણે તે મને ઠપકો કેમ આપતી નહીં હોય એમ મને લાગ્યું! નુરમહાલનું ચિત્ર પણ મારા મોં આગળ ખડું થઈ આડું આવી ઉભું!

આ પ્રમાણે પુષ્કળ વિચારોથી મારું મગજ ઘેરાઈ થયું હતું. વિચારમાં ને વિચારમાં હું ઝોકાં ખાવા લાગ્યો અને છેવટે મેં ઘોરવા માંડયું.

આશરે અડધો કલાક થયો હશે, એટલામાં જેને હું સ્વપ્નમાં જોતો હતો, તે જ આકૃતિ સાક્ષાત્ મારા પલંગ આગળ ઉભેલી મને માલમ

પડી. હું એકાએક જાગી ઉઠયો, કે તેણે મને જગાડયો, તે હું સમજી શકયો નહીં. જેનાથી હું બ્હીતો હતો-નાસતો હતો-જેને મળવાથી મેં મારું હૃદય ગુમાવ્યું હતું, તે-તે જ નૂરમહાલ ! મારી સામું ટગર ટગર-હસતી-ગેલ કરતી લટકો કરતી-ઉભેલી માલમ પડી.

"સાદીક! સાદીક! મેરે દીલોજાન દોસ્ત! બહુ સારી વાત છે કે તું આટલો નિરાંતે ઉંઘી શકે છે? આહા! તારા પ્રેમને ખાતર મેં મારું સર્વસ્વ ગુમાવ્યું છે! અને તું મને યાદ પણ કરતો નથી?" નૂરમહાલ મને લાડ કરતી પૂછવા લાગી.

"હા! મને તમારું સ્વપ્ન આવે છે, પ્યારી જાન! તમને તે કેમ ભૂલાય? પણ તમે અહીં કયાંથી? શું તમને આ અંધારી રાત્રે અહીં આવતાં બ્હીક નહીં લાગી?"

"ના, વહાલા સાદીક! ના. જ્યારે મેં તને બધું અર્પણ કીધું છે, તો તને મળવાને માટે કાંઈબી રંજ ઉઠાવવામાં મને બ્હીક કેવી? મારા બાપના ફરમાનને નહીં માનીને, ચોકીઓ વટાવીને વળી જંગલી ગામમાં, અજાણ્યે રસ્તે થઈને, હું મારા આશકને મળવા આવી છું. ત્યારે સાદીક! તું શું મને આવા સવાલો પૂછીને મારા પ્રેમનો બદલો વાળે છે કે?"

મેં બોલવાનો પ્રયત્ન કર્યો, પણ તેણે મને અટકાવ્યો. તે જ પાછું બોલવા લાગી; "મારે ખાલી શબ્દો નથી જોઈતા. તું આશક થવાને લાયક નથી. તું બેવફા છે. યા અલ્લાહ! મેં કેવા માણસના હાથમાં મારી જાત સોંપી છે! હાય! મેં મારું પતિવ્રતાપણું આવા નાલાયક આદમીને હાથે ગુમાવ્યું! ઉસસે મરના બહેતર હૈ!"

મેં સોગંદ ખાઈને કહ્યું; "પ્યારી, તું ભૂલ કરે છે! હું તને ચાહું છું. તને સાબીત કરી આપીશ કે આપણો પ્રેમ અખંડ છે!"

"તદ્દન જુઠું. તું બીજાને ચાહે છે. અરે સ્વપ્નમાં પણ તું તેને જ યાદ કરે છે; અને મને તું એક રમકડું સમજે છે. સાદીક! જોજે, સંભાળજે! વિચાર કરજે, નહીંતર તારે પસ્તાવું પડશે."

હું તદ્દન ગુંચવાઈ ગયો. શું જવાબ દેવો તે મને સુઝયું નહીં. મહામહેનતે, હું ફરીથી એટલું જ બોલી શકયો કે, "તું ભૂલે છે!"

"જો હું ભૂલતી હોઉં તો મારી ખાત્રી કરી આપ કે તું મને ચાહે છે. ખોદાના નામથી, પેગંબર અને બાર ઈમામના નામથી, અને કુરાનના સોગંદ ખાઇને તું કહે કે, તું મને ચાહે છે ને ગુલાબને ચાહતો નથી! તારા હૃદયમાં વાસો કરનારી નૂરમહાલ જ છે, અને આપણે ઔરંગાબાદ પહોંચીએ એટલે તું ત્યાં મારી સાથે શાદી કરશે-ચાલ આ પ્રમાણે તું કસમ ખાય, તો હું તારું કહેલું માનીશ!"

આવા કસમ ખાવાના કરતાં ફાંસીએ જવું મને વધારે બહેતર લાગ્યું. પણ નાચાર! તેના સામું આજે મારાથી હીંમતથી બોલી શકાતું ન હોતું. મેં કસમની કાંઈ જરૂર નથી એમ તેને કહ્યું; પણ જેમ જેમ હું મુંગો રહ્યો, તેમ તેમ તે વધારે ગુસ્સે થતી ગઈ! તે ગુસ્સો કરી મને કહેવા લાગી; "સાદીક! તું કસમ ખાતો નથી, એટલે તું મને ચાહતો નથી! તેં મને બગાડી છે! યાદ રાખજે, તારાપર હું ભયંકર વેર વાળીશ."

હું તેને કાંઈપણ જવાબ દઉં, ત્યાર પહેલાં તો તે ધમધમ કરતી ચાલતી થઈ. મારી ખાત્રી હતી કે, નૂરમહાલ એક સાપેણ જેવી હતી—નારે, ઝેરી નાગણ જેવી છે! એની અને એના બાપની એટલી બધી સત્તા હતી, કે તેઓ જે ધારે તે કરી શકતાં. મારા કરતાં ગુલાબની મને વધારે ફીકર લાગવા માંડી. તે બીચારીને, તે નિર્દોષ પુલને કચડી નાંખશે. હાય! માત્ર મારે ખાતર—જો મારી બેવફાઇને માટે, મારો જીવ જોખમમાં આવી પડે તો કાંઈ હરકત નહીં; પણ મારે ખાતર આ ગુલાબનાપર એ વેર વાળે, એ કેવું ધાતકીપણું!

ઘેરાયલા મગજે મેં રાત પૂરી કીધી. સવારના ઉઠીને પાછી કૂચ કરવાની હું તૈયારીમાં હતો, એટલામાં સુલેમાન આગ્રાથી આવી પહોંચ્યો હતો. ગુલાબને એક કાગળ આપી, તેનો જવાબ લઈ, મારી પાછળ આવવા મેં તેને ફરમાવ્યું હતું. તે પ્રમાણે પોતાનું કામ કરીને તે આવ્યો હતો. એણે શું શું કીધું તે જાણવા હું આતુર હતો, પણ એટલામાં લાંબા કાનવાળો લુચ્ચો અમને એને સાથે ઉભેલા જોઈ આઘો ઉભો ઉભો અમારી વાત સાંભળવા ખડે પગે દેખાયો! તેથી મેં સુલેમાનને કાનમાં ફુંક મારી કહ્યું કે, હમણાં તારે ચૂપ રહેવું અને મારી સાથે કૂચ કરવી.

જ્યારે અમારી કૂચમાં લુચ્ચો અમારાથી છૂટો પડ્યો, ત્યારે સુલેમાને મને કહ્યું કે, ગુલાબને એણે આગ્રામાં બહુ શોધી, પણ એને ખબર પડી કે તે તો ઓચિંતી ગુમ થઈ ગઈ છે! તેથી કાગળ આપ્યા વગર એને પાછું આવવું પડ્યું હતું. મેં એને કહ્યું કે, મારો કાગળ પાછો આપ, લાવ તેને ફાડી નાંખું, પણ ઘણો અજાયબી વચ્ચે તેણે પોતાના ગજવામાં તપાસ્યું તો કાગળ મળે નહીં. તે કાંતો પડી ગયો હશે, અથવા તો ખોવાઈ ગયો હશે. મેં તેની બેદરકારી માટે સખત ઠપકો આપ્યો. વધુ શું શિક્ષા કરવી તે મને સમજ પડી નહી, માટે મેં એ વાત બંધ પાડી.

રસ્તે આવતાં તે યાસમીનને પણ હું મળતો આવ્યો હતો; અને તે હવે સુધરતો જતો હતો એમ તેણે મને જણાવ્યું. "પણ સાહેબ, આજે સવારે

આપણી છાવણીમાંથી આગ્રા ભણી કોની સવારી ઉપડી ગઈ છે!" તે મને વચમાં પૂછવા લાગ્યો. "બે પાલખીઓ હતી અને તેમાં સ્ત્રીઓ જ હતી, એમ મારું અનુમાન છે. આપણી છાવણીમાંથી જ તેઓ ગયલી છે!"

"બે સ્ત્રીઓ!" મેં ગભરાટમાં પૂછ્યું.

"હું તે જાણતો નથી. આ નામદાર આવે છે તેને પૂછો. એનો ધંધો વાત સાંભળવાનો અને કરવાનો છે. એ તમને બધું કહેશે."

નવો આવનાર કોઈ નહીં પણ લુચ્ચો જ હતો, અને તે પોતાના નવા ટટ્ટુપર સવાર થઇને મારી લગોલગ આવી પહોંચ્યો.

"લુચ્ચા! આજે કેઈ બે સ્ત્રીઓ આગ્રા ગઈ?"

"શુક્રેઅલ્લાહ! એક તો મારી મા અને બીજી નૂરમહાલ! કોઇનું ભલું કરવા ગઈ હોય એમ લાગે છે!" આંખ મચમચાવીને તે કહેવા લાગ્યો.

"પણ તેઓ ક્યાં ગઈ તે તું નક્કી જાણે છે?"

"સાહેબ! તેઓ જહાન્નમમાં ગઈ, તમારે તેનું શું કામ છે. તમે કેમ આટલા બધા અજાયબ થાઓ છો?"

"ના, ના. આગ્રાથી આટલી જહેમત ઉઠાવીને તેઓ આપણી સાથે સાથે આટલે લગણુ આવી, અને હવે કાંઈ પણ કારણ વગર તેઓ પાછી ચાલી ગઈ, તેજ મને અજાયબી ભરેલું લાગે છે, બીજું કાંઈ નહીં."

લુચ્ચો મને કાંઈ કહેવા માંગતો હતો, પણ સુલેમાન મારી સાથે હોવાથી તે મુંગો રહ્યો. લુચ્ચાનો હેતુ સમજી જવાથી, મેં સુલેમાનને મારી આગળ ચાલવા કહ્યું, અને તેના ગયા પછી લુચ્ચો મને આ પ્રમાણે કહેવા લાગ્યો:—"સાહેબ, તમે મારી માને અથવા પેલી નૂરને બરાબર ઓળખતા નથી. જો તેઓ પોતાની એક ધારણામાં ફતેહ પામ્યાં, કે તેઓ થોભ્યા વગર પોતાને મુકામે પાછા ચાલ્યા જવાનાં."

"તેઓ કેઈ ધારણામાં ફતેહ પામ્યાં છે?"

"મારે કોઇની ખાનગી વાત કરવી જોઇએ નહીં, પણ જે મેં મારી મેળે શોધી કાઢ્યું છે, અને મને ખાનગી રાખવા કોઇએ કહ્યું નથી, તે એટલે વાત કહેવાનો બધો અધિકાર મારા હાથમાં છે! વળી તમે સાંભળવાને લાયક માણસ છો એમ પણ હું જાણું છું, તેથી લો હું તમને કહું છું. તેઓ રુસ્તમબેગનું કાટલું કરવા માંગતાં હતાં અને તેમાં તેઓ ફતેહ પામ્યાં છે."

"અરે! તેઓ શા માટે રુસ્તમને ઉરાડી દેવા માંગતાં હતાં?" મેં અજાયબીમાં પૂછ્યું.

"જરા સુનો તો સહી ખુદાવંત! રુસ્તમબેગ કાંઈ લાકુતી માણુસન

હોતો. એ તો એક ખાનદાની કુટુંબનો નબીરો હતો. પણ ઘણી તંગ હાલતમાં આવી જવાથી શાહજાદા ઔરંગઝેબની નોકરી તેને લેવી પડી હતી, અને ત્યાં તે પોતાની હોશિયારીથી ઘણો આગળ વધી ગયો હતો! તેણે શાહજાદાનો એટલો બધો વિશ્વાસ મેળવ્યો હતો કે, શાહજાદાએ સરદારના ખાસ અમલદાર તરીકે એની નીમણુંક કરી હતી. એ દેખાવમાં તો ફાંકડો છે, વળી કળાબાજ હોવાથી, અને ગતકડાં લડાવવામાં પહેલા નંબરનો હોવાથી, તે જલદીથી નૂરમહાલને પોતાની તરફ ખેંચી શક્યો અને મારી માની સાથે આંટીઘૂંટી રમીને જનાનખાનામાં પણ પગ પેસારો કીધો. ધીમે ધીમે તે એટલો તો વધી ગયો કે, સૌ કોઈના દેખતાં તે જનાનામાં જતો, અને મરજીમાં આવે ત્યાં ફરતો. એક દિવસે ઓચિંતા કુલુમબેગે આ ગદ્ધાને નૂરમહાલના હાથમાં રમતો જોયો.

"હેં! તું શું કહે છે! કુલુમબેગ જનાનામાં ક્યાંથી?"

"જરા ધિરજ રાખો ધિરજ! બધું કહું છું. કુલુમબેગ પણ સરદારનો એક અમલદાર હતો, અને તેને રૂસ્તમના ધોંટાળા વિશે પહેલાંથી જ શક હતો. તેથી તેને ઓચિંતો પકડીને ફસાવવાનો તેનો વિચાર હતો. એક દિવસ સરદાર પોતાના રસાલા સાથે શિકારે ગયો હતો, ત્યારે કુલુમબેગ કાંઈ બહાનું કાઢી ઘરમાં રહ્યો. સરદારના ગયા પછી તે નૂરમહાલના તંબુમાં ગયો, અને શોધતાં શોધતાં જ્યાં બંને જણ બેઠાં હતાં, ત્યાં આવી પહોંચ્યો અને બન્ને જણને પોતાનાં પાપકર્મમાં એક બીજાની સાથે બેઠેલાં દીઠાં. નૂરમહાલે કુલુમને જોતાં જ મોટી ચીસ પાડી, અને રૂસ્તમ ઉભો થઈ ગયો, તથા તે જ વખતે આ તમારો તાબેદાર ગુલામ ભટકતો ભટકતો તંબુની પાછળ વાડીમાં જઈ પહોંચ્યો અને ગડબડ સાંભળી કાન દઈને સાંભળવા લાગ્યો. કુલુમબેગને આકરા કસમ આપવામાં આવ્યા, મોટી લાલચો આપવામાં આવી, અને બધું શાંત પડી ગયું. કુલુમની જીભ બંધ કરવામાં આવી અને મને સમજ પડી કે રાજ્ય રમત આમ રમાય છે! હું ત્યાંથી નીકળી મારે ઘેર ચાલ્યો આવ્યો અને આજે આ વાત હું તમને કહું છું."

"યા ખોદા! આ વાત મેં પહેલાંથી જાણી હોત તો કેવું સારું! મને તેં આજ સૂધી આ વાત કેમ કહી નહીં?" મેં તેને સવાલ કીધો.

"કેમ સાહેબ! તમે કહ્યું ન હોતું કે તમે નૂરમહાલ સાથે પરણવાએ માંગતા નથી, અને તેને બગાડવાએ માંગતા નથી? તમારે એની સાથે કાંઈ સંબંધ રાખવાનો ઈરાદો નહોતો, ત્યારે મારે તમને ચેતાવવાની પણ શું જરૂર હતી? તેટલા માટે જ હું મુંગો રહ્યો. પણ હવે થોડુંક બાકી છે તે સાંભળી લો. જ્યારે મારી માને કુલુમબેગે પકડી,

ત્યારે તે લુચ્ચી અને પેલી ડાકેણે ફની મસલત કીધી કે, રૂસ્તમ-બેગનું નામ આપવું; કારણ કે તેમ કરવાથી કુલુમબેગ પણ પોતાની બેદરકારી માટે સપડાશે. કુલુમ પોતાની જીભ બંધ રાખવાના બદલામાં નૂરમહાલ પાસે વારંવાર પૈસા માંગ્યા કરતો હતો, અને તે હુરીને બહુ સતાવતો હતો. તે આ યુક્તિથી ફસાઈ જશે, અને રૂસ્તમબેગના પંજા-માંથી પણ નૂરમહાલ કંટાળી ગઈ હતી, માટે હવે તેનું પણ કાટલું આ યુક્તિથી થઈ જશે! એમ તેણે ધાર્યું અને તેથી જ મારી મા પાસે રૂસ્તમ-બેગનું નામ દેવડાવ્યું. તમારો સીતારો પાંસરો કે તમે આમ અચૂક બચી ગયા અને વળી વધારે સારું તો એ જ કે, તમે તે રાંડ ચંડાલણીની જાળમાં, રૂસ્તમની માફક ફસાયા નહીં. નહીં તો તમારોએ બોરફૂટો વળી જતે!"

લુચ્ચાએ પોતાની વાત પૂરી કરી. મારા અને નૂરમહાલના સંબંધ વિશે તે કાંઈ જાણતો ન હતો. મને મારા પાપ કર્મ માટે આગળ કરતાં હવે વધારે પસ્તાવો થવા લાગ્યો, પણ હું તદ્દન મુંગો જ રહ્યો! અમે કાંઈ પણ બોલ્યા વગર આગળ ચાલ્યા.

---

## પ્રકરણ ૩૧ મું.

## જે ફસાયો તે ખરો.

છેવટે અમે રાતવાસો કરવાને એક ગામડા નજીક આવી પહોંચ્યા. અમે અમારો મુકામ કર્યો કે થોડા જ વખતમાં મેં સાંભળ્યું કે, નજફઅલ્લીખાન, યાસમીનને બોલાવે છે. પણ યાસમીનને શોધતાં તે કાંઈ માલમ પડ્યો નહીં, એટલે તેણે મને બોલાવ્યો. હું તેના તંબુમાં ગયો, અને બહારના ભાગમાં મને આશરે એક કલાક ખોટી કીધો. પછી તેણે મને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું;

"સાદીક! એક જરૂરનો કાગળ પેલા કિલ્લેદાર પાસે લઈ જવાનો છે. કોઈ વિશ્વાસુ માણસ શિવાય બીજા કોઈ સાથે તે મોકલાવાય એમ નથી. યાસમીનને મેં બોલાવ્યો, પણ તે આવ્યો નથી, માટે તું તે કાગળ કિલ્લેદારને આપી આવશે?

"હા નામવર! હું હુકમ ઉઠાવવાને તૈયાર છું!" મેં મારી ખુશી બતાવી.

"ઠીક, ત્યારે કાલે સવારે તું જજે. તારી સાથે થોડાંક માણસો પણ હું આપીશ. કાલે સાંજે આપણે પાછા ભેગા થઈ શકીશું;" એણે મને કહ્યું.

બીજી સવારે નજફઅલ્લીખાનનો કાગળ લઈને, પચીસ આદમીના રસાલા સાથે હું જવા નીકળ્યો. મારા રસાલાનાં માણસો મારી તરફ બહુ

માનની નજરે જોતા હતા, તેથી તેઓ હમેશાં મને એકલો મૂકતા નહીં, તેમ જ કોઈપણ અગત્યની કે બીન અગત્યની બાબતમાં મારી સાથે વાત કરતા નહોતા. ચાલતાં ચાલતાં બપોરે અમે વિસામો લેવાને એક નાના ગામડા આગળ થોભ્યા. તે વખતે આ રસાલામાંનો યાકુબખાન નામનો એક અમલદાર, જે મારો મિત્ર થતો હતો, તેમ જ બહુ જ છૂટથી બોલનારો હતો, તેણે હાલના મામલા વિશે વાત કરવા માંડી.

"સાદીક! ઔરંગઝેબનો ઈરાદો શું હશે તે તું કળી શકે છે ખરો કે? એ શું દખણમાં મુંગો મરી રહેશે કે વળી કાંઈ નવો ફતવો જગાવશે?"

મેં જવાબ આપ્યો; "ઔરંગઝેબ બહુ પાખંડી છે; બધાં તે જાણે છે, પણ તું મુંગો રહે; આ વાત કરવાનો વખત નથી."

"તું ખરું કહે છે. પણ એક વાત હું તને પૂછવા માંગુ છું. નજફ્અલ્લીખાનની છોકરી શા માટે ચાલી ગઈ?"

"તે તો કોણ જાણે; પણ સરદારની રજા વગર ગયેલી નહીં હોય."

આ પ્રમાણે કેટલીક વાતચિત કરીને અમે સહેજ ઉંઘી ગયા. પણ મને ખરાબ ઋતુની અસર લાગવા માંડી, અને ટાઢનું લખલખું થઈ આવ્યું, અને આશરે એક કલાકમાં તો મને તાપ ચઢી આવ્યો. યાકુબ મારી પાસે જ સૂતો હતો, તેને મેં ઉઠાડીને બધી હકીકત કહી. તે તરત જ મારે બદલે જઈને કાગળ પહોંચાડી આવવાને કબુલ થયો. મારાથી બીલકુલ જઈ શકાય એમ નહીં હોવાથી, મને તેને મોકલવાની ફરજ પડી, તેથી મેં તેને પેલો કાગલ આપ્યો, અને કિલ્લેદારને આપી આવવાનું કહ્યું. આવા બાદશાહી કાગળ લાવ લઈ જા કરવાનું માન તેને મળ્યું, તે જોઈ તે ઘણો ખુશી થઈ ગયો, અને જલદીથી મને સલામ કરીને ચાલતો થયો.

સુલેમાન મારી સાથે આવ્યો હતો, તે મારી નાદુરસ્ત તબીયત જોઈને ગામમાંથી એક પાલખીવાળાને તેડી લાવ્યો, અને મને તેમાં બેસાડીને પાછો છાવણી તરફ ચાલવા લાગ્યો. પણ છાવણીમાં પહોંચીએ ત્યાં લગણ પાલખીમાં બેસી રહેવાની મારી શક્તિ નહોતી; તેથી મેં સુલેમાનને સૌથી પહેલાં આવતાં ગામડામાંથી કોઈ હકીમને બોલાવી લાવવા કહ્યું. જ્યારે અમે તે ગામડામાં પહોંચ્યા, ત્યારે સુલેમાન હકીમને બોલાવી લાવ્યો. હકીમજીએ મને દવાનો એક ભાગ પાયો, અને થોડાક વખત આ જગોએ જ આરામ લેવા કહ્યું. તેથી છાવણીમાં પાછા નહીં ફરતાં, યાકુબના પાછા આવવાની હું વાટ જોવા લાગ્યો. થોડી વારે મારી અજાયબી વચ્ચે પેલાં માણસો કિલ્લામાંથી એકલાં પાછાં આવ્યાં, અને યાકુબને વિશે પૂછતાં કીલ્લેદારે તેને કેદ કીધો છે, એમ મને જણાવ્યું.

હવે મને માલમ પડયું કે, નજફઅલ્લીખાન મારી સાથે દગો રમ્યો હતો. કિલ્લેદાર પાસે મને મોકલવામાં એનો હેતુ કેદ કરાવવાનો જ હોવો જોઇએ; અને વખતે કાગળમાં મારી નાંખવાનો હુકમ લખ્યો હોય તો!—આ વિચાર મને આવતાં જ મારા રુવાટાં ઉભાં થયાં. જો તેવો હુકમ હશે તો, બેશક, કિલ્લેદાર યાકુબને મારી નાંખશે! મારે ખાતર એક નિર્દોષનો જાન જાય! એ પાપનો પશ્ચાત્તાપ કેમ થઈ શકે! મેં તરત જ સુલેમાનને બોલાવી, કાગળ પેનસીલ માંગ્યાં. કિલ્લેદારના પર મેં મહા મહેનતે આઠ દસ લીટીઓ ચિત્રી કહાડી! તેને સમજાવ્યું કે કાગળ લાવવાનો હુકમ મને થયો હતો, પણ ઓચિંતી માંદગીને લીધે મારો કાગળ યાકુબખાન મારફતે મોકલ્યો હતો; અને તેથી તે નિર્દોષ માણસપર, સરદારનો બીજો હુકમ મળે ત્યાં સૂધી, મહેરબાની કરી કાંઈ ગેરવર્તણુંક ચલાવવી નહીં. આ પ્રમાણે લખી, એક માણસને દોડતે ઘોડે જઇને તે કાગળ કિલ્લેદારને આપી આવવા મેં ફરમાવ્યું.

મને પુષ્કળ તાવ તો આવ્યો હતો, તેમાં મને યાકુબની ફીકર પડી તેથી મારી તબીયતમાં વધુ બિગાડ થયો. પેલો હકીમ તો સુલેમાન સાથે લડવા લાગ્યો કે, શા માટે મને કાગળ લખવા દીધો, કારણ કે મને તદ્દન આરામની જરૂર હતી. તેણે મને દવાનો એક મોટો ભાગ પાઈ દીધો, કે જેને લીધે મને ખૂબ ઉંઘ આવી. ત્રણ ચાર કલાક ઉંઘી ઉઠયા પછી, મને મારું મગજ કાંઇક શાંત લાગ્યું. મારો પહેલો સવાલ—પેલો કાસદ પાછો આવ્યો કે નહીં—તે હતો. તે આવેલો છે એમ સાંભળીને, મેં તેને બોલાવીને શું બન્યું તે પૂછ્યું. જવાબમાં તેણે જણાવ્યું કે, કિલ્લેદારે કાગળ જ હાથમાં લેવાની ના પાડી, એટલે એમને એમ પાછા આવવું પડયું છે.

"કમનશીબ યાકુબને વિશે તેં કાંઈ ખબર કાઢી કે નહીં?"

"ચોકીવાળાઓએ મને કહ્યું કે—"

"શું? બોલ બોલ."

"તેનું ખૂન કરવામાં આવ્યું છે!"

"અરે ઓ લોહીના ભુખ્યા કુતરાઓ! શાહજાદાને આ વાતની ખબર પડવી જ જોઇએ. માંદો છું તો હરકત નહીં, ચાલો આપણે હમણાં જ છાવણીમાં પાછા ફરીએ. ઇન્સાફ માંગીશ. ઓરંગઝેબ પાસે ઇન્સાફ માંગીશ. હાય, આવા દગાની કોણે, સ્વપ્ને પણ આશા રાખી હશે? ઓ યાકુબ! નિર્દોષ યાકુબ! તું મારે માટે મૂવો! ખુદા તને બહેશત બક્ષે!"

હું ગમે તેમ બકવા લાગ્યો. હકીમનું બોલવું કશું ગણકારતો નહોતો. મારા મમતને લીધે, બધાએ છાવણીમાં જવા નક્કી કર્યું. મને પાલખીમાં લઈ જવામાં આવ્યો. મારા તંબુમાં નહીં લઈ જતાં, શાહજાદાના તંબુમાં મને લઈ જવાનો મારા માણસોને મેં હુકમ કર્યો. મને તરત જ શાહજાદા

આગળ લઈ જવામાં આવ્યો. તેની પાસે જઇને મેં તેને કદમ બોસી કરી! તે મારો બીહામણો દેખાવ જોઇને આભોજ બની ગયો. "ઇન્સાફ! તમારા ભલા નામને ખાતર ઇન્સાફ. જેને માટે હું ઉભું છું, જેનો હું ગુલામ છું તેને એ નામવર ઇન્સાફ આપો !" મેં ડોળા તાણીને તે નામવરને અરજ કરી.

"બોલ સાદીક ! બોલ! તને ફરમાવવામાં આવે છે કે બોલ. તું શેની ફરીયાદ કરે છે?"

"ખૂન! ઘાતકી ખૂન!" મેં ઘાંટો પાડી જવાબ દીધો, અને જે કાંઈ બન્યું હતું તે બધું વિગતવાર પણ કટકે કટકે ને ધીમે ધીમે, તેને કહી સંભળાવ્યું. મારી વાત સાંભળી તે પણ અતિશય ગુસ્સે થઈ ગયો અને હાથની મુઠીઓ વાળી બોલ્યો; "અલ્લાહના નામથી, હું કહું છું કે, તે સરદાર ખરાબ રીતે વર્ત્યો છે ! પણ તે શા માટે તારી જીંદગી લેવા માગે છે?"

"નામવર શાહજાદા ! તે હું જાણતો નથી. હું હમેશાં તમારો તાબેદાર ગુલામ થઈ રહ્યો છું અને તમારા દરેક હુકમનો અમલ કરું છું!"

"આજે બપોરે પાછો અહીં આવજે. નજફઅલ્લીખાનને પોતાની વર્ત્તણુંક માટે જવાબ આપવો પડશે, જા હવે."



## પ્રકરણ ૩૨ મું.

## ઇન્સાફની દરબાર.

બપોરના શાહજાદાના હુકમ મુજબ નજફઅલ્લીખાન ઔરંગઝેબની સમક્ષ આવી ઉભો. મને ત્યાં ઉભેલો જોઇને તે તદ્દન આફલો–ગાભરો–બાવરો–જડ–બની ગયો ! જેને મારી નાંખવાને એણે સખત હુકમ કરેલો, તે પોતાના મોં આગળ–શાહજાદાના મોં આગળ, ઉભેલો હોવાથી તે ગભરાઈ ગયો અને કેટલીક મીનીટ સૂધી તો કશું બોલ્યોજ નહીં.

છેવટે ઔરંગઝેબે બોલવાનું શરૂ કીધું. સરદારના સામું ક્રોધાવેશથી જોઇને તે બોલ્યો; "આનો અર્થ શું?"

"રાજદ્રોહી માણસને માટે શું આ વાજબી શિક્ષા ન હોતી?"

"હા, તેમ હોય તો હું કબુલ કરું છું. પણ તારે એનો રાજદ્રોહ સાબીત કરવો પડશે. બીજું, રાજદ્રોહની શિક્ષા મારાથી થઈ શકે, તારાથી નહીં. નજફઅલ્લી! જો કિલ્લેદારે યાકુબને મારી નાંખ્યો હશે, તો તારા હુકમનું ઓઠું ચાલી શકશે નહીં."

નજફઅલ્લીખાન–તે આપ નામદારને સાબીત કરવાનું છે કે કિલ્લેદાર તમારી હકુમતમાં છે કે નહીં. તે કિલ્લેદાર આપ નામવરને માનવાને બંધાયલો નથી; એ તો નામદાર શાહનશાહ શાહજહાનનુંજ કહ્યું માનશે; અને તે નામદારની ગેરહાજરીમાં શાહજાદા દારાનું કહ્યું માનશે!"

"અહહં! એમ કે નજફઅલ્લીખાન! એક છંછેડાયલા સિંહની માફક, ઔરંગઝેબને પિત્તો ઉકળી આવ્યો. તેનું આખું શરીર ધ્રુજવા લાગ્યું, તેના દાંત બંધ થઈ ગયા હતા, અને તે પોતાના હાથની મુઠ્ઠીઓ વાળી, દાંત પીસવા લાગ્યો! તેની આ મૂર્તિ જોઈને નજફઅલ્લી પણ ગભરાવા લાગ્યો. તે નીચું જ જોઈ રહ્યો. વિશેષ બોલી શકયો નહીં. ઔરંગઝેબે વધારે ધ્રુરકવા માંડયું! અંતે સરદારના શબ્દો તે ફરીથી બોલી ઉઠ્યો. "તે મારી હકુમતમાં નથી કેમ?" અલ્લાહના નામથી, બાર ઈમામના નામથી, હું કહું છું કે, આ ખમી શકાય એમ નથી. કમબખ્ત નજફ! તેં કિલ્લેદારનું મોત નિર્માણ કર્યું છે. તે કદી મારા હાથથી બચી શકશે નહીં–છટકી શકશે નહિ! પાતાલમાં જશે, બહેસતમાં જશે, દોજખમાં જશે–તો પણ હું તેને ત્યાંથી પકડી મંગાવી, સખ્તમાં સખ્ત શિક્ષા કરીશ! જો તે યાકુબને જીવતો રહેવા દેશે નહીં તો ચોવીસ કલાકમાં તેનું ધડ અને માથું છૂટું પડી જશે. અને તું, નજફ! તું પણ યાદ રાખજે કે, તું મારા સપાટામાં આવી નહીં જાય! એમ નહીં ધારતો કે, તારી જીંદગી હમેંશ સહીસલામત છે. ખામોશ!" નજફઅલ્લી જવાબ આપવા જતો હતો, તેને એકદમ ધાંટો પાડીને મુંગો રાખ્યો. "તદ્દન ખામોશ! નહીં તો આ તારી ઝબાનને હમેંશને માટે બોલતી બંધ કરવી પડશે. અલ્લાહ કરીમ! તું જાણે છે કે હું કોણ છું!"

ઔરંગઝેબનો અપાર ગુસ્સો જોઈ, નજફઅલ્લીખાન સમજી ગયો કે, એક વધુ શબ્દ આડો કે અવળો બોલવાથી તેનું માથું ઉડી જશે. તેથી પોતે બે હાથ જોડી, માથું નીચું રાખી ધીમે-ધીમે બોલ્યો, "તે પોતાની ભૂલને માટે માફ માંગે છે, અને પોતાને આ કામ કરવાની સત્તા હતી, એમ ધારીનેજ એ હુકમ આપ્યો હતો. મને એમ લાગ્યું કે, તે નામદારની જીંદગી જોખમમાં હતી, અને તેથી ગુન્હેગારને મોતની શિક્ષા કરવાની જરૂર હતી."

"કેવી રીતે! સાદીક સામે તારે જે ફરીયાદ કરવી હોય તે અત્યારે કર, બીજી બનાવટ ચાલશે નહિ, તે સંભાલજે! તારો હેતુ એની જીંદગી લેવાનો છે!"

"આપ નામવરને જણાવવાની રજા આપશો કે, આ માણસ સાદીક આપણી છાવણીમાં રહી જાસુસનું કામ કરે છે. ગુપ્ત રીતે સુલતાન શુજાનાં માણસો સાથે એ પત્ર વ્યવહાર રાખે છે, અને આપણી દરેક હીલચાલની તેમને ખબર આપ્યા કરે છે. એણે પોતાના હાથ નીચે મારા હજામ લુચ્ચાને રોકયો છે; તેઓ બંને આપણા લશ્કરની હંમેશાં પાછળ પાછળ આવ્યા કરે છે, અને તેઓ ખાનગી મસલતો કર્યા કરે છે. મારો

વિચાર આ દગાખોર આદમીને ઓચિંતો પકડીને આપની પાસેથી દૂર કરી, તમને ખરી હકીકત કહેવાનો હતો અને તે વખતે મારા હજામ લુચ્ચાને તમારી પાસે બોલાવી, ખરી વાત કબુલ કરાવવા ઇચ્છતો હતો.”

નજફઅલીખાને આ વખતે પોતાની અક્કલનો સારો ઉપયોગ કર્યો! ઉપલી વાત કરતાં વધારે સરસ જૂઠું અને જુગતું તે કદી બોલી શક્યો હોત નહીં. તેની વાત સાંભળીને શાહજાદો મારા તરફ ફરીને, મારો બચાવ સાંભળવા તૈયાર થયો. હું તરત તેને ઘુંટણીએ પડીને કહેવા લાગ્યો; “નેકપનાહ! ખોદાના કસમ ખાઇને કહું છું કે, હું તદ્દન નિર્દોષ છું. મેં કદી તમારી સામે કાવતરું કીધું નથી, અથવા તેમ કરવા વિચાર પણ કર્યો નથી. મારી સામે જે તહોમત છે તે તદ્દન જૂઠું છે–હડહડતું જૂઠું છે! હું સરદારને વિનતિ કરીશ કે, જો તેઓ પોતાનું કહેવું સાચું ઠરાવવા માગતા હોય તો લુચ્ચાને બોલાવી તેની સાક્ષી લેય.”

ધિક્કારયુક્ત હાસ્ય કરીને તે બોલી ઉઠ્યો; “હાય, અમે સારી રીતે જાણીએ છીએ કે લુચ્ચાનો આમાં કેવો સ્વાર્થ છે!”

“તેને એકદમ બોલાવ!” ઔરંગઝેબે ગુસ્સાથી કહ્યું.

નજફઅલીખાન લુચ્ચાને ખરેખાત બોલાવવા રાજી ન હોતો, તેથી શાહજાદાનો હુકમ સાંભળી તે કચવાયો–ગભરાયો–પણ એનાથી ના કહેવાઈ નહીં. સીપાઈ લુચ્ચાને તેડી લાવ્યો. હજામને તેની માની માફક શિક્ષા થઈ હતી; વાત કહડાવવાને માટે નજફે એનાં આંગળાં પણ કચડાવી નાંખવા હુકમ કર્યો હતો. તેથી અત્યારે આ બીચારો હાથને આંગળે પાટા બાંધીને ઔરંગઝેબ પાસે આવી કુરનેશ બજાવી ઉભો રહ્યો.

“એ કૂતરા! સાંભળ, સાદીકની સામે દગો કરવાનું તહોમત મૂકવામાં આવ્યું છે, માટે આ બાબતમાં તું જે કાંઈ જાણતો હોય તે સાચું બોલજે. બોલ, તું શું જાણે છે?”

“કાંઈ નહીં, ગરીબનવાઝ, કાંઈ નહીં”–બડા તરકટ! બડા જૂઠ! લુચ્ચાએ જવાબ આપ્યો.

“ત્યારે રસ્તામાં તું શા માટે વારંવાર એની સાથે વાત કરે છે?”

“સાદીક સાહેબ રસ્તો સહેલાઇથી કપાય એ હેતુથી મારી સાથે વાત કરે છે, તો મારાથી એમને ના કેમ પડાય?”

“તમે રસ્તે શું વાત કરો છો?”

“મારી બુઢ્ઢી મા વિશે!”

“છીટ્–આ કાંઈ માન્યામાં આવતું નથી. યાદ રાખજે કે તું જૂઠું બોલ્યો તો, શીર સલામત નથી!”

“અલ્લાહના નામથી, ગરીબપરવર જો આપ મને ફરજ પાડતા

હોય તો હું કહું છું કે, અમે ઔરાંઓ વિશે વાત કરતાં હતા. મારા જેવો કમઅક્કલનો માણસ બીજી શું વાત કરવાનો હતો?"

"કઈ સ્ત્રીઓ માટે, અને શું વાત કરતો હતો ?"

લુચ્ચો આ સવાલ સાંભળી બે મીનીટ મુંગો રહ્યો, અને પછી જાણે વિચાર કરી બોલતો હોય તેમ કહેવા લાગ્યો; "જો આપ નામદાર જાણવા જ માંગતા હોવ, તો મને કહેવાને કશી અડચણ નથી. જે હું જાણું છું તે હું કહીશ; પછી ભલે બીજાને ખોટું લાગે."

"અમે તને ફરમાવીએ છીએ કે બોલ." શાહજાદાએ હુકમ કીધો.

મારી અજાયબી વચ્ચે, લુચ્ચાએ તો નજફઅલ્લીખાનના ઘરનું બધું ભોપાળું જ ભરદરબારમાં ફોડવા માંડ્યું. ઔરંગઝેબને મ્હોડે, અને નજફ-અલ્લીખાનની સમક્ષમાં, આ લુચ્ચાને એકેએક વાત કહેતાં જરા અરે પણ લાગી નહીં. નજફ કાંઈ શિક્ષા કરશે, એવી તેને બ્હીક જ નહોતી! નૂરમહાલનો રૂસ્તમબેગ સાથે થયેલો ઘોંટાળો અને તેણે, રૂસ્તમ તથા કુલુમનું કરેલું કાટલું, તે સુદ્ધાં પણ એ કહેવાને ચૂક્યો નહીં. બધી વાત કહી રહ્યા પછી, ઠંડે પેટે તે બોલ્યો કે; "નામવર! અમે આ વિષયપર રસ્તે વાતો કરતા હતા, અને હું સાદીક સાહેબને મુબારકબાદી આપતો હતો કે, એમને આપણી છાવણીમાંની કોઈ સ્ત્રી સાથે પાનું પડયું ન હોતું!"

નજફ જેમ જેમ લુચ્ચાની વાતો સાંભળતો ગયો, તેમ તેમ એનો જીવ ઉડવા માંડ્યો. જો આ ઘડીએ ઔરંગઝેબ વચમાં નહીં હોત તો, તેણે લુચ્ચાના ત્યાં ને ત્યાં જ બે કટકા જ કરી નાંખ્યા હોત. પણ અત્યારે એને ન છૂટકે લોહીનો ઘુંટડો પીવો પડતો હતો. છેવટે એનાથી સહન નહીં થયું. તે ઘુરકી ઉઠ્યો.

"ઓ બદબખ્ત નીચ કૂતરા! મારી છોકરીની આબરુપર હલ્લો કરનાર! તારું ખૂન કરીશ–તને કુતરાને સોંપીશ!" આમ બોલી એક કૂદકો મારી લુચ્ચાના બે હાથે પકડી, તેની ગરદન મરડી નાંખવા માંડી. પણ એકદમ સીપાઈઓ વચ્ચે પડ્યા, અને મહા મહેનતે લુચ્ચાને છૂટો કીધો!

ઔરંગઝેબ લાલચોળ આંખે બોલવા લાગ્યો; "નજફઅલ્લી! મારી હજુરમાં આ ચાલી નહીં શકે. તેં એને સાક્ષી તરીકે બોલાવ્યો છે, માટે એ જે કહે તે તારે સાંભળવું જ જોઈએ. ચાલ, હવે હું પૂછું તેનો જવાબ દે. સાદીકે દગો કીધો છે, એવી ખબર તને તારી છોકરીએ આપી હતી કે નહીં?"

"હા નામવર! તેની સાથે તેની ચાકરડીએ પણ આ વાતને ટેકો આપ્યો હતો."

"નજફ! તું જે કહે છે તે હું માની શકતો નથી. હવે શુજાના માણસો સાથે સાદીક ખાનગી પત્રવ્યવહાર રાખતો હતો, એવું જે તહોમત છે, તેનો જો મને સંતોષકારક ખુલાસો સાદીક આપશે તો હું એને છોડી મૂકીશ!"

મેં જરાપણ ઢીલવગર શાહજાદાને જણાવ્યું કે, અમે આગ્રાથી નીકળ્યા, ત્યારે મારો એક દોસ્ત યુસફ મને છેલ્લી સલામ કરવા આવ્યો હતો. તે વખતે હું નહોતો જાણતો કે, એ શુજાના પક્ષમાં છે. વળી યુસફ સાથે મારે માત્ર પા કલાક જ વાત થઈ હતી. પત્રવ્યવહારનું મારાપર જે તહોમત છે, તે તદ્દન ખોટું છે, અને હું તે કબુલ કરતો નથી.

"અને હું ધારું છું કે, તું એમ પણ કહેશે કે એક જણને તેં અંધારી રાત્રે પાલખીમાં બેસાડી છૂપી રીતે આગ્રા મોકલી દીધી નહોતી?" નજફઅલ્લીખાન વચ્ચે બોલી ઉઠ્યો.

"અને સરદાર! શું તમે એમ કહેશો કે, તે માણસને તમે જોર-જુલમથી ખેંચી લાવ્યા નહોતા?" મેં પણ ડોળા ચઢાવીને તેના સામું જોઇને પૂછ્યું. ખરેખાત તેણે નાકબુલ જ કીધું. "ત્યારે જે માણસોએ તમારું નામ દીધું, તેમને જ મારી વર્તણુકને માટે ઠપકો આપવો ઘટે છે." શાહજાદા તરફ ફરીને મેં કહ્યું, "નામવર શાહજાદા! જે વાત, મારાં તહોમત સાથે બીલકુલ સંબંધ ધરાવતી નથી તે કહેવાની કાંઈ જરૂર નથી. પણ તમો નામદારને આ સરદાર એવું જણાવવા માંગે છે કે, હું જાસુસોને આપણી છાવણીમાં દાખલ કરું છું, અને તેમને ગૂપચૂપ રવાના કરી દઉં છું ત્યારે હું જે કાંઈ જાણું છું તે કહેવાની મારી ફરજ સમજું છું. જે માણસને વિશે સરદાર કહે છે તે એક સ્ત્રી છે, અને મારા દોસ્ત યુસફની બ્હેન થાય છે. તેને એ માણસો કેદ કરીને પાલખીમાં બલાત્કારે નાંખી, હાથપગ બાંધી, આગ્રાથી ચોરી છૂપીથી ખેંચી લાવ્યા હતા. તે બીચારીને હેરાન કરનાર પુરુષનું નામ દેવાની અત્રે કાંઈ જરૂર નથી, જોકે તેનાં માણસોની વાતપરથી તે કોણ છે, તે હું નક્કી જાણું છું. તે બીચારીને આ પ્રમાણે ફસાયલી જોઇને મેં તેને નસાડી મૂકી હતી, અને ખોદાના શુક્ર ગુજારું છું કે, તે હવે આ દગાબાજ આદમીઓનાં હાથમાં નથી. અલબત્ત, યુસફે મને આપના બીરાદર સુલતાન શુજાના પક્ષમાં આવવા કહ્યું હતું, પણ મેં તેની વાતનો ચોખ્ખો અસ્વીકાર કર્યો; અને જણાવ્યું કે, નામવર ઔરંગઝેબની તાબેદારી ઉઠાવવાના મેં કસમ ખાધેલા છે, તેથી કદાચ તેની બ્હેન ગુલાબ વચમાં આવે, તોયે મારા વચનથી હું ફરનાર નથી!"

મારો ખુલાસો સાંભળી, ઔરંગઝેબ ખુશ થયો, હસ્યો અને મને છોડી મૂકવાનો હુકમ કર્યો.

"મને જવાની રજા છે?" નજફઅલ્લીએ ગુસ્સામાં પૂછયું.

"હા, પણ મારી પાસે હુકમ વગર આવવાની રજા નથી!" ઔરંગઝેબે પણ તેટલા જ ગુસ્સાથી જવાબ વાળ્યો.

આજે નજફઅલ્લીખાનને સખત ફટકો પડ્યો હતો. તે પોતે સમજતો હતો કે, તે શાહજાદાનો વિશ્વાસુ નથી. તેની કીર્ત્તિ ઘટી ગઈ છે. તેની આસપાસનાં મનુષ્યો સમજવા લાગ્યાં કે એનો સૂર્ય અસ્ત ધામ છે–સાંઝ પડે છે–રાત નજીકમાં છે! આજના બનાવની તેણે સ્વપ્ને પણ આશા રાખી નહીં હશે.

યાકુબને તુરતાતુરત છોડી મૂકવાનું ફરમાન પેલા કિલ્લેદારપર કાઢવામાં આવ્યું, અને થોડા વખતમાં યાકુબના પાછા આવવાની અમે વાટ જોવા લાગ્યા. હું મારા તંબુમાં બેઠો હતો, એટલામાં લુચ્ચો આવી પહોંચ્યો.

"ખુદાના નામથી, લુચ્ચા, હું તને પૂછું છું કે, શાહજાદા અને સરદારના મોં આગળ, નૂરમહાલના ઘોંટાળા કહેવા તારી હીમત કેમ ચાલી?" મેં તેને પૂછયું.

"મારા મહેરબાન! હા એ કામ તો હીંમતનું જ હતું. નજફે મારા આંગળાં કચડી નંખાવ્યાં હતાં, તેનું વેર લેવા માટે ભોપાળું ફોડયું, એમાં મેં વાજબી જ કર્યું છે. તેની છોકરીની વાત કહી દેવાનો મારો વિચાર ન હોતો, પણ શાહાજાદાનું આજનું સ્વરૂપ જોતાં મેં અનુમાન કીધું કે, નજફ હવે પડી ચૂકયો છે–મૂવો છે! હવે તે શું કરવાનો છે! માટે શાહજાદાને મ્હોડા મ્હોડ બધું કહી દઈશું, તો આ સરદાર ભવિષ્યમાં ટકટક કરતો બંધ પડશે."

"તું શાપરથી કહે છે કે તે બંધ પડશે? તે બડો ચકોર છે!"

"એણે પોતાના રસાલાને કાલે સવારે આગ્રા પાછો ફરવાનો હુકમ કર્યો છે."

"ઠીક, પણ ત્યારે આપણા લશ્કરનો સરદાર કોણ થશે?"

"તે કાંઈ હું જાણતો નથી. પણ તમે કેવા બચી ગયા, તેનો જ વિચાર કરોની, મારા નેકનામ ગુલેગુલાબ! તમને તાવ નહી આવ્યો હોત, તો આજે આ દુનિયાં જોવા જીવતા રહ્યા પણ નહીં હોત, એ તો શુળીનું વિઘ્ન કાંટે ગયું!"

"હા, પણ મારે બદલે બીચારો યાકુબ કદાચ હોમાઈ ગયો તેનું કેમ! કિલ્લેદારને હવે મારી નાંખવામાં આવે, તોપણ શું યાકુબ પાછો મળી શકશે? લુચ્ચા! તું જઇને ખબર કાઢ કે કિલ્લામાંથી કાંઈ સમાચાર આવ્યા છે કે નહીં."

આમ કહી મેં લુચ્ચાને વિદાય કર્યો, અને ચિંતામાં ને ચિંતામાં

મેં મારો દિવસ જેમ તેમ પૂરો કર્યો. સાંજના મારી અજાયબી અને આનંદ વચ્ચે મેં લુચ્ચાને યાકુબને તેડીને મારા તંબુમાં આવતાં દીઠો! તેને જોઇને હું હરખાઈ ગયો, અને પાસે આવતાં પૂરતા આનંદ વચ્ચે, જોરભેર ઉભા થઈ, અમે એક બીજાને ભેટી પડ્યા. "યાકુબ! મારા વહાલા! મારા પ્યારા દોસ્ત યાકુબ! અલ્લાહની રહેમથી હું તને જીવતો જોઉં છું. મેં તો તને મુવેલો જ ધાર્યો હતો. મારે લીધે તને કેટલું દુઃખ ખમવું પડ્યું! પણ તું કેવી રીતે છૂટ્યો તે મને કહે."

"મારા મહેરબાન સાદીક સાહેબ! તું વચ્ચે પડ્યો નહીં હોત તો મારું શું થાત તે હું કહી શકતો નથી. કિલ્લેદારે મારો કાગળ વાંચતાં જ તેણે પોતાનાં માણસોને ઈશારત કરી, અને મને તરત જ કેદ કરવામાં આવ્યો. પછી મને નજફઅલ્લીનો કાગળ વંચાવવામાં આવ્યો, જેમાં માત્ર એટલું જ લખ્યું હતું કે, 'નજફઅલ્લીખાન તરફથી તમને બીજા સમાચાર મળે, ત્યાં સૂધી આ કાગળ લાવનારને કેદ કરી રાખજો!' મેં કિલ્લેદારને કહ્યું કે, નજફઅલ્લીએ કાગળ મારી સાથે ન હોતો મોકલાવ્યો, પણ જેની સાથે મોકલવામાં આવ્યો હતો તે રસ્તામાં માંદો પડી જવાથી, હું લાવ્યો છું. મારા ખુલાસાથી તેણે મને છોડ્યો તો નહીં, તે છતાં તે મારી સારી કાળજી રાખતો હતો, અને જેવું શાહજાદાનું ફરમાન મળ્યું કે તરત મને છોડી મૂક્યો છે!"

"મારો માણસ તો એવી ખબર લાવ્યો હતો કે, તને મારી નાંખવામાં આવ્યો હતો!"

"તે વાત સાચી છે કે જૂઠી તેનો તમેં જ વિચાર કરો! આ હું તારા મોં આગળ જીવતો-જાગતો-બોલતો ઉભો છું."

આમ વાર્તાચિત કરી અમે છૂટા પડ્યા. તે પોતાના તંબુમાં ગયો, અને ઘણા દિવસની ફીકર ચિંતામાંથી મુક્ત થઇને આજે હું ખૂબ ઘસઘસાટ આખી રાત ઉંઘ્યો!

---

## પ્રકરણ ૩૩ મું.

### ગોવળકોંડામાં આમંત્રણ—મીરજુમલાની ચઢતી.

લુચ્ચાએ આપેલી ખબર સાચી નીવડી-બીજી સવારે નજફઅલ્લીખાન પોતાના રસાલાને લઇને આગ્રા તરફ ઉપડી ગયો. તેનો શું હેતુ હતો તે કોઇને પણ ખબર નહોતી, પણ અમે સામાન્ય રીતે એમ માનતા હતા કે, તે દારાનો પક્ષ લેશે. અમારાં લશ્કરની સરદારી સલાબતખાન નામનાં એક જુના કસાયલા લડવૈયાને આપવામાં આવી. આ માણસ રાજકીય કાવાદાવામાં ઝાઝું માથું મારતો નહોતો, છતાં પણ તે

લડાઇના મેદાનમાં પોતાનું પાણી સારી રીતે બતાવી શકતો હતો અને તેથીજ નવી નિમણુક સાંભળીને કોઈ નારાજ થયું નહીં.

અમને પાછી કૂચ શરુ કરવાનો હુકમ થયો હતો; અને હવે અમે સીધા ઔરંગાબાદ જવા માંગતા હતાં. ઔરંગાબાદ ને ગોવળકોંડામાં આ વખતે ઘણી ઉથલ પાથલ થઈ રહી હતી. તેથી ત્યાંની અંધાધુંનીના સમયનો પૂરો લાભ ઔરંગઝેબ લેવા માંગતો હતો, અને વળી તેને સારે નસીબે એક એવા માણસ સાથે મિત્રાચારી થઈ હતી, કે તેની મદદથી તે પોતાનો હેતુ પાર પાડવાને શકિતવાન્ થયો હતો. આ માણસ તે મીરજુમલા હતો. એને વિશે મને જે લલચાવનારો હેવાલ મળ્યો છે તે મારા વાચકોના મોં આગળ તરત મૂકીશ. અમારે જલદીથી ઉપડવાનું મુખ્ય કારણ મીરજુમલાનો એક પત્ર હતો કે જેને લીધે ઔરંગઝેબે તાબડતોબ ઉપડી જવાનો હુકમ કર્યો હતો. મારો મિત્ર યાકુબ હવે ઔરંગઝેબનો વિશ્વાસુ બન્યો હતો, અને તેની મારફતે મને મીરજુમલાનો કાગળ વાંચવાની તક મળી. તે કાગળ નીચે મુજબ હતો.

"સારી દુનિયાં જાણે છે કે મેં ગોવળકોંડા રાજ્યની કેવી વફાદારીથી નોકરી કરી છે. પણ મારું ઇનામ શું? બાદશાહ મારો અને મારા કુટુંબનો નાશ કરવા માંગે છે. માટે, શાહજાદા સાહેબ! હું તમારે શરણે આવું છું. હું તમારી મદદ માંગું છું. તમે મારાપર જે મહેરબાની બતાવો, તેના બદલામાં હું આપના મોં આગળ એક યોજના રજુ કરવા માંગું છું. *આશરે ચાર પાંચ હજાર ઘોડેસ્વારોને લઇને, એકદમ પાટે જો તમે કૂચ કરશો તો ચૌદ દિવસમાં તમે ગોવળકોંડા આવી શકશો. તમારા આવવા વિશે જો લોકોને ખબર પડે તો તમારે એવા સમાચાર ફેલાવવા કે નામદાર શાહનશાહ, ખાસ અગત્યનાં કામને માટે ગોવળકોંડાના રાજ્યમાં એક એલચીને મોકલે છે, અને તેથી તમો અત્રે આવો છો. તમે આવી યુક્તિ પ્રયુક્તિ રમતાં તરત આવી પહોંચો. †બાગનગરમાં બાદશાહ રહે છે, ત્યાં તમે એલચી તરીકે આવી પહોંચો. હું ખાત્રીથી કહું છું કે, તમે બાગનગરના કિલ્લા સુધી આવી પહોંચશો, ત્યાં સુધી એને કાંઈ પણ વહેમ આવશે નહીં! વળી જે વજીરની મારફતે બાદશાહને પ્રથમ ખબર પડે છે તે મારો મિત્ર છે, અને તેથી કોઈ પ્રકારના ભયનું કારણ નથી. માત્ર તમારે જલદી આવ-

---

* He transmitted private intelligence to Aurangzibe of his readiness to co-operate with him in surprising the city of Hyderabad, not far from Golconda, where the Sovereign resided, and where his treasures were deposited.–*Mill* Vol. II.

† બાગનગર અથવા ભાગાનગર તે હાલનું દખણ હૈદ્રાબાદ છે. ગોવળકોંડાના બાદશાહોની તે રાજધાની હતું, અને કુતુબશાહ મહમદકુલી બાદશાહે પોતાની રાખ ભાગવતીના નામ ઉપરથી આ શહેર વસાવ્યું હતું, એમ કહેવાય છે.

વાની જરૂર છે. તમે તેને ઓચિંતો પકડીને કેદ કરજો. એનું તથા એના કુટુંબનું તમારે જે કરવું હોય તે કરજો! દરરોજના તમારા લશ્કરના નિભાવ અર્થે રૂપિયા ૫૦૦૦૦ હું આપ્યો જઇશ. તમારો બધો ખરચ આપવાને ગુલામ તૈયાર છે."

આવું લલચાવનારું આમંત્રણ મળ્યા પછી, ઔરંગઝેબ જેવો રાજકીય કુશળ, વળી પ્રપંચી, વળી કાવાદાવાવાળો, અને લોભી આદમી, આવી સોનેરી તક કેમ ગુમાવે! લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ને મ્હોં ધોવા જાય એવો તે મૂર્ખ કોણ હોય! અમે બધાએ હુકમ મળ્યા બાદ બે કલાકમાં કૂચ શરુ કીધી.

ગોવળકોંડામાં આ વખતે અબ્દુલ્લા કુતુબશાહ તે કુતુબશાહી વંશનો છઠ્ઠો બાદશાહ, રાજ્ય કરતો હતો; અને તેના વજીર મીરજુમલાનો આ વખતે રાજ્યમાં અતિશય દોર હતો. પણ હમણાં બાદશાહ અને વજીર વચ્ચે ખડાખાસ્તું ચાલતું હોવાથી પોતાના પોષકનો તે કેવી રીતે નાશ કરવા તત્પર થયો હતો, તે જાણવાને માટે ગોવળકોંડાના રાજ્યનો આ સમયનો ઇતિહાસ જાણવાની ખાસ જરૂર છે.

ઇસ્ફહાનની પાસે આવેલાં અરદીસ્તાનના ગામડામાં એક ગરીબ ઉમરાવને બે છોકરા હતા. મોટાનું નામ જુમલા* અને નાનાનું નામ માલેક! આ બન્ને છોકરાઓના સ્વભાવ જન્મથી જ જૂદા હતા, અને નજુમીઓએ પણ બન્નેનું એક બીજાથી વિરુદ્ધ ભવિષ્ય કહ્યું હતું. જુમલા મોટો બળવાન, ધનાઢ્ય, કાવત્રાંબાજ અને સત્તાવાળો થશે, પણ તે સાથે નીચ બુદ્ધિવાળો થશે, એમ જણાવ્યું હતું! માલેકને માટે એમ કહેવામાં આવ્યું હતું કે તે અતિશય દુઃખ ભોગવશે, તેને જંગલોમાં રખડવું પડશે, અને તદ્દન ગરીબ હાલતમાં તે પોતાના દહાડા કહાડશે, તથા એ ક્યાં મરી જશે તેની કોઇને ખબર પણ પડશે નહીં.

જુમલા બચપણથી જ સાહસ કામોમાં ઝીંપલાવવા તૈયાર હતો. ઇરાનમાં પડી રહીને તે પોતાની જીંદગી પૂરી કરવા માંગતો ન હતો. હિંદુસ્થાન વિશે એણે ઘણું સાંભળ્યું હતું, માટે ત્યાં જઇને પોતાનું નશીબ અજમાવવા તેને વિચાર થયો. તે પોતાના ઠરાવમાં મક્કમ રહ્યો, અને એના માબાપને કહ્યા વગર એક રાત્રે પોતાનું ઘર છોડી નિકળી પડ્યો! નશીબ સંજોગે તેને એક હીરાનો વેપારી મળી ગયો. તે ગોવળકોંડા જતો હતો. તે વેપારીને ત્યાં કારકુન તરીકે રહેવાનું કબુલ કરીને તેને ખરચે તે હિંદુ-

---

* એનું સંપૂર્ણ નામ મીર મહમદ સૈયદ અરદસ્તાની હતું. તે મુઆઝ-મખાન, ખાનખનાન, સીપેહસાલાર જેવા મોટા ખીતાબો મેળવવાને પણ ભાગ્ય-શાળી થયો હતો.

સ્તાનમાં આવ્યો. એના એચિંતા નીકળી જવાથી એના માબાપને ઘણું લાગ્યું, અને પોતાના છોકરા વિશે ફીકર કરવા લાગ્યાં. પણ હિંદુસ્તાનમાં જવું એ કાંઈ સહેલી વાત ન હોતી. મુસાફરી કરવી બહુ મુસ્કેલ હતી અને તેથી તેનો પત્તો મેળવવાનું અઘરું લાગવાથી, એને એના નશીબપર છોડી એનાં માબાપ નિરાંતે બેઠાં.

જુમલા ગોવળકોંડામાં આવ્યો. દહાડે દહાડે, તે પોતાની અક્કલ હોશીઆરીથી ઘણો આગળ વધવા લાગ્યો. એક વાણોતર ઉપરથી તે શેઠ થયો. પોતાના શેઠની સાથે પોતે પણ હીરાની ખાણમાં ભાગમાં વેપાર કરવા લાગ્યો, અને પુષ્કળ દ્રવ્ય ભેગું કરવા માંડયું. મોટા મોટા હીરાઓ પોતાની પાસે સાચવી રાખતો, અને બીજા નાના મોટા હીરા વળ પાડીને વેચવા લાગ્યો. તે બડો લુચ્ચો હોવાથી પોતાના ધંધામાં વધારે ફાવ્યો, અને એક મોટો ઝવેરી–શાહ ઝવેરી થઈ પડ્યો.

આ વખતે શાહજહાનનો અવનતિ કાળ સમીપમાં હતો. તેના ચારે પુત્રો મસનદને માટે મસ્તી કરતા હતા! તે વખતે ગોવળકોંડામાં કુતુબશાહ રાજ્ય કરતો હતો. તેનું રાજ્ય વિશાળ અને દ્રવ્યવાન્ હતું. પોતાના રાજ્યમાં હીરાની ખાણો હોવાને લીધે પુષ્કળ વેપાર ચાલતો હતો, તેમ જ પોતાને પણ સારી આવક થતી હતી. ખાણોમાંથી નીકળતા હીરા સંખ્યાથી ગણાતા નહોતા, પણ ઢગલાથી ગણાતા–વેચાતા હતા. આવા એક આબાદ રાજ્યમાં પોતાને આવેલો જોઇને, જુમલા, પોતે ઘણો ભાગ્યશાળી છે એમ માનવા લાગ્યો. ત્રણ વર્ષમાં તે એટલો તો આબાદ થઇ ગયો કે, પોતાના મુરબ્બી શેઠનું બધું કામ છોડી દીધું, અને પૈસો ભેગો કરીને હવે રાજદ્વારી બાબતોમાં એણે માથું ખોસવા માંડયું.

કુતુબશાહ વિદ્વાનોનો પોષક હતો. જ્યાં જ્યાં ચંચળ પુરુષો માલમ પડતા હતા, ત્યાં ત્યાંથી તેમને બોલાવી સારે પગારે પોતાને ત્યાં નોકરીમાં રાખતો હતો. બાદશાહની અને જુમલાની ખ્યાતિની વાતો દરરોજ દેશ પરદેશમાં થવા લાગી. પરિણામમાં જુમલાને પોતાના રાજ્યના ખજાનચીની જગો આપવા માંગણી કરી. ભાવતું હતું અને વૈદે કહ્યું, તેમ જુમલાએ આ માન ઘણાં ઉપકાર સહિત સ્વીકાર્યું.

તેનો લાગવગ અતિશય વધી પડ્યો. દીનપ્રતિદીન તે બાદશાહના એટલા બધા વિશ્વાસમાં આવવા લાગ્યો કે, એને પૂછ્યા વગર રાજ્યનું કાંઇ પણ અગત્યનું કામ થાય નહીં ને બાદશાહ એની સલાહ વગર કાંઈ પણ કામ કરવા માંડે નહીં. રાજ્યમાં જો કોઈ ઠેકાણે હુલ્લડ થયું તો બસ જુમલાને જ મોકલવામાં આવે અને તેને મોકલવામાં આવે, એટલે તે ફતેહ શિવાય

પાછો ફરેજ નહીં. એનો પડતો બોલ ઉચકી લેવામાં આવતો હતો. માત્ર એક બે વર્ષના અરસામાં તે માનમાં, પૈસામાં, સત્તામાં, સર્વમાં–શ્રેષ્ઠ થઈ પડ્યો.

એણે પોતાનાં માબાપને હવે સંભાર્યાં. તેણે, પોતાના માતાપિતાને ઘેરથી નિકળ્યો, ત્યારથી અત્યાર સૂધીની બધી હકીગત લખી મોકલી. એના બાપે આ સમાચાર જાણી ઘણી ખુશી બતાવી. ખોદાનાં શુકરાનાં કીધાં તથા એના જેવા માણસને લાયક થોડીક શિખામણની વાતો લખી મોકલી, પણ તે શિખામણો ફુલની ટોપલીને સ્વાધીન કરવામાં આવી!

પોતાના મોટા ભાઈને આટલો સુખી સાંભળીને, માલેકથી સાંખી શકાયું નહીં. તેને પણ હિંદુસ્તાનમાં જઈ, ભાઈના લાગવગ અને મદદથી નામ કાઢવાની ઇચ્છા થઈ. માબાપની મરજી ઉપરાંત, જોશીના ભવિષ્ય કથનની દરકાર રાખ્યા વગર, તે ઈરાનથી આવવા નીકળ્યો. ઈસ્ફ્હાનથી તે કાશ્મીર આવ્યો. પોતાની સાથે માત્ર બે માણસોને જ રાખ્યા હતા. એક કારવાન (વણજાર) દખણમાં જતો હતો, તેની સાથે એ ભેળાયો અને ભાઈને મળવા નિકળ્યો.

સરખામણીમાં જો એક માણસ બીજા કરતાં ચ્હડીયાતો માલમ પડ્યો તો અદેખાઈનો અગ્નિ ઉત્પન્ન થયા વગર રહેતો નથી! તેમાં પણ ભાઈએ ભાઈ, કાકા કાકાના–પિત્રાઈ વચ્ચે તો આગના ભભૂકા જ દેખાય છે! હિંદુઓના પુરાણમાં કૌરવ ને પાંડવોની વાત છે! જેઓ એક બીજા પ્રતિના દ્વેષ ને લોભને લીધે ડૂબી ગયા! વંશપરંપરાથી, આદમ ને ઈવના વખતથી આ વારસો મળેલો છે આજે પણ તે જીવતો જાગતો છે. જુમલા હવે મીરજુમલા બન્યો હતો. એની મરજી તે એનો કાયદો. આ સ્થિતિ જોઈને રાજ્યના અમીર ઉમરાવો, અમલદારો એનાપર બળવા લાગ્યા! એની ખોડખાંપણ, એનાં છિદ્રો, શોધવા લાગ્યા. પરંતુ તેઓ હમેશાં નાશીપાસ થતા હતા. એક બાજુ મીરજુમલા, અને બીજી બાજુ એના શત્રુઓનું મોટું ટોળું ઉભું થયું હતું. પરંતુ તે સર્વેની સામે ટક્કર લેવાનું એનામાં સામર્થ્ય હતું. હજુ એના ગ્રહો વધારે અનુકૂળ હતા. કાશ્મીરનો રાજા, કુતુબશાહનો મિત્ર હોવાથી, તેને કાશ્મીર આવવા આમંત્રણ કર્યું. કુતુબની નજરમાં મીરજુમલા શિવાય બીજું કોઈ વિશ્વાસપાત્ર ન હતું, તેથી રાજ્યકારભાર બધો એને સોંપી પોતે કાશ્મીરની મોજ ભોગવવા ઉપડી ગયો.

માત્ર એકાદ મહિનો તેણે કાશ્મીરમાં ગુજાર્યો હશે, એટલામાં એની તબીયત નાદુરસ્ત લાગવાથી તે પોતાને વતન પાછો ફર્યો. કાશ્મીરના રાજ્યની સરહદપર આવી પહોંચતાં, તેને પીરપંચાલના પર્વતમાં રહેતા એક પ્રખ્યાત ફકીરની મુલાકાત લેવાનું સુચવવામાં આવ્યું. આ ફકીર ઘણો લાંબો સમ-

યથી અહીં રહેતો હતો અને તે ભૂત ભવિષ્યનું સારું જ્ઞાન ધરાવતે હોવાથી કોઈકવાર મોટાં માણસો પણ એનાં દર્શન કરવા જતાં હતાં. તે છતાં આ ફકીર એકાંતવાસ હમેશ પસંદ કરતો હતો અને ન છૂટકે જ કોઈને મુલાકાત આપતો હતો.

કુતુબશાહને આ ફકીરની મુલાકાત લઈ પોતાનાં રાજ્યની આબાદી બરબાદી વિશે ભવિષ્ય જાણવાની ઇચ્છા થઈ.

ફકીરને મળવા જવું કે નહીં, તે વિશે તેણે પોતાના અમલદારોની સલાહ પૂછી. બાદશાહ પોતે જવાને આતુર હતો, એટલે વિરુદ્ધ વિચાર દર્શાવવો એ ગંભીર ભૂલ ગણાય, એવું સમજનારા રાજ્યના અમલદારોએ હામાં હા ભેળવી. જો કુતુબશાહ ફકીર પાસે જઈને પોતાનું ભવિષ્ય પૂછશે તો નિશ્ચય ફકીર ભવિષ્ય કથન કરશે જ, તેથી જો તેને ફોડાય તો વચ્ચેથી મીરજુમલાનું કાટલું કાઢી શકાય! આ વિચારથી કેટલાક અમલદારોએ સીપાઈને બદલે પોતાનામાંથી એક જણને ફકીર પાસે મોકલવા ઠરાવ કર્યો. મહાન્ પુરુષ પાસે એક સાધારણ સીપાઈ મારફતે સંદેશો મોકલવો, એ તે ફકીરનું અપમાન કર્યાં જેવું ગણાશે, એવું જણાવી તેઓએ બાદશાહનો વિચાર ફેરવ્યો, અને તેઓ પોતાનાંમાંથી એક જણને પર્વતના શિખરપર તે સાધુના રહેઠાણમાં મોકલવા શક્તિવાન્ થયા.

ફકીર સાથે વાત કેમ કરવી, તે મારી લાલચને નમશે કે નહીં, વખતે તે મને શાપ તો નહીં આપે, એવા અનેક વિચારોમાં ધચુપચુ મનથી આ અમલદાર શિખરપર ગયો. સાધુની ઝુંપડી પાસે આવીને તેણે ધીમેથી બારણું ઠોકયું. પહેલાં તો કાંઈ જવાબ મળ્યો નહીં, પણ ફરીથી જ્યારે એણે ઠોકયું, ત્યારે બારણું ધીમેથી ઉઘડયું, અને સાંઈ સાહેબ બારણા આગળ આવી ઉભો રહ્યો. તે કમ્મરમાંથી બેવડો વળી ગયો હતો, તેની સફેદ દાઢી હાથ જેટલી લાંબી લટકતી હતી, અને તેણે માત્ર એક ફાટેલું વસ્ત્ર પહેર્યું હતું. તેની આંખો ચળકતી હતી. તેના ચ્હેરાપરથી તે ઘણો તામસ સ્વભાવનો માલમ પડતો હતો. તેણે બારણું ઉઘાડીને આ નવા પરોણા સામું એકી નજરે જોયા જ કીધું. નવો આવનાર મનમાં ગભરાવા લાગ્યો; એકલા આવવામાં મોટી ભૂલ કીધી, એમ તે માનવા લાગ્યો; સાંઈબાવાને આ પ્રમાણે ખલલ કરવાથી તેઓ ગુસ્સે થઈ ગયા. પણ કશું નહીં બોલતાં, તેઓએ આનો કોઈ તરસ્યો મુસાફર ધારી, તેને ખૂણામાંના એક પાણીના માટલા તરફ આંગળી બતાવી, ધાંટો પાડી કહ્યું; "પીને ચાલ્યો જા!" આ અમલદારે તેમ નહીં કરતાં નીચા વળી નમન કીધું, અને પોતાના ખીસામાંથી બાદશાહનો કાગળ કાઢીને તેના હાથમાં

મૂક્યો. તે કાગળ જોઇને પહેલાં તો સાંઈ ચમક્યો, પણ પછી તેણે કાગળ વાંચ્યો ને કહ્યું; "અચ્છા! હું બાદશાહની વાટ જોઉં છું; જા, અને એને ચુપચુપ અહીં મોકલ!"

આ અમલદારે ફરી નમન કરીને તેના મોં આગળ કેટલીક સુવર્ણ મહોરો મૂકી, તેના કહેવાનો સ્વીકાર કર્યો, અને તરત જ ઝુંપડી છોડી ચાલવા માંડયું. એનાથી મીર જુમલા વિશે કશું બોલી શકાયું નહીં. તે સાધુને જૂઠું બોલવા વિનતી કરવી, અને કદાચ તેના બદલામાં શાપ તો પોતાનું તો આવી જ બને! પણ વળી જ્યારે તેણે સુવર્ણ મહોરોનો સ્વીકાર કર્યો, અને જો તેને વધારે મહોરો આપીએ તો એ કેમ ચલાયમાન નહીં થાય? આમ તે વિચાર કરવા લાગ્યો. નીચે ઉતરવાને બદલે તે થોભ્યો. પાછા ઉપર જવું કે નીચે જવું, તે નક્કી કરવા લાગ્યો. છેવટે તેણે ઉપર જવા ઠરાવ કીધો. તેણે પોતાનાં પગલાં પાછાં ફેરવ્યાં. ઝુંપડી આગળ આવ્યો. બારણાં ઠોકયાં. આ વખતે કમનસીબે તે ફકીર હાથમાં નાનું ખંજર લઇને બારણું ઉઘાડવા આવ્યો. વારંવાર પોતાને ખલલ કરવા માટે તે ઘણો ગુસ્સે થઈ ગયો હતો. તેણે બારણું ઉઘાડયું, પણ તેનું ઉગ્ર સ્વરૂપ જોઇને પેલો અમલદાર શું કહેવું તે ભૂલી ગયો. તેનું રુદ્રસ્વરૂપ જોઇને તે થરથરવા લાગ્યો, અને હાથ જોડીને માત્ર એટલું જ કહ્યું કે; "પીરમર્દ! બાદશાહ પોતાનું ભવિષ્ય જાણવા માંગે છે. તેનું રાજ્ય આબાદ રહેશે કે નહીં તે જણાવશો."

"એને મોકલ, અને હું બધું કહીશ!" આટલો જ જવાબ દઇને તેને ફડાક દેતાં કે બારણાં બંધ કરી દીધાં. પોતાની આશામાં તે નિરાશ થયો. જે માટે તેણે ફરી ફેરો ખાધો, તે સફળ થયું નહીં. એટલામાં ચારે મેર પુષ્કળ પવન ફુંકવા માંડ્યો, અને નીચે આવી પહોંચે ત્યાર પહેલાં તો અતિશય વરસાદ વરસવા લાગ્યો. સાથે છત્રી નહીં હોવાને લીધે તે તદ્દન ભીંજાઈ ગયો, અને નીચે આવતાં સુધીમાં તો તે ટાઢથી ધ્રુજી ગયો. એને નીચે આવતાં જોઈ એના મિત્રો એની આસપાસ ફરી વળ્યા, અને ઉપર શું બન્યું તે જાણવા આતુર થઈ ગયા. પણ એનાથી કશું બોલી શકાયું નહીં. "મને એકલા રહેવા દો! બધું પછીથી કહેવાશે! સાંઇબાવા શાહને કાલે તેડે છે." આટલું બોલી તે પોતાના તંબુમાં ગયો. રાત્રે તેને સખત તાવ આવ્યો અને બીજી સવારે તેનો આત્મા ઇશ્વરને ત્યાં પહોંચી ગયો!

---

## પ્રકરણ ૩૪ મું.

### ગોવળકોંડાનું ભવિષ્ય.

તેના મોતનું કારણ પેલો સાંઇ જ હોવો જોઇએ; અને તેને કાંઈ જાદૂ કર્યું હોવું જોઇએ, એમ સર્વેને લાગ્યું. તેથી તેઓએ બાદશાહને ઉપર જવા ના કહી. તેઓએ તેને ઘણો જ આગ્રહ કરી જતાં અટકાવવા પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ. બીજી સવારે કુતુબ–પોતાના રસાલા સાથે પીર પંચાલના શિખરપર ચઢવા લાગ્યો. ઝુંપડીની પાસે પોતે એકલો જ આવ્યો, અને ધીમેથી બારણું ઠોક્યું. સાંઇએ આવીને બારણું ઉઘાડ્યું, અને રાજાએ તેને ઘણા માનથી નમન કર્યું. પેલાએ જવાબમાં પોતાનું માથું ધુણાવ્યું અને અંદર આવવા સૂચવ્યું.

તેઓ બારણાં દઇને અંદર ગયા, અને કુતુબે તેને બે હાથ જોડી પૂછ્યું; "મહાત્મા પુરુષ! મારા રાજ્યનું ભવિષ્ય શું છે તે જણાવવા કૃપા કરો. મારી પ્રજા વફાદાર રહીને રાજ્ય ટકાવી રાખશે, કે દગાફટકાથી તેનો અંત આવી જશે, તે જાણવા હું આતુર છું."

સાંઈ બાવાએ આકાશ તરફ જોયું, અને પછી તેના તરફ જોયું.

"જ્યાં સુધી રાજાનાં વસ્ત્રો મનુષ્યના રક્તથી લાલ થશે નહીં, ત્યાં સુધી તેનું રાજ્ય અમર રહેશે!"

નાખુશ જીવે આ ભવિષ્યવાણી સાંભળી, વધુ કાંઈ પણ બોલ્યા વગર, માત્ર નમન કરીને તે ચાલતો થયો. પોતાનો રસાલો જે આઘે ઉભો હતો, તેને આ વિશે કાંઈ પણ નહીં કહેતાં તેણે નીચે ઉતરવા માંડ્યું.

તે નીચે ઉતરતો હતો, તેવામાં પોતાના એક અમીર સાથે આ શિખરની મનોહરતા વિશે વાત કરતાં કરતાં તે ઝુંપડી આઘેથી કેવી લાગતી હતી, તે જોવા પાછો ફર્યો. માત્ર અડધી મીનીટ તેણે જોયું હશે, અને તેટલામાં એક અદ્‌ભૂત બનાવે તેને પથ્થરવત્ કરી મૂક્યો.

તેણે શું જોયું? ફકીરની ઝુંપડી પાછળ એક નાનો વાડો હતો, ત્યાં આગળનું બારણું ઉઘડ્યું, અને ઓચિંતી એક સ્ત્રી ઉભેલી માલમ પડી. માત્ર એક ક્ષણભર બારણાં આગળ ઉભી રહી તે અદૃશ્ય થઈ ગઈ. આ તે શું? ફકીરના ઝુંપડામાં આવી મનોહર રંભા ક્યાંથી? શું ફકીરે કોઇને અત્રે કેદ કરી રાખી હતી? આ વિચારમાં કુતુબ ઘેલો થઈ ગયો. ક્ષણભર તેણે જોઈ હશે. પણ તેના હૃદયમાં ઉંડી છાપ પડી. ફરી તેને નિરખવાની હોંસમાં તે ઝુંપડા તરફ જોઈ રહ્યો. પણ નિરાશા શિવાય બીજું કશું જોઈ શક્યો નહીં. "અરે તમે પેલી જીન્નતની હુરીને જોઈ કે નહીં! આહા! કેવી ખુબસુરત!" આ પ્રમાણે તે પોતાની આસપાસના અમીરોને પૂછવા લાગ્યો.

"ઝુંપડામાં તે વળી ઓરત! ખુદાવિંદ! તદ્દન અસંભવિત!" તેઓ બોલી ઉઠ્યા.

"અરે મારી આંખે ઝાંઝવાં જોયાં નથી. મેં તે નાઝનીનને જોઈ છે. શું આ મારી આંખો મને છેતરે છે એમ કહેવા માંગો છો? ના ના, તેમ નથી. સૂર્યના તેજથી મારી આંખે ઝાંઝવાં આવ્યાં નથી. તેના તેજથી હું છક થઈ ગયો છું. અરે! હું તેને ફરીથી કેમ જોઈ શકું! અરે! શું તે રૂપ રૂપનો ભંડાર નહોતી!" આમ બોલતાં બોલતાં તો તે જમીનપર બેસી ગયો.

બાદશાહની આવી સ્થિતિ જોઈ, સઘળા અમીરો માંહોમાંહે ગભરાવા લાગ્યા કે, આ અણધારી પીડા ક્યાંથી વળગી! શાહ તે જગ્યાએથી ખસવા માંગતો ન હોતો. તેને તે સ્ત્રીની ઘેલછા લાગી. તેઓ જૂદી જૂદી તરેહની સલાહ આપવાનો વિચાર કરવા લાગ્યા. એકે કહ્યું, 'આપણે તો કોઇને જોઈ શકયા નથી ને શાહ ક્યાંથી જોવાનો હતો? પેલા કમબખત જાદુગરે કાંઈ મોહકાણ વાળી લાગે છે.' બીજાએ કહ્યું, 'ખુદાવિંદની તબીયત બગડી ગઈ હશે, માટે દવા પાઓ.' ત્રીજાએ, શાહને થોડીક શેખચલ્લીની ઉપમા આપી તો ચોથાએ શાહને આ વાત ભૂલાવવા પ્રયત્ન કરવા સલાહ આપી. પણ આ દરેક જણ સમજતા હતા કે, પોતાની સૂચવેલી સલાહનો કદાચ જ ઉપયોગ કરવામાં આવે, તોપણ આ હઠીલો શાહ કબુલ થાય એમ લાગતું ન હોતું.

છેવટે એક જમાનાના ખાધેલ ઘરડા ખુવડ અમીરે કહ્યું; "આપણે બાદશાહને એવી કબુલાત આપવી કે, હા અમે તે સ્ત્રીને જોઈ છે! અમે તે તમને આણી આપીશું. હમણાં તમે મહેલમાં ચાલો." આ સલાહ બધાને વાજબી લાગી, અને શાહ માની શકશે આમ તેઓને લાગ્યું. તેથી આ યુક્તિ અજમાવવાના હેતુથી તેઓ ફરીથી બાદશાહની નજીક આવી, ત્રણ સલામ કરી ઉભા રહ્યા. બાદશાહ તેઓ શું સલાહ આપે છે તે જાણવાના હેતુથી પૂછવા લાગ્યો; "બોલો, શું કહો છો?" પણ આ વખતે કોઇની જીભ ઉપડી શકી નહીં. પુનઃ શાહે પૂછ્યું; "શું તમે અક્કલ વગરના છો! મૂર્ખા છો! કે મને સલાહ આપી શકતા નથી? આહા! મીરજુમલા મારી પાસે હોત તો કેટલું સારું!" "સબુર નામવર!" એક અમીર કે જે જુમલાનું નામ સાંભળતાં છંછેડાઈ ઉઠ્યો, તે બોલવા લાગ્યો. "અમે નક્કી કર્યું છે કે તમે ભાન ભૂલ્યા છો. ઝુંપડામાં ફકીર સીવાય કોઈ રહેતું નથી."

બાદશાહના ગુસ્સાનો પાર રહ્યો નહીં. મ્યાનમાંથી તલવાર ખેંચીને તે બરાડી ઉઠ્યો; "આ ઘરડા ખુવડ!! જો તને સફેદ વાળ નહીં હોત તો આ તલવારથી–" તરત જ તે અટકી પડ્યો. ફકીરની ચેતવણી તેને યાદ આવી!

ઝુંપડામાંથી એક આગનો ભભુકો નીકળ્યો. ફકીર તેના સામું જોતો હોય એમ લાગ્યું. કુતુબે પોતાની તલવાર મ્યાનમાં ઘાલી અને તે મુંગો થઈ ગયો. ફકીર અદૃશ્ય થઈ ગયો.

આ ભય ભરેલો ભેદી દેખાવ જોઇને સૌ આશ્ચર્યે ચકિત થઈ ગયા. આ કટાકટીના મામલામાંથી કેમ પસાર થઈ જવું, તે કોઇને સૂઝયું નહીં. છેવટે પેલો ઘરડો અમલદાર તેની પાસે આવી હાથ જોડી કહેવા લાગ્યો; "નેકપનાહ! આપ ગુસ્સો કમી કરો. અત્યારે આપની વાત વધારે ચરચાવી જોઇએ નહીં. આપ મહેલમાં ચાલો અને ત્યાંથી થોડાક જાસુસોને આ સ્ત્રીની તપાસ કરવા મોકલો."

બાદશાહ આ સલાહથી ખુશી થયો, અને તે પ્રમાણે વર્તવા કબુલ કર્યું. સૌ નીચે ઉતરવા લાગ્યા. કુતુબ પોતાના મહેલમાં આવ્યો અને તેણે પોતાને હાથે એક ફરમાન લખી કાઢયું અને તેમાં કાંઈ જરૂરનું કામ છે, માટે તે ફકીરે મહેરબાની કરી પોતાના મહેલમાં આવવા કૃપા કરવી, એમ જણાવ્યું. વળી આ કાગળ મોકલાવતાં પહેલાં તેણે પોતાના ખાનગી અમલદારોને હુકમ આપી દીધો કે, તે ફકીર પોતાની ઝુંપડીમાંથી અહીં આવવા નીકળે, પછી તેઓએ એક શણગારેલી પાલખી તેની ઝુંપડીમાં લઈ જઈ, પેલી સ્ત્રીને લઈ આવવી. આ પ્રમાણે યુક્તિસર કામ કરવાને માટે જરૂર જોગા હુકમો કાઢીને તેણે પોતાનાં માણસોને વિદાય કીધાં!

બાદશાહ શા માટે મને બોલાવતો હશે એવા કુતુહલથી, અથવા તો ગોવળકોંડાનો બાદશાહ મારી મુલાકાતે આવે, અને વળી મને પોતાના મહેલમાં તેડે, આવા અભિમાનથી ખુશ થઈ જઇને તે સાંઇબાવા પોતાનું ઝુંપડું છોડી રાજાના મહેલમાં આવ્યા. તેમને ઘટતો આવકાર આપવામાં આવ્યો! પણ બાદશાહ કામમાં રોકાયલા છે માટે થોભો, એમ કરી તેમને બે ત્રણ કલાક બેસાડી મૂકયા.

આ દરમ્યાન, કુતુબના જાસુસો ઝુંપડીમાં પહોંચી ગયા, અને કાંઇ પણ સભ્યતા અને સલુકાઇનાં ચિહ્ન વગર ઝુંપડીનાં બારણાં, અંદરના ઓરડાનાં બારણાં ફટોફટ ઉઘાડી નાંખ્યાં, અને જ્યાં પેલી અબળા સૂતી હતી ત્યાં આવી પહોંચ્યા. તેઓ ગમે એટલા પાષાણ હૃદયના હતા, છતાં પણ એક આવી ખૂબસુરત અબળાપર હાથ ઉગામતાં ખંચાયા! તે ઉંઘતી હતી, તેને ઢંઢોળવા કરતાં ખુમરાણ કરી જગાડી! જેવી તે હાંફલી ફાંફલી ઉઠી કે આ માણસોમાંનો એક બોલી ઉઠ્યો; "બાનુ! ગભરાતાં નહીં. અમે તમને ઇજા કરવા નથી આવ્યા. આ કંગાલ ઝુંપડીમાંથી તમને રાજમહેલમાં તેડી જવા આવ્યા છીએ!"

આટલું બોલી, કાંઈ પણ જવાબની રાહ જોયા વગર તેણે આ બીચારીને ઉંચકી લઈ પાલખીમાં સુવાડી દીધી ને નીચે ઉતરવા હુકમ થયો.

તે બીચારી ગભરાયલી અકળાયલી એકાએક ચીસ પાડવા મંડી પડી, અને "ઓ પિતા! ઓ પિતા! મને બચાવો!" એમ બૂમ પાડવા લાગી. પણ હોય કોણ કે તેને બચાવે! તેની પાલખી લઇને માણસો પૂર ઝડપે ઉતરી પડતા હતા. કોઇને પણ ખબર પડવા દીધા વગર તેઓ મહેલમાં પહોંચી જવા માંગતા હતા. પણ તેઓને કમનસીબે, અને આ નિરાધાર છોકરીને સારે નસીબે, ત્રણ ઘોડેસ્વારો તેની ચીસો સાંભળી બાજુએથી નીકળી આવ્યા અને "સબુર" કરી બૂમ મારી, આ લોકોને ઉતરતાં અટકાવ્યા. જાસુસોમાંના એકે કુતુબશાહના નામથી તેને બાજુ ખસવા જણાવ્યું. પેલી અબળા "મને બચાવો! ખોદાને ખાતર મને બચાવો!" એમ બૂમ પાડ્યા કરતી હતી.

જેઓએ કુતુબનું નામ પણ સાંભળ્યું નહીં હોય, તેઓ તેની શું દરકાર રાખવાના હતા? તેઓએ તરત પોતાની તલવાર કાઢી, તે લુંટારાઓ ઉપર હુમલો કર્યો. કુતુબનાં માણસોને લડવાની ફરજ પડી. તેઓએ પાલખી ત્યાં જ મૂકી અને સામસામા ફટકા પડવા માંડ્યા! આ પ્રમાણે કેટલીકવાર સુધી સખત ઝપાઝપી ચાલી, અને આ ત્રણ બહાદૂર રક્ષણ-કર્ત્તાઓએ, કુતુબનાં લગભગ ઘણાંખરાં માણસોને યમદ્વારે પહોંચાડી દીધાં! આ તકનો લાભ લઈ, પાલખી ઉંચકનારાઓમાંથી કેટલાક પોતાનો જાન બચાવવાને નાસી જવા લાગ્યા. પણ આ હીંમતવાન્ સખસો તેમની પાછળ પડી, તેમને ફરીથી પાલખી આગળ ખેંચી લાવ્યા. પાલખી-વાળાઓ શિવાય જે કોઈ બચ્યા હતા, તેઓ નાસી છૂટયા. આ લોકોએ પોતાને જીવતદાન બક્ષવા પ્રાર્થના કરી, જે સ્વીકારવામાં આવી. પણ તેમને પોતાની પાસે ઉભા રહેવા હુકમ કરવામાં આવ્યો.

સારે નસીબે પાપીઓના હાથમાં જતા બચેલી તે સુંદરી પાલખી-માંથી બહાર નીકળી પડી, અને પોતાના બચાવનારનો ઉપકાર માનવા લાગી. તે આપણા બહાદૂર સીપાઇને પગે લાગવા જતી હતી, તેટલામાં તેનો બુરખો મોંપરથી ખસી ગયો, અને તે જ ક્ષણે તેનો અતિશય ખૂબ-સુરત ચ્હેરો તેમની નજરે પડ્યો.

આપણા બહાદૂર સીપાઇએ તેને પગે લાગતાં તરત અટકાવી અને કહેવા લાગ્યો; "ખૂબસુરત નાઝનીન! તે કરીમે કારસાઝનાં શુક્ર ગુજાર! અમે કાંઈ કીધું નથી. બોલ, અમે તને ક્યાં મૂકી આવીએ. હું એક ઈરાની બચ્ચો છું, અને આ દેશમાં મારું ખરું પાણી બતાવવા આવ્યો છું!"

"નેકમર્દ! મને પેલી ઝુંપડીમાં લઈ જા. ત્યાં એક ફકીર રહે છે,

હમણાં તે બહાર ગયલો છે. તે આવી પહોંચે ત્યાંસુધી તું મારું રક્ષણ કર!"

આ પ્રમાણે તેના કહેવાથી પેલા બહાદૂરે, પાલખીવાળાઓને હુકમ કર્યો કે પાલખી પાછી ઝુંપડીમાં મૂકવા ચાલો! તેઓને કબુલ કર્યા વગર છૂટકો નહોતો, તેથી તેઓ પાલખી ઉંચકી ઝુંપડી તરફ વિદાય થયા.

આ બહાદૂર ઇરાનીઓ બીજા કોઈજ નહીં, પરંતુ જુમલાનો ભાઈ માલેક અને તેના બે માણસો જ હતા. તેઓ ઉત્તરથી મુસાફરી કરતા કરતા ગોવળકોંડા સૂધી આવી પહોંચ્યા હતા, અને તેઓ ઔરંગાબાદ જતા હતા. તેઓને આ પીરપંચાલને માર્ગે થઇને જવાનું હોવાથી, તેઓ આ રસ્તેથી જતા હતા, તેવામાં તેઓએ એકાએક ચીસો સાંભળી, ને તેથી તેઓ કુતુબનાં માણસોની સમીપ આવી પહોંચ્યા, અને પછી શું થયું તે તો ઉપર જણાવ્યું છે.

આપણો નાનો રસાલો ઝુંપડીમાં આવી પહોંચ્યા બાદ, પેલી દુઃખી અબળાની માવજત કરવામાં આવી.

છેક સાંઝપડી ત્યાં સૂધી માલેક, ફકીરની આવવાની વાટ જોતો બેસી રહ્યો. અંતે એક માણસને ધીમે ધીમે શિખરપર ચઢતાં જોયો. કાંઇક વિચિત્ર આકૃતિ માલમ પડી. તેઓના મનમાં કાંઇક ડર લાગ્યો, તે છતાં હીંમત રાખીને પૂછ્યું; "એ કોણ આવે છે?" તરત જ પ્રત્યુત્તર મળ્યો; "આવો સવાલ, કોણ પૂછે છે?" સામો આવો જવાબ મળવાથી તે કાંઈ અચકાયો, પણ વળી પાછો હીંમતથી તેને જવાબ દીધો, "દુઃખીને દીલાસો આપનાર, નબળાનું રક્ષણ કરનાર અને ખરા માલીકને તેની ખોવાયલી વસ્તુ પાછી આપનાર હું માલેક છું!"

"ચાલ ત્યારે માલીક અહીં ઉભો છે. વસ્તુ પાછી સોંપ;" આટલું બોલતાં તે ફકીર છેક પાસે આવી પહોંચ્યો, અને આપણા ઇરાનીને પૂછવા લાગ્યો; "હાય! જ્યારે નંગ ખોવાઈ ગયું છે, ત્યારે શા માટે વીંટી સાચવ્યા કરો છો?"

માલેક–હઝરત, નંગ વીંટીમાં જ છે. આવીને ખાત્રી કરો.

"હેં! શું નંગનું રક્ષણ થયું છે! જુવાન છોકરા! હું તારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે! પણ તું મને કહે કે, તેં એને કેવી રીતે બચાવી છે. જો તેં ખરેખાત એનું રક્ષણ કર્યું હશે, તો એક વૃદ્ધ પુરુષનો તું આશિર્વાદ મેળવશે."

માલેકે ટુંકમાં જે કાંઈ બન્યું હતું તે કહી સંભળાવ્યું. બાદ તે ફકીરે પોતાનાપર જે વીત્યું હતું, તે પણ કહી સંભળાવ્યું. બાદશાહે તેની બીલકુલ મુલાકાત લીધી નહીં, પણ ખોટાં બહાનાં કાઢી તેને મહેલમાં જ બેસાડી મૂક્યો. પુષ્કળ વખત વહી જવાથી, એને વહેમ પડ્યો, અને રજા લીધા વગર તે પોતાની ઝુંપડીમાં પાછો ફર્યો. તેને બીક લાગી કે,

રખેને તે કંગાળ બાદશાહના કાળા હાથ, એના નાજુક ફુલને મેલું કરે અને અહીં આવતાં એને માલમ પડયું કે, એનો ભય ખરો હતો!

અરસપરસ એ પ્રમાણે વાતચિત કર્યાં પછી સૌ આરામ લેવાને ગયાં. માલેક પણ આ ઝુંપડીમાં જ રાતવાસો કીધો. બીજી સવારે તેણે જવા માટે રજા માંગી. બુઢ્ઢા ફકીરે ઘણા આશીર્વાદ સાથે તેને રજા આપી. પણ માલેકનું મન ડગડગતું હતું. પેલા નાજુક ચ્હેરાને એક વાર જોયા વગર તેને મળ્યા વગર જવું, એ એને ઠીક લાગ્યું નહીં. તેણે સાંઈ બાવાની આ મુલાકાત કરવા માટે રજા માંગી. કાંઇક ખિન્ન મને તે આપવામાં આવી.

લયલાને બોલાવવામાં આવી. બચનાર અને બચાવનારની આંખો ભેગી થઈ.

"અલાહ તમારો નિઘેબાન થાઓ! બાનુ! મને જવાની રજા આપશો?" માલેકે વિનતિની ઢપે પૂછ્યું. "હા, પધારો."

"શું પાછા અત્રે આવવાનું મારાથી નહીં બની શકશે?" લયલા જવાબ આપે ત્યાર પહેલાં સાંઈ મીંયા બોલી ઉઠયા; "આવવું હોય તો એકલો જ આવજે. પણ હું તને સલાહ આપુ છું કે, તું નહીં આવે તો બહેતર."

માલેકે તેની સલાહનો સ્વીકાર કર્યો. જે બે ત્રણ માણસોને સાથે પકડી આણ્યા હતા, તેમને છોડવ્યા અને પિતા પુત્રીની રજા લઇને તેણે નીચે ઉતરવા માંડયું.

---

## પ્રકરણ ૩૫ મું.

### જુમલાની પાપવાસના.

આ વખતે મીરજુમલા પોતાના પુર બહારમાં હતો. બાદશાહની ગેરહાજરીમાં પોતે જ બાદશાહ હતો. તે નિરંકુશિત પણે ગોવળકોંડાનું અધ્યક્ષસ્થાન ભોગવતો હતો. પણ તે સાથે પૈસાનો અતિશય લોભી હોવાથી, તેની દાનત હવે વધારે બગડતી જતી હતી. ન્યાયે કે અન્યાયે, રાજ્યના વેપારીઓ પાસે, નાના નાના રાજાઓ પાસે અને બીજા સર્વે પાસે, પૈસા ઓકાવીને તાજો બનતો જતો હતો.

અતિશય ધન કેટલીકવાર પાપનું મૂળ થઈ પડે છે. તે જ પ્રમાણે મીરજુમલાના સંબંધમાં પણ હતું. કંચનના એકલાનો ઉપભોગ થઈ શકતો નથી. કંચન અને કામની ભેગાં મળે ત્યારે મીરજુમલા જેવા મનુષ્યોને તૃપ્તિ થાય.

કુતુબશાહની પહેલી સ્ત્રી, હોરમઝ નામનો એક પુત્ર મૂકી, મૃત્યુ પામી હતી. બાદશાહ પોતે કાંઈ પાકી ઉમરનો થયેલો ન હોવાથી ફરીથી

પરણ્યો હતો. તેની સ્ત્રી યુવા હતી, રૂપરૂપનો ભંડાર હતી અને તેણે પોતાના સદ્‌ગુણથી બાદશાહને મોહિત કરી નાંખ્યો હતો. એક વખતે મીરની નજર બેગમ સાહેબપર પડી. તેને જોતાંજ તે વિરહાકુળ થઈ ગયો. કોઈ પણ રીતે બેગમને હાથ કરવા તેણે પ્રયત્ન કરવા માંડ્યો. રાજમહેલના વડા નોકરને પુષ્કળ પૈસાની લાલચ આપીને તેને પ્રથમ ફોડયો. તેની મારફતે એક પત્ર બેગમનાપર મોકલાવ્યો. તરત જ પ્રત્યુત્તર મળ્યો. બેગમે અતિશય હર્ષથી તેને મળવા ઇચ્છા બતાવી. મહેલની પાછળના બાગમાં સાંઝને સમયે મળવા આવવા વચન આપ્યું.

હર્ષથી ઉભરાઈ જતા મનથી તે સાંઝે બાગમાં ગયો. સંકેત કર્યા મુજબ થોડીક પળ ત્યાં થોભ્યો, એટલામાં મહેલના દરવાજામાંથી આસ્તે આસ્તે એક સ્ત્રીની આકૃતિ પોતાના તરફ આવતી માલમ પડી. તેણે પોતાની પાસે ઉભેલા નોકરને પૂછયું; 'આ કોણ, બેગમ?' જવાબમાં તેણે ડોકું ધુણાવ્યું. અને જેવી બેગમ નજીક આવી કે આ પ્રેમી જોડાની વચમાં અંતરાય નહીં નાંખવાના હેતુથી તે ચાલ્યો ગયો.

જેવો તે દૂર થયો, કે જુમલાએ મનમાં ગોઠવી રાખ્યું હતું તેમ બોલવા લાગ્યો; "બેગમ સાહેબ! તમને જોતાં હું ઘણો જ હરખાઈ ગયો છું. તમારા પ્રેમનો હું કેમ બદલો વાળી શકીશ, તે સમજી શકતો નથી. ખોદાનો ઉપકાર કે આજે આપણે ભેગાં મળ્યાં છીએ. બેગમ! વહાલી બેગમ!"

શરમાળ મુગ્ધા બેગમ ધ્રુજવા લાગી. પોતાનો બુરખો ઉંચો કરી શકી નહીં. માત્ર આટલું જ બોલી શકી; "ધીમે."

જુમલા માત્ર બે અક્ષરોથી પણ ખુશ ખુશ થઈ ગયો. અને સમજ્યો કે રખેને તેમની વાત કોઈ સાંભળે. તેથી એ બીચારી બ્હીતી હશે. તેણે ધીમેથી બોલવાનું શરુ કર્યું. અને એક આશક પોતાની માશુકને ગાંડાની માફક જેમ વખાણે, વિનવે, હાથ જોડે, તેવો નાટક એણે કરવા માંડયો. હજુ તે પોતાનો બુરખો ઉંચો કરતી નહોતી, તેથી તેની લજ્જા દૂર કરવાના વિચારથી તેના બે હાથ ઝાલ્યા, તેનો બુરખો ઉંચો કરી, એક ચુંબન લેવા વાંકો વળ્યો. પણ કમનશીબ! મીરજુમલાના ભાગ્યમાં બેગમ સાહેબનું ચુંબન લેવાનું હોય જ કયાંથી! રે ચુંબન તો કયાંથી, પણ આવા અપવિત્ર શબ્દો સાંભળવા ઉભી રહેએ કયાંથી? જેવો મીર તેનો બુરખો ખેંચી પોતાનું મોં તેની પાસે લઈ ગયો ન ગયો, એટલામાં તે બે હાથ પાછો હઠયો. હેં! તેણે શું જોયું? તે આભો બની ગયો.

એ કોણ હતું? શું બેગમ સાહેબ નહીં? ના, ના, એ તો એક હબસણ હતી. જેના દાંત પડી ગયલા, ડાચાં બેસી ગયલાં, આંખો અંદર ગયલી, નાકમાંથી પુષ્કળ મેલ નીકળતો અને સ્વરૂપમાં તો કાજળને

રંખેને તે કંગાળ બાદશાહના કાળા હાથ, એના નાજુક ફુલને મેલું કરે અને અહીં આવતાં એને માલમ પડયું કે, એનો ભય ખરો હતો !

અરસપરસ એ પ્રમાણે વાતચિત કર્યાં પછી સૌ આરામ લેવાને ગયાં. માલેકે પણ આ ઝુંપડીમાં જ રાતવાસો કીધો. બીજી સવારે તેણે જવા માટે રજા માંગી. બુઢ્ઢા ફકીરે ઘણા આશીર્વાદ સાથે તેને રજા આપી. પણ માલેકનું મન ડગડગતું હતું. પેલા નાજુક ચ્હેરાને એક વાર જોયા વગર તેને મળ્યા વગર જવું, એ એને ઠીક લાગ્યું નહીં. તેણે સાંઈ બાવાની આ મુલાકાત કરવા માટે રજા માંગી. કાંઇક ખિન્ન મને તે આપવામાં આવી.

લયલાને બોલાવવામાં આવી. બચનાર અને બચાવનારની આંખો ભેગી થઈ.

"અલાહ તમારો નિઘેબાન થાઓ ! બાનુ ! મને જવાની રજા આપશો ?" માલેકે વિનતિની ઢપે પૂછયું. "હા, પધારો."

"શું પાછા અત્રે આવવાનું મારાથી નહીં બની શકશે ?" લયલા જવાબ આપે ત્યાર પહેલાં સાંઈ મીંયા બોલી ઉઠયા; "આવવું હોય તો એકલો જ આવજે. પણ હું તને સલાહ આપુ છું કે, તું નહીં આવે તો બહેતર."

માલેકે તેની સલાહનો સ્વીકાર કર્યો. જે બે ત્રણ માણસોને સાથે પકડી આણ્યા હતા, તેમને છોડવ્યા અને પિતા પુત્રીની રજા લઇને તેણે નીચે ઉતરવા માંડયું.

---

## પ્રકરણ ૩૫ મું.

### જુમલાની પાપવાસના.

આ વખતે મીરજુમલા પોતાના પુર બહારમાં હતો. બાદશાહની ગેરહાજરીમાં પોતે જ બાદશાહ હતો. તે નિરંકુશિત પણે ગોવળકોંડાનું અધ્યક્ષસ્થાન ભોગવતો હતો. પણ તે સાથે પૈસાનો અતિશય લોભી હોવાથી, તેની દાનત હવે વધારે બગડતી જતી હતી. ન્યાયે કે અન્યાયે, રાજ્યના વેપારીઓ પાસે, નાના નાના રાજાઓ પાસે અને બીજા સર્વે પાસે, પૈસા ઓકાવીને તાજો બનતો જતો હતો.

અતિશય ધન કેટલીકવાર પાપનું મૂળ થઈ પડે છે. તે જ પ્રમાણે મીરજુમલાના સંબંધમાં પણ હતું. કંચનના એકલાનો ઉપભોગ થઈ શકતો નથી. કંચન અને કામની ભેગાં મળે ત્યારે મીરજુમલા જેવા મનુષ્યોને તૃપ્તિ થાય.

કુતુબશાહની પહેલી સ્ત્રી, હોરમઝ નામનો એક પુત્ર મૂકી, મૃત્યુ પામી હતી. બાદશાહ પોતે કાંઈ પાકી ઉમરનો થયેલો ન હોવાથી ફરીથી

પરણ્યો હતો. તેની સ્ત્રી યુવા હતી, રૂપરૂપનો ભંડાર હતી અને તેણે પોતાના સદ્‌ગુણથી બાદશાહને મોહિત કરી નાંખ્યો હતો. એક વખતે મીરની નજર બેગમ સાહેબપર પડી. તેને જોતાંજ તે વિરહાકુળ થઈ ગયો. કોઈ પણ રીતે બેગમને હાથ કરવા તેણે પ્રયત્ન કરવા માંડ્યો. રાજમહેલના વડા નોકરને પુષ્કળ પૈસાની લાલચ આપીને તેને પ્રથમ ફોડયો. તેની મારફતે એક પત્ર બેગમનાપર મોકલાવ્યો. તરતજ પ્રત્યુત્તર મળ્યો. બેગમે અતિશય હર્ષથી તેને મળવા ઇચ્છા બતાવી. મહેલની પાછળના બાગમાં સાંઝને સમયે મળવા આવવા વચન આપ્યું.

હર્ષથી ઉભરાઈ જતા મનથી તે સાંઝે બાગમાં ગયો. સંકેત કર્યા મુજબ થોડીક પળ ત્યાં થોભ્યો, એટલામાં મહેલના દરવાજામાંથી આસ્તે આસ્તે એક સ્ત્રીની આકૃતિ પોતાના તરફ આવતી માલમ પડી. તેણે પોતાની પાસે ઉભેલા નોકરને પૂછયું; 'આ કોણ, બેગમ?' જવાબમાં તેણે ડોકું ધુણાવ્યું. અને જેવી બેગમ નજીક આવી કે આ પ્રેમી જોડાની વચમાં અંતરાય નહીં નાંખવાના હેતુથી તે ચાલ્યો ગયો.

જેવો તે દૂર થયો, કે જુમલાએ મનમાં ગોઠવી રાખ્યું હતું તેમ બોલવા લાગ્યો; "બેગમ સાહેબ! તમને જોતાં હું ઘણો જ હરખાઈ ગયો છું. તમારા પ્રેમનો હું કેમ બદલો વાળી શકીશ, તે સમજી શકતો નથી. ખોદાનો ઉપકાર કે આજે આપણે ભેગાં મળ્યાં છીએ. બેગમ! વહાલી બેગમ!"

શરમાળ મુગ્ધા બેગમ ધ્રુજવા લાગી. પોતાનો બુરખો ઉંચો કરી શકી નહીં. માત્ર આટલું જ બોલી શકી; "ધીમે."

જુમલા માત્ર બે અક્ષરોથી પણ ખુશ ખુશ થઈ ગયો. અને સમજ્યો કે રખેને તેમની વાત કોઈ સાંભળે. તેથી એ બીચારી બ્હીતી હશે. તેણે ધીમેથી બોલવાનું શરુ કર્યું. અને એક આશક પોતાની માશુકને ગાંડાની માફક જેમ વખાણે, વિનવે, હાથ જોડે, તેવો નાટક એણે કરવા માંડયો. હજુ તે પોતાનો બુરખો ઉંચી કરતી નહોતી, તેથી તેની લજ્જા દૂર કરવાના વિચારથી તેના બે હાથ ઝાલ્યા, તેનો બુરખો ઉંચો કરી, એક ચુંબન લેવા વાંકો વળ્યો. પણ કમનશીબ! મીરજુમલાના ભાગ્યમાં બેગમ સાહેબનું ચુંબન લેવાનું હોય જ કયાંથી! રે ચુંબન તો કયાંથી, પણ આવા અપવિત્ર શબ્દો સાંભળવા ઉભી રહેએ કયાંથી? જેવો મીર તેનો બુરખો ખેંચી પોતાનું મોં તેની પાસે લઈ ગયો ન ગયો, એટલામાં તે બે હાથ પાછો હઠયો. હેં! તેણે શું જોયું? તે આભો બની ગયો.

એ કોણ હતું? શું બેગમ સાહેબ નહીં? ના, ના, એ તો એક હબસણ હતી. જેના દાંત પડી ગયલા, ડાચાં બેસી ગયલાં, આંખો અંદર ગયલી, નાકમાંથી પુષ્કળ મેલ નીકળતો અને સ્વરૂપમાં તો કાજળને

પણ શરમાવે એવી શ્યામગિરિની પુત્રી! જેવા વજીર સાહેબે તેનો બુરખો ખેંચ્યો કે તે ખડખડ હસી પડી, અને બે હાથે તાળીઓ પાડી નાચતી કુદતી મહેલમાં દોડી ગઈ!

આ અણધાર્યા બનાવથી મીરજુમલાને તો ત્યાં ઉભું રહેવું ભારી પડી ગયું. રખેને કોઈ જોય તો મોત! ગભરાટમાં કોઈ પણ રસ્તે તે સ્થળ છોડવાની ભીતિમાં તે એક નાનાં ઝાડપર ચઢ્યો, અને ત્યાંથી બીજી બાજુ ભુસકો મારી ઘેર નાઠો.

આ પ્રસંગ સમજવો તેને મુસ્કેલ પડ્યો નહિ! બેગમે આજનો તાગડો રચ્યો હતો. તે નિશ્ચય મારો કાગળ કુતુબને વંચાવશે અને જો ગોવલકોંડા રહ્યો તો બેઆબરુથી દેશપાર થવા વખત આવશે. આ પ્રમાણે તેને વિચાર આવતાં, તેણે ધાર્યું કે કાંઈ પણ બ્હાનું કાઢી બાદશાહથી દૂર થઈ જવાય તો વધારે સારું. બાદશાહ તો પેલી લયલાની પાછળ મજનુન થઈ ગયો હતો. પણ તેના ઉમરાવોના સમજાવ્યાથી તે રાજધાની તરફ હવે પાછો ફરતો હતો. રાજા આવી પુગે, ત્યાર પહેલાં તો કર્ણાટકમાં વજીરની જરૂર છે એમ જણાવી, પોતાનું બધું લશ્કર લઈ, મીરજુમલાએ દેશવટો લીધો!

બાદશાહ જેવો રાજધાનીમાં આવી પહોંચ્યો કે, અદેખા અમલદારોએ જુમલા, અચાનક ગોવલકોંડાથી ચાલ્યો ગયો, તે વાત એવા સ્વરૂપમાં કહી સંભળાવી કે, બાદશાહને પણ વહેમ ગયો કે જુમલા કાંઈ પેચમાં રમતો હશે. વળી તે પોતાની રજા વગર અચાનક ચાલ્યો ગયો તે જોઈને તેના પેટમાં અતિશય બળતરા થવા માંડી! એથી પણ વિશેષ, જ્યારે તે મહેલમાં ગયો, ત્યારે બેગમે કામાતુર જુમલાનો પ્રેમપત્ર બાદશાહના હાથમાં મૂક્યો, અને તે વાંચતાં તેના ક્રોધનો પાર રહ્યો નહીં. મીરજુમલા પાછો આવે કે તેને સખત શિક્ષા કરવાનો તેણે નિશ્ચય કર્યો.

---

## પ્રકરણ ૩૬ મું.

### માલેકનાં સાહસો.

મીર જુમલાના સંબંધમાં જે વાતો બનતી હતી, તેની બીચારા માલેકને કશી ખબર નહોતી. તે જેવો પીર પંચાળનાં શિખરપરથી નીચે ઉતર્યો કે તરત જ ગોવળકોંડાનો રસ્તો લીધો અને બીજે દિવસે તે ત્યાં આવી પહોંચ્યો. ખબર કાઢતાં તેણે માલમ પડ્યું કે, મીરજુમલા રાજ્યનાં કામસર લશ્કર લઈને કર્ણાટક ગયો છે, તેથી તેણે એક પત્ર પોતાના ભાઈપર લખી, કાંઈ સારો કામધંધો અપાવવા વિનતિ કરી. થોડા જ સમયમાં જવાબ ફરી વળ્યો—"તને મદદ કરવાને હું અશક્ત છું; ગામમાં અબ્બાસ રહે છે તેની પાસે જજે, તે તને મદદ કરશે!" કાગ-

બની બીજી બાજુએ ઝીણા અક્ષરથી તેને લખ્યું હતું કે, "ડાહ્યો હોય તો એમ નહીં કહેતો કે હું જુમલાનો ભાઈ છું!"

જો કે માલેકને આ જવાબ રુચ્યો તો નહીં, પણ તે પ્રમાણે વર્ત્યાં વગર છૂટકો નહોતો. તે અબ્બાસ વેપારી પાસે ગયો અને જુમલાનું ઓળખાણ આપવાથી તેને મદદ કરવા તે વેપારીએ હા કહી.

અબ્બાસ રાવળકોંડાની ખાણોનો માલેક અને મોટો વેપારી હતો. મીરજુમલાનો તે ખાસ મિત્ર થતો હતો, અને તેથી તેનાં ભાઇને ઘટતો આવકાર આપી, પોતાને ત્યાં રાખ્યો; અને એક માસ પછી પોતાની ખાણોમાં તેડી જવા વચન આપ્યું. તેટલો વખત માલેક બાગનગરમાં પડી રહ્યો. એક માસ ખલાસ થતાં બન્ને જણા રાવલકોંડા જવા નીકળી પડ્યા. ત્રણ દિવસની મુસાફરી પછી ત્યાં આવી પહોંચ્યા. અબ્બાસે તેને ખાણમાં લઈ જઇને જૂદા જૂદા પ્રકારનાં જમીનના પડ બતાવ્યાં અને હીરા તેમાંથી કેવી રીતે નીકળે છે તેની સમજ પાડી. માલેકનું કામ આ ખાણમાંથી કઈ કઈ જગ્યાએ હીરા નીકળે છે, તે તપાસવાનું હતું.

* * * *

કેટલોક વખત વીતી ગયો. પણ બધી મહેનત ફોગટ જતી હતી. માલેક રાત દિવસ માણસો પાસે જમીન ખોદાવ્યો જતો હતો, પણ હીરાની ભાળ લાગતી ન હોતી. એક દિવસે સાંઝના તે ઓચિંતો ખાણમાં પોતાનાં માણસો કેમ કામ કરે છે તેની તપાસ કરવા જઈ ચઢ્યો. તે નીચે ઉતરી ચારેમેર ફરવા લાગ્યો, અને તપાસતાં તપાસતાં છેક એટલો આઘો જઈ ચઢ્યો કે અંધારું પુષ્કળ થઈ જવાથી તેને રસ્તો માલમ પડી શક્યો નહીં. સાંકડી ખીણમાં તે આગળ ને આગળ ચાલતો હતો. ઓચિંતા એક ફાટમાંથી અજવાળું તેને માલમ પડ્યું. કાંઈ દીવાનો પ્રકાશ હોય એમ તેને લાગ્યું. ઘડીકમાં તે દેખાતું હતું તો ઘડીકમાં તે દેખાતું બંધ થઈ જતું હતું. આ શું છે તે જાણવાની જિજ્ઞાસામાં માલેક હવે પાછા ફરવાને બદલે સાવચેતીથી આગળ ચાલવા લાગ્યો. માલેકની ખાત્રી થઈ કે, આ ખીણની પછવાડે બીજી ખીણ હોવી જોઇએ અને ત્યાં કોઈ પણ રહેતું હશે કે જ્યાંથી રાતને વખતે આ દીવાનો પ્રકાશ માલમ પડે છે. વધારે ખાત્રી કરવાને માટે તે છેક પોતાની ખોણના નાકા સૂધી ગયો. આગળ જતાં માલમ પડ્યું કે પોતાની અને જોડીને ખીણ વચ્ચે માત્ર એક પાતળું થર હતું, પણ તેની ફાટમાંથી બધું જોઈ શકાય અને સાંભળી શકાય એમ હતું.

હવે તે ફાટમાં ધ્યાન દઇને જોવા લાગ્યો તો તેની અતિશય અજાયબી વચ્ચે, પેલા સાંઈ મીંયા અને લયલાને ગુફા જેવા એક ઓરડામાં બેઠેલાં જોયાં. તેઓ વાત કરતાં હોય એમ તેને લાગ્યું. ધ્યાન આપતાં તે બંને જણાંને વાત કરતાં સાંભળી શક્યો.

"લયલા! કાલે હું ઉપર જવાનો છું, તું એકલી છે, માટે સાવધ થઇને રહેજે! બહાર જતી નહીં, અને જો ગઈ તો પછી એ પરમેશ્વર—"

બોલનારનો અવાજ ધીમો થઇ જવાથી તે વધુ સાંભળી શકયો નહીં. વળી પાછો બોલનાર ધાંટો પાડી કહેવા લાગ્યો; "લયલા! હું તને સમજાવવાને કહું છું, હું તારા કાલાવાલા કરૂં છું કે, તે ઇરાનીનો તું વિચાર કર નહીં. હા, તે ઘણો ભલો છે, બહાદૂર છે, પણ તેની સાથે તારો સંબંધ થઇ શકશે નહીં. તું શા માટે એને શોધી કાઢવા મને કહ્યા કરે છે? કાંઈ ફીકર નહીં. જો કે તારો એની સાથે સંબંધ થઈ શકશે નહીં, તે છતાં પણ હું તેને શોધી કાઢીશ, બચાવીશ, તેનો જીવ જોખમમાં છે."

આ શબ્દો સાંભળીને માલેકે શું જોયું? લયલા પોતાના બે હાથ જોડી ઉંચું જોવા લાગી. તે ઇશ્વરની પ્રાર્થના કરતી હતી કે, તેના આશકનો જાન બચાવો! પોતાને માટે આ બે જણાંઓને વાત કરતાં જોઇને, તે આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. તે ધાંટો પાડી બોલવા જતો હતો, પણ ફરી વિચાર કરતાં, છતા થવાનું તેને યોગ્ય નહીં લાગ્યું. શું થાય છે તે જોયા જ કરવું એ વધારે બહેતર છે એમ તેને લાગ્યું. ફરી કાને અવાજ આવ્યો; લયલા! હું નાકૌવત થઈ ગયો છું, હું ધ્રુજું છું. પણ હજુ મારામાં આગલું બળ છે! જુલમગારને હું જેર કરીશ! તને બચાવીશ! મારાં નાજુક ફુલની હું રક્ષા કરીશ! હવે તું જા, સુઈજા! લયલા આ સાંભળી ઉઠી અને હાથમાં દીવો લઈ બીજા ઓરડામાં ગઈ. માલેકની નજરે માત્ર અંધારૂં જ રહ્યું. મહા મહેનતે તે પાછો ફર્યો.

પીરપંચાલમાંથી રાવળકોંડામાં આ બંને કેમ આવ્યાં, તેનો જવાબ શોધી કાઢવાને તેને બહુ મહેનત પડી નહીં. તેણે અનુમાન કીધું કે, ફકીરનું પર્વતપરનું રહેઠાણ ખુલ્લું પડી જવાથી, લયલાને વધુ વખત ત્યાં રાખવી વાજબી લાગ્યું નહીં હશે, તેથી ફકીર વધારે સાવચેત જેવી આ જગ્યા જોઇને અત્રે આવ્યો હશે! બાદશાહ કુતુબશાહનાં ક્રોધમાંથી અને દગાફટકાથી બચવાનો તેનો મુખ્ય હેતુ હતો. વળી તેનાં આનંદ વચ્ચે તેને માલમ પડયું કે, લયલા હજુ તેને ચાહે છે ને લાચારીથી જ તેઓ છૂટાં પડ્યાં હતાં; અને માલેકને મળવાનો કાંઈ લાગ નહીં મળવાથી તે દલગીર થતી હતી. માટે હવે તેને કોઈ પણ રીતે મળવું, એવો નિશ્ચય કરીને તે ઘેર આવ્યો.

જો ખુલ્લી રીતે તે લયલાને મળે, તો તેનાપર ફરી આફત આવી પડે, તેમ બાદશાહને ખબર પડે તો બાર વાગી જાય એવા ભયથી, લયલાને મળવાનો વિચાર માંડી વાળ્યો, અને એક ચિઠ્ઠી લખી, પેલી ફાટમાંથી પસાર કરી દેવા તેને વિચાર થયો! પોતે કેવી રીતે રાવળકોંડામાં આવી

ચઢ્યો હતો તે વિશે અને પોતે પણ હજી તેને ચાહે છે, એ મતલબની એક ચિઠ્ઠી તેને લખી અને બીજી સાંઝે જ્યારે માણસો ખાણમાંથી વિદાય થયાં, ત્યારે પૂર્વની જગ્યાએ જઇને, ફાટમાંથી પસાર કરી દીધી. પોતે ત્યાં જ ઉભો રહ્યો, અને શું બને છે તે જોવા લાગ્યો. તેની અજાયબી વચ્ચે, પેલી ફાટમાંથી ચિઠ્ઠી વળગાળેલો એક પાતળો સળીયો તેનાં તરફ ઘોંચવામાં આવ્યો. તે ચિઠ્ઠી છે એમ લાગતાં તેણે તે લઈ લીધી, અને તેની ખુશાલી વચ્ચે માલમ પડયું કે, તે લયલાએ લખી હતી.

"બહાદૂર સીપાઈ! હું તને ભૂલી ગઇ નથી. પણ આપણો સંબંધ "થશે નહીં, તે વિચાર તું પડતો મૂક. તારો જાન જોખમમાં છે, "માટે બને તો તારે વતન પાછો નાસી જા. ફકીર તને મળવા માંગે છે, "માટે કાલે સાંજે, જોડેના પર્વતપર સૌથી ઉચી ટેકરીપર જે દેવલ "આવેલું છે, ત્યાં તું જજે. ફકીર તને મળશે. લયલા."

માલેકની ખુશીનો પાર રહ્યો નહીં. તે કાગળનું તેણે વારંવાર ચુંબન કીધું, છાતી સાથે દાબ્યો અને પછી તેને પોતાના ગજવામાં મૂક્યો. લયલાના કહ્યા મુજબ કરવાનું નક્કી કરી, તે પાછો ફર્યો અને બીજે દિવસે વખતસર પેલી ટેકરીપર તે જવા નિકળ્યો.

અલબત્ત, જ્યારે તે ઉપર ચઢી રહ્યો, ત્યારે છેક અંધારું થઈ ગયું હતું, અને તે છતાં ફકીર નજરે પડતો નહોતો. કેટલોક વખત વાટ જોયા પછી, બે માણસો વાત કરતા કરતા ઉપર ચઢતા તેને માલમ પડ્યા. તેમની વાતચિતપરથી તેમજ ચાલપરથી, બેમાંથી એકે ફકીર હોય એમ તેને લાગ્યું નહીં. ઉલટો કોઈ દુશ્મનના હાથમાં તે ફસી પડશે એવું તેને ભય વ્યાપ્યું! તેથી ઉઘાડેછોગે ઉભા રહેવું વાજબી નહીં લાગવાથી, તેઓ આવી પુગે ત્યાર પહેલાં તે જોડેની એક ઝાડીમાં ભરાઈ ગયો, જેથી તેઓ એને દેખી શકે નહીં, પણ ઉલટો એ તેમને જોઈ શકે અને તેમની વાત સાંભળી શકે.

હવે પેલાં બે માણસો છેક ઉપર આવી પહોંચ્યા અને માંહોમાંહે વાત કરવા લાગ્યા.

એકે કહ્યું; "તેં જેને જોયો તે શું નક્કી માલેક જ હતો?" "અરે હા, ઉપર ચઢતાં મેં તેને જોયો હતો, અને હવે કોણ જાણે ક્યાં સંતાઈ ગયો. કાંઈ ફીકર નહીં, આપણે થોભીશું. આપણા હાથમાંથી તે છૂટી શકશે નહીં. અરે, પણ તું કહે છે કે, બુઢ્ઢા ફકીરની ઝુંપડી ખેદાનમેદાન થઈ ગઈ છે, તે વાત ખરી કે ગપ્પા?" બીજાએ જવાબ આપતાં સવાલ પૂછ્યો.

"પૂરેપૂરી ખેદાનમેદાન થઈ ગઈ છે! અને પેલાં બંને જણાં કોણ જાણે ક્યાં સટકી ગયાં, તે કાંઈ તેમનો પત્તો જ લાગતો નથી."

"એ તો ઠીક, પણ આપણે અહીં ક્યાં સૂધી ખોટી થઇશું? એ અત્રે નહીં જ હોય તો?"

"ધીરજ રાખ, ધીરજ."

"વળી તું ભૂલતો નહીં. જો એ આપણા હાથમાં આજે સપડાયો તો એને નાસી જવા દેવો નહીં. એને પકડવાથી તો બાદશાહ આપણને ઇનામ આપશે."

"એ બધું તો ઠીક, પણ ધાર કે તે નાશી ગયો તો?"

"અરે ચૂપ, ચૂપ, જો કોઇ આવે છે, અવાજ સંભળાય છે કે નહીં?"

"ખાલી પવનના પણ તને તો ભણકારા વાગે છે."

આમ વાતો કરતા કરતા આ બે માણસો કેટલીકવાર ઉભા રહ્યા. પણ તેમની મહેનત સફળ થાય એમ તેમને લાગ્યું નહીં, તેથી તેઓ થાકીને નીચે ઉતરવા લાગ્યા. તેમની વાતચિતથી માલેકના હાંજા જ ગગડી ગયા હતા, અને જરાપણ હાલવાની તેનામાં હીંમત રહી નહોતી. રખેને તેઓ પાછા આવે તો એને પકડે, એ બ્હીકથી ત્યાંથી એ મુદ્દલ ખસ્યો જ નહીં. આખી રાત દુઃખે પાપે એમાં જ પૂરી કીધી, અને સવાર પડતાં, જ્યારે એની નજરે કોઇપણ માલમ પડયું નહીં, ત્યારે એ ઝાડીમાંથી બહાર નીકળ્યો, અને નીચે ઉતરવા લાગ્યો. પણ એટલામાં સાંઇબાવા, લાકડીના ટેકાથી ધીમે ધીમે ઉપર ચઢતા તેને માલમ પડ્યા. તે અચંબાથી તેના તરફ જોવા લાગ્યો, ને જેવો તે ઉપર આવ્યો કે, તેણે નીચા વળી વળી સલામો કીધી.

ફકીરે તેને ઇશારત કરી પોતાનો સાથે આવવા કહ્યું. બંને દેવલના અંદરના ભાગમાં ગયા. એક મોટા ઓટલાપર બેઠા પછી, માલેકે કેવી રીતે તેમનું રહેઠાણ શોધી કાઢયું હતું તથા લયલા સાથે સંદેશા કેવી રીતે ચલાવ્યા, તે બધું ફકીરને કહી સંભળાવ્યું. આ સાંભળીને ફકીરે ડોકું ધુણાવી જવાબ દીધો કે; "હવે તારે અહીં રહેવું સલામત નથી. બચ્ચા, બદબખ્ત કુતુબ તારો જાન લેવા માંગે છે, અને મારી છોકરીની લાજ લુંટવા માંગે છે. આપણી ગમે એટલી કોશેસો છતાં, આપણે ફાવીશું નહીં. તેની પાસે પુષ્કળ સત્તા છે. જો નાસી જઇએ તો જ છૂટીએ."

"પીરમર્દ! મારા બે શબ્દ સાંભળો. શું તમે એમ ધારો છો કે, લયલાને રખડતી નાંખીને મારો જીવ વહાલો કરી, હું નાસી જઇશ? ના, તેમ બનશે નહીં. હું તેને ચાહું છું, તેને પૂજું છું, તેનાથી વિખૂટો પડીશ નહીં. મારી એક વિનતિ સાંભળો. તમે મારી સાથે ઇરાન ચાલો. મારું કુટુંબ ખાનદાની છે; મારા પિતા તમારી આગતાસ્વાગતા સારી રીતે કરશે." માલેકે જવાબ આપ્યો.

"જુવાન, છોકરા! હું કબુલ કરું છું કે, લયલા તને ચાહે છે. પણ મારે તને કહેવું જોઇએ કે, લયલા એક બાદશાહની દીકરી છે; તેની શાદી એક શાહજાદા સાથે જ થવી જોઇએ."

"હુઝરત, આપ શું કહો છો? લયલા—એક બાદશાહની દીકરી! એક શાહજાદી!"

"હા. ધ્યાન દઇને સાંભળ. લયલાનો ઇતિહાસ સાંભળવાને તું લાયક છે. સોળ વર્ષ પૂર્વે કુતુબશાહે સુલેહની સઘળી સરતોનું નિકંદન કરીને, બીજાપુરનાં રાજ્યપર હુમલો કર્યો. તે વખતે હું બીજાપુરનો રાજા હતો. કુતુબના ભરોસાપર રહીને હું મારા લશ્કર તરફ બેદરકાર રહ્યો હતો. મને કોઇના હુમલાનો તે વખતે ભય નહોતો, તેથી હું મારો સઘળો વખત ધર્મપુસ્તકો વાંચવામાં ગાળતો હતો. રાજ્યની સઘળી ખટપટો મેં મારા કમનસીબ પુત્ર મુરકેબને સોંપી હતી. મુરકેબનાં લગ્ન એક અતિ સુંદર છોકરી સાથે કરવામાં આવ્યાં હતાં અને થોડા વખતમાં અમાર આનંદ વચ્ચે, મુરકેબની સ્ત્રીએ એક પુત્રીનો જન્મ આપ્યો! થોડા જ સમયમ કુતુબ પોતાનું લશ્કર લઇને એકાએક બીજાપુરપર ચઢી આવ્યો. આ વખતે હું બીજાપુરમાં નહોતો, તેથી માત્ર જે મેં બનેલું સાંભળ્યું છે તે જ માત્ર કહી સંભળાવીશ. મારા પુત્રે એટલી બાહોશીથી રાજ્ય ચલાવ્યું હતું કે, ટુંક મુદ્દતમાં તેણે આખી પ્રજાનો ચાહ પોતાની તરફ ખેંચી લીધો હતો. તેથી જ્યારે કુતુબના હુમલાની વાત લોકોએ સાંભળી ત્યારે તેઓ કાંઈ પણ ભય વગર મારા પુત્રને મદદ કરવા તૈયાર થયા. મુરકેબ એક મોટું લશ્કર લઈ દુશ્મનની સામા થયો, ને લડાઇમાં ઉતરવું નહીં પડે, અને સલાહસંપથી કુતુબ પાછો જાય, એ હેતુથી મુરકેબે કેટલાંક માણસોને સલાહનું કહેણ લઈ, કુતુબ પાસે મોકલ્યા. પણ મદાંધ કુતુબે તેમને આવકાર આપ્યા વગર, સાંભળ્યા વગર, તેમનું અપમાન કરી કાઢી મૂકવાનો હુકમ કર્યો. ન છૂટકે અમારે લડાઈ લડવાનો પ્રસંગ આવ્યો. અમારાં દુર્ભાગ્યે આ વખતે અમારી સરસ ટુકડીઓ રાજધાનીમાં નહોતી અને તેથી જિતની આશા ઓછી રહી. જોકે અમારું લશ્કર પૂર બહાદુરીથી લડ્યું, મારા પુત્રે પોતાનું નામ રાખ્યું, તથાપિ અંતે જિત કુતુબની થઈ. તેણે એક છેલ્લો ધસારો દુશ્મનોપર લઈ જવાનો પ્રયત્ન કર્યો, પણ તેમાં તેને નિષ્ફળતા મળી અને પોતે કુતુબનો ભોગ થઈ પડ્યો. આ પ્રાણઘાતક સમાચાર તુરત આખા શહેરમાં ફેલાઈ ગયા. મારી પુત્રવધૂ, કુતુબની રીતભાત સારી પેઠે જાણતી હોવાથી પોતાની ફુલ જેવડી પુત્રી અને એક વિશ્વાસુ દાસીને લઇને મહેલમાંથી નાસી ગઈ. બીજાપુરથી નાસતી નાસતી તે મારી પાસે આવી પહોંચી, અને તેણે મને હૃદયભેદક વાતો કહી સંભળાવી.

કુતુબ મારા આખા વંશનો નાશ કરવા માંગતો હતો, તેથી મને બ્હીક લાગી કે તે મારું રહેઠાણુ શોધ્યા વગર રહેશે નહીં. તેથી મેં તરત જ તે જગ્યાએથી ઉપાડી જવા ઠરાવ કરી, મારી ઝુંપડી બાળી નાંખી! સુરકેબની સ્ત્રી, પુત્રી અને દાસીને લઇને હું કાશ્મીર તરફ કુચ કરી ગયો-કાશ્મીરના રાજાની કૃપાથી હું તેના પરોણા તરીકે ત્રણ વર્ષ રહ્યો. જે દરમ્યાનમાં લયલાની મા મૃત્યુ પામી. પેલી દાસીને પણ મારો એકાંતવાસ હવે ગમ્યો નહીં; તેથી પોતાની શેઠાણીના મૃત્યુ પછી અમારી કાંઈ પણ દરકાર રાખ્યા વગર અમને છોડી ગઈ, અને આ ફુલ જેવડાં બાળકનું રક્ષણુ કરવાનું મારે નસીબે આવ્યું, અને મેં સોગંદ ખાધા કે, જ્યાં સૂધી આ પ્રાણ છે ત્યાંસૂધી એનું રક્ષણુ કરીશ!"

"ત્યારે તમે કાશ્મીર કેમ છોડી દીધું?" માલેક વચ્ચે બોલી ઉઠ્યો.

"કાશ્મીરનો વૃદ્ધ રાજા પણ મૃત્યુ પામ્યો અને તેનો પુત્ર જે હવે નવો રાજા થયો, તે મારા કરતાં કુતુબ તરફ વધારે સ્નેહ ધરાવતો હતો. આ કારણને લીધે હું કાશ્મીરથી પાછો ફર્યો અને પીરપંચાલના પર્વતમાં એકાંતવાસ ગુજારવા લાગ્યો. આજની ઘડી સૂધી મારી ખરી હકીકત કોઈના જાણવામાં નથી. સર્વે કોઈ મને મોટો સાધુ અથવા તો જાદુગર અથવા તો નજૂમી માને છે-જેને જેમ ફાવે તેમ માને છે. મારી ખરી કર્મકથા માત્ર તું જ આજે જાણે છે. અમારી જે દાસી અમને છોડી ગઈ હતી, તેણે મને વચન આપ્યું હતું કે, મારું તથા આ છોકરીનું મોત થયું છે એવા સમાચાર એ ફેલાવશે. કુતુબ મને હજુ ખરા સ્વરૂપમાં ઓળખતો નથી. બચ્ચા માલેક! હવે મારે અત્રે રહેવુ સલામત નથી. મને મારી જાતની ફીકર નથી, પણ લયલાનો વિચાર આવતાં હું ધ્રુજું છું!" વૃદ્ધ ફકીરે પોતાની વાત પૂરી કરતાં માલેકને કહ્યું.

"તમે કહો છો કે, લયલાને તમે કોઈ શાહજાદા સાથે પરણાવવા માંગો છો-તે એના વિવાહ શું તમે કીધા છે?"

"માલેક, સાંભળ. એના વિવાહ કીધા નથી, પણ એને સારુ જે વર મેં પસંદ કીધો છે તે બીજાપુરની ગાદીનો અમારો એક દૂરનો વારસ છે. કુતુબ, બીજાપુરનું રાજ્ય વધારે વખત પોતાના હાથમાં રાખી શકયો નહીં ને મારી પેઢીના એક ઉંચ ખવાસના પુરુષ મીરઝાંએ, આ ગાદી મેળવી છે અને તે મીરઝાં સાથે આ શાહજાદી પરણાવવા માંગુ છું કે, જેથી મારી શાહજાદી મારા હકનો કાંઇક પણ ઉપભોગ કરી શકશે. બીજાપુરનો રાજા બીજા કોઇની મદદ વગર, હમણાં કુતુબની સામે થવાને અશકત છે. દખણનાં હાકેમ ઔરંગઝેબ સાથે તે આ બાબતમાં પત્ર વ્યવહાર ચલાવે છે. જો ઔરંગઝેબ મદદ કરે,

અને કુતુબને મહાત કરી શકાય તો મીરઝાં પોતાની ગાદીપર વગર ભયે બેસી શકે, અને જ્યારે કુતુબનો ભય મને જતો રહેશે, ત્યારે મારી લયલાને હું મીરઝાંના હાથમાં સોંપી દઈશ."

માલેકે નિઃશ્વાસ મૂક્યો. વૃદ્ધ બાદશાહની મરજીને તે તાબે થયો. પણ તેનાથી છૂટા પડવાની તે ના કહેવા લાગ્યો. ખીણમાંથી જલદીથી નીકળી જવાનો ફકીરે ઠરાવ કર્યો હતો. તે બ્હીતો હતો કે, આ રહેઠાણની પણ જલદીથી કુતુબને ખબર પડી જશે. તે માલેકને ઈરાન ચાલ્યા જવા આગ્રહ કરવા લાગ્યો. "મારું કહ્યું માન, બચ્ચા ! ડાહ્યો થા ને ચેત ! કુતુબ તારી જીંદગી માટે તરસ્યો છેઃ તારે લીધે એણે લયલા ગુમાવી છે. જો તું પકડાયો તો તારો મોત વગર છૂટકો નથી; માટે તું આ દેશ છોડી ચાલ્યો જા."

"તેમ કદી બનનાર નથી. જો લયલા એમ કહે, તો જ હું જાઉં, નહી તો એને નિરાધાર મૂકીશ નહીં. સાંઈ બાવા ! મને તમારી સાથે થોડીક વાર રહેવા દો ! એકાંત ને ભય વગરની જગ્યાએ હું તમને લઈ જઈશ, અને લયલા મને કાઢી મૂકશે તો જ હું જઈશ. માટે આગ્રહ કરવો મહેરબાની કરી છોડી દ્યો." માલેકે સ્પષ્ટ જવાબ આપી દીધો.

"ભલે જેવી તારી મરજી. કાલે સવારે આપણે અહીંથી ઉપડી જઈશું. અત્યારે તો તું ચાલ મારી સાથે !" આમ કહીને તે ફકીર માલેકને પોતાની સાથે, ખીણમાંની પોતાની ઓરડીમાં લઈ ગયો. માલેકે આખો દિવસ ત્યાં પસાર કર્યો. ફકીરની સર્વે ગોઠવણો નાખુશીથી આશકમાશુકે સ્વીકારી, પણ તેઓ પોતાનાં નસીબનો દોષ કાઢવા લાગ્યાં; છતાં તે ફકીરની સામું ચું કે ચાં કરી શક્યાં નહીં.

માલેકે લયલાને ફકીરને કહ્યા વગર લઈ જવા વિચાર્યું, પણ આ વિચાર તેને જણાવતાં તે બાપડી ધ્રુજી ઉઠી. પોતાના વૃદ્ધ પિતાને મૂકીને નાશી જવું, એ એક ડાહી દીકરી કેમ કબુલ કરે ? તેણે ચોખી ના પાડી.

માલેકે અબ્બાસ પાસે જવાનો વિચાર જ માંડી વાળ્યો. આખી રાત લયલાની સાથે તેણે કાઢી. બીજી સવારે તેઓ વહેલાં ઉઠીને સહેજ સાજ નાસ્તો કરી ઉપડી જવાની તૈયારી કરવા લાગ્યાં.

---

## પ્રકરણ ૩૭ મું.

## લુટાયલી લયલા.

ત્રણે જણાંએ આસ્તે આસ્તે ચાલવા માંડ્યું. રસ્તા ઉપર આવી લાગ્યાને થોડોક વખત થયો હશે કે તરત જ લશ્કરી સીપાઈઓનું એક ટોળું તેમની આસપાસ ફરી વળ્યું. તેમનાપર ઓચિંતો હુમલો કરવામાં

આવ્યો. માલેકે તરત જ પોતાની તલવાર ખેંચી, સામા વાળાઓ સાથે બાથ ભીડી, પણ પોતે એક અને તેઓ અનેક! ત્યાં એનો શું આશરો! લયલા પોતાના પિતાને વળગી પડી. માલેકને બચાવવાને માટે બૂમો પાડવા લાગી. વૃદ્ધ ફકીર તેમને દયા માટે બૂમો મારવા લાગ્યો, અને ભયંકર ચીસો પાડવા લાગ્યો. પણ ત્રણમાંથી એકેનું બોલ્યું સાંભળાયું નહીં. પાલખી તૈયાર જ હતી. તેમાં આ નાજુક ફુલને ઘસડીને અંદર નાંખવામાં આવ્યું! માલેકને તેના હાથ બાંધી એક ઘોડાપર બેસાડવામાં આવ્યો. આશુક માશુકને આ પ્રમાણે કેદ કરી, યમના દૂતો આગળ ચાલવા લાગ્યા. કમનશીબ ફકીર રડતો રડતો પાછળ ચાલવા લાગ્યો.

બાગનગરમાં સૌ આવી પહોંચ્યા, એટલે લયલાને જનાનખાનામાં લઈજવામાં આવી, અને માલેકને કુતુબની સન્મુખ હાજર કરવામાં આવ્યો.

"અરે અમારી ખ્વાહેશોની સામે થવાની કયો નાદાન હીંમત કરે છે?" કુતુબ તેને જોતાં પોકારી ઉઠ્યો.

"આપનાં મોં આગળ જે ઉભો છે તે-ગરીબોની વ્હારે ધાવાને-તમારી બધી ઇચ્છાઓની સામે થશે!" માલેકે નિડરપણે જવાબ આપ્યો.

"લે જાઓ, યે હરામઝાદેકું કુત્તેકી ગલીમે!" એમ કહી એને કેદખાનામાં નાંખવાનો કુતુબે હુકમ કર્યો.

માલેકનું કાસળ કાઢીને કુતુબ જનાનખાનામાં લયલા પાસે આવ્યો. તે રડતી હતી, નિસાસા મૂકતી હતી. બાદશાહે તેને પ્રેમનાં વચનોથી રીઝવવા પ્રયત્ન કર્યો. તેને સર્વે પ્રકારની લાલચો આપવા માંડી! પણ બધું ફોગટ! માત્ર જે પૂછે તેના જવાબમાં તે એટલું જ કહેતી કે, મને મારા પિતા પાછા સોંપો અને નિર્દોષ માલેકને છોડી દો.

"ઓહો! તું એને છોડાવવા પ્રાર્થના કરે છે કે? ત્યારે તો એ મરવો જ જોઇએ!" માલેકનું નામ સાંભળી તે છંછેડાઈ પડ્યો.

લયલા ઉપલા શબ્દો સાંભળી પોકે પોક મૂકી રડવા લાગી. તેનાથી હવે સહન થઈ શક્યું નહીં. તે પગે પડી, કાલાવાલા કરવા લાગી; "તેને નહીં મારો નહીં મારો, મારાપર એટલો ઉપકાર કરો, એને બચાવો."

પણ પાષાણ હૃદયના કુતુબને દયા આવી નહીં. તેણે ચોખી ના પાડી! વળી વિચાર કરીને કહ્યું કે, જો લયલા બેગમ થવાનું કબુલ કરે તો માલેક બચે! લયલાની અવસ્થા કઢંગી થઈ પડી. કશું બોલી શકી નહીં. છેવટે તોડ લાવવાના ઇરાદાથી, તેને મનાવવાના વિચારથી, કુતુબે કહ્યું, "હું એક મહીનાની મહેતલ આપું છું. તેટલા વખતમાં મને હા કે નાનો જવાબ દઇ દેજે. તેનાપર માલેકના જીવનનો આધાર છે."

"હેં! ત્યારે તમે માલેકને બચાવશો?" આશાભેર તે બોલી ઉઠી.

"હમણાં તે જીવતો રહેશે, પણ એક માસ પછી તું મારી થવા ના પાડશે, તો એનું મૃત્યુ થશે." આટલું બોલી તે વિદાય થઈ ગયો.

**લયલા** અને **માલેક**નાં જવા પછી, ફકીર પગે ચાલતો ચાલતો ભાગનગરમાં આવી પહોંચ્યો. ત્યાં આવીને ખબર કાઢતાં માલમ પડયું કે, **લયલા**એ એક માસની મુદત માંગી છે, અને **માલેક**ને કેદ કરવામાં આવ્યો હતો. એક માસમાં જો બની શકે તો ઘણો ફેરફાર થઈ શકે! જો શાહજાદો **ઔરંગઝેબ** દખણમાં આવી પહોંચે તો તેની મદદથી **બીજાપુર**નું વેર લઈ શકાય, અને **લયલા**ને છોડવી શકાય. આ હેતુથી ભાગનગરમાં નહીં થોભતાં, સાંઈ સાહેબ **બીજાપુર** તરફ રવાના થઈ ગયા.

કમનશીબ **માલેક** દરરોજ પોતાના મોતનું ફરમાન સાંભળવા તૈયાર હતો. પણ તેનું મોત આઘું ને આઘું જતું હોય એમ તેને લાગ્યું. તેથી તેને છૂટવાની કાંઈ આશા આવી. હજુ એના મનમાં એવો ખ્યાલ હતો કે, **જુમલા**ની મદદથી તે છૂટી શકશે. તેથી પોતાના ભાઈ સાથે પત્ર વ્યવહાર કરવાની તેણે યુક્તિ રચી. પોતાની પાસે થોડાક પૈસા હતા તે કેદખાનાના દારોગાને લાંચમાં આપી તેની પાસેથી કાગળ પેનસીલ મંગાવ્યાં. તેણે પોતાનાપર જે કાંઈ બન્યું હતું તે બધી વિગત, તેમજ ગોવળકોંડાનો નાશ કેમ કરી શકાય તે રસ્તો, આ પત્રમાં લખી તે **મીરજુમલા**ને પહોંચાડવાને દારોગાને આપ્યો. દારોગાએ તેના વિશ્વાસુ રહેવાનું વચન આપ્યું.

પણ તેનાં દુર્ભાગ્યે, દારોગો તેની સાથે લુચ્ચાઈ રમતો હતો. **માલેક** પાસે પૈસા પડાવ્યા, અને તેની સાથે જે કાંઈ વાત થઈ હતી તે એણે બાદશાહને કહી દીધી. વળી જે પત્ર **મીરજુમલા**ને મોકલાવવા તેણે લીધો હતો, તે એને નહીં મોકલાવતાં, કુતુબશાહના હાથમાં મૂકી દીધો! પત્ર વાંચતાં કુતુબની આંખ ઉઘડી. **માલેક** કોણ હતો, તે એને માલમ પડયું. તેમ જ **મીરજુમલા** કર્ણાટકમાં કેમ પડી રહ્યો છે, તે પણ એ સમજી શકયો. કાગળ વાંચતાં તેનો પિત્તો અતિશય ઉકળી આવ્યો અને જો લયલાને વચન આપ્યું નહીં હોત, તો તરત **માલેક**ના ટુકડે ટુકડા કરી નાંખવા હુકમ આપ્યો હોત! પણ તે ધીરજ ધરી, દાંત કચકચાવતો બેસી રહ્યો.

**માલેક** જવાબની આશામાં રોજ દહાડા કહાડતો હતો, ત્યારે **લયલા** મુદત પૂરી થઈ જવા આવતી હોવાથી વધારે ગભરાતી હતી. જો વધારે મુદત માંગી હોત તો કેવું સારું, એવો તે વિચાર કરવા લાગી. જો તેનો બાપ જીવતો હશે તો તેને છોડવવાને તે સર્વે પ્રયત્ન કરશે, એવી તેને ખાત્રી હતી. પણ બીચારો **માલેક**, બાદશાહના ગુસ્સાનો ભોગ થઈ પડશે, એ શંકાથી તે ધ્રુજતી હતી.

મહિનો પૂરો થવાને હવે માત્ર ત્રણ દિવસની વાર હતી. તેવામાં કુતુબ ઓચિંતો લયલાના ઓરડામાં દાખલ થયો. તેણે અજાયબીથી જોયું કે લયલા એકાએક એને જોતાં ગભરાઈ ગઈ અને પાણીનું એક મોટા દેગ જે ખૂણામાં પડ્યો હતો, તેનું ઢાંકણું ઉતાવળમાં તેણે દઈ દીધું. બાદશાહે જાણે કાંઈ બન્યું જ નથી, કંઈ જોયું જ નથી એવો જ ઢોંગ કરી, લયલાને પોતાની સાથે બાગમાં ફરવા આવવાને કહ્યું. કુતુબને લયલા વિશે શક ગયો, પણ તે મહા મુત્સદ્દીએ છુપાવી રાખ્યો. દેગમાં લયલાનો કોઈ આશક હોવો જ જોઈએ એમ તેણે ધાર્યું. તેને સખત શિક્ષા કરવાના હેતુથી, એક નોકરને બોલાવી તેના કાનમાં કહ્યું કે દેગમાંનું પાણી ગરમ કરો—ચીપ નીચે પુષ્કળ દેવતા મૂકજો. આ પ્રમાણે ખાનગી હુકમ આપી. લયલાને લઈને તે બાગમાં ગયો. મહેલની બહાર નીકળતાં લયલાને સહેજ ઘોભાવવાનું કરી, કેદખાનાનાં દારોગાને તે પૂછી આવ્યો કે, માલેક કેદખાનામાં છે કે નહીં. હાનો જવાબ મળતાં, તે પાછો આવ્યો; અને આ ભાગ્યહીન છોકરીને પોતાની સાથે લઈ ગયો. આશરે કલાક દોઢ કલાક આમથી તેમ ફરી રહ્યા પછી, તેણે લયલાને કહેવા માંડ્યું કે, "નાજુક લયલા! આજે હું તારા ઓરડામાં આવ્યો, ત્યારે તારો ચહેરો જોતાં મને લાગ્યું કે, તું આજે નાહી નથી. માટે પાણી ગરમ કરવાનો આવતી વખતે મેં નોકરને હુકમ કર્યો છે! ચાલ, હવે જઈને જોઈએ કે પાણી નહાવા લાયક થયું છે કે નહીં."

બદનસીબ કુતુબના આ શબ્દો સાંભળી, તે ગભરાઈ ગઈ અને બેભાન થઈને જમીનપર પડી. કુતુબ મનમાં મલકાવા લાગ્યો કે, કોઈ કાફર આજે ઠીક સપાટામાં આવ્યો છે! અને અત્યાર સુધીમાં તો તે જહાન-મમાં પહોંચ્યો ગયો હશે! પણ તે કોણ હશે, એ જલદી જાણવાની ઇચ્છાથી લયલાને તેણે જમીનપરથી ઉઠાડી, તેને હાથથી ખેંચી, તેના ઓરડામાં લઈ આવ્યો અને જાણે પોતાની ફતેહ થઈ હોય તેમ ખુશીથી મલકાતો તે દેગ તરફ ગયો, અને ફટ દેતું કે તેનું ઢાંકણું ઉઘાડી નાંખ્યું. પણ આ! તેણે કોનું મુડદું જોયું! પોતાના વહાલા છોકરા હોરમઝનું મુડદું ગરમ પાણીમાં તરતું!

તેને જોતાંજ તે એકદમ જમીનપર ચીસ નાંખીને પડ્યો અને તેની સાથે દારોગો અંદર દાખલ થઈને ગભરાટથી કહેવા લાગ્યો કે, માલેક નાશી ગયો છે! આ વધામણી સાંભળી, લયલાએ પોતાના બે હાથ જોડી, એક છેવટની હાસ મૂકી. પણ કુતુબે કંઈ સાંભળ્યું નહીં, તેમ જોયું પણ નહીં. દારોગો બાદશાહને જમીનપર પડેલો જોઈ, પાસે આવ્યો અને તેના ગભરાટ વચ્ચે હોરમઝનું શરીર પાણીમાં તરતું જોયું. તે ગુમ

પાડી ઉઠયો, અને હોહા કરી મૂકી! ચાકર માણસો એકદમ ભેગા થઈ ગયા, અને બાદશાહને મોંપર પાણી છાંટી સાવધ કરીને ઉભો કીધો. બાદશાહ ક્રોધાંધ થઈ ગયો. પોતાનું દુઃખ વીસરી જઇને એકવાર લયલા સામું બળતી આંખે જોવા લાગ્યો. તેના મગજમાં ખૂનની ધુન ભરાઈ ગઈ. લયલા ઘુંટણીએ પડીને ખુલાસો કરવા જતી હતી, પણ કુતુબ બરાડી ઉઠયો; "અરે ઓ હરામઝાદી! ખામોશ! નાઝનીનના દેખાવમાં તું ખરેખર એક સયતાન છે. લે આ તારો બદલો;" એમ કહીને તેણે પોતાનું ખંજર ખેંચી નિર્દોષ લયલાના પેટમાં ઘોંચી દીધું. તે લયલા તરફ વધુ જોયા વગર ઓરડામાંથી નાશી ગયો.

* * * *

કમનશીબ બાદશાહને, આ બનાવની ખરી વિગતથી બીજે દિવસે, જ્યારે તે શાંત પડયો ત્યારે, લયલાની તહેનાતમાં રાખેલા નોકરે આવીને વાકેફ કીધો. માલેક, જે કેદમાં હતો તેને કેવી રીતે બચાવવો, તેમ જ પોતાની કન્યાવસ્થા કેમ જાળવી રાખવી, તેના વિચારમાં આગલે દિવસે લયલા બેઠી હતી, તેવામાં તે નોકરે જઇને કહ્યું કે, શાહજાદો હોરમઝ તમને મળવા માગે છે. શાહજાદાને મળવાનું પોતાને કાંઈ પણ કારણ નથી એમ જણાવી તેને ચાલ્યા જવા હુકમ કર્યો. પણ તેટલામાં મેં તેને જણાવ્યું કે, શાહજાદો ફકીરની પાસેથી કાંઈ સમાચાર લાવ્યો છે, માટે તેને મળો તો સારૂં! પોતાના પિતાનું નામ સાંભળી તે ઠગાઈ અને તેને અંદર આવવા દેવાની રજા આપી. હોરમઝ છૂપી રીતે લયલાને ચાહતો હતો, તેથી તેને કોઈ પણ બહાને તે મળવા માંગતો હતો. જો તે ખુલ્લી રીતે તેની પાસે જાય તો લયલા કદાપિ તેની મુલાકાત લેય નહીં, પણ તે જાણતો હતો કે ફકીરનું નામ દેવાથી લયલા તેને અંદર આવવા દેશે, તેથી એણે આ યુક્તિ રચી. તેમાં તે ફાવ્યો. તેણે એક જ વખત લયલાને જોઈ હતી, છતાં તે એનાપર મોહી પડ્યો હતો અને પોતાના બાપની ગેર-હાજરીનો લાભ લઈ જનાનખાનામાં દાખલ થયો! ભાગ્યે જ તે અંદર બેઠો હશે, એટલામાં બાદશાહ આવે છે એવા સમાચાર નોકરે દોડતાં આવીને કહ્યા. નાસી છૂટવાનો કાંઈ રસ્તો ન હોવાથી, તે દેગની અંદર ભરાઈ ગયો અને લયલાએ ઉતાવળે ઢાંકણું સજ્જડ ઢાંકી દીધું.

* * * *

ફકીરની ભવિષ્યવાણી ખરી પડી. કુતુબનાં વસ્ત્રો લયલાના લોહીથી લાલ થયાં. ગોવળકોંડાનો નાશ નજીકમાં હતો!

---

## પ્રકરણ ૩૮ મું.

## ગોવળકોંડાનો નાશ!

કુતુબ પોતાના પુત્રના શોકમાં વિલાપ કરતો હતો, તેવામાં ખબર આવી કે દીલ્લીના શાહનશાહ શાહજહાનનો એલચી મોટા રસાલા સાથે ગોવળકોંડાના બાદશાહની મુલાકાતે આવે છે અને બાગનગરથી એક કોશ દૂર આવેલા જગ્યાએ એલચીએ મુલાકાત લેવા બાદશાહને ફરમાવ્યું છે.

કુતુબે મનમાંથી શોક દૂર કરી, જવાને માટે સઘળી તૈયારીઓ કરવા માંડી. શાહજહાનના એલચીને ઘટતો આવકાર આપવાને માટે તેણે ભારે તૈયારી કરી! પણ તેની આ બધી ધામધૂમોમાં તે એક વાત ભૂલી શકતો નહોતો. તેનું અંતઃકરણ ડંખતું હતું. તે લયલાનો ખૂની હતો! સાંઈબાવાનું ભવિષ્ય ખરું પડશે, એવી તેને બ્હીક હતી. "અરે! હું શું બાયલો છઉં કે ડરું? એલચીને મળવામાં શું હરકત છે?" આમ વિચાર કરી તે અંતઃકરણના ભયને દૂર કરવા લાગ્યો.

તે પોતાના રસાલા સાથે મહેલમાંથી નીકળ્યો. શહેરના દરવાજા બહાર તે આવી પહોંચ્યો અને ગુપ્ત શત્રુની સામા તે બેધડક ધસ્યો જતો હતો, એટલામાં એક અમલદાર ઓચિંતો તેની પાસે આવી, તેના કાનમાં કહીને નાઠો કે–"તમારી જીંદગી જોખમમાં છે! ચેતો! એલચી કોઈ નથી! શાહજાદો ઔરંગઝેબ તમારાપર ચઢાઈ લાવ્યો છે. નાસો! નહીં તો માર્યા જશો!"

ભયના અચાનક સમાચાર સાંભળી તે આભો બની ગયો. પણ વખતસરની ચેતવણી તેને કામ લાગી. તે પોતાના હાથીપરથી ઉતરી એક ઘોડાપર સ્વાર થઇ, રસાલાની વચમાંથી તેને ઝડપથી દપટાવી નાઠો. દોલતાબાદનાં કિલ્લા તરફ તેણે નાસવા માંડયું! ઔરંગઝેબનાં લશ્કરના હાથમાં પોતાનું શહેર, પોતાની પ્રજા, પાયમાલી માટે તે સોંપતો ગયો.

પોતે એકલો જ નાસતો હતો. ઘોડાને જરાપણ વિસામો આપ્યા વગર તે આગળ દપટાવ્યો ગયો. અંધકાર વધતો જતો હતો. તેને સાવચેતીથી આગળ ચાલવાની જરુર પડી. ચાલતાં ચાલતાં, એક આકૃતિ આઘે ઉભેલી હોય એમ એને લાગ્યું. કાંઈપણ ડર વગર તે આગળ વધ્યો. તેની સામું પેલી આકૃતિ આવીને ઉભી રહી. તે કોણ હતું? કુતુબને ઓળખતાં વાર લાગી નહીં. તે ફકીર હતો. ફકીરે બાગનગરના બધા સમાચાર સાંભળ્યા હતા. લયલા આ દુનિયાં છોડી ગઈ હતી, તે એ જાણતો હતો. અત્યારે તે ખૂનીની સમક્ષ ઉભો રહ્યો. તેના વચમાં ઉભા રહેવાથી કુતુબ આગળ વધી શકયો નહીં. ફકીર તેના સામું જોઈ રહ્યો અને પછી કહેવા લાગ્યો.

"ઓ ક્રૂર પાપાત્મા! હું બધું જાણું છું. તું મને ઓળખે છે! મુરકેબને યાદ કર. સોળ વર્ષ પૂર્વે તેં શું કર્યું હતું તે યાદ કર. તેં કોને મારી નાંખી છે તે તું જાણે છે? તેં મુરકેબની શાહજાદી! મારા શાહજાદાની પુત્રીને તેં મારી નાંખી છે! અરે ઓ લોહીના તરસ્યા! આજે તું તૃપ્ત થયો હશે. હજુ નહીં થયો હોય તો લે આ તલવાર, તારા સામું હું ઉભેલો છું. ઓ બેઇમાન હિંજડા! તું કેમ ઉભો રહ્યો છે?" ડોસો વધારે બોલી શકયો નહીં. તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. વળી તે મહેનત કરી બોલવા લાગ્યો; "બોલ, શું મેં સાંભળ્યું છે તે સાચું છે કે જૂઠું! શું લયલા હેયાત છે! હા, તું મુંગો રહે છે એટલે મારે જવાબની આશા રાખવાની નથી. નિશ્ચય! નિશ્ચય! તેં તેનું ખૂન કર્યું છે. ઓ પાપી!"

"મને જવા દો! રાત પડી જાય છે!" કુતુબ રસ્તો માંગવા લાગ્યો.

"અહા! ઓ ખૂની કુતરા! શું તું હવે રાતથી પણ ચમકે છે! તારું શૌર્ય ક્યાં જતું રહ્યું! અરે તારું નખોદ વળી જશે. પણ હા! મારે તારું શું કામ છે? જા ભલે જા." આટલું બોલી તે સાંઈ બાજુએ ખસી ગયો, અને કુતુબ કાંઈ પણ બોલ્યા વગર ઘોડો આગળ હાંકી ગયો.

જુમલાના આમંત્રણથી ઔરંગઝેબ ગોવળકોંડામાં, એલચીનું બહાનું કાઢીને આવ્યો, અને કુતુબના નાશી જવા પછી, પોતાનાં લશ્કરને આખા રાજ્યમાં છૂટું મૂકી દીધું. લશ્કરે મનમાનતી રીતે લૂંટ ચલાવી. બાગનગરને જંગલ જેવું કરી મૂકયું. નાનાં મોટાં દરેક ગામડાંઓ લુંટારાના હાથમાં સપડાયાં—માત્ર એક આશા તેમની પૂર્ણ થઈ નહીં. કુતુબશાહ કેદ પકડાયો નહીં. મીરજુમલા અને ઔરંગઝેબ જેને માટે ખાસ આતુર હતા, તે બની શકયું નહીં.

ગોવળકોંડાનો સંપૂર્ણ રીતે નાશ કરી રહ્યા બાદ, બે મહીના પછી શાહજહાનનો હુકમ આવી પહોંચ્યો કે, કુતુબને બીલકુલ હેરાન કરવો નહીં ને ગોવળકોંડા છોડીને તેણે ચાલ્યા જવું.* શાહજાદો તરત જ હુકમને તાબે થયો. આખું રાજ્ય કુતુબને પાછું સોંપી આપ્યું. શરતમાં માત્ર એટલું જ તેની પાસે કબુલાવ્યું કે, આ ચઢાઇનો બધો ખર્ચ કુતુબે આપવો. તેની શાહજાદી પોતાના શાહજાદા સુલતાન મહમુદ સાથે પરણાવવી, અને પોતાના મૃત્યુ પછી ગાદી તેને સોંપવી. વિશેષ કાંઈ બાકી નહીં રહેવાથી, હવે અમે ગોવળકોંડાને છેલ્લા નમસ્કાર કરી, શાહજાદા સાથે ગોવળકોંડાને છેલ્લી સલામ કરી!

---

* Siege was laid to Golconda; but orders arrived from court, suggested by the jealousies which there prevailed, that the King of Golconda should be offered terms of peace.

અમારા ગયા પછી કુતુબ પોતાના નાશ પામેલાં રાજ્યમાં પાછો આવ્યો. પરંતુ આજે તે એક બાદશાહ ન હોતો, તેને કોઈ માન આપતું ન હોતું. ઔરંગઝેબ સાથે તેણે કોલકરાર કીધા, અને પોતાની ગાદી પાછી મેળવી, પણ તેની કીર્તિ, તેના રાજ્યની કીર્તિ હંમેશને માટે અલોપ થઈ ગઈ. ફકીરનું વચન સત્ય થયું. તે પોતાના પાપનો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. તે હોંસથી પોતાનું કામ કરી શકતો ન હોતો, માત્ર એક પુતળાં પેરે તે પોતાના રાજ્યમાં રહીને પોતાના દિવસો પૂરા કરવા લાગ્યો.

માલેકને છોડવવાને જુમલાએ એકવાર પોતાની ભાઇ તરીકેની ફરજ બજાવી! ગોવળકોંડાના દરબારમાં જુમલાનો એક મિત્ર હતો. પોતાના ભાઇને કેદમાં પડેલો સાંભળી તેને છોડવવા આ મિત્રને તેણે અરજ કરી. બાદશાહનાં ફરમાનોપર સહી લેતી વખતે, આ અમલદારે માલેકના છૂટકારાનું ફરમાન વચ્ચે ઘુસાડી દીધું. બાદશાહે ઉતાવળમાં બધાં પર સહી કરી આપી. બાદશાહને માલેક જેલમાં છે, તે વિશે ખાત્રી આપ્યા પછી, દારોગાને ઉપલું ફરમાન મળ્યું. તેને કાંઇ શક નહીં જવાથી, માલેકને તરત છોડી દીધો. માલેકને મુક્તિ આપનાર અમલદાર પણ ઔરંગઝેબને પાછળથી જઈ મળ્યો. માલેકે છૂટા થયા પછી, લયલા અને તેના બાપ વિશે દુઃખદાયક સમાચાર સાંભળ્યા. આ વાત સાંભળી તે પુષ્કળ રડયો, અને દુઃખી હાલતે આમતેમ ભટકવા લાગ્યો. કેટલોક વખત તે શાહજાદા ઔરંગઝેબની છાવણીમાં રહ્યો. ત્યાં ફકીરના મોતના સમાચાર તેણે સાંભ-ળ્યા. છેવટે તે નિરાશ મને પાછો ઈરાન જવા નીકળ્યો. તે સહી સલામત પહોંચ્યો કે નહીં, તેની મને કાંઈ ખબર નથી! ખુદ તેના ભાઇએ તેની દરકાર કીધી નહીં, તો બીજું કોણ તે બીચારાની ખબર લેવાનું હતું!

---

## પ્રકરણ ૩૯ મું.

## દખણથી આગ્રા.

ગોવળકોંડાનો મરજી માફક નાશ કરાવીને, મીરજુમલા ઔરંગ-ઝેબને આવી મળ્યો. કુતુબશાહને પકડવામાં તેઓ નાસીપાસ થયા હતા. બાગનગરથી તેમની નજર હવે બીદરના કિલ્લા તરફ ફરી અને ત્યાં ઔરંગઝેબે એક મોટું લશ્કર મોકલીને પુષ્કળ લૂંટ ચલાવી. હમણા તેનો દિવસ સિકંદર હોવાથી, એ જ્યાં ફરતો ત્યાં ફતેહ મળતી હતી. ગોવ-ળકોંડા અને બીદરમાં પોતાનું કાર્ય કરીને ઔરંગઝેબ અને મીરજુમલા દોલતાબાદ આવી હવે કઈ તરફ વળવું, તેનો વિચાર કરવા થોભ્યા.

શાહજહાન ટગુમગુ ચાલ્યા કરતો હતો, પણ તેના શાહજાદાઓ ખુલ્લી રીતે તેની સામું થવાથી બીહતા હતા. પરિણામ પોતાની તરફેણમાં જ આવશે એવી કોઇને ખાત્રી નહોતી. તેથી સ્વરક્ષણની તૈયારી કરી દરેક જણ હવે શું બને છે, તે જાણવાના હેતુથી બેઠા હતા. ચટપટીયો મીરજુમલા મુંગા બેસી રહેવાનું પસંદ કરતો નહોતો. જ્યાંસુધી શાહજહાન તખ્તપર છે, ત્યાંસુધી શાહનશાહતમાં આપણો લાગવગ જેમ બને તેમ વધારવો, એ એનો ઉદ્દેશ હતો. તે શાહનશાહને વારંવાર કીંમતી ભેટો મોકલવા લાગ્યો. પરિણામમાં તેને દરબારમાં આવવાનું આમંત્રણ થવા માંડ્યું. બે ત્રણ વખત શાહનશાહની મુલાકાતનું તેને માન મળ્યું. છેલ્લી મુલાકાત પછી તે પાછો દખણમાં આવી પોતાના મનમાં જૂદા જૂદા ઘાટ ઘડવા લાગ્યો.

શાહનશાહની મહેરબાનીનો તે પૂરેપૂરો લાભ લેવા માંગતો હતો. ગોવળકોંડાપર ઔરંગઝેબે પોતાને નામે જ હુમલો કર્યો હતો અને પિતાનું ફરમાન આવતાં, તેને સલાહ કરવાની જરૂર પડી હતી. મીરજુમલાનો હેતુ હવે શાહનશાહને નામે ગોવળકોંડા અને બીજાપુરને છુંદી નાંખવાનો હતો. શાહજહાન જો પોતાની મતલબમાં અનુકૂળ થાય તો પોતાનાં લશ્કરની મદદથી, દખણના રાજ્યોને તે ઉરાડી દેવા માંગતો હતો. વળી લાગ ફાવે તો ફીરંગીઓનું પણ વચ્ચેથી કાટલું કાઢવું, એવો તેનો વિચાર હતો; કારણ કે આ લોકો વેપારને નામે દેશમાં આવી લોકોને લડાવી મારતા હતા. આ મતલબ પાર પાડવા માટે શાહજહાન પાસે રજા લેવી ઘણી જરૂરની હતી, તેથી એણે મોટો રસાલો અને ઘણાં કીંમતી જવાહીરો લઇને ફરી એકવાર આગ્રાના દર્શને જવાનો વિચાર કર્યો.

જુમલા પાસે માણસો કે પૈસાની કશી ખોટ નહોતી. તેથી એણે દોલતાબાદથી આગ્રા જવાની સર્વે તૈયારીઓ તાબડતોબ કરવાનો હુકમ બહાર પાડ્યો. એક સવારે ઓચિંતો એનો એક માણસ મને તેડવાને આવ્યો, અને જુમલા બોલાવે છે એમ કહેવા લાગ્યો. તરત હું તેની સાથે જવા નીકળ્યો. ત્યાં જતાં જ મીરજુમલાએ મને સારી રીતે આવકાર આપ્યો અને કહેવા લાગ્યો, "સાદીક! બીદરના હુમલા વખતે અમે જોયું છે કે, તું ઘણો હોશિયાર માણસ છે. હું આગ્રા જવાનો છું અને તને મારી સાથે લઈ જવાનો વિચાર રાખું છું. મારા લશ્કરની સરદારી તને આપવામાં આવશે. તારા હાથ નીચે તને ફાવે એવાં બે વિશ્વાસુ માણસો રાખી લેજે. મારો ખજાનો તારા હાથમાં સોંપવા માંગું છું. તારે માટે હું ઔરંગઝેબને વાત કરીશ."

જે પ્રકારનું માન મીરજુમલા મને આપતો હતો, તેથી હું હરખાઇ

ગયો અને એનો ઉપકાર કેવી રીતે માનવો, તે મને સમજ પડી નહીં. પણ જો શાહજાદો રજા આપશે, તો હું ઘણી ખુશીથી આવીશ, એવું મેં એને કહ્યું.

"તેની તું ચિંતા નહીં કર. તું ઉપડવા માટે તૈયાર થઈ રહેજે. આપણે પરમ દહાડે જવાના છઈએ!" મીરે મને જવાબ આપ્યો.

આમ વાત કરીને હું મારા મકાનમાં આવ્યો અને યાસમીન તથા યાકુબને મારી સાથે આવવા કહ્યું. તેઓ સાથે આવવા ઘણા ખુશી થયા, કારણકે આગ્રા છોડ્યાને ઘણા મહીના થઈ ગયા હતા; તેમ જ યાસમીન પોતાની માને મળવાને પણ ઘણો આતુર હતો. જે બે વિશ્વાસુ માણસો રાખવાનું મીરજુમલાએ મને કહ્યું હતું, તે જગોપર આ બંનેની મેં નિમણુક કરી.

એકાએક શાહજાદા તરફથી મને તેડું આવ્યું અને હું મારા મિત્રોને છોડી, ઔરંગઝેબની પાસે ગયો.

"સાદીક! મારા પિતાની દરબારમાં અમીર સાથે તને મોકલવા મેં રજા આપી છે; પણ હું તને કહેવા માંગું છું, તે ધ્યાન દઈને સાંભળ. તું મારો નોકર છે. તેં નીમકહલાલીથી મારી તરફ રહેવા વચન આપ્યું છે; માટે તારું વચન ભુલતો નહીં."

હું જવાબ દેવા જતો હતો, પણ મને અટકાવી તે પાછો બોલવા લાગ્યો.

"સાંભળ, અમીર આગ્રા જાય તે મને ગમતું નથી. એ પોતાનાં પેચમાં રમતો હશે. તે શું રમત રમે છે, તે હું સમજી શક્યો નથી. વખતે એ દારા સાથે મળી પણ જાય! માટે જો તું મારા વિરુદ્ધ કાંઈ પણ કાવતરું રચાતું સાંભળે, તો તરત મને તેની ખબર આપજે. જો તું ત્યાં જઈને મારી સામું દગો નહીં રમે એવું વચન આપે, તો તું ભલે જા!"

મેં તેને વચન આપ્યું, અને મને ખુશીથી જવા દીધો. હવે અમારે ઉપડવાનો વખત નજીક આવ્યો. હું મારી સઘળી તૈયારીઓ કરી રહ્યો હતો, પણ યાસમીન હજુ તૈયાર થયેલો નહીં હોવાથી, હું તેને મદદ કરતો હતો. એટલામાં લુચ્ચો મારી પાસે આવી, મને કાલાવાલા કરી કહેવા લાગ્યો કે, મહેરબાની કરીને મને સાથે લેતા જાઓ. સુલેમાન પણ તેની વતી મને કહેવા લાગ્યો. લુચ્ચો સાથે આવે તેમાં મને બીલકુલ હરકત નહીં હોવાથી, મેં હા પાડી.

અમને સઘળાને તૈયાર થઈ રહેવા હુકમ થયો અને તરત જ મીરજુમલા ઘોડેસ્વાર થઈને બધી ગોઠવણો બરાબર છે કે નહીં, તે તપાસવા નીકળ્યો. લશ્કરમાં તો માત્ર આઠસો માણસો જ હતાં, પણ દરેક જણને મીરજુમલાએ પૂરતી રીતે સંતોષ આપ્યો હતો, તેથી કોઈપણ સીપાઈ આગ્રા જવાને નારાજ નહીં હતો. વળી જુમલાએ પૈસા ખરચવામાં કાંઈ

કસર કરેલી નહીં હોવાથી, દરેક સીપાઇને બધાં હથિયારો, પોશાક, ઘોડા વગેરે આપવામાં આવ્યા હતા. સીપાઇની પસંદગી એણે પોતાને હાથે કરેલી હતી અને તેથી જો આ રસાલાને કોઇવાર ઓચિંતી ઝપાઝપીમાં ઉતરવું પડે, તોએ ભય જેવું નથી, એવી એની ખાત્રી હતી. જુમલાએ બધે ફરીને પૂરતી તપાસ કરીને, ઉપડવાનો હુકમ કર્યો.

હવે અમે બધા ચાલવા લાગ્યા. યાસમીન અને યાકુબ ખજાનાની ગાડીની બંને બાજુ ચાલતા હતા, તથા ચારેમેર સાવધ ચોકીદારો ઉઘાડાં હથિયાર સાથે ચાલતા હતા. હું શરુઆતથી જ મીરજુમલાની સાથે ચાલતો હતો, અને રસ્તો સહેલાઇથી કાપવાના ઇરાદાથી, આડા અવળા ગપ્પા મારતા હતા. વાતચિત કરતાં તેની નજર મારી વીંટી પર પડી. તે જોઇને તે કહેવા લાગ્યો; "આ તારું નંગ પાણીદાર છે, હાં, સાદીક ! જરા મને જોવા દે."

મેં તરત જ મારી વીંટી આંગળીએથી કહાડી એને જોવા આપી. વખતે એ નંગ જોઇને ખુશ થઇને મારી પાસેથી મીર માંગે તો મારે ના કહેવાનો વખત નહીં આવે, એ ધારણાથી એના હાથમાં વીંટી આપતાં, એ વીંટી મને કેમ મળી હતી, તે વાત કહી સંભળાવી. તે વીંટી જોતો ગયો, અને મારી વાત સાંભળતો ગયો. વાત સાંભળી રહીને તે બોલ્યો;

"મેં આના જેવી જ અગાઉ એક વીંટી જોઈ છે."

"શું? આપ નામદારે આવી વીંટી જોઈ છે? આપે કયાં જોઇ છે તે મને કહેશો?" મેં આશ્ચર્યથી પૂછયું.

"હા, જો હું ભૂલતો નહીં હોઉં તો નજફઅલ્લીખાનને આંગળે મેં જોઈ હતી."

"હેં! શું નજફઅલ્લીખાનને હાથે!"

"હા! પણ તું આમ અજાયબ કેમ થાય છે?"

"નામવર! તે હું કહી શકતો નથી. પણ મને એમ લાગે છે કે, વખતે મારી વીંટી અને એની વીંટી ભેગી કરી તેનો ઇતિહાસ જાણવાથી મારા જન્મની કાંઈ હકીકત મળી શકશે."

"ઠીક! આગ્રામાં નજફઅલ્લીખાન તને મળશે, ત્યાં તું પૂછી જોજે."

"કમનસીબે તે મારો કટ્ટો વેરી થયો છે."

"કારણ?"

તેના આ સવાલપરથી મેં આગ્રાથી દખણ આવતાં ગુલાબની, નૂરમહાલની, રુસ્તમની જે જે વાતો બની હતી તે એને કહી સંભળાવી. લુચ્ચાની વાતો સાંભળી તેને ઘણું હસવું આવ્યું. જ્યારે હું બોલતો બંધ થયો કે એણે મને પૂછયું; "વારું તેં કાંઈ નૂરમહાલ વિશે બીજું સાંભળ્યું છે? નજફઅલ્લીખાન શું બાજી રમતો હશે, તે તું કાંઇ જાણે છે?"

બંને સવાલોનો મેં નકારમાં જવાબ આપ્યો. વાત કરીને અમે થાકી ગયા હતા, તેથી હવે અમે મુંગા મુંગા ચાલતા હતા. સૂર્ય અસ્ત પામ્યો, અને હવે ચારે મેર વધારે અંધારામાં થઇને અમારે રસ્તો કાપવો હતો. અમે ટેકરા ટેકરીવાળી જગામાં થઇને આગળ જતા હતા અને લગભગ રાત પડી ગઈ હતી. એટલામાં ચારે બાજુએથી ધડાધડ બંદૂકોના બાર અમારી તરફ થવા લાગ્યા. અમારા પર કોઈ દુશ્મનો તરફથી ઓચિંતો હુમલો કરવામાં આવ્યો. કેટલાંક માણસો અમારાં લશ્કરપર તૂટી પડ્યાં. મીરજુમલાએ બંદૂકને પહેલે જ અવાજે, પોતાની તલવાર ખેંચી ઘોડાને પાછો ફેરવ્યો અને એક પળમાં તો બંને બાજુએથી ઝપાઝપી શરુ થઈ ગઈ. કેટલાક માર્યા ગયા, પણ ઘણી મોટી સંખ્યા તો ઘાયલ થઇને જમીનપર તરફડીયા ખાતી પડી હતી. જુમલા પોતાના ઘોડાપરથી ઉતરી પડ્યો અને બીજાં થોડાં માણસોને તે જ પ્રમાણે પોતાના ઘોડાપરથી ઉતારી, આ માણસોપર હુમલો કરવા હુકમ કીધો. લુંટારાઓ નાસવા લાગ્યા, તેઓ અમારી પરોણાગત ચાખવા રહ્યા નહીં. તેઓ આસપાસની ખીણોમાં અદૃશ્ય થઈ ગયા.

મીરજુમુલા પાછો ફરી અમારાં લશ્કરમાં આવીને ઉભો રહ્યો. આપણો ખજાનો સહી સલામત છે કે? એણે આવીને પહેલો સવાલ પૂછ્યો.

"હા નામવર! પણ યાકુબ મરી ગયો!"

"શું મરી ગયો?"

"હાજી."

"બહાદૂર છોકરો! તારી ખોટ અમે ભૂલી શકીશું નહીં. નસીબ!" તે એક નિઃશ્વાસ નાંખીને બોલ્યો.

અમારા લૂંટારાઓ કોણ હતા, તેનો અમે વિચાર કરવા લાગ્યા. તેઓ ભીલ હતા, પઠાણ હતા કે અમારા કોઈ દુશ્મને જાણી જોઇને અમને લુંટવાને મોકલ્યા હતા, તે અમે સમજી શકયા નહીં. પણ હવે અમે ભયથી દૂર થયા. આગળ વધવાને બદલે રાત આ જગોએ જ પૂરી કરવા ઠરાવ કીધો.

અમારામાંથી આશરે એકસોવીસ જણા મરાયા હતા અને લગભગ બસો જણા ઘાયલ થયા હતા. લુંટારાઓમાંથી પણ એટલા જ માણસો મરી ગયા હતા. આ બધાની કાંઇપણ વ્યવસ્થા કર્યા વગર, અમારાથી આગળ જવાય એમ નહોતું. તેથી સવાર પડતાં, મીરજુમલા અમારી પાસે આવ્યો, અને મરી ગયલા સીપાઇઓને ઘોરમાં દાટી દેવાનો હુકમ કર્યો. યાકુબને માટે ખાસ જૂદી ઘોર ખોદવામાં આવી, અને તેને દાટતી વખતે અમે બધા ત્યાં આગળ હાજર થઇને ઉભા રહ્યા!

ખુદ મીરજુમલા પણ પાસે આવીને ઉભો. યાકુબને દટાતો જોઇને અમારી આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. મીરજુમલા અંતે એક માણસ જ હતો; તેનાથી રડી દેવાયું.

"બહાદુર યાકુબ! તારા જેવા નિમકહલાલ નોકર મને બહુ ઓછા મળે છે!" તે વધુ બોલી શક્યો નહીં.

અમે સર્વે ઘટતી ક્રિયા કરી પરવારી ગયા. પાછી અમારી કૂચ શરુ થઈ, ને નજીકના એક ગામડા આગળ થોડોક વખત થોભ્યા. મીરજુમલાએ ગામમાં માણસ મોકલી ખબર કઢાવી કે, કોઈ હથિયાર બંધ માણસોનું ટોળું આ ગામમાં રહે છે, અથવા તો કોઈ લશ્કરનો સરદાર અહીં રહે છે કે નહીં. ગામડીયાઓ પાસેથી ખબર મળી કે, સીપાઇઓનું એક ટોળું બે ત્રણ દિવસપર અહીંથી પસાર થઈ ગયું હતું, પણ તેનો કોણ સરદાર હતો, એ કાંઈ માલમ પડયું ન હતું. આ ખબરો સાંભળીને, અમે તેનો સરદાર કોણ હશે એવી અટકળો કરતા હતા, તેવામાં લુચ્ચો મારી પાસે આવી કાંઈ ખાનગી વાત કરવાને મને ઇસારત કરી બોલાવવા લાગ્યો. મીરજુમલાની રજા લઇને હું તરત લુચ્ચા પાસે ગયો. તે મને આઘે લઈ જઇને કહેવા લાગ્યો; "સાહેબ! તમને અહીં બોલાવી લાવ્યો માટે માફ કરજો. પણ હું જે કહું છું તે મહેરબાની કરી સાંભળજો. કાલની લુંટ સંબંધી મારે તમને કંઈ કહેવું છે."

"બોલ, તું શું જાણે છે?"

"સાહેબ! આપણે બધા અટકળો કરીએ છીએ. મેં એવી અટકળ કરી છે કે, આ કામમાં નજફઅલ્લીનો હાથ હોવો જોઇએ!"

"તું શા ઉપરથી આમ કહે છે?"

"હું નજફઅલ્લીખાનની રગેરગને પારખું છું. આજે સવારે મેદાનમાં જેઓ મરી ગયલા હતા, તેમને જોવાને હું નીકળ્યો હતો. તેમાંના એક માણસને મેં ઓળખ્યો છે. તે નજફઅલ્લીખાનનો માણસ છે."

"તે કોણ છે?"

"તેનું નામ વઝબુદ્દીન પઠાણ છે. તે નજફઅલ્લીનો ખાસ અમલદાર છે. તેણે મારાં આંગળાં કચડી નાંખ્યાં હતાં, એટલે હું તેને કેમ નહીં ઓળખું?"

"તે તો ઠીક, પણ તે નજફઅલ્લીની નોકરી છોડી બીજાની નોકરીમાં તે કેમ હવે જોડાયલો નહીં હોય?"

"સાહેબ! હું પણ એમ માનતો હતો. પણ મને માનવાને કારણ છે કે, હું કહું છું તે ખરું છે. પઠાણની આંગળીએ નજફલ્લીખાનની વીંટી હતી, તેથી મારી ખાત્રી થાય છે. મેં આ વીંટી કાઢી લીધી છે. આ રહી તે!"

મેં તે હાથમાં લઈ જોઈ, મારી વીંટી અને આ વીંટીમાં કશો ફરક નહોતો. મેં તે મારી પાસે રાખી, લુચ્ચાને રજા આપી! હું તરત અમીર પાસે ગયો, અને બધી વાત કહી સંભળાવી.

મારી વાત સાંભળી, જુમલાએ કહ્યું; "લુચ્ચો કહે છે તેમ જ હોવું જોઇએ. આ વીંટી નજફઅલીની જ છે!"

અમારે હવે એટલું જ જાણવાનું હતું, કે નજફઅલીખાન કોની નોકરીમાં છે, અને તે જેની નોકરીમાં હોય તેની પાસેથી, નજફે આ લુંટ ચલાવી, તે માટે પૂરતો બદલો માંગવો.

"આ વીંટી તારી પાસે રાખ, માંગુ ત્યારે મને આપજે! લુચ્ચાને હું ઇનામ અપાવવાની ગોઠવણ કરું છું. પણ એને કહેજે કે, આ વાત તે હમણાં કોઇને કહે નહીં;" આમ કહીને તેણે મને વીંટી પાછી આપી.

હું મીર પાસેથી ચાલી ગયો, અને જે બન્યું હતું તે મેં લુચ્ચાને કહ્યું.

"અરે સાહેબ! મારા પેટનું પાણી પણ હાલશે નહીં. તમે ફીકર કરતા નહીં;" તેણે મને જવાબ દીધો.

---

## પ્રકરણ ૪૦ મું.

### જયપુર.

હવે અમે અમારી મુસાફરી આગળ ચાલુ કીધી અને આગ્રા આવી પહોંચ્યા, ત્યાં લગણ કાંઈ જાણવા જોગ બનાવ બન્યો નહોતો. અમારા મનમાં આખે રસ્તે લુંટનો જ વિચાર હતો અને જેવા અમે આગ્રા આવી પહોંચ્યા કે તરત જ મીરજુમલા દીવાનેઆમમાં જઇને લુંટ માટે કડવી ફરીયાદ કરવા લાગ્યો અને જે માણસે આ કામ કીધું હોય તેને સખત શિક્ષા કરવા શાહજહાનને અરજ કીધી. શાહજહાને આ બાબતમાં તદ્દન અંજાણપણું બતાવ્યું. મીરજુમલાએ નજફઅલ્લીખાનપર તહોમત મૂક્યું; અને તે વિશે તપાસ કરવા શાહજાદા દારાને કહ્યું. દારાએ કબુલ કીધું કે, નજફઅલ્લી તેની નોકરીમાં હતો; પણ આ લુંટ વિશે તે પોતે કશું જાણતો ન હોતો. તે છતાં જો નજફઅલ્લીએ આ કામ કીધું હોય તો તેને સખત શિક્ષા કરવા તેણે વચન આપ્યું. દારાનાં આ વચનો દેખઇતાં તો ઘણાં સુંદર હતાં, પણ તેથી મીરજુમલાને સંતોષ વળ્યો નહીં. ખાનગી રીતે જુમલા એવી ખબર મેળવી શક્યો હતો કે, નજફઅલ્લીખાને જે કામ કીધું હતું, તે દારાની સલાહ અને હુકમથી કીધું હતું. નજફઅલ્લી એમ માનતો હતો કે, તે પોતાનાં થોડાં માણસો સાથે મીરજુમલાના રસાલાને સંપૂર્ણ રીતે લુંટવાને શક્તિવાન્

થશે, અને તેથી એણે આ સાહસ ઉઠાવ્યું હતું. પણ આપણે જોઈ ગયા છીએ તેમ નજફઅલ્લીખાનનું કશું વળી નહીં શકવાથી તે નાશી ગયો હતો.

દારાનાં ગમે તેવાં વચનો છતાં, મીરજુમલા તેનાપર વિશ્વાસ રાખી શક્યો નહીં. નજફઅલ્લીખાનની શોધ કરી તેને પકડી લાવવા દારાનું લશ્કર માગ્યું. દારાને આ માંગણી પસંદ તો પડી નહીં, પણ તે છતાં ચોખ્ખા મનનો છે, એમ બતાવવાના હેતુથી હા પાડી. દારાએ બારસો આદમીનું એક લશ્કર જુમલાને સોંપ્યું. લશ્કરમાં કાંઈ લુચ્ચાઈ રમવામાં નહીં આવે તેટલા માટે વધારે સાવચેતી તરીકે જુમલાએ લશ્કરની સરદારી પોતાના જ માણસોને આપવા કહ્યું. દારાએ આ પણ કબુલ કર્યું. દારા ભાગ્યે જ જાણતો હતો કે, જેનું ખૂન કરવાને તે તલપી રહ્યો હતો, તે સાદીકને જ પોતાનાં લશ્કરની સરદારી સોંપવામાં આવે છે.

લશ્કર મીરજુમલાને સોંપવામાં આવ્યું. બાદ અમીરે મને પોતાની પાસે બોલાવીને કહ્યું; "સાદીક! તારી બાહોશી જોઇને મને તારા તરફથી ઘણી આશા છે. નજફઅલ્લી ઘણે દૂર નાશી ગયો નહીં હોય. હું આગ્રામાં શાહજહાન સાથે કેટલીક ખાનગી વાતો કરવા માટે રહેવાનો છું, તેટલા વખતમાં તું આ લશ્કર લઇને બધે ફરી વળ. જ્યાં એ હોય ત્યાંથી એને કેદ કરી પકડી લાવ. તને રસ્તામાં કોઈ જગોએ જરા પણ હરકત નડે નહીં, તેટલા માટે દારાની સહી સાથના ફરમાનો દરેક કિલ્લેદાર અને ઠાકોર ઉપર અપાવીશ તથા તને મદદ માટે જે કાંઇ જોઇએ તે આપવાને માટે દરેક હાકેમપર દારાના હાથના કાગળો લેઈશ. હવે તું જઇને તયાર થા અને તારે માટે હું સઘળી ગોઠવણ કરું છું."

મારા જવાથી ઔરંગઝેબની વિરુદ્ધ મારાથી કાંઈ થવાનું નથી, એમ મને લાગવાથી મેં જવા હા કહી. મને જેવી લશ્કરની સરદારી સોંપવામાં આવી અને દારાના કાગળો તથા ફરમાનો મળ્યાં કે, હું આગ્રા શહેર છોડી નીકળ્યો. એક દિવસની મુસાફરી પછી મને ખબર મળી કે, નજફઅલ્લી જયપુર તરફ નાશી ગયો છે! જો જયપુરના રાજાએ તેને આશ્રય આપ્યો હશે તો મારું કામ મુશ્કેલ થઈ પડશે એમ મને લાગ્યું. જો કે જયપુરના રાજાઓ દીલ્લીદરબારને તાબે હતા, પરંતુ તેમની તાબેદારી માત્ર નામની જ હતી. ખરું જોતાં તો તેઓ સ્વતંત્ર હતા અને તેથી એક સ્વતંત્ર રાજા પાસેથી પાટવીકુંવર દારાના લાભ વિરુદ્ધ મદદ માંગવી અને તે આપે, એ ઘણું મુશ્કેલ હતું. જયપુરનો હાલનો રાજા જયસિંહ, શાહજહાનનો મિત્ર હતો, પણ એના ઠાકોરોને મોગલ શહેનશાહ સાથે કાંઈ ઘણો બનાવ નહોતો. રજપૂતાનામાં તેમના કિલ્લા ઘણા મજબૂત છે, અને તેપર ચઢાઈ કરીને ફતેહ મેળવવી એ દુર્ઘટ હતું. વળી જયારે નજફઅલ્લીખાને

અમારાપર લુંટ ચલાવી હતી, તે વખતે એનાં લશ્કરમાંના જે માણસો માર્યા ગયા હતા, તેમાં કેટલાક રજપૂતો પણ હતા. આ ઉપરથી મને શંકા થઈ કે, વખતે નજફઅલ્લીખાને જયપુરના ઠાકોરો સાથે મિત્રાચારી બાંધી હશે, અને તેઓ જરૂર એનું પોતાના કિલ્લાઓમાં રક્ષણ કરશે. વળી જો દારા ખાનગી રીતે જયપુરના રાજાને કહાવી મોકલે કે, નજફઅલ્લીની શોધમાં મારું લશ્કર આવે છે તેને ઉડાવ્યા કરજો, તો તેઓ કાંઈ પત્તો ન આપે એ અસંભવિત નથી. માટે મેં છેવટે ઠરાવ કર્યો કે, જેમ બને તેમ જલદી જયસિંહની મુલાકાત લેવી અને ખુલાસો માંગવો. પરંતુ તેને મળીને મારો સ્વાર્થ સાધવા માટે તેને લાલચ આપવાની મને જરૂર જણાઈ. તેથી મેં એક કાગળ લખીને મીરજુમલાને પૂછાવ્યું કે, રાજાની મુલાકાત વખતે શાહજહાન અથવા તો દારાને નામે કાંઈ ભેટ સોગાદ આપીએ તો કેમ? જુમલા પોતાનો હેતુ પાર પાડવાને એટલો તો આતુર હતો કે, મારો કાગળ વાંચીને એણે તરત ઘણા જ કીમતી અને નાદર હીરાઓ, કેટલીક કાશ્મીરી શાલો અને માથાના શીરપેચો વગેરે મારાપર મોકલી આપ્યા! વળી તેણે મને લખી જણાવ્યું કે, રાજાની મુલાકાત લેવામાં બીલકુલ વિલંબ કરવો નહીં, અને આ ભેટની વસ્તુઓ શાહજહાન તરફથી શાહજાદા દારાએ મોકલાવી છે, એમ એને કહેવું.

મને જેવો જુમલાનો પત્ર અને ભેટની વસ્તુઓ મળી કે, તરત જ મેં આગળ ચાલવા માંડ્યું. રસ્તે જતાં અમને દરેક નાનાં મોટાં રાજ્યોમાં અટકાવવામાં આવતા હતા અને અમારી બારીકમાં બારીક તપાસ કરવામાં આવતી હતી. પણ અમારી પાસે દારાનાં ફરમાનો હોવાથી, અમે તે બતાવતા બતાવતા આગળ જતા હતા. છેવટે મહામુશ્કેલીએ અમે જયપુરમાં આવી પહોંચ્યા.

જેવો અમે જયપુરમાં અમારો પડાવ નાંખ્યો, કે તરત જ રાજાને એક સુબેદાર સાથે મેં કાગળ મોકલી આપ્યો, અને તેમાં વિનતિ કરી કે, શાહજહાનના એલચી તરીકે તમારી મુલાકાત લેવા હું આવ્યો છું, અને ખાસ અગત્યની વાતો કરવી છે, માટે મને મળવાનો વખત સત્વર આપવો. તેના દીવાને મને જવાબ લખી મોકલ્યો કે, આજે મંગળવાર છે, અને અમારા રાજા સાહેબ કાંઈપણ અગત્યનું કામ આ દિવસે શરુ કરવાનું અશુભ ગણે છે, માટે આજે તમારી મુલાકાત લેવાનું બની શકે એમ નથી. વળી આવતી કાલથી કેટલીક ધાર્મિક ક્રિયાઓ કરવામાં અમારા મહારાજા રોકાનાર હોવાથી, બીજા દસ દિવસ કોઇને પણ મળવાના નથી! માટે જો તમારે રાજાજીને મળવું હોય તો આજથી બાર દિવસ રહીને તમે મળી શકશો.

આ જવાબ વાંચીને હું તો અજાયબ જ થઈ ગયો! નજફઅલ્લી-

ખાનનો રાજા ખાસ મિત્ર હતો, એમ માનવાને હવે મને કાંઈ શક રહ્યો નહીં. બાર દિવસમાં તો નજફઅલ્લી બારસો ગાઉ દૂર નાસી જાય, અને ત્યાં સુધી જયપુરને દરવાજે મારે હાથ ઘસતાં બેસી રહેવું, એના કરતાં બીજી વધારે મૂર્ખાઇ શું હોય ! ધાર્મિક ક્રિયાને બહાને રાજા મારી મુલાકાત લેવાનું લંબાવવા માંગતો હતો, અને તેમ કરવાથી નજફઅલ્લીને નાસી જવાને પૂરતી તક આપવાનો એનો વિચાર હશે, એમ મને શક પડ્યો !

રાજા મને ઉડાવે એ મને ગમ્યું નહીં. મેં તરત જ એક બીજો કાગળ સખત શબ્દોમાં લખી મોકલ્યો. મારે શું કામ હતું તે મેં કાગળમાં જણાવ્યું નહીં, પણ એવી મતલબનું લખ્યું કે, જ્યારે શાહનશાહ પોતાના ખાસ માણસોને જરૂરનાં કામસર તમારી પાસે મોકલે, અને તમે ઉડાવ્યા કરો, એ શાહનશાહનું અપમાન કર્યા બરોબર છે. શાહજહાનના એલચીને આ પ્રમાણે જો તમે ખોટી કરશો તો તે વિશેની ખબર તાત્કાળ આગ્રા પહોંચાડવામાં આવશે. મેં દમમાં જ કાગળ લખ્યો અને તેની ધારેલી અસર થઈ. બીજે દિવસે જ મારી મુલાકાત લેવામાં આવશે, એવું મને જણાવવામાં આવ્યું. આ સમાચાર સાંભળી હું ખુશ થયો, કારણ કે તેથી મારી મુરાદ બર આવશે એમ મેં ધાર્યું.

અમારાપર જે કાંઇ વીત્યું હતું, તે સઘળું મેં તેમને કહી સંભળાવ્યું; નજફ્અલ્લીખાને શું શું કીધું હતું, અને મીરજુમલાનો શું હેતુ હતો, તે પણ મેં મહારાજાને કહ્યું.

"અમારો પહેલો સવાલ એ છે કે, તમે શા ઉપરથી એમ માનો છો કે, નજફ્અલ્લીખાને તમને લુંટયા હતા?" મારી હકીકત સાંભળીને મહારાજાએ મને પૂછ્યું.

"બદ્રુદ્દીનના હાથપર જે વીંટી હતી તે મેં એને બતાવી અને કહ્યું કે; "આ વીંટીપરથી અમે જે માનીએ છીએ તેની ખાત્રી થાય છે."

"ઠીક. જો નજફ્અલ્લીખાને આ પ્રમાણે કીધું છે એમ કબુલ રાખીએ, તો પછી તેણે શાહજાદા દારાનાં હુકમથી જ કીધું હશે, એમ પણ માનો!"

મેં જવાબ આપ્યો; "મહારાજ! દારા એમ જણાવે છે કે, આ બાબતમાં તે કશું જાણતો નથી. ઉલટું જો નજફ્અલ્લી પકડાય તો તેને શિક્ષા કરવા તે કબુલ છે અને એને શોધી લાવવા માટે તો મને મોટું લશ્કર પણ આપ્યું છે!"

તે હસીને બોલ્યો, "ભલે તેમ હોય. જો એની ખાત્રી હશે કે, પોતાનો મિત્ર કદી પકડી શકાશે નહીં, તો દારા પોતાના મિત્રને પકડવાને તમને જોઇએ એટલાં માણસો આપે! તે તમે જોણો છો કે?"

"હાજી, તેમ હશે. પણ આ બાબતમાં અમે માનીએ છીએ કે, નજફ્અલ્લી અમારા હાથમાંથી સટકી જશે નહીં. અમને ખબર મળી છે કે, તે હમણાં આપનાં રક્ષણ હેઠળ છે."

"અરે! આપણે ત્યાં નજફ્અલ્લીખાન આવ્યા છે કે?" મારું બોલવું સાંભળીને, તેણે આશ્ચર્ય બતાવતાં, પોતાના વજીરને પ્રશ્ન કીધો.

તેણે દસ્સેરિયો હલાવી ચોખ્ખી ના કહી.

"અમીર જુમલા ઘણો જ બળવાન્ માણસ છે. કાંતો તે ધાડો મિત્ર થઈ શકે છે, અથવા તો કટ્ટો વેરી થઈ શકે છે. તે મહારાજા જયસિંહની મદદ માંગે છે, અને તેના બદલામાં આ નજીવી ભેટ મોકલાવે છે, તે સ્વીકારશો." મેં લાલચ અને ધમકીને રૂપે મહારાજાને કહ્યું, અને તરત જ પેલી ભેટો ઉઘાડી કરી, તેના પગ આગળ ધરી.

"ઓહો! આ શું! આ તો ગોવળકોંડાના હીરા!" ગોવળકોંડાના મોટા હીરાઓ પોતાના પગ આગળ જોઇને તે ચમકી ઉઠ્યો.

"હા, નામવર! અમીર જુમલા આવા હીરાના કશા હીસાબ ગણતો નથી. જો આપ તેને મદદ કરો, તો એ તમને શું કરી શકે તેનો ખ્યાલ આપ આટલાપરથી જ કરી જોશો."

મન લલચાવનારી ભેટ જોઇને તેનું મન પીગળ્યું. મને ત્યાં જ બેસાડીને, તે અમીરખાન સાથે બીજા ઓરડામાં ગયો. ત્યાં કેટલીક ખાનગી મસલતો કરીને, મને તે ઓરડામાં બોલાવીને મહારાજા મને કહેવા લાગ્યા, "તમને સાચી વાત કહેવામાં હરકત નથી. અમારા ધર્મ પ્રમાણે જો કોઈ માણસ અમારો આશ્રય માંગતો આવે તો તેને આશ્રય આપવા બંધાયલા છીએ! તે જ પ્રમાણે નજફઅલ્લીખાનને હમે રક્ષણ આપ્યું હતું. તે અત્ર જ હતો. પણ જ્યારે તેણે સાંભળ્યું કે, તમે એને પકડવાને આ તરફ આવો છો, ત્યારે એણે મારી પાસેથી ચાલ્યા જવાની રજા માંગી અને અમે તેને કાંઈ પણ હરકત વગર જવા દીધો! હું ધારું છું કે, તે અજમેર તરફ ગયો છે. અહીંથી પરમ દહાડે રાત્રે એ ગયો છે. માટે જો તમે ઉતાવળ કરશો તો, તમે એને પકડી પાડશો. બીજું, તમે જે ભેટ મારે માટે લાવ્યા છો તે માટે તમારો, તેમ જ મીરજુમલાનો હું ખાસ આભાર માનું છું; અને તેનો ઉપકાર માનવાને માટે મારે હાથે એક કાગળ લખી મારા માણસ સાથે તે આગ્રા મોકલાવું છું."

જે રીતે તે બોલ્યો તે પરથી મને લાગ્યું કે, આ વખતે તે દગો રમતો નથી, અને મને ખરી હકીકત કહી છે. તેથી મેં તેનો અતિ ઉપકાર માન્યો અને રજા લઇને ઉઠયો. અમીરખાને, મહારાજાની વતી મને શાલ ઓઢાડી અને બંનેને સલામ કરી હું રાજ્ય મહેલમાંથી બહાર નીકળ્યો.

હું મારા મકાન તરફ જતો હતો, એટલામાં રસ્તેથી એક માણસને આંખે પાટા બાંધી લઈ જતા હતા. મારી સાથે આવેલા ભોમિયાએ ઘણી જ બેદરકારીથી મને કહ્યું; "સાહેબ! કાળીમાતાને ભોગ આપવાને માટે આ માણસને મંદીરમાં લઈ જાય છે. આપ નામવરની જો મરજી હોય તો મંદીર પાસે જ છે. જો ત્યાં આવશો તો ભોગ ધરાતો આપણે જોઇશું." તેનાં વચનો સાંભળીને મને કમકમાટો આવ્યો—થરરર ધ્રુજ્યો! પણ માત્ર ડોકું ધુણાવીને મેં ના કહી અને મારે ઘેર ચાલ્યો આવ્યો.



## પ્રકરણ ૪૧ મું.

### કાંઇક નવું અને કાંઇક જૂનું.

હું તરત અજમેર તરફ મારું લશ્કર લઇને ઉપડી ગયો. રાજાએ મને જે કહ્યું હતું તેપર મને એટલો વિશ્વાસ હતો કે, નજફઅલ્લીને એક બે દીવસમાં પકડી પાડવાની મારી હોંસ હતી. સૌથી જલદી હું મુંજાબાદમાં આવી પહોંચ્યો. આ ગામમાં ઘણા ખરા જૈન લોકો રહેતા હતા, તેથી તેમાંના કેટલાએક મોટા વેપારીઓ હતા, તેમની પાસે હું તરત ગયો, અને કોઇ મોટો સરદાર આ ગામમાં આવી ગયો છે કે નહીં, તે વિશે

મેં તેમને પૂછયું. પણ તેઓ બડા પહોચેલ, પાકી બુદ્ધિ ને લાંબી નજરવાળા માલમ પડયા. તેઓએ 'સસ્સેકા તીન પાઉંની ગત રમી,' કશું જાણતા નથી એમ મને જણાવ્યું. ઠેર ઠેર તપાસ કરીને છેવટે લગભગ નિરાશ થઇને હું પાછો મારી છાવણી તરફ વળું છું, એટલામાં એક ગધેડાં હાંકનાર, કેટલાંએક ગધેડાં લઇને ગામ બહાર જતો મને મળ્યો. તેણે મને કહ્યું કે, એક મોટો સરદાર આશરે પચાસ ઘોડેસ્વારો સાથે આ ગામમાં થઇને ગઈ કાલે ગયો હતો. તેનું નામ શું હતું, તે એ કાંઈ જાણતો નહોતો. પણ મારી ખાત્રી થઈ કે, આ સરદાર નજફઅલ્લી શિવાય બીજું કોઈ હોય નહીં, અને તે અજમેર ગયેલો હોવો જોઇએ.

આટલી ખબર મેળવી મેં મારી કૂચ તરત આગળ શરુ કીધી અને મુંજાબાદથી હીરસોલી આવી પહોંચ્યો. હીરસોલીમાં તપાસ કરતાં, પેલા ગધેડાં હાંકનારે મને જેમ કહ્યું હતું, તેવા જ સમાચાર મેં અત્રેથી પણ સાંભળ્યા. નજફઅલ્લી અને અમારા વચ્ચે બહુ થોડો અંતર રહેતો હતો. તે છતાં પણ તે હમેશાં મારાથી આગળ ને આગળ રહેતો હતો. અમે તરત હીરસોલી છોડીને આગળ વધ્યા. કીશનગઢમાં આવતાં અમારી મુસાફરીનો અંત આવે એમ અમને લાગ્યું. કીશનગઢમાં, કીશનસીંગ મહારાજા રાજ્ય કરતા હતા. તેમની પાસે નજફઅલ્લીએ આશરો માંગ્યો હતો, પણ તે રાજાએ તેને મદદ કરવા ના પાડી, એટલે તે ત્યાંથી નાસી જવાની તૈયારીમાં હતો. એટલામાં અમે તેને સામા મળ્યા, અને જેવો તે નજફઅલ્લી છે, એવું મેં સાંભ- ળ્યું કે તરત તેને અને તેના આદમીઓને ઘેરી લેવા, મેં હુકમ કર્યો! નજફઅલ્લી પોતાનું બળ કેટલું છે તે જાણતો હતો, તેથી સામા નહીં થતાં, મારે તાબે થયો. તરત તેને કેદ કરવામાં આવ્યો.

મને જોઇને તે ઘણો અજાયબ થયો. તે તો એમ જ ધારતો હતો કે, હું હજી દખણમાં ઔરંગઝેબ સાથે જ હતો. તેથી ઉલટું જ હું રજ- પૂતાનામાં આવીને એને કેદ કરવા તત્પર બન્યો, તે જોઈ એ ઘણો આશ્ચર્ય પામ્યો, પણ કશું બોલ્યો નહીં. મેં તેને કાંઈ કહ્યું નહીં, પણ તેના તરફ બીલકુલ અપમાન બતાવ્યા વગર એની ચારે બાજુ મારાં માણસો મેં મૂકી દીધાં.

હવે અમે પાછા ફર્યા. જયપુરમાં આવી પહોંચ્યા. મહારાજા જયસિંહ આ વખતે પોતાની દસ દિવસની ધાર્મિક ક્રિયામાંથી પરવારી ગયલા હોવાથી, તેઓની હું તરત મુલાકાત લઈ શકયો. તેઓએ મારી ફતેહને માટે મને મુબારકબાદી આપી, અને બે દિવસ આરામ લેવાને જયપુરમાં થોભી જવાને મને કહ્યું. મારે પણ આસાયેશની જરૂર હતી, એટલે મેં તેનું આમંત્રણ સ્વીકાર્યું.

સાંજે, મહારાજા મને આથી પણ વધારે માન આપવા માટે મારા મુકામપર આવ્યા અને મને કહેવા લાગ્યા કે, આજે તેમની ધાર્મિક ક્રિયાઓ પૂર્ણ થયલી હોવાથી, તેઓના રાજ્યમાં આજનો દિવસ તહેવાર તરીકે પળાયલો છે, અને તેની ખુશાલીમાં રાત્રે નાચ મુજરો દરબારમાં થવાનો છે, ત્યાં મારે પધારવું. વિશેષમાં આગ્રાથી ખાસ નાચનારીઓને તેડાવવામાં આવી છે, અને તેમાંની એક જણ તો અતિશય રૂપાળી છે. તેનું ગાણું ઘણું જ મધુર હોવાથી, તમને પણ બહુ મજાહ પડશે, એમ મને જણાવવામાં આવ્યું. આ આમંત્રણ મેં ખુશીથી કબુલ કર્યું અને રાત્રે દરબારમાં હાજર રહેવાનું મેં એમને વચન આપ્યું.

મારું ખાણું લઈ પરવારી ગયા પછી, હું દરબારમાં ગયો. આજે દરબારની રોનકમાં ઘણો જ વધારો કરવામાં આવ્યો હતો. બધા પરોણાઓને બેસવાને માટે દરબારના મુખ્ય ઓરડામાં ચારે બાજુ ઉંચી બેઠકો ગોઠવવામાં આવી હતી, અને વચમાંની જગાપર કીંમતી ગાલીચાઓ પાથરી, તે જગા નાચનારીઓને માટે ખાસ રાખવામાં આવી હતી. મને ઘટતાં માનપાન સાથે આવકાર આપવામાં આવ્યો. મેં મારી બેઠક મહારાજાની જોડે લીધી.

નાચનારીઓ માટે મારે ઝાઝું ખોટી થવું પડયું નહીં, કારણ કે તેઓ પોતાના તબલચીઓ અને સારંગીવાળા સાથે તરત જ ધીમે ધીમે ઓરડામાં આવી. અમારી છેક નજીક આવી, પછી કુરનેશ બજાવી ઉભી રહી. આ સ્ત્રીઓને પહેલી નજરે જોતાં જ હું આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. તેમાંની એક કે જેનાં મહારાજા વખાણ કરતા હતા, તે કોઈ નહીં પણ નજફઅલ્લીની છોકરી નૂરમહાલ હતી. કુરનેશ બજાવીને જેવું તેણે માથું ઉંચું કર્યું કે તેની નજર પણ ઓચિંતી મારાપર પડી. મને જોતાં જ તે ગભરાઈ ગઈ. તેનો ચહેરો ફીક્કો પડી ગયો. ટટાર ઉભા રહેવાનું પણ તેને ભાન રહ્યું નહીં. નાચ શરુ કરવાનું કહેવામાં આવ્યું. તબલચીઓ ખાલી અવાજ કરવા લાગ્યા, પણ નૂરમહાલના પગ ઉપડી શકયાં નહીં. નૂરમહાલ ગમે તેવી નફ્ટ સ્ત્રી હતી, પણ અત્યારે તે મને જોઇને શરમાઈ ગઈ. મને પણ તેની છેક આવી અધમ અવસ્થા જોઇને ધિક્કાર કરતાં દયા વધારે ઉપજી. નૂરમહાલે આજે દરબારમાં નિરાશી ઉપજાવી.

મહારાજા પણ આથી દીલગીર થઈ ગયા. આવી એક સરસ ગાનારી આજે આખી મીજલસને નાસીપાસ કરે, એ જોઇને બહુ ગુસ્સે થયા, અને તેમને વિદાય થવાની રજા આપી. નૂરમહાલ પોતાના રસાલા સાથે બીજા ઓરડામાં વિદાય થઈ, અને તેની જગ્યાએ કેટલાક મરદો અને છોકરાઓ, વિચિત્ર વેશ ધારણ કરીને આવ્યા. કોઇએ સિંહનો તો કોઇએ વાંદરાનો, તો વળી ત્રીજાએ ભુંડનો એમ દરેક જણાએ જૂદો

જૂદો સ્વાંગ લીધો હતો. તેઓ જાનવરોની આબેહુબ નકલ કરીને વિચિત્ર ચાળા પાડતા હતા અને ચીસો પાડતા હતા. સિંહ અને ભુંડ લડતા, વાંદરો તેમની વચ્ચે પડતો, બેને આઘાપાછા કરતા. વળી જાણે જંગલમાં શિકાર શોધવા નીકળ્યા હોય, એવા પણ તેઓએ ઢોંગ સોંગ પુષ્કળ કીધા. મહારાજા ખુબ ખુશ થઈ ગયા, અને મોટેથી હસવા લાગ્યા. જયપુરની દરબારનો એક એવો નિયમ હતો કે, જ્યારે મહારાજાધિરાજ હસે એટલે બીજા બધાઓએ પણ હસવું. કોઈ નહીં હસે અને મહારાજાને તે વિશેની ખબર પડે તો જરૂર મહારાજા તેમનાપર ગુસ્સે થાય. આ વાતનું સૂચન મારી સાથે બેઠેલા એક દરબારીએ મારા કાનમાં કીધું! અને તેથી મહારાજા, તેમ જ બીજાઓ, આ ઢોંગ સોંગ જોઈ ખુબ હસ્યા, એટલે તેની સાથે મને પણ હસવાની ફરજ પડી. જો કે મને તો આ જાનવરી ચેનચાળા જોઈ કાંઈ આનંદ થયો નહીં, કારણ હું તો નૂરમહાલની હમણાંની સ્થિતિનો જ વિચાર કર્યા કરતો હતો.

આ વેશધારીઓને રજા આપવામાં આવી. પછી બે મલ્લને અંદર બોલાવી તેમને કુસ્તી કરવાનો હુકમ થયો. તેઓ ઉઘાડે શરીરે અંદર દાખલ થયા. તેઓ જાતના રજપૂત હતા અને તેમનું શરીર પણ ખાસું મજેનું ગોળમટોળ, ગોટલાંવાળું હતું. તે લોકો જે ઝડપ અને બાહોશીથી સામ સામેના દાવ ચૂકાવી દેતા હતા, તે ખરેખાત જોવા લાયક હતા. જો તેમનો એક ફટકો બીજાને લાગે તો તે ખચ્ચિત જમીન ભેગો થઈ ગયા વગર રહે નહીં. પરંતુ તેનો હરિફ એક ક્ષણમાં તેનો દાવ ચૂકાવી દેતો. તેઓ જે જોસથી લડતા હતા, તેપરથી મને તો એમ લાગ્યું કે, તેઓમાંનો એક જણ મરવો જ જોઇએ. પણ મારી બીક અંતે ખોટી ઠરી. જેવા તેઓ પુષ્કળ થાકી ગયા અને સામાના દાવ ચૂકાવી નહીં શકયા, કે તરત તેમનો ગુરુ વચ્ચે આવીને ઉભો રહ્યો. જેવો તે આવ્યો કે આ બંને કુસ્તીબાજો લડતા બંધ પડી ગયા અને તેમને પગે પડ્યા. તેમને ઉઠીને ચાલ્યા જવાનો હુકમ થયો.

તેમના ગયા પછી એક પટા ખેલનારને ગુરુમહારાજે અંદર બોલાવ્યો, અને તે પોતાના હાથમાં ખુલ્લી તલવાર લઇને જૂદી જૂદી રીતના પટા ખેલવા લાગ્યો. આ ખેલ અમને ઝાઝો પસંદ પડ્યો નહીં, અને થોડા વખતમાં તેને પણ રજા આપવામાં આવી.

મહારાજાએ હવે ફરી એકવાર પેલી ગાનારીને દરબારમાં બોલાવી લાવવા ફરમાવ્યું. પણ તેમને તરત ખબર આપવામાં આવી કે, તેની તબીયત ઠીક નહીં હોવાથી તે પોતાના મુકામપર ચાલી ગઈ છે અને તેથી આવી શકે એમ નથી.

આ ખબર સાંભળીને અમીરખાન કહેવા લાગ્યો; "જો હું ભૂલતો

નહીં હોઉં, તો અમીર જુમલાના આ નામદાર એલચીએ આપણી ગાના-રીને આગળ જોયલી હોવી જોઇએ. તેમની આંખ ઉપરથી હું જોઈ શકયો છું કે, એમાં કાંઈ ભેદ છે."

"હા તેમ જ છે;" મેં ટુંકો જવાબ દીધો.

સભ્યતાના નિયમ પ્રમાણે તે મને વધારે પૂછી શકયો નહીં. તે વિશેષ સાંભળવાને આતુર હતો, પણ મારા ટુંકા જવાબથી તે મુંગો રહ્યો.

મોડી રાત્રે મીજલસ ખલાસ થઈ. મહારાજાના દરબારમાંથી વિદાય થયા બાદ, હું પણ મારા મુકામપર ચાલ્યો આવ્યો. ચોકીવાળાઓને બોલાવીને મે પૂછ્યું કે, કેદી સહીસલામત છે કે નહીં, અને તેનો મને ખાત્રીપૂર્વક જવાબ મળ્યાથી હું મારા સુવાના ઓરડામાં ગયો.

---

## પ્રકરણ ૪૨ મું.

## પ્રેમ કે ફરજ?

હું મારા ઓરડાનું બારણું બંધ કરવા જતો હતો કે, સામેથી તરત એક દીવો લઇને કોઈ મારી તરફ આવતું હોય એમ મને લાગ્યું. હું સહેજ થોભ્યો; મને માલમ પડયું કે, નૂરમહાલ હાથમાં દીવો લઇને મારી તરફ આવતી હતી. હું તેને જોવાની બીલકુલ સ્વપ્ને પણ આશા રાખતો નહોતો અને તેથી તેને આમ અણધારી રીતે જોતાં જ, મારાથી બોલાઈ ગયું કે:—
"અરે! આ કોણ! નૂરમહાલ?"

તેણે તરત જવાબ દીધો; "હા દોસ્ત! તેમ જ છે. પણ હું કાંઈ નકામો વખત ગુમાવવા અહીં આવી નથી. સાદીક! તને યાદ છે કે, તેં મારા પ્રેમને તરછોડ્યો છે, મને બગાડ્યા પછી તેં હડધૂત કીધી છે! તેનું વેર લેવા મેં કસમ ખાધા હતા! વેર લેવાનો પ્રસંગ આવી લાગ્યો છે, પરંતુ વેર લેતાં મને અટકાવવાનું કામ તારા હાથમાં છે."

"કેવી રીતે?" મેં આશ્ચર્યથી પૂછ્યું.

"મારા બાપને છૂટો કર!"

"આહ! ત્યારે તને શું ખબર પડી છે કે—"

"હા. હું બધું જાણું છું. મીજલસમાં આવી ત્યારે નહોતી જાણતી, પણ હવે જાણું છું. અને તેથી મારા બાપનો છૂટકારો કરવાનું તને કહેવા આવી છું. મારા પિતાએ આગ્રામાં આવ્યા પછી મને પોતાના ઘરમાંથી કાઢી મૂકી છે. પરંતુ મારા બાપ પ્રત્યેનો મારો ધર્મ હું ભૂલી શકતી નથી. સાદીક! તું તેને છોડી દે! પછી કોઇ દિવસે હું તારી આડે આવીશ નહીં. જો મારા કહ્યા પ્રમાણે તું કરશે, તો ગુલાબ તારા હાથમાં આવી શકશે!"

"ચાલ, મને ખોટી લાલચ નહીં આપ. હું મારી ફરજ બરાબર સમજું છું. મને તારી તથા તેની દયા આવે છે, પણ હું તેને છોડી શકું એમ બને જ નહી!" મેં તેને ગુસ્સાથી જવાબ આપ્યો.

"ખામોશ! દયા જેવાં શબ્દ બોલ નહીં! મારૂં મગજ ભમે છે, આ બાબત પર વધારે બોલવાથી હું ગાંડી થઈ જઈશ. માટે વધુ બોલ નહીં, ને મારું કામ કર."

"તું કહે છે કે, જો હું નજફઅલ્લીને છોડું, તો ગુલાબ મારા હાથમાં આવશે, પણ તારા હાથમાં શું આપવા લેવાનું બળ્યું છે! હું તારૂં માનતો નથી. બસ તું ચાલી જા—આગ્રા ગયા વગર તારો બાપ છૂટી શકશે નહીં."

"કેમ, હું કહું છું તે તું નથી માનતો? ચાલ, એમ હોય તો, મારી પાછળ તારી ખાત્રી કરી આપું કે, મારા હાથમાં શું છે!"

"યા અલ્લાહ! શું ગુલાબ આ રાંડના કબજામાં હશે? જો તેમ હશે તો ગુલાબને છોડાવ્યા વગર હું રહીશ નહીં." આમ હું વિચાર કરવા લાગ્યો, તેટલામાં તે ફરીથી બોલી; "ચાલ, વખત થઈ જાય છે!"

એક પુતળાંની પેરે હું ઉઠયો, અને તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તે એક મોટા મકાનમાં મને લઈ ગઈ અને ત્યાં ઉભેલા દરવાનના હાથમાં એક સિક્કો મૂકી દીધો કે, અમને તરત અંદર જવા દીધાં. ત્યાંથી એક મોટા ચોગાનમાં થઈને અમે આગળ વધ્યા, અને નૂરમહાલ મને કાળી માતાનાં એક નાનાં મંદીર પાસે લઈ ગઈ. ત્યાંથી કેટલાંક ભેદી ભોંયરાંઓમાં અમે ગયાં, જ્યાં આગળ પેલા તબલચીઓ, સારંગીવાળાઓ વગેરે આમથી તેમ લાંબા છટ પડેલા હતા. એક ઓરડામાંથી બીજામાં, બીજામાંથી ત્રીજામાં, એમ ત્રણ ચાર ઓરડા પસાર કરીને અમે એક નાના ઓરડાનાં બારણાં આગળ આવી ઉભાં રહ્યાં! નૂરમહાલે તે બારણાંપર ત્રણ ટકોરા માર્યા, એટલે એક સીપાઈ ત્યાં આવીને ઉભો, તેના કાનમાં તેણે એક ગુપ્ત શબ્દ કહ્યો, એટલે તેણે તરત પેલું બારણું ઉઘાડયું.

ત્યાં મારી અજાયબી વચ્ચે, જેની મને બીક હતી તે સાચું જ છે, એમ મને માલમ પડયું! ગુલાબ એક ખાટલાપર વાંકી વળી, તકીયા-પર માથું નાંખી, જારણેજાર રડતી સૂતી હતી! તેનાં હાડકાંપાંસળાં બેસી ગયાં હતાં. અમારી તરફ તે બીલકુલ જોતી ન હોતી. માત્ર એક મીનીટ જ મને બારણાં પાસે ઉભો રહેવા દેવામાં આવ્યો; તરત બારણું બંધ થઈ ગયું, અને મને નૂરમહાલ પૂછવા લાગી;—

"કેમ તારી ખાત્રી થઈ કે?"

"હા અને હું તને ફરમાવું છું કે, તું એકદમ તેને છોડી દે." મેં તેને હુકમની ઢબે કહ્યું.

"બરાબર હું પણ તેજ માંગુ છું. તું મારા બાપને છોડી દે ને ગુલાબ પણ છૂટી!" તે સામી મને કહેવા લાગી.

"જો મારે કોઇને જવાબ દેવાનો નહીં હોત, તો હું તારી અરજ બહાલ રાખતે. પણ તારો બાપ મીરજુમલાનો કેદી છે, એટલે તેના હુકમ વગર–"

"ઠીક, ત્યારે ગુલાબપર ગમે એટલું દુઃખ પડે, તો તે પડવા દેવાને તું તૈયાર છે ને? જેને તું આટલી બધી ચાહે છે, જેને સ્વપ્નામાં પણ તું યાદ કરે છે, તેને હવે તું જોશે કે? તે એક નાચનારી અને વે–"

"ચૂપ રહે. વધારે બોલી તો તારી જીભ કાપી નાંખીશ. એકદમ ગુલાબને છોડી દે, નહીં તો તું અને તારા સાથીઓ જયપુરથી જીવતા જઈ શકશો નહીં."

"હેં હેં હેં! જાઓ મીયાં જાઓ! લો, આ બધાં અમે ઉભાં છઇએ, મારી નાંખો! પણ તું વિચાર તો કર કે તું પોતેજ આ મકાનમાંથી કેવી રીતે પાછો જઈ શકશે! સાદીક! મારું કહ્યું માન અને અકલ ઠેકાણે રાખી વાત કર, મૂર્ખ અને મૂઢ ન બન!" આટલું બોલતાં તો એણે એક લાંબી સીસોટી વગાડી અને જે ઓરડામાં અમે હતાં તેનું બારણું જોસથી દેવાઈ ગયું.

હું કયાં હતો અને નૂરમહાલના હાથમાં કેવો સપડાયો હતો, તેનું ભાન હવે મને થયું. મેં અત્રેથી હમણા તો એકલા જ છૂટી જવા વિચાર કર્યો અને બીજી સવારે ગુલાબને છોડવવા પ્રયત્ન કરવા ઠરાવ્યું. મેં વાત તરત ફેરવી અને કહ્યું; "નૂરમહાલ! તારે કરવું હોય તે કર. મને મારા મહેલમાં પાછો જવા દે."

તે મને જવા દેવા રાજી ન હોતી, તેથી તેણે મને જવાબ આપ્યો નહી.

"મને જવા દે! જો મારે માટે નહીં, તો તારા બાપને ખાતર પણ મને જવા દે. જો હું આગ્રા જઇશ, તો એને બચાવવાને હું મારાથી બનતું કરીશ. મારા વગર એનો ત્યાં છૂટકો થઈ શકશે નહીં."

મારા બોલવાની ધારેલી અસર થઈ. બારણું ઉઘાડી તે મને બહાર મૂકવા આવી. છૂટા પડતી વખતે પણ એકવાર ફરીથી પોતાની માંગણી કબુલ રાખવાને મને વિનતિ કરી–ગુલાબનું ભવિષ્ય મારા જવાબપર લટક્યું હતું. મેં તેને ચોખ્ખા શબ્દોમાં કહી દીધું; "તેમ કદી બનશે નહીં. દુષ્ટ સ્ત્રી! તું ફતેહ પામી છે, ગુલાબ કદી પણ તારી પાસે દયા માંગશે નહીં."

તેણે જવાબ દીધો "નહીં; ઠીક છે!" બુઢ્ઢા દરવાનને ઢંઢોળીને તેણે ઉઠાડ્યો, અને બહારનો દરવાજો ઉઘાડવા તેને કહ્યું. હું દરવાનની પાછળ

"યાદ રાખજે, ગુલાબનું ભાવિષ્ય મોત કરતાં પણ બુરું છે. પણ એ એકલપેટા આશક ! જા, અને તારા પોતાના સ્વાર્થમાં આંધળો થઈ જા !"

કાંઈ પણ જવાબ દીધા વગર હું ચાલ્યો આવ્યો ! ગુલાબને છોડવવા માટે મેં મારી યુક્તિ રચી રાખી હતી, તેથી મારા મહેલમાં જવાને બદલે, આ જગ્યાએ જ મેં આમથી તેમ આંટા મારવા માંડ્યા. મને બીક લાગતી હતી કે, જો હું આ મકાન ભૂલી જાઉં તો બીજે દિવસે પાછું શોધતાં વાર લાગે અને તેટલામાં તો નૂરમહાલ પોતાનું કામ કાઢી લે. તેટલા માટે સવાર પડી ત્યાં સુધી મેં ત્યાં આગળ જ ભટકયા કીધું, અને જયારે અજવાળામાં તે મકાન હું બરાબર જોઇને ધ્યાનમાં રાખી શકયો; ત્યારે હું ત્યાંથી ચાલી જઇને, નાકેના એક તબેલામાં છૂપાઇને બેઠો. નૂરમહાલ અને તેના સાથીઓ મારી મુલાકાત પછી હવે શું કરે છે, તે જાણવાની મારી મતલબ હોવાથી, નૂરમહાલ કે બીજું કોઈ મને જોઇ શકે નહીં, પણ હું તેમને જોઈ શકું એવી રીતે હું તે તબેલામાં બેઠો. સૂર્યોદય થયો ત્યાર પહેલાં તો જે બારણામાંથી હું બહાર આવ્યો હતો, તે ઉઘડયું, અને તેની જોડેના દરવાજામાંથી બે ગાડીઓ, મુસાફરીની તૈયારી માટે ત્યાં આવી ઉભી રહી. તે ગાડીઓ બંધ હતી, એટલે તેમાં કોણ હતું, તે હું જોઈ શકયો નહીં. પણ તે ગાડીઓ ચાલવા લાગી કે, તેમની પૂંઠે પેલાં બારણાંમાંથી નાચનારીઓનો રસાલો બહાર નીકળી, ખચ્ચર ટટ્ટુ-પર બેસીને ચાલવા લાગ્યો. લુચ્ચાની માને પણ આ રસાલામાં મેં જોઇ.

તેઓ બાંકરોટીને રસ્તે ચાલવા લાગ્યાં. તેપરથી મેં અનુમાન કીધું કે, તેઓ અજમેર તરફ જાય છે. જેવો આ રસાલો ઉપડી ગયો કે, તરત હું તબેલામાંથી નીકળી, પૂર ઝડપે મારા મહેલમાં આવ્યો. જે ઘોડે-સ્વારો મને તરત મળી આવ્યા તેને એકદમ તૈયાર થવાનો મેં હુકમ આપ્યો; અને પા કલાકમાં તો પાંચ છ ઘોડેસ્વારોને લઇને હું બાંકરોટી તરફ ચાલવા લાગ્યો.

એકાદ ગાઉ અમે ચાલ્યા હોઇશું, એટલામાં આ નાનો રસાલો ધીમે ધીમે અમારી આગળ ચાલતો અમને દેખાયો. અમારા ઘોડાના દોડવાથી, તેઓને ઝટ અમારે વિશે ખબર પડી ગઈ. પહેલાં તો કોઇએ અમારી દરકાર કરી નહીં, પણ જેવા અમે લગભગ પાસે આવી પહોંચ્યા કે એક ગાડીનો પડદો ઉંચકાયો, અને નૂરમહાલે ડોકયું બહાર કાઢીને અમારા તરફ જોયું. મેં તરત જ એની ગાડીને ઘેરી લેવાને મારા માણસોને ફરમાવ્યું અને તરત જ ગાડીમાંથી એક ભયાનક ચીસ પડી. ચીસ પડતાંની સાથે નૂરમહાલ ગાડીમાંથી કૂદી પડી. આગળ ચાલતાં એક ઘોડેસ્વારને ઉતારી પાડી, પોતે તેનાપર ચઢી બેસી, ઘોડાને સડાક

હતી કે ચાબુક મારી અમારા મોં આગળથી દૂર થઈ ગઇ. આ બનાવ એટલી તો ઝડપથી બન્યો કે, નૂરમહાલ છેક અમારી નજરથી દૂર થઈ ગઈ, ત્યાં સૂધી એને પકડવાનું મને કે મારાં માણસોને ભાન રહ્યું નહીં.

ચીસ પડતાંની સાથે હું ઘોડાપરથી કુદી પડ્યો અને પેલી ગાડી-પર ચઢી ગયો. તેનું બારણું ઉઘાડતાં મેં શું જોયું ? ગુલાબ લોહીમાં તરબોળ થયેલી અને મુડદાં જેવી પડેલી ! હવે મને માલમ પડ્યું કે, નૂરમહાલે મને જોતાંની સાથે પોતાનું ખંજર ગરીબ બીચારી ગુલાબના પેટમાં ભોંકી દીધું હતું. આ દેખાવ જોતાં મેં એક મોટી હાય મારી. પછી ગુલાબનું માથું મારા ખોળામાં લીધું. મારાથી આ જોઈ શકાતું ન હોતું, પણ જોયા વગર છૂટકો ન હોતો. નૂરમહાલે ખરેખાત પોતાનો બોલ પાળ્યો, તેણે મારાપર ઘાતકી રીતે વેર લીધું.

રડતી આંખે મરતી ગુલાબને મેં બોલાવી; "ગુલાબ ! વહાલી ! મારા સામું જો. જે તને બચાવી શકયો હોત, તેને લીધે આજે તું મરે છે. આ હું સાદીક, તારા મોં આગળ ઉભો છું. તું મારા તરફ જરા—એક પલક જો."

ગુલાબે પોતાની બંધ થતી આંખોએ મારા તરફ જોયું. તેણે મારો હાથ દાબ્યો. તે બોલવા જતી હતી, પણ તેની જીભ ખેંચાઈ ગઈ. તે બોલી શકી નહીં. તે મારા તરફ જોઈ રહી. તેના હોઠ હાલતા હતા, પણ કશો ઉચ્ચાર થઈ શકતો ન હતો. તેના જીવનની બીલકુલ આશા રહી નહીં. મારી આંખોમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. ઓચિંતુ તેણે માથું ઉંચક્યું, તે નીચું પડ્યું, અને મારા ખોળામાં મૃતશરીર શિવાય બીજું કાંઈ પણ રહ્યું નહીં.

હવે મારાથી રહેવાયું નહીં. હું મોટેથી રડવા લાગ્યો. મારા માણસો સ્તબ્ધ થઇને આ દેખાવ જોઈ રહ્યાં. આ પ્રમાણે હું કયાં લગણ બેસી રહેતે, તે હું કહી શકતો નથી. પણ છેવટે મારા એક ઘોડે-સ્વારે ધીમેથી મને પાછા ફરવા વિનતિ કરી. કારણ કે નજફઅલીખાન મારી ગેરહાજરીનો લાભ લઇને છટકી જાય નહીં, તે સંભાળવાનું હતું.

"હાય ! જો આ તેની સયતાનજાદી છોકરીનું કામ !" મોટો નિસાસો મૂકી મેં જવાબ દીધો.

"શું કયા ખુદાવિંદ ! એ બદબખ્તકી લડકી ખૂની ?" મારાં માણસો એકી વખતે આશ્ચર્યથી બોલી ઉઠ્યાં.

"હા, હા ! મારાં કમનસીબે આ સુંદર ફુલ કચડાઈ ગયું. યા અલ્લાહ ! યા કરીમ ! આ બદબખ્ત નૂરમહાલને મેં કદી ઓળખી નહીં હોત તો કેવું સારું !"

તાયફાનાં માણસો આ બનાવ જોવાને થોભ્યા ન હોતા. નૂરમહાલ દોડી કે તેની પાછળ આ લોકોએ પણ દપટાવવા માંડ્યું. ફકત જે

ગાડીમાં ગુલાબ હતી તે ગાડીવાળો જ ત્યાં ઉભો રહ્યો. તે કાંઇ મારી દયા ખાવાને કે દીલસોજી બતાવવાને ન હોતો ઉભો, પણ પોતાની ગાડી પાછી લેવાને તેને ઉભા રહેવાની જરૂર પડી હતી. મેં તેને અરજ કરી કે, ગુલાબનું મૃતશરીર જયપુરમાં લઈ જવાને થોડોક વખત વધારે મને એની ગાડી વાપરવા દેવી.

આ પાષાણ હૃદયનાં માણસને પણ મારી દયા આવી અને તેણે કબુલ કીધું. હું હાય પીટાપીટ કરતો તે ગાડીમાં બેસીને ગામમાં પાછો આવ્યો. આ અણધાર્યો બનાવ જોઇને મારાં માણસો પણ ગભરાઈ ગયાં. મારાપર આવી પડેલી આફતની વાત તરત ગામમાં ફેલાઈ ગઈ. મને જેમ તેમ ગાડીમાંથી ઉતારી મારા ઓરડામાં લઈ જવામાં આવ્યો. મને તેઓએ થોડુંક પાણી પાયું અને એક બે કલાક આરામ લેવા તેઓએ મારા કાલાવાલા કીધા.

જયસિંહને આ વાતની તરત ખબર પડી, એટલે તેઓએ એક માણસ મોકલી મને પૂછાવ્યું કે, જો તમારી મરજી હોય તો નૂરમહાલને પકડવાને એક લશકરને તેની પાછળ મોકલી આપે. પણ નૂરમહાલને પકડવાથી હવે કાંઈ ફાયદો નથી, તેમ મારી ગુલાબ પણ જીવતી થઇ શકે એમ નથી, તેથી મન વાળી મેં ઘણા ઉપકાર સાથે ના કહાવી.

ગુલાબનો કાકો બુરકંદાઝખાન, જયપુરના મહારાજાનો ખાસ મિત્ર હોવાથી, મહારાજાએ ગુલાબની ઉત્તર ક્રિયા કરવામાં પૈસાની બીલ-કુલ કસર કીધી નહીં. એક એકાંત જગ્યામાં ગુલાબના શરીરને દફ-નાવવા માટે લઈ જવામાં આવ્યું. ગામના નાના મોટા સર્વે અમલદારો, હિંદુઓ, મુસલમાનો, તેમ જ બીજા બધા મોટા અધિકારીઓ, મારા દુઃખમાં ભાગ લેવાને કબર આગળ ભેગા થયા. અતિશય વિલાપ કરતાં મેં છેલ્લો સેજદો કીધો અને પછી સૌ વિખરાવા લાગ્યાં. ભર શોકમાં હું મારા મહેલમાં પાછો ફર્યો.

હવે મને મારી સ્થિતિનો વિચાર આવ્યો. તરત જ કેદી સલામત છે કે નહીં, તેની મેં તપાસ કરાવી. મેં જયપુરથી તરત ઉપડવા હુકમ કીધો. મહારાજા મને છેલ્લી સલામ કરવા, મને દીલાસો આપવા, મારા મહેલમાં આવ્યા. મેં તેમનો ઘણો ઘણો આભાર માન્યો, અને દુઃખી હૃદયથી જયપુરને સલામ કરી હું નીકળી પડ્યો.

મારી અજાયબી વચ્ચે માલમ પડ્યું કે, મારી સાથે મારા લશકરનો અડધો ભાગ જ હતો. કેદીને સંભાળવા માટે માત્ર પચાસેક માણસો જ હતા. બાકીના હજુ જયપુરમાં હતા. તેઓ આગલી રાતની મોજમાં ચકચૂર થઇને ઢેં થઇને પડ્યા હતા. તેથી તેઓ મારી સાથે ઉપડી શક્યા

ન હતા. મારા સાથે જેઓ ચાલતા હતા, તેઓ વધારે ડાહ્યા થઇને, કેદીને લઇને મારાથી આગળ ચાલી ગયા. જો કે મારી સાથે પાંચસો માણસો હતા, છતાં મને નજફઅલી નાસી જાય તેની બ્હીક લાગી. મેં મારો ઘોડો આગળ દોડાવ્યો.

---

## પ્રકરણ ૪૩ મું.

### આફતપર આફત.

નજફઅલીને લઇને મારાં માણસો ઘણા આગળ વધી ગયાં હતાં, તેથી હું તેમને પકડી શકયો નહીં. મને કેદી વિશે ચિંતા થવા માંડી, પણ મારી સાથેનાં માણસો વારંવાર મને કહેતાં હતાં કે બ્હીવાનું કાંઈ કારણ નથી: આપણે તદ્દન સહી સલામત છીએ. ન છૂટકે તેમનાં આ વચનોપર વિશ્વાસ મેલીને મારે ચાલવું પડતું હતું. આ પ્રમાણે અલબત અમે ઘણો રસ્તો કાપ્યો. છેક સાંજ પડવા આવી ત્યારે મેં બહુ આઘે ઘણા ઘોડેસ્વારોને જોયા. મને લાગ્યું કે, તે મારાંજ માણસો છે. પણ તરત જ મને માલમ પડ્યું કે, તેઓ આમથી તેમ દોડતા હતા. કેટલાક મારી તરફ આવતા હતા, ને વળી કેટલાક બાજુના ખેતરો તરફથી પસાર થઈ જતા હતા; અને વળી કેટલાક ઉભા રહેલા મને માલમ પડ્યા. આ ગુંચવાડો જોઈ મને કાંઈ સમજ પડી નહીં, અને મેં વધારે જલદીથી આગળ ચાલવાને મારાં માણસોને કહ્યું.

એટલામાં સામેથી આવતા ઘોડેસ્વારોમાંનો એક જણ અમારી પાસે આવી ઉભો. મારી સાથેના એક માણસે તેને તરત ઓળખી કાઢ્યો, અને બૂમ મારીને કહ્યું કે, "આ તો આપણા લશકરમાંનો જ છે! અરે! આપણા માણસોપર કોઇએ હુમલો કર્યો છે કે શું?' આમ બોલીને, પેલા નવા આવનારને તરત મારી પાસે બોલાવવામાં આવ્યો. મેં તેને એકદમ પૂછ્યું; "કેદી છે કે નહીં?"

"જનાબ, તે નાસી ગયો અને આપણાં અડધાં માણસો માર્યાં ગયાં!"

"ઠીક શિક્ષા થઈ. મારાં હુકમ વગર આગળ ચાલી જનારાઓ માટે ઠીક થયું. પણ નજફઅલી કેવી રીતે નાસી ગયો?"

"જનાબ, ભીલ લોકોનું એક મોટું ટોળું, પાસેની ખીણમાંથી અમને જોઇને એકદમ બહાર નીકળી આવ્યું, અને અમારાપર હુમલો કર્યો. તેમને જોતાં જ નજફઅલી ખુશઆમદીદ!* ખુશઆમદીદ! કરીને બૂમ પાડી ઉઠ્યો અને અમારી પાસેથી દોડીને તેમનાં ટોળામાં ભરાઈ ગયો. અમે તરત ભીલોને તલવારથી ઝાટકવા માંડ્યા, પણ તેઓ પોતાનાં તીર

---

* ભલે પધાર્યા.

એવાં તો સચોટ મારતા હતા કે, આપણામાંનાં ઘણાખરાં માણસો ટપોટપ પડવા લાગ્યાં. તેઓ વધારે વખત થોભ્યા નહીં. જે ખીણોમાંથી તેઓ નીકળી આવ્યા હતા, ત્યાં તેઓ પાછા દોડી ગયા. નજફ પણ તેમની સાથે ભરાઈ ગયો અને અમે પાછળ દોડીને જોઇએ છીએ તો ત્યાં કશું માલમ પડતું નથી!"

આ સમાચાર સાંભળી હું ભારે શોકગ્રસ્થ થયો. આજે મારાપર સંકટ પડવામાં કાંઈ બાકી રહ્યું નહોતું. અમે બનતી ઝડપે હુમલાવાળી જગ્યાએ જઈ પહોંચ્યા, પણ નાસી ગયલો શિકાર ફરી મળે એમ બીલકુલ દેખાયું નહીં. ગુલાબના શોકમાં તો હું હતો, તેટલામાં આ અણધાર્યા બનાવથી મારું મગજ ઘૂમવા લાગ્યું. મેં ઘાયલ થયલા માણસોને પાટા બાંધી પાલખીમાં નાંખવા તથા મરી ગયેલાઓને દાટી દેવા હુકમ આપ્યો. મારી પાછળ જયપુરથી રહી ગયેલા માણસો પણ આવી પહોંચ્યા. પોતાનું કામ કરી રહીને મારાં માણસોએ પાછી કૂચ શરુ કીધી. ચુનંદા બારસો આદમીમાંથી માત્ર હવે સાતસો માણસો મારી પાસે રહ્યાં હતાં. કાંઈ પણ મોટી લડાઈ લડ્યા વગર, તેમ જ ફતેહ મેળવ્યા વગર, મેં પાંચસો માણસો ગુમાવી દીધાં! મીરજુમલાને શું જવાબ આપીશ, તેની મને ફીકર થવા લાગી.

ભીલોનું ટોળું કેમ આવ્યું, અને નજફઅલ્લી તેમાં કેમ ભરાઈ ગયો, તે હજુ મારે જાણવાનું હતું. મારી ખાત્રી થઈ કે, નજફઅલ્લી ભીલોની મદદની આશા રાખતો હશે. નહીં તો એકે તડાકે ખસી જઈ તેમાં ભળી જાય નહીં. તેથી જે માણસો એનાપર જયપુરમાં ચોકી કરતા હતા, તેમને મારી પાસે બોલાવી, કેદખાનામાં એને કોઈ મળવા આવ્યું હતું કે કેમ, તેની તપાસ કરવા માંડી. તેઓએ ચોખ્ખી ના કહી કે કેદખાનામાં કોઈ મળવા આવ્યું નહોતું; પણ એક નાચનારી કેદખાના આગળ આવી બહુ કાલાવાલા કરીને એમ કહેતી હતી કે, મહેરબાની કરીને આટલી ચીઠ્ઠી પેલા કેદીને આપી આવો. આ ઉપરથી એક ચોકીદારને દયા આવી, અને તેની ચીઠ્ઠી નજફઅલ્લીને આપી આવ્યો હતો.

"ઠીક! સાંભળ્યું! આ બધી આગળથી ગોઠવી રાખેલી બાજી હતી. એ નાચનારી તે નૂરમહાલ! બીજી કોઇ જ નહીં." મેં બધું સાંભળીને જવાબ દીધો.

હવે મારાં માણસો પોતાની ભૂલ જોઈ શકયાં! અને પોતાની ભૂલને માટે ઠપકો મળશે, એમ ધારી તેઓ દિલગીર થયાં. પણ તેમનાં કરતાં મારી દિલગીરી વિશેષ હતી. જોખમદાર તો હું હતો, તેઓ નહોતા. જેમ તેઓ માંહોમાંહે પોતાનું મન વાળતા હતા, તેમ મને પણ મારી દિલગીરીમાં મન વાળવાની ન છૂટકે જરૂર પડી.

એકે કહ્યું; "ભાઈ! નશીબમાં હોય તે થાય. આપણા હાથમાં શું છે?"

"ખરેખર, સત્ય બોલ્યો! કહેવતજ છે કેની કે લખ્યા લેખ મીટે નહીં;" બીજાએ ટાપસી પૂરી.

"અરે આપણે શરમને લીધે નીચું જોવું પડશે, તેનો કોઈએ તમે વિચાર કીધો?" એક બુઠ્ઠો સ્વાર વચ્ચે બોલી ઉઠયો.

"પણ સાળા ચોકીવાળાની જ ભૂલ કેની, કે તે વળી ચીઠ્ઠી હાથોહાથ આપી આવ્યો?" ચોથાએ પોતાનું ડહાપણ બતાવ્યું.

"જવા દે: હવે એ વાત, બન્યું તે નહીં બન્યું થનાર નથી! નસીબમાં હોય તે ખરું; જસી અલ્લાહતાલાકી મરજી!"

મારે પણ આ લોકોની વાત સાંભળીને નસીબમાં હોય તે ખરું, એમ માન્યા વગર છૂટકો નહોતો. હું આજે કોઈ સાથે ઝાઝું બોલતો નહોતો, તેમ કોઈ મારી સાથે વાત કરવાની પણ હીંમત કરતું નહોતું. એમ કરતાં કરતાં અમે આગ્રા આવી પહોંચ્યા.

મારા આવ્યાની ખબર તરત મીરજુમલાને પડી. તેણે મને તેડવાને એક માણસ મોકલ્યો! અને તેના હુકમ મુજબ તેની મુલાકાત લેવા હું ગયો. તેને મળવામાં મને બીલકુલ ખોટી થવું પડયું નહીં.

"અલ્લાહના નામથી હું તને પૂછું છું; બોલ. જે ઘોંટાળો મેં સાંભળ્યો છે તે ખરો છે કે ખોટો?" તેણે દમમાં જ મને પૂછ્યું.

"નામવર! તે તદ્દન ખરું છે! નજફઅલ્લીના નાસી જવા માટે સૌથી વધારે હું દિલગીર છું. હું બધો ખુલાસો કરવાને તૈયાર છું!" આમ કહીને જે કાંઈ બન્યું હતું, તે શરુઆતથી મેં તેને કહેવા માંડયું.

"બસ! તેં એને કેદ કેવી રીતે કીધો તે મારે જાણવું નથી. તે કેવી રીતે નાસી ગયો તે મને જણાવ!" મને બોલતાં અટકાવીને જુમલા મને કહેવા લાગ્યો.

મારા શોકમાં હું ઘણી વાત ભૂલી પણ ગયો હતો, અને અત્યારે વળી તે મને દમમાં પૂછતો હતો, તેથી મારું મગજ સ્થિર રહી શક્યું નહીં. મને જે કાંઈ યાદ આવ્યું, તે ઉલટું સુલટું તેને કહી સંભળાવ્યું.

બધી વાત સાંભળી લઇને જુમલા મને કહેવા લાગ્યો; "સાદીક! ઔરંગઝેબે તારે વાસ્તે મને જે કહ્યું હતું તે બરોબર છે. જો તને એક કામ સોંપવામાં આવે, તો તું નક્કી તે પાર પાડે, પણ વચ્ચે જો કોઈ સ્ત્રીની વાત આવી, તો તારાપર બીલકુલ ભરોસો રાખવો નહીં. તારાં બ્હાનાં ચાલી શકશે નહીં. તેં મને ઘણોજ નિરાશ કર્યો છે. હવે મને તારો ખપ નથી. તું આગ્રામાં આવ્યો છે, તેની ખબર દારાને પહોંચી ગઈ છે. વળી તારી ભૂલને લીધે એના લસ્કરમાંના સરસ ઘોડેસ્વારો

માર્યા ગયા, છે તેથી એ ઘણો ગુસ્સે થયો છે! તે તારું મોત માંગશે, માટે તારે જવું હોય ત્યાં નાશી જા! ડાહ્યો હોય તો પાછો ઔરંગઝેબ પાસે જા."

આટલું કહી તેણે મને જવાની રજા આપી. આજે હું એને કશો જવાબ આપી શકયો નહીં. હું એમને એમ બહાર ચાલી આવ્યો. રસ્તામાં મને યાસમીન મળ્યો. મારાપર પડેલી આફતથી મેં તેને વાકેફ કીધો. ગુલાબનું શું થયું, નજફઅલ્લી કેવી રીતે નાસી ગયો અને મીરજુમલાએ મને રજા આપી, તે સર્વે મેં એને કહ્યું. તે સાંભળી એ પણ ઘણો દિલગીર થયો. ગુલાબની વાત સાંભળી એની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં.

એણે પણ મને આગ્રા છોડી ચાલ્યા જવા આગ્રહ કીધો! દારા અતિશય ગુસ્સે થઈ ગયો હતો. બે વખત મારો જાન લેવામાં એ નિષ્ફળ નિવડયો હતો, તેથી આ વખતે તે મને જીવતો જવા દે, એવી આશા નહોતી. મેં પણ જુમલા અને યાસમીનની સલાહ પ્રમાણે તરત શહેર છોડી જવા વિચાર કર્યો. તેથી યાસમીનની રજા લઇને એકદમ હું મારા મુકામપર આવ્યો. સુલેમાન અને લુચ્ચાને ઉપડી જવા વિશે ચેતાવ્યા, અને તેઓ પણ મારી સાથે આવનાર હોવાથી તરત તૈયાર થઈ ગયા. ઘણા થોડા વખતમાં અમે ત્રણ જણા આગ્રાને સલામ કરી નીકળી પડ્યા!

મારું મગજ અવનવા બનાવોથી એટલું તો ઘેરાઈ ગયું હતું કે, આગ્રાનું રાજકીય પ્રકરણ હમણાં કેમ ચાલતું હતું, તે જાણવાનો મને બીલકુલ અવકાશ મળ્યો નહીં. આગ્રા છોડ્યા પછી મને વિચાર થયો કે, ઔરંગઝેબ પાસે હું જાઉં તો છું; પણ મને આગ્રામાં શું ચાલે છે તે વિશે પૂછશે, અને હું કશો જવાબ દઈ શકીશ નહીં તો મને કેટલું ખરાબ લાગશે! ઉતાવળમાં આ વિશે યાસમીનને પણ પૂછવાનું હું ભૂલી ગયો, તેથી સુલેમાનને એક કાગળ લખી આપી યાસમીન પાસે તેને મોકલ્યો અને શાહજહાન તથા દારા શું કામમાં રોકાઈ ગયા છે, તેમ જ મીરજુમલા આગ્રામાં રહીને શું કરવા માગે છે, તે વિશે એ જે કાંઈ જાણતો હોય તે મને તરત લખી જણાવવા મેં એને લખ્યું.

થોડા જ વખતમાં સુલેમાન સાથે યાસમીને મને નીચલો જવાબ લખી મોકલ્યો.

"દોસ્ત સાદીક!

"મીર જુમલાએ નામદાર શાહજહાનની મોટી મહેરબાની મેળવી તાગડધિન્ના કરે છે. ગોવળકોંડાના હીરાથી બાદશાહ ખુશખુશ થઈ ગયો છે. કંદહારપર ચઢાઈ કરવાનો બાદશાહનો વિચાર હતો, તે મીરજુમલાએ ફેરવી નાંખ્યો છે અને ગોવળકોંડાપર એક ચઢાઈ કરી તેને સર કરવા આ બંને જણાઓએ કાવત્રાં રચ્યાં છે. વળી એવું પણ સાંભળવામાં આવ્યું છે કે,

એક મોટું લશ્કર તૈયાર કરી મીર જુમલાની સરદારી હેઠળ તેને મૂકવામાં શાહજહાનનો બીજો પણ હેતુ છે. દારાના તુમાખી સ્વભાવથી બાદશાહ ગુસ્સે થયો છે, તેથી તેની સત્તા ઓછી કરવામાં મીર જુમલા મદદગાર થઈ પડશે, એવી તેમને આશા છે. દારા આ યોજના પસંદ કરતો નથી; મીર જુમલા મોટું લશ્કર લઈને દખણમાં જાય, તેનો અર્થ એટલો જ તે કરે છે કે, ઔરંગઝેબ સાથે આ લશ્કર જરૂર મળી જશે! માટે આ લશ્કરને દખણમાં જતાં અટકાવવા દારા મથ્યો, પણ તેમાં દારા નિષ્ફળ ગયો છે. બાદશાહે મીર જુમલાને દખણ જવા માટે ફરમાનો કાઢ્યાં છે.

"છતાં દારા બીજી યુક્તિમાં ફતેહ પામ્યો છે. એના ઘણા આગ્રહથી શાહજહાને મીર જુમલા પાસે કેટલીક શરતો કરાવી છે. ઔરંગઝેબનાં લશ્કરની મદદ બીલકુલ માંગવી નહીં, મીર જુમલાએ પોતે જ સરદારી રાખવી, ઔરંગઝેબે દોલતાબાદમાં રહીને પોતાની હાકમી સાચવ્યા કરવી. આથી પણ વિશેષ સખત શરત એ છે કે, મીર જુમલાએ પોતાની સારી વર્તણુંક અને નિમકહલાલી માટે–બાંહેધરીમાં–પોતાના કુટુંબને આગ્રામાં મૂકીને જવું. જો તે નિમકહલાલ નહીં નીકળે તો તેના છોકરાઓને કેદ કરવામાં આવશે. છેલ્લી શરતથી અમીરને બહુ ખોટું લાગ્યું હતું, પરંતુ શાહનશાહ તેને મનાવી લેવા શક્તિવાન્ થયો છે.

"થોડા વખતમાં મીર જુમલા પોતાનાં લશ્કર સાથે અહીંથી ઉપડશે, તેની સાથે હું પણ આવવાનો છું, એટલે આપણે ફરી દખણમાં મળીશું.

"વધારે કાંઈ લખવા જેવું રહ્યું નથી. ખોદા પાસે દુવા માંગું છું કે, તે પાક પરવરદેગાર હમેશાં તારી આબાદી કરો. યાસમીન."

આ પત્ર વાંચી હું ઘણો ખુશી થયો. આ ખબર મને ઘણા અગત્યના મળ્યા છે એમ મને લાગ્યું. અલબત, ઔરંગઝેબ આ સમાચાર સાંભળી ખુશી થશે કે નહીં, તે હું કહી શકતો નથી; પણ તે પોતાનું કામ કાઢી લેવાને જરૂર કાંઈપણ યુક્તિ શોધી કાઢશે, એમ હું ધારતો હતો.

મારે હવે આ જગ્યાએ વધારે થોભવાની જરૂર નહોતી. તેથી મેં ઉપડવા વિચાર કર્યો. બહારોબહાર દખણનો રસ્તો લેવાને બદલે મને જયપુર જવાનું મન થયું. જો હું જયપુર જાઉં તો મહારાજાને પણ ફરી એકવાર મળાય, તેમ જ ગુલાબની કબર આગળ સેજદો પણ કરી અવાય. આ વિચારથી મેં પહેલાં જયપુર જવાનો, અને પછી ત્યાંથી દખણમાં જવાનો મેં ઠરાવ કીધો.

---

# પ્રકરણ ૪૪ મું.

## રસ્તામાં.

મારો સૂર્ય હાલ અસ્ત પામ્યો હતો. મીર જુમલાએ મને રજા આપી હતી, તેથી મને પહેલાં જેટલું માનઅકરામ મળે તેવી આશા જ નહોતી. જયપુરમાં મહારાજાને મારા આવવાની ખબર પહોંચાડવામાં આવી, પણ બ્હાનું કાઢી તેણે મને મળવા ના પાડી. તેમ જ મારા ઉતારા માટે પણ કશો બંદોબસ્ત કર્યો નહીં. તે જાણતો હતો કે, આ વખતે હું કાંઈ મોટી કીંમતી ભેટ સોગાદો લાવ્યો નથી. નજફઅલી મારા હાથમાંથી છટકી ગયો હતો અને મને નોકરીપરથી ઉખેડી નાંખવામાં આવ્યો હતો, આ બધું તે જાણતો હોવાથી મને નહીં મળે એમાં કાંઈ નવાઇ નથી. મને ઉતરવાને બીજી જગ્યા નહીં મળવાથી, હું ત્યાંના મુસાફરખાનામાં જઇને ઉતર્યો. મારી સાથે આ વખતે સુલેમાન અને લુચ્ચો હતા. મુસાફરખાનામાં ગયા બાદ લુચ્ચાએ મારો સામાન બરાબર ગોઠવ્યો, અને સુલેમાન ગામમાંથી થોડાક ચાવલ લઈ આવીને પકાવવા બેઠો. મહારાજાએ મને મળવા ના પાડી, એટલે હવે અહીં રહેવામાં મારો હેતુ માત્ર ગુલાબની કબરને સેજદો કરવા વિના બીજો નહતો અને તેથી ભોજનથી પરવારીને તરત હું ત્યાં જવા નીકળ્યો. ગુલાબની કબર એક વાડીમાં હતી, અને ત્યાં એક ઘરડો સીપાઈ હમેશાં ચોકી કરતો હતો. અંદર દાખલ થવા દેવાને માટે પેલા સીપાઇના હાથમાં મેં કેટલાક પૈસા મૂકયા, એટલે તરત મને અંદર જવા દેવામાં આવ્યો. કબર પાસે જઇને ગુલાબને સંભારી હું ઘણું રડ્યો, તથા તેનું જે કમોત થયું તે માટે નૂરમહાલને શાપ દેવા લાગ્યો તેના આત્માની મુક્તિ માટે મેં પરમેશ્વરની પ્રાર્થના કીધી. બાદ ત્યાંથી હું પાછો મુસાફરખાનામાં આવ્યો.

જે ઠેકાણે હું ઉતર્યો હતો તેમાં મુસલમાનો જ એકલા ન હોતા આવતા, પણ હિંદુઓ સુદ્ધાં ત્યાં આવીને ઉતરતા હતા. વળી જેમ આગ્રામાં કે દખણમાં હિંદુ મુસલમાન લડી મરતા હતા, તેમ આ લોકો લડતા નહોતા, પરંતુ એકબીજા સાથે ભાઇચારાથી વર્ત્તતા હતા. જો કે તેઓ એકબીજાને કદી ઓળખતા નહીં હોય, ગમે તે ગામથી આવેલા હોય, તે છતાં તેઓ એક બીજા સાથે તરત દોસ્તી કરતા ખૈર આફીયત પૂછતા! આજે પણ જયારે હું પાછો ફર્યો, ત્યારે આ લોકો ખાઈપી પરવારી, બધા ગોળકુંડાળું વળી બેઠા હતા, અને વખત પસાર કરવાને ગપ્પા મારતા હતા. જેવો હું ત્યાં દાખલ થયો, એટલે તેઓની નજર મારા તરફ ખેંચાઈ. મારી સાથે બે માણસો હતાં, તેમ જ વળી હું રુવાબમાં રહ્યો હતો, તેથી તેઓ મને કોઈ મોટો માણસ ધારતા હતા. જયારે હું પાછો

આવ્યો, ત્યારે મને જોઇને એક ઘરડો મુસલમાન કે જે ગંભીર ચહેરે બધાંની વચ્ચે બેઠો હતો, તેણે મને નીચા વળી સલામઆલેકુમ કરી પોતાની પાસે બોલાવ્યો! હું તેને જવાબ આપી તેની પાસે ગયો; એટલે તેઓ શું વાતના ગપ્પા મારતા હતા તે મને જણાવ્યું. હિંદુઓ વધારે જુલમગાર હતા કે મુસલમાનો, તે વિશે તેઓ તકરાર કરતા હતા, અને તે તકરારમાં સામેલ થવાનું પેલા બુઢ્ઢાએ મને કહ્યું. તેપરથી મારા પિતા સદુલ્લાખાનપર જે જુલમ ગુજારવામાં આવ્યો હતો, તે મેં તેમને કહી સંભળાવ્યો.

"રાસ્ત હોયગા! મગર યક આદમીકા જુલુમસે સબ મહમદીયાનકું જુલુમગાર ઠરાના અચ્છા નાહીં!" મારો દાખલો સાંભળી તે તકરાર કરવા લાગ્યો.

"અચ્છા, દુસરી એક બાત સુનો, ગોવલકોંડાકે બાદશાહને બહોત જુલમ કીયા હય. ઉસકી બાત મય દીખી તો નહીં હય, મગર સુની હય! આપકી મરઝી હોયગી, તો મય સુનાઉંગા,"

"હાં, તો હમકુ મહેરબાની કરકે સુનાવો!" તેઓ એક અવાજે બોલ્યા! તેઓએ પોતાની ચલમ તૈયાર કીધી અને વાત સાંભળવાને ટટાર થઇને બેઠા. આ ઉપરથી કુતુબશાહને વિશે મેં જે કાંઈ સાંભળ્યું હતું તે મેં કહી સંભળાવ્યું.

મારી વાત સાંભળી રહ્યા પછી, પાછો પેલો ઘરડો મુસલમાન બોલવા લાગ્યો; "મયને ભી સુના હય કે કુતુબશાહ બહુત જુલુમગાર હય. મગર દેખો અપના દીન ઉસકુ ઐસા બનાનેકું નહીં ફરમાતા; મગર યે હિંદુ લોગોમેં ઉસકા દીન બદકામ કરનેકું ફરમાતા. જો આપકી મરજી હોયગી તો એક કયા, સદહઝર દાખલા મૌજીદ કરુંગા, ઔર તુમેરી ખાતર જમે કરુંગા કે, યહ હિંદુઓકા દીન આપના મહઝબસે બદતર હય."

"અબ જાને દો જનાબ! યહ કારવાનસરા કયા કુછ તકરાર કરનેકી જગા હય! જાને દો યેહ બાત!" વખતે તકરાર વધી પડી, હિંદુઓનાં દીલ દુઃખાય, તો તે અટકાવવાના હેતુથી એક બીજો ઘરડો મુસલમાન વચ્ચે બોલી ઉઠયો. આ વાત સૌને પસંદ પડી, તેથી તેઓએ આ વાત બંધ કરી, બીજી વાત ઉપાડી.

"ઇસ શહેર મેં ચંદરોજકે અવલ બહુત ગમખાર બનાવ હુવા હય. યક ગાનેવાલીકા ખૂન હુવાથા." એક જણે બીજી વાત કાઢી, જે ગુલાબના ખૂનની હતી.

"યહ જુઠ હય. વો ગાનેવાલી ઔર નાચનેવાલી કી કૈદી થી!" મેં કહ્યું.

"વો મેરેકું જનાબ મઆમુલ નહીં હય! મગર વો લોગ સબ સાથ મુસાફરી કરતેથે!"

"હાં, વો સચ્ચ હય!"

"ઔર લૌગો ઐસાભી બોલતે હેં કે, યક જવાંમર્દ વો લરકીકું બચાનેકું ગયે, ઔર ભુલમે ઉસકું છુરી માર દીયા!"

"વોભી જુટ હય!"

"જનાબ; આપકું સબહીમ માલુમ હય? મહેરબાની કરકેં હમકું સચ્ચ બાત સુનાયગા?"

"મબાફ કરો! વો જવાંમર્દ મય ખુદહું, ઔર વો લરકીકી સાથ મય શાદી કરને વાલાથા. ઉસકુ વો બદમાશ લોગ લે ગયેથે, મય ઉસકુ જબ છુડાનેકું ગયે તબ વો બીચારીકું યક નાપાક ઓરતને ખંજર ખેંચ મારડાલા!" આટલું કહેતાં મારું મ્હોડું ઉતરી ગયું, અને જો વધારે બોલતે તો મારી આંખમાંથી આંસુ પડ્યા વગર રહેતે નહીં. મારો આ દેખાવ જોઈ તેઓએ મને આ વિશે કાંઈ વધારે પૂછ્યું નહીં. મારી દલગીરી દૂર કરવા તેઓએ તરતજ વાત ફેરવી નાંખી. આડા અવળા ગપ્પા માર્યા, અને પછી રાત બહુ વીતી જવાથી સૌ ઉઠી ગયા.

બીજી સવારે ઉઠીને આગલી રાતની મીજલસમાં બેઠેલા એક હિંદુની પાસે હું ગયો. તેણે મને કહ્યું હતું કે, તે દખણમાં જવાનો હતો, અને જો તેનો સંગાત મળે તો વધારે સારું, એ વિચારથી હું તેની પાસે ગયો. તે પણ મારી સાથે આવવાને ઘણો રાજી હતો. તેથી મને જમીને વહેલા તૈયાર થવાને કહ્યું. હું સુલેમાન પાસે ગયો, અને તે જ દિવસે આપણે ઉપડી જવું છે એમ મેં એને જણાવ્યું. લુચ્ચાએ મારો સામાન બાંધી દીધો, અને અમારા ઘોડાઓને પણ તૈયાર કરી દીધા! અમે તરત જમી લીધું કે, એટલામાં અમારો હિંદુ સાથી અમને બોલાવવા આવ્યો. અમારે પણ કાંઈ ખોટી થવાનું નહોતું, તેથી અમે ચારે જણ જયપુર છોડી નીકળ્યા.

રસ્તો કાપવાના હેતુથી મેં તેને કાંઈ વાત ચલાવવાને કહ્યું, અને એ વળી વાત કરવામાં બધાંને પહોંચી વળે એવો માલમ પડ્યો. તેણે તો જે વાત ચલાવવા માંડી તે એવી ચલાવી કે હું તો રસ્તાનું પણ ભાન ભૂલવા લાગ્યો, ને વાતમાં જ તલ્લીન થઈ ગયો! એક બાજુ પેલો હિંદુ મને વાર્તા કહેતો હતો, તેથી અમે બંને સાથે ચાલતા હતા. અને બીજી બાજુ લુચ્ચો સુલેમાનને વાર્તા કહેતો હતો, તેથી તેઓ સાથે સાથે અમારી પાછળ આવતા હતા. છેક સાંજ પડવા આવી ત્યારે અમારી વાર્તા પૂરી થઈ. તેણે જે સરસ વાત મને કહી સંભળાવી તેથી હું ઘણો ખુશ ખુશ થઈ ગયો, અને તેનો ઉપકાર માનવા લાગ્યો. હું દિલગીર હતો કે, મને વાર્તા આવડતી નહોતી; નહીં તો હું પણ તેને એકાદ કહી સંભળાવત.

પણ અમે અમારી વાતમાં એટલા તો ગુલતાન થઈ ગયા હતા

કે, અમે તદ્દન ખોટે રસ્તે ચાલવા લાગ્યા. જ્યારે અમારી વાત પૂરી થઇ ત્યારે મને માલમ પડયું કે, અમે આડે રસ્તે જઈ ચઢયા છીએ. આ જોઈ હું ઘણો દિલગીર થયો, અને અમને નહીં ચેતાવવા માટે સુલેમાનને ઠપકો આપવા લાગ્યો. સુલેમાને માત્ર જવાબમાં એટલુંજ કહ્યું કે, લુચ્ચાની વાત બહુ જ ફક્કડ હતી, તેથી તે ધ્યાન દઇને સાંભળતો હતો! વળી તમે આગળ ચાલતા હતા, તેથી મેં કાંઈ રસ્તાનું ઝાઝું ધ્યાન આપ્યું નહીં. તેનું આ સાંભળીને મારે કાંઈ બોલવાનું રહ્યું નહીં, કારણ કે મારી પણ ભૂલ થઈ હતી. આ જોઈ મારો સાથી મને પૂછવા લાગ્યો કે, "હવે શું કરવું?"

"વળી પાછા ફરવું!" મેં કાંઇક ગુસ્સાથી જવાબ દીધો.

"નહીં, નહીં. તેમ શું કામ કરો છો? આપણે અજમેરના રસ્તા તરફ છઇએ. માટે હવે અજમેર જ ચાલો. ત્યાં શેખખાજે મોયુદ્દીન પીરની કબર છે; તે જોઇને પછી દખણ જજો!" તે મને કહેવા લાગ્યો.

"અરે! પણ મને બીલકુલ વખત નથી, તેમ કબરો જોવા જવાનું મન પણ નથી."

"કેમ! તમને કાંઈ ધર્મપર આસ્થા છે કે નહીં? હું જગન્નાથની જાત્રાએ ગયો હતો, ત્યારે છેલ્લા પાંચ ગાઉ બાકી રહ્યા ત્યારે આખે રસ્તે હાથ જોડીને ઉઠ બેસ કરતો ગયો હતો! અને તમારે તો ઘોડાપર જવાનું છે ને તમે જતા નથી."

"તેં કસરત તો ઠીક કીધી, પણ તેં રાજીખુશીથી કીધી હતી કે કોઇના કહ્યાથી?"

"અરે સાહેબ! મેં મોટું પાપ કીધું હતું!"

"શું પાપ કીધું હતું?"

"મારાથી ભૂલમાં એક હત્યા થઈ હતી!"

"આ તો બહુ જ મોટું પાપ કહેવાય!" મારાથી હસ્યા વગર રહેવાયું નહીં.

મારો સાથી બડો ગમતી હતો. કાંઈ કાંઈ નવા ટુકાઓ જોડી કહાડતો! ઘડીકમાં વાતો કહેતો, તો વળી ઘડીકમાં ગાયન પણ લલકારતો. ખરું કહું તો એને લીધે મને મુસાફરીનો બીલકુલ કંટાળો આવ્યો નહીં. ઘણા થોડા વખતમાં અમે અજમેર આવી પહોંચ્યા.

અજમેરમાં પીરની કબર શિવાય બીજું કાંઈ ખાસ જોવા લાયક નથી. આ પીર આખા હિંદુસ્તાનમાં એટલા તો પ્રખ્યાત હતા કે, ઘણે દૂરથી પણ લોકો પીરની દરગાહ શરીફની મુલાકાત લેવા આવતા હતા. જ્યારે હું જોવા ગયો, ત્યારે પણ પુષ્કળ લોકો ત્યાં આવ્યા હતા, અને મને જણાવવામાં આવ્યું હતું કે, દરરોજ બહારગામના પુષ્કળ લોકો ત્યાં આવતા હતા,

અમે અજમેર રાતે પહોંચ્યા હતા અને રાતની રાત એક ધરમ-શાળામાં પડી રહ્યા. સવારના પ્હોરમાં ઉઠીને હું એકલો પીરની દરગાહ જોવા ગયો. ત્યાં જઈ આવ્યા પછી, મારા સાથીની મેં તપાસ કીધી તો માલમ પડયું કે, તે તો રાતના અમે ઉંઘી ગયા પછી કયાંઈ જતો રહ્યો છે. તે આટલે સૂધી મારી સાથે આવ્યો, અને હવે કહ્યા વગર એમને એમ કયાં ચાલી ગયો હશે, એમ હું વિચારતો હતો, એટલામાં જ તે એક બીજા જ ઘોડાપર સ્વાર થઇને મારી પાસે આવી પહોંચ્યો.

"અરે! આનો શું અર્થ? આ ઘોડો કયાંથી લાવ્યો?" મેં તેના ઘોડા તરફ આંગળી કરીને કહ્યું.

"આ ગામમાં મારો એક દોસ્તદાર રહે છે. તેને મળી આવવાનું મને મન થયું, તેથી જરા તેને ત્યાં હું ગયો અને રાત પણ તેને ત્યાં જ પડી રહ્યો. મારો ઘોડો તેને એટલો તો પસંદ પડ્યો કે, તેણે બ્હોસ કરી અમારા ઘોડા અદલાબદલ કીધા. ચાલો, તમે તૈયાર થયા કે નહીં? દહાડો હવે ચડી જાય છે."

તેનો જવાબ સાંભળી હું વિચારમાં પડ્યો. તે જૂઠું બોલતો હોય એમ મને લાગ્યું. કારણ કે તે લાંબી મુસાફરીએ જઈ આવીને થાકી કેમ નહીં ગયો હોય એમ મને લાગ્યું, વળી તેનો ઘોડો પણ તબેલા-માંથી તરત લાવેલો હોય એમ મને લાગ્યું નહીં. મારા મનનો વિચાર તે ઝટ સમજી ગયો, અને તેથી મને તે ખુલાસો કરવા લાગ્યો.

"તમને એમ લાગતું હશે કે, મારો ઘોડો થાકી ગયો છે. પણ એમ નથી. મારો દોસ્તદાર આજે સવારે એને જરા આમતેમ ફેરવી લાવ્યો હતો, અને વળી એક કલાકમાં મેં તેનાપર સવારી કીધી છે તેથી તમને એ થાકેલો લાગતો હશે. પણ આપણે નસીરાબાદ સૂધી જવાને કાંઈ હરકત નથી."

તેનો આ જવાબ સાંભળી મને કાંઇક સંતોષ મળ્યો, એટલે અમે તૈયાર થઇને નસીરાબાદ જવા નીકળ્યા.

---

## પ્રકરણ ૪૫ મું.

### લુંટારાનો સરદાર!

અમે રસ્તે પડ્યા. પાછો મારો સાથી ગપ્પા છાંટવા લાગ્યો. અમે થોડેક આઘે ગયા હોઇશું કે અમને એક વણજારાની પોઠ મળી. તેમને રસ્તામાં ભીલ લોકોએ લુંટયા હતા, તેથી તેઓ તે વિશે ફરીયાદ કરવાને અજમેર જતા હતા. મારા દોસ્તદારે તેમને અજમેરને બદલે

નસીરાબાદ જઈ ત્યાંના રાજાને ફરીયાદ કરવાની સલાહ આપી. કારણ કે તેમ કીધાથી ઇન્સાફ જલદી મળી શકશે એમ તેણે, તેમને જણાવ્યું. પણ આ વણજારાઓએ સલાહ કબુલ કીધી નહીં અને અજમેરને રસ્તે જ તેઓ ચાલ્યા ગયા. તેમના ગયા પછી આગળ વધતાં, દાબલીનો કિલ્લો આવ્યો. તે બતાવતાં મારા દોસ્તદારે કહ્યું, એ બહુ જૂના વખતનો છે. હવે તો ખંડિયર થઈ ગયું છે, અને તેમાં કોઈ રહેતું નથી. માત્ર થોડીક પળમાં જ મેં તેની ભૂલ ભાંગી. તે જ કિલ્લામાંથી ભીલોનું એક મોટું ટોળું નીકળી આવ્યું અને અમને ચારે બાજુથી ઘેરી લીધા.

પેલો મારો સાથી મારા મોં આગળથી તરત ખસીને બાજુએ ઉભો રહ્યો, અને ખડખડ હસવા લાગ્યો! હું અજાયબ થયો કે, આ માણસને કેમ પકડવામાં આવ્યો નહીં! પણ મને તરત માલમ પડયું કે, એ એક ઠગ–જગન્નાથજીની જાત્રાનો, એક માંકડની હત્યા માટે ઉઠબેસ કરનારો ઠગ હતો! આગલી રાત્રે જે દોસ્તદારને ત્યાં જવાનું એ કહેતો હતો, તે બીજે કાંઈ જ નહીં, પણ આ કિલ્લામાં જ જઈ આવ્યો હશે, ને મોટો શિકાર હાથમાં આવે છે તેની ચેતવણી આપવાને તે ગયેલો હોવો જોઇએ, એમ મને કલ્પના થઈ! આ જોઇને મારી ખાત્રી થઈ કે, અમે જાણી જોઇને એક લુંટારાના હાથમાં ફસી પડ્યા છીએ, અને તેની ભોળી ભોળી વાતોને લીધે અમે ઉંધે રસ્તે દોરાયા હતા.

અમને જેવા ઘેરી લેવામાં આવ્યા કે અમે ત્રણે જણા તેમની સામે થવા લાગ્યા. અમે માત્ર ત્રણ, અને તે લોકોનું તો મોટું ટોળું! અમારું કશું ચાલ્યું નહીં. અમને કેદ કરીને દાબલીના કિલ્લામાં લઈ ગયા, કિલ્લામાં લઈ જઇને અમને એક મોટા ઓરડામાં પુરવામાં આવ્યા. સુલેમાન અને લુચ્ચો પણ મારી સાથે જ હતા તેઓએ પણ આ નવી આફતની કશી બ્હીક રાખી નહોતી. તેઓ પોતાનાં નશીબનો વાંક કાઢવા લાગ્યા.

"સાહેબ! હિંદુઓનો કશો ભરોસો કરવો નહીં. તેણે આપણને ફસાવ્યા છે. પણ એ લોકો આપણને શું કરવા માંગે છે? જો તેઓ લુંટવા માંગતા હોય તો ભલે તેઓ આપણાં માલપાણી લઇને આપણને જવા દે!" લુચ્ચો મને કહેવા લાગ્યો.

"હું ધારું છું કે, આ માણસોની ઉપર બીજો કોઈ બળવાન્ માણસ હોવો જોઇએ. આ ભીલો પોતાની મરજીથી આમ નહીં કરતા હોય;" સુલેમાને પોતાનો વિચાર કહ્યો.

મેં જવાબ દીધો કે; "હું તેમ ધારતો નથી. પણ વખત આવે સૌ માલમ પડશે." અને તેમ જ થયું. થોડા વખતમાં જ અમને બ્હાર કાઢવામાં આવ્યા અને એક વિશાળ ઓરડામાં લઈ ગયા. મારી અજ

યમી વચ્ચે નજફઅલ્લીને ત્યાં બેઠુલો જોયો. મને ત્યાં આવતો જોઇને તે હસવા લાગ્યો. તેણે કહ્યું; "કેમ બચ્ચા સાદિક! બાજી ઉલટઈ ગઈ કે? હવે તું મારો કેદી છે, અને જોઉં છું કે તું અહીંથી કેવી રીતે નાસી જાય છે? મને કેદ કરવા તું માંગતો હતો કેમ? તારે આ કામથી ઉલટા દૂર રહેવું જોઇતું હતું!"

"મને કેદ શા માટે કરવામાં આવ્યો છે? શું તમે મારો જાન લેવા માંગો છો?" મેં તેને પૂછ્યું.

"મને તારે વિશે એક શક છે. જો તે શક ખરો હોય તો તારો જાન લઇશ નહીં; પણ વારુ, મારી વીંટી ક્યાં છે?"

તેના આ સવાલથી હું આશ્ચર્ય પામ્યો. તેની વીંટી મારી પાસે છે તે એ ક્યાંથી જાણે?

મારી અજાયબી જોઇને તે પાછો કહેવા લાગ્યો; "તને અજાયબી લાગે છે કે આ વાત મેં કેમ જાણી. પણ તું ભૂલી જાય છે કે, તેં તે વીંટીની વાત જયપુરના મહારાજાને કહી હતી. ચાલ હવે તે વીંટી લાવ!"

મેં તરત તે મારા ગજવામાંથી કાઢી આપી, પણ તેની સાથે મારી વીંટીપર એની નજર પડી.

"અરે! તારી પાસે પણ શું આમાંની વીંટી છે કે? એ તને કેવી રીતે મળી તે મને કહે!"

મેં ખરી હકીકત તેને કહી. સાંભળી રહીને તે કાંઈ વિચાર કરવા લાગ્યો. પછી તે બોલ્યો; "તેમ જ છે. સાદીક! આજથી તારો જાન સહીસલામત છે. પરંતુ તારી આખી જીંદગી તારે કેદખાનામાં કાઢવી પડશે."

"નશીબમાં લખ્યું હશે તે થશે, પરંતુ મહેરબાની કરી મને એટલું જણાવો કે મારાં માબાપ કોણ હતાં."

"તારાં માબાપ! કેમ તું જ કહે છે કેની કે, સદુલ્લાખાન તારો બાપ હતો!"

"હા. પણ અમારા કેદખાનામાં તે મને એમ સમજાવવા માંગતો હતો કે, એ મારો ખરો બાપ નહોતો. તેની જીભ કપાઈ ગઈ હતી, એટલે તે કશું બોલી શક્યો નહીં."

"તે જાણવાથી તને કાંઈ ફાયદો નથી. તેમ મારે મ્હોડેથી તું કદી તે વૃત્તાંત સાંભળશે નહીં. તું જીવે ત્યાંસૂધી તારે આ કેદખાનામાં રહેવું પડશે!"

"શા માટે?"

"શું તું મને આ સવાલ પૂછવાની હીંમત કરે છે? શું તેં ગુલાબને નમકડી નહોતી મૂકી? નૂરમહુલ્લને તેં બગાડી નહોતી? મીરજુમ-

લાને માટે તું મને પકડવા નહોતો નીકળ્યો ? આ બધું તું કેમ ભૂલી જાય છે? અલ્લાહના નામથી કહું છું કે, જો મેં તારા બચપણમાં સોગંદ નહીં ખાધા હોત તો આજે હું તને જીવતો રહેવા નહીં દેત!” ગુસ્સો કરી તે મને કહેવા લાગ્યો.

“જનાબ! મારાપર જે તહોમતો મૂકવામાં આવ્યાં છે—

“ખામોશ! મારે તારો બચાવ સાંભળવો નથી. તે જે કામો કીધાં છે, તેનો બદલો તને આપવો જોઇએ. પેલા લુચ્ચાને માટે તો નક્કી જ છે કે, તે આજે રાતે મરવો જ જોઇએ!”

“તે મૂર્ખો છે! તેનામાં અક્કલ નથી! મહેરબાની કરી એને છોડી મૂકો!”

“તેને છોડી મૂકું? જે કુતરાએ ઔરંગઝેબના મોં આગળ મારી દીકરીની આબરુ લીધી, તેને હું જવા દઉં? તેમ કદી બનશે નહીં!”

હું વધારે બોલ્યો નહીં. પણ હું કોણ છું, તે જાણવાને ફરી એકવાર પ્રયત્ન કીધો.

નજફઅલ્લી ગુસ્સાથી બોલ્યો; “મેં તને એકવાર કહ્યું તો છે કે મારે મ્હોડેથી તું કદાપિ તારો વૃત્તાંત સાંભળશે નહિ. જો તું મારો મિત્ર થયો હોત તો કોઇ દિવસ પણ તું જાણી શકતે, પણ તેં તારી તક ગુમાવી દીધી છે, અને હવે તું કાંઈ જાણી શકશે નહીં! સીપાઈ! આને અંધારી ઓરડીમાં લઈ જાઓ. જો જો કે એ નાસી નહીં જાય. પેલા લુચ્ચાને તો આજે રાતના પૂરો કરી નાંખજો, જાઓ!” આટલું બોલીને તેણે પોતાનો હાથ હલાવ્યો, અને પેલા ભીલો મને લઈ જવાની તૈયારી કરવા લાગ્યા. જતાં જતાં મેં નજફઅલ્લીને કહ્યું કે, જો લુચ્ચાને તમે બચાવી નહીં શકો, તો ભલે. પણ સુલેમાનને મહેરબાની કરી મારશો નહીં. નજફઅલ્લીએ કહ્યું કે, તેને સુલેમાનનો તો ખપ છે, માટે એને મારવામાં આવશે નહીં.

આટલું સાંભળીને ભીલો મને એક અંધારી ઓરડીમાં લઈ ગયા. તેઓ બારણાં બંધ કરીને ચાલતા થયા, અને હું મારા નસીબને રડતો બેઠો. મારી જીંદગી કેવા ચળકતા ભવિષ્યથી શરુ થઈ હતી અને હવે તેનો કેવી રીતે અંત આવે છે તેની ફીકર મને થવા લાગી. નજફઅલ્લી-ખાનની વર્ત્તણુક મને ધિક્કારવા જોગ લાગી. પણ આજે મારા હાથમાં કાંઈ સત્તા નહોતી. આ કિલ્લામાંથી મારાથી કદી પણ છૂટી શકાશે, એવી મને કાંઈ આશા રહી નહીં. મારા મોં આગળ એક ભીલ રોટલો અને પાણી મૂકી ગયો, પણ મને તે ખાવાનું ભાવ્યું નહી. મને મારે પોતાને માટે વિચાર આવતો હતો, તેમાં વળી મારે લીધે સુલેમાનને તથા લુચ્ચાને ખમવું પડ્યું, તેથી વધારે લાગતું હતું. રાત અડધી વહી ગઈ

હતી, અને મને લાગ્યું કે, અત્યાર સુધીમાં તો બીચારો હજામ યમદ્વારમાં પહોંચી ગયો હશે. જો અલ્લાહ એક વખત મને અહીંથી છોડવે, તો જરૂર લુચ્ચાનું વેર લઈશ, એવો મેં મનમાં ઠરાવ કર્યો.

તે માર્યો ગયો એમ હું ધારતો હતો, પણ એ વિશે મને કોઈએ આવીને કાંઈ ખાસ કહ્યું નહોતું. વળી સુલેમાનનું શું થયું તે પણ હું જાણતો નહોતો. દિવસના બે રોટલાપર હું મારી જીંદગી પસાર કરવા લાગ્યો. આમ ને આમ સાત દિવસ સુધી ચાલ્યા કીધું. સાતમે દિવસે સાંજે એક ભીલ મારે સારુ રોટલો આપવાને બારણું ઉઘાડીને અંદર આવ્યો. તે પીધેલો માલમ પડ્યો. ચાલવામાં તે ડોલતો હોય એમ મને લાગ્યું. તેણે આવીને મને રોટલો આપ્યો, એટલામાં તો બહાર દીવાનખાનામાં બંદુકના અવાજ થયા, અને બધા જણે ગભરાટમાં હોહો કરતાં આમથી તેમ દોડતા હોય એમ લાગ્યું. આ ગભરાટના અવાજ સાંભળીને, પેલો ભીલ મારી પાસેથી ઉભી પૂંછડીએ નાઠો, અને ઉતાવળમાં મારા બારણાનું તાળું બંધ કરવાનું ભૂલી ગયો.

મને પોતાને આ શું બન્યું, તે જાણવાની આતુરતા થઇ અને કાંઈ પણ બ્હીક વગર હું મારા ઓરડાની બહાર નીકળ્યો. એટલામાં બાજુએથી સુલેમાનનો અવાજ સંભળાયો.

"સાદીક! સાદીક! તમે કયાં છો?"

"અરે અહીં છું. સુલેમાન, આમ આવ, આમ આવ, બોલ, બોલ, એ શું થયું?" મેં તેને એકદમ બોલાવ્યો.

"ચૂપ ચૂપ, ધીમે બોલો. ચાલો એકદમ નાસી જઇએ. ભીલો આજે એક મોટી લુંટ લઈ આવ્યા છે. દારુ પીને તેઓ ભાગ પાડવા બેઠા, તેમાં તકરાર થઇ ને લડી પડ્યા છે. નજફઅલ્લીનું કહ્યું કોઈ માનતું નથી, ને મને એમ લાગતું નથી. લુંટાયલા માણસો વેપારીઓ છે. તેને નજફઅલ્લી મારી નાંખવા માંગે છે કે તેઓ પાછા જઈને જોધપુર ફરીયાદ નહીં કરે. હવે જલદી ચાલો! નહીં તો કોઈ અહીં આવશે, ને વળી પાછા પકડાઈ જઈશું."

દીવાનખાનામાં થઈને અમારાથી બહાર આવી શકાય એમ હતું. અમને કોઈ પારખી શકે નહીં, માટે ભીલના જેવો ડગલો ને ફેંટો માથે બાંધીને અમે દોડવા લાગ્યા. મને બ્હીક હતી કે, રખે દીવાનખાનામાં જ અમે પકડાઈ જઇએ. પણ તરત મને માલમ પડયું કે, મારી બ્હીક ખોટી હતી. બધા ભીલો આડાઅવળા મસ્ત બનીને જમીનપર પડ્યા હતા. જાણે તેઓ મરી ગયા હોય તેમ લાગતું હતું. અમે નાસવાની ફીકરમાં કાંઈ પણ જોવાની દરકાર રાખી નહીં. પણ ઓચિંતો નજફઅલ્લી વચમાં પડયો

હતો, ત્યાં મારી નજર ગઈ. તે ભીંતની સામે પડયો હતો. તેના ગળામાં એક ઝેરી તીર ભોંકવામાં આવ્યું હતું. તે મુડદું થઈ પડયો હતો. વધારે જોવા વિચારવા હું ઉભો રહ્યો નહીં. પણ સુલેમાનની પાછળ પાછળ હું દોડવા લાગ્યો. અમે બહારના દરવાજા આગળ આવી પહોંચ્યા. અમને અટકાવનાર કોઈ હતું નહીં. સુલેમાને મને કહ્યું કે, બીજું કોઈ ગામડું આવે ત્યાં સુધી રસ્તામાં થોભ્યા વગર પૂર ઝડપે આપણે ચાલી જવું. તેનું કહેવું વાજબી હતું. અમે અમારા ભીલના વેશમાં આગળ વધ્યા. પૂરતું ખાવાનું મળેલું નહીં હોવાથી, અને લાંબું ચાલવાનું હોવાથી અમે થાકી ગયા. પણ કેદખાનું યાદ આવતાં, અમે ઉભા રહેવાનો વિચાર જ માંડી વાળવા લાગ્યા.

---

## પ્રકરણ ૪૬ મું.

### હાલહવાલ.

ચાલતાં ચાલતાં છેક સવાર પડી ગઈ ત્યારે અમે એક ગામડામાં આવી પહોંચ્યા. ખબર કાઢતાં માલમ પડયું કે, આ ગામનું નામ દેવળીઆ હતું. ગામ દેખાવમાં નાનું હતું. એક નાનો સરખો કિલ્લો માલમ પડતો હતો, અને એક સીધો મોટો રસ્તો હતો. કાંઈ પણ નક્કી ઠરાવ વગર અમે આ રસ્તાપરથી ચાલતા હતા. તેટલામાં બે ત્રણજણને લડતા અમે સાંભળ્યા. તેમની આસપાસ લોકોનું ટોળું વળ્યું હતું ને તેઓ હાહા હીહી કરતા હસતા હતા. પેલા લડનારાઓ એક બીજા સાથે ગાળો દઈને વાત કરતા હતા. અમારે કાંઈ લડાઈ જોવાનો હેતુ નહોતો, પણ સહેજ જાણવાની ઈચ્છા થઈ અને તેથી સુલેમાન તથા હું ટોળાની વચમાં ગયા, અને પેલા લડનારાઓને જોતાં હું અજાયબ થયો! કારણ કે લડનારાઓમાંનો એક તો મારો—મારે માટે મરનાર—મારો વાતુડો હજામ-લુચ્ચો હજામ હતો. તેને જોઈને અમે બંને જણા આશ્ચર્ય પામ્યા. એ અહીં કયાંથી, અને વળી લડાઈ શેનો કરે છે? એટલામાં લુચ્ચાએ અમને જોયા. ધાંટા પાડવાનું બંધ કરી તે મારી પાસે આવ્યો, અને નીચે વળી સલામ કરી બોલવા લાગ્યો; "સલામ, બાબા સલામ. આ બંદો તમને જોઈને ઘણો જ ખુશી છે!"

"લુચ્ચા! હું તને જોઈને ઘણો—ઘણો—ખુશી થયો છું. પણ આ તકરાર તું કેમ કરે છે?" મેં તેને પૂછયું.

"અય જનાબ!" લુચ્ચાના આ શબ્દો સાંભળી, બધા ખડખડ હસી પડ્યા. એક હજામડો, ડાચા બેસી ગયેલો, ભુખ્યા ડાંસ જેવા દેખાતા, શરીરપર ડગલા વગરના માણસને, સલામપર સલામ કરીને,

"અય જનાબ" કરીને વાત કરે તે જોઇ, લોકોને ગમત પડી, અને તેમાં તેઓ હસીને અમારી વાતો ધ્યાનથી સાંભળવા લાગ્યા.

વાત કરવાનું માંડી વાળી અમે લોકોને પહેલે તો વિખેરવા લાગ્યા. ટોળામાંથી બહાર નીકળી, આગળ ચાલવા લાગ્યા, પણ જે માણસ સાથે લુચ્ચો લડતો હતો તે તો અમારી પાછળ પાછળ જ આવવા લાગ્યો. લુચ્ચાને તે ખૂબ ગાળો દેતો હતો. "ઓ મુસલમાન કુત્તા! પેલા પૈસા આપી દે. તને પૈસા લેવાનો શું હક છે? મારી રજા વગર તું ગામમાં હજામત શાનો કરે? ગામનો હજામ તો હું છું, તેની તને કાંઈ ખબર છે કે?"

હવે હું લડાઇનું મૂળ સમજ્યો. લુચ્ચો આ ગામમાં આવીને થોડાક પૈસા મેળવવા માટે ગામનાં લોકોની તેમ જ આગલી રાત્રે મુસાફરખાનામાં આવેલા કેટલાક માણસોની, હજામત કરવા મંડી પડ્યો હતો, તેની એ લડાઈ હતી. આ પ્રમાણે તે સવારના પહોરમાં હજામત કરતો હતો, એટલામાં ગામનો હજામ ત્યાં આવી પહોંચ્યો, અને પોતાના ધંધામાં હક વગરનો ભાગ પડાવવા બેઠા, તે જોઇને ખુબ ગુસ્સે થઈ ગયો, અને લુચ્ચાનો અસ્તરો ટપટપી વગેરે લાત મારી ફેંકી દીધાં. લુચ્ચાએ ઉઠીને પેલાને ગળચી પકડીને ખૂબ ઠોકયો. આથી તેઓ લડવા લાગ્યા અને તે જોવાને લોકો ભેગાં થઈ ગયાં હતાં. અમે જો કે ચાલ્યા જતા હતા, તે છતાં કેટલાક મશ્કરા પણ પેલા હજામની સાથે અમારી પાછળ પાછળ આવતા હતા. લુચ્ચો મને "અય જનાબ" કરી બોલાવતો હતો, તે સાંભળી તેમને ખૂબ મજાહ પડતી હતી! અને તેઓ પણ આખે રસ્તે મને મશ્કરીમાં "અય-જનાબ" કરી સલામો કરી ખૂબ હસતા હતા. લોકોનો સંતાપ દૂર કરવાને લુચ્ચાને મેં સમજાવ્યો કે પેલા હજામને પૈસા આપી દે કે જીવ લેતો દૂર થાય! લુચ્ચાએ તેમ કર્યું. હજુ લોકો દૂર થતાં નહોતાં, અને અમારે કયાં જવું તે અમે કાંઈ નક્કી કર્યું નહોતું. તેથી રસ્તામાં એક ઓટલાપર, એક ઘરડો મુસલમાન ઉભો હતો, તેને સલામઅલેકુમ કરી, થોડાક કલાક તેના ઘરમાં ઉતરવા દેવાની અમે અરજ કીધી. તેણે હા કહી, અને અમે ત્રણે જણા ઘરમાં જઇને બારણાં દઇને બેઠા, એટલે સૌ લોકો ધીમે ધીમે વિખેરાઈ ગયાં.

અમને આશ્રય આપનારને મેં મારાપર પડેલી વિપત્તિઓ કહી સંભળાવી. હું ઔરંગઝેબનો નોકર છું એમ મેં કહ્યું. તે એને કાંઈ ખરું લાગ્યું નહીં, તે છતાં તેણે અમને ખાવા લાયક કેટલીક વસ્તુઓ આણી આપી. અમે ભુખ્યા ડાંસ બની ગયા હતા, તેથી ખાનાને તરત ઇન્સાફ આપ્યો. બાદ લુચ્ચો કિલ્લામાંથી કેવી રીતે નાસી છૂટયો, તે જાણવાને અમે આતુર હોવાથી તે વાત કહેવાને મેં લુચ્ચાને ફરમાવ્યું.

તેણે પોતાની વાત કહેવા માંડી. મારા મહેરબાન! પહેલાં બે દિવસ તો મારી પાસે કોઈ આવ્યું નહીં, પણ ત્રીજે દિવસે એક ભીલ આવીને મને કહી ગયો કે, મારે મરવાને માટે તૈયાર થઈ રહેવું! પછી તરત જ એક બીજો ભીલ મોટું ખંજર લઇને મારી પાસે આવ્યો. દયાની કાંઈ પણ માંગણી કર્યા વગર મરવું મને ઠીક લાગ્યું નહીં. વળી મેં બે ત્રણ સોના મહોરો સંતાડી રાખી હતી, તેવડે જો આ કસાઇને ફોડાય તો સારું, એ વિચારથી એ અંદર આવ્યો કે, હું તેને પગે પડયો, અને મને જીવતો જવા દેવાની આજીજી કીધી! મેં સોના મહોરો તેને આપી દીધી, અને મને કેદખાનામાંથી છાનામાના છોડી દેવા કાલાવાલા કીધા. મ્હોરો જોઇને તે પણ ખુશ ખુશ થઈ ગયો અને મને આડે અવળે રસ્તે લઈ જઈ, દરવાજા આગળ લાવ્યો, ત્યાં આગળ આવતાં હું તમારે માટે એને કહેવા જતો હતો, એટલામાં તો એણે મને ધક્કો મારી બારણાં બંધ કરી દીધાં. તમને છોડવવાને મારા હાથમાં કાંઈ ઉપાય નહીં હોવાથી, હું મારો પોતાનો જાન બચાવવા માટે, ત્યાંથી દોડીને આ બાજુ ચાલ્યો આવ્યો. આ ગામમાં આવ્યો ત્યારે મારી પાસે બીલકુલ પૈસા હતા નહિ. મારી જાત મહેનતથી થોડુક કમાવાનો ઠરાવ કીધો અને તેમ કરવામાં શું બન્યું તે તો તમે જાણો છો.

તેની વાત સાંભળીને મેં તેને કહ્યું; "તું નસીબવાળો છે! પણ હવેથી તારા જાતભાઈ સાથે હરીફાઈ કરતાં પહેલાં વિચાર કરજે કે ફસાઈ પડાય નહિ!"

બાદ સુલેમાને, અમે કેવી રીતે છૂટયા તે એને કહી સંભળાવ્યું. નજફઅલ્લીના મોત વિશે સાંભળીને હજામ ભાઈની તો ખાવડી જ ચસકી ગઈ! તે ખૂબ ગેલમાં આવી ગયો. નજફને વિશે એ ઘણું જાણતો હતો, પણ જ્યાં સૂધી તે જીવતો હતો ત્યાં સૂધી તેની કહેવાની હીંમત ચાલતી ન હોતી. હવે તે બધું કહેવાને તૈયાર હતો. પણ અમે થાકેલા હોવાથી કાંઇ સાંભળવા માંગતા ન હોતા. અમને ત્રણ સાદડીઓ ઘરવાળાએ આપી હતી, તેપર જ સૂઈ ગયા. પુષ્કળ ઉંઘ કાઢી, અમે અમારો થાક ઉતાર્યો. વળી પાછી અમને અમારાં પેટની ફીકર લાગી. કોઈ પૈસા આપે એવું અમને લાગ્યું નહીં. તેમ જ અમારી પાસે એવું કંઇ ન હોતું, કે તે ગીરો મૂકીને અથવા તો વેચીને પણ થોડાક પૈસા મેળવીએ. જેટલી મને ફીકર હતી તેટલી જ સુલેમાન અને લુચ્ચાને પણ ફીકર પડી હતી. અમે પેલા મુસલમાન પાસે મદદની માંગણી કીધી, પણ તેણે ચોખ્ખી ના પાડી. ગામમાં એક બે શાહુકારો પાસે ગયા. તેઓએ પણ ઓળખાણ વગર એક પાઈ ધીરવાની ના કહી! હવે અમારો કાંઈ ઉપાય રહ્યો નહીં, તેથી

આ ગામ છોડી જવાનો વિચાર કીધો. પેલા ઘરડા માણસનો ઘણો આભાર માની અમે દેવળીઆ છોડયું.

અમારી સ્થિતિ હવે બહુ કઢંગી થઈ પડી હતી. એકવાર શાહનશાહ શાહજહાનના મોં આગળ હું ઉભો રહેતો હતો. બીજીવાર બધા શાહજાદાઓ મારી મદદ મેળવવા માટે ઉત્સુક હતા. આજે ચક્ર બદલાઈ ગયું છે! ભીખ માંગતાં પણ પેટ ભરવા જેટલું અમને કોઈ આપતું નથી. રસ્તે ચાલતાં મુસાફરોની મહેરબાનીથી જે કાંઈ મળે તેનાપર શુકરાના કરતા, અમે બનેરા આવી પહોંચ્યા. મારી ધીરજનો સઘળો અંત આવી રહ્યો. બનેરાના રાજા પાસે જવા મેં ઠરાવ કીધો. ભીખ માંગવી પડે તો સખી માણસો પાસેજ માંગવી, આ વિચારથી હું તેના મહેલ પાસે ગયો, અને અંદર જવા દેવા માટે દરવાનોની રજા માંગી. પણ મારો દેખાવ જોઇને દરવાનોએ મને ધક્કો મારી બહાર કાઢી મૂક્યો અને મેં રાજાને મળવાની આશા છોડી.

પણ એટલામાં મેં સાંભળ્યું કે, રાજા પોતાના રસાલા સાથે મંદીરમાં દર્શન કરવા જાય છે, તેથી તે જ્યારે જાય ત્યારે રસ્તા વચ્ચે તેના પગ આગળ પડી તેને વિનતિ કરવા ઠરાવ કીધો. રાજાનાં આવવાની વાટ જોતો હું રસ્તામાં ઉભો રહ્યો. તેની સ્વારી આવી પહોંચી. તેને જોતાં હું તેના ઘોડા આગળ ગયો, અને જમીનપર માથું મૂકી તેની પ્રાર્થના કરવા લાગ્યો. પણ દર્શનનો વખત થઈ જતો હોવાથી મને સાંભળવા ના પાડી. છતાં કહ્યું કે પાછા ફરતી વખતે તે મારી પ્રાર્થના સાંભળશે. આ જવાબ સાંભળી હું ખુશી થઈ ગયો, અને રાજા પાછો આવ્યો ત્યાં સુધી તે જ જગ્યાએ હું ઉભો રહ્યો. જ્યારે તે આવ્યો, ત્યારે હું ફરીથી તેના ઘોડા આગળ જઇને તેને પગે પડ્યો. તે ઉભો રહ્યો. મારી વાત સાંભળી. મને તેની સાથે મહેલમાં આવવા હુકમ કર્યો. હું ઘણો હરખાઈ ગયો અને ખોદાનો ઉપકાર માનતો તેની સાથે ગયો. અલબત્ત, મારો વેશ જોઇને તેને મેં જે કહ્યું તે તે માનતો હોય એમ મને લાગ્યું નહીં, પણ શાહજાદા ઔરંગઝેબને લગતી ઘણી નાની મોટી વાતો તેને કહી, એટલે તેને કંઈક ખાત્રી થઈ! તે સખી દીલનો હોવાથી, તેણે મને નવાં વસ્ત્રો, તેમ જ એક ઘોડો અને થોડાક રૂપિયા પણ આપ્યા. તેનો અતિશય ઉપકાર માનતો હું, સુલેમાન અને લુચ્ચા પાસે આવ્યો. તેઓ પણ મને જે મળ્યું હતું તે જોઇને ઘણા ખુશી થઈ ગયા. રાજાએ આપેલા રૂપિયામાંથી મેં થોડુંક ભાતું લીધું, તેમ જ આ બંનેને સારુ બે ટટ્ટુઓ વેચાતા લીધા. હવે અમારી સ્થિતિ કાંઈ સુધરી અને અમે દખણ તરફ અમારી મુસાફરી ચાલુ કીધી.

અમે ગુજરાતને રસ્તે થઇને દખણ જવા માંગતા હતા, તેથી અમને રસ્તો બતાવવાને એક ભોમીઆને સાથે લીધો. સૌથી પહેલી જગ્યા ઉમેદગઢ આવી. આ ગામ હિંદુઓનું હોવાથી, અહીં દહેરાંઓ પુષ્કળ હતાં, તે જોવાનું અમને મન થયું. અમે થોડોક વખત અહીં થોભી જવાનું નક્કી કીધું. એક ધર્મશાળામાં પડાવ નાંખ્યો. ખાઈ કરીને અમે છૂટા છૂટા ગામમાં ભટકવા નીકળ્યા. મને પોતાને કાંઈ ખાસ નવું જોવાનું લાગ્યું નહીં, તેથી હું વહેલો પાછો આવ્યો. સુલેમાન છેક સાંજે ઘેર આવ્યો. એને જોતાં મને લાગ્યું કે, એ કાંઈ નવું જૂનું કરી આવ્યો છે. તેનો ડગલો ચીરાઈ ગયો હતો, પાઘડી કયાંઈ પડી ગઈ હતી, અને હાથ મોંપરથી લોહી નીકળતું હતું. તેને જોઇને મેં પૂછ્યું કે, આ શું થયું છે? તેના જવાબમાં એ કહેવા લાગ્યો કે, પેલો હરામખોર મને આજે મળ્યો. તેને મેં ખુબ મેથીપાક ખવડાવ્યો!

"કયો હરામખોર?" મેં તેને પૂછ્યું.

"પેલો હિંદુ ઠગ! જે આપણને લુંટારાઓના કિલ્લામાં લઈ ગયો હતો તે."

"શું પેલો હિંદુ! અરે એ તો બડો ગમતી માણસ હતો!"

"હા સાહેબ એ જ. મેં તેને જોયો, એટલે હું તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તે એક નાની ગલીમાં સટકી જવા માટે દોડવા લાગ્યો, એટલામાં મેં પણ મારી તલવાર ખેંચી એની પાછળ દોડવાનું શરુ કર્યું. થોડી જ મીનીટમાં મેં તેને પકડી પાડ્યો અને ખૂબ ઝપેટવા માંડ્યો, એટલામાં લોકોનું મોટું ટોળું એકઠું થઈ ગયું અને બધા તેની તરફ થઈ ગયાં, ને તેઓએ મને મારવા માંડ્યો. પણ હું તેમને પણ તલવારના ઘા લગાવતો ગયો અને બનતી ઉતાવળે અહીં ચાલ્યો આવ્યો."

"સાબાશ સુલેમાન! હું તારી બહાદુરીનાં વખાણ કરું છું, પણ હવેથી અજાણ્યા ગામમાં નકામી લડાઈ વ્હોરી લેતો નહીં!"

"અરે સાહેબ! આ ઠગ તદ્દન બાયલો માલમ પડતો હતો. એનામાં જ પાણી બળ્યું હોત, તો બીજાને શું કરવા મદદને માટે બૂમ પાડતે?"

સુલેમાન આ પ્રમાણે વાતો કરતો હતો, એટલામાં તો કેટલાક રજપૂત સીપાઇઓ અમારી પાસે આવી લાગ્યા અને સુલેમાનને પકડીને લઈ જવાનું કહેવા લાગ્યા. અમારે તાબે થયા વિના છૂટકો નહોતો, તેથી તેઓએ એને પકડ્યો અને એની સાથે હું પણ ઇન્સાફ કરનારની કચેરીમાં ગયો.

કચેરીમાં એક ઘરડો ઠાકોર ઇન્સાફ કરવા બેઠો હતો. પેલો ઠગ પણ ત્યાં આવ્યો હતો. તેનું મોં તદ્દન સૂઝી ગયું હતું અને તે બોલતો

હતો તે પણ બરાબર સમજી શકાતું નહોતું. સુલેમાનના બચાવમાં મેં ઠાકોરને પહેલેથી બધી વાત કીધી, અને આ ઠગે અમને કેવી રીતે ફસાવ્યા હતા તે પણ કહ્યું. મારી હકીકત સાંભળીને બીજા વેપારીઓ પણ તરત મારી તરફથી સાક્ષી આપવાને આગળ આવ્યા. તેઓએ જણાવ્યું કે, જ્યારે જ્યારે આ માણસ ગામમાં આવતો, ત્યારે મોટી ચોરીની બૂમ પડતી; માટે એ જ હરામખોર બધાંને ઠગે છે, માટે શિક્ષા એને કરવી જોઇએ. હવે બાજી ઉલટાઈ ગઈ. લોકો કહેવા લાગ્યાં કે, સુલેમાને કરેલી શિક્ષા બસ નથી: એ તો બરાબર ટીપાવો જોઇએ! આ ઉપરથી ઠાકોર સાહેબે હુકમ કીધો કે, આ ઠગનાં નાક કાન કાપી નાંખીને, ૫૨કા મારીને ગામ બહાર કાઢી મૂકો અને જો ઉમેદગઢમાં કોઇવાર ફરીથી આવે તો તે વખતે એને ફાંસીની સજા કરવી !!"

ઠગને વાજબી સજા થઈ છે એમ માનતા અમે હવે ઘેર આવ્યા, અને પહેલું કામ તો સુલેમાનને સાફ કરવાનું હતું. તેના દીલપરથી મેં લોહીના ડાઘા ધોઇ નાંખ્યા અને લુચ્ચાએ ઘા વાળી જગ્યાએ મલમપટો કીધો.

વધારે વખત અહીં રહેવું યોગ્ય નહીં લાગવાથી અમે આ ગામને પણ સલામ કરી આગળ ચાલવા લાગ્યા. હવે અમે રસ્તામાં ઝાઝું થોભતા નહોતા. જો જરૂર જેવું લાગે તો કોઈ ઠેકાણે અમે રાતવાસો કરતા, નહીં તો જરૂર જેટલો વિસામો લઈ, અમે મુસાફરી કર્યાં જતા હતા. એમ કરતાં કરતાં અમે ગુજરાતમાં વડોદરે આવી પહોંચ્યા. ત્યાં આવીને મેં સાંભળ્યું કે, શાહજાદો મુરાદ પોતાનું લશ્કર લઇને ગુજરાતથી દખણ જાય છે. તપાસ કરતાં માલમ પડ્યું કે, તે ઔરંગઝેબને મદદ કરવા જાય છે. પણ કાંઈ ભેદ માલમ પડ્યો નહીં. ઔરંગઝેબની સાથે મળી મુરાદ કોઈ કામ ઉપાડવા માંગે છે, એવું સાંભળી હું શાહજાદા પાસે ગયો અને મારી ઓળખાણ આપી. ઔરંગઝેબનાં અને મીરજુમલાનાં લશ્કરમાં મેં જે દરજ્જો ભોગવ્યો હતો, તે સાંભળી તેણે મારી ઠીક સંભાળ લીધી, અને મને પોતાની સાથે દખણ આવવા કહ્યું.

મારે તો જે જોઇતું હતું તે મળ્યું. મેં મારા ભોમિયાને રજા આપી. મુરાદે એક સરદારને લાયક સર્વે વસ્તુઓ મને અપાવવાનો હુકમ કર્યો, અને પૂરતા સંતોષ વચ્ચે સુલેમાન અને લુચ્ચાને લઇને મેં મારી દખણની મુસાફરી શરુ કીધી.

# પ્રકરણ ૪૭ મું.
## ઈંધનનું સિંચન.

આગ્રામાં હમણાં મામલો કેમ ચાલતો હતો, તેની મને બીલકુલ ખબર નહોતી. તેમાં વળી મારી મુસાફરી એટલી તો લંબાઈ હતી કે, તેટલા વખતમાં ઘણા ઘણા બનાવો બની ગયલા હશે, એમ મેં ધાર્યું. વડોદરે આવ્યો ત્યારે મને માલમ પડયું કે, મુરાદ ને ઔરંગઝેબ ભેગા થાય છે. આ ખબર સાંભળી મારી જિજ્ઞાસા ઘણી વધી, અને કોઈ પણ પ્રકારે આ છૂપો ભેદ જાણવાનો મેં પ્રયત્ન કીધો.

શાહજહાનનું આ વરસ ભારે હતું એવી લોકવાયકા હતી! જ્યારે હું મારી દખણની મુસાફરીમાં હતો તે વખતે શાહજહાન ઘણો માંદો પડી ગયો, અને તેના બચવાની આશા પણ રહી નહીં. શાહનશાહની માંદગીના સમાચાર તરત આખા હિંદમાં ફેલાઈ ગયા. સૌથી વહેલા તે શુજા, મુરાદ અને ઔરંગઝેબને પહોંચ્યા! તેઓ દરેક જણાએ કાં તો તાજ કે કાં તો મોત મેળવવા ઠરાવ કીધો. સુલતાન શુજા સૌથી વધારે આગળ પડતો ભાગ લેવા માંગતો હતો. બંગાળથી આગ્રા આવી તાજની માગણી કરતાં તેને વાર નહોતી. દારાને હંફાવવા તે માંગતો હતો. શાહજહાન માંદો હતો, પણ કોઈ પણ વખતે તે મરી જાય અને દારા પોતાના લાગવગથી ગાદી પચાવી પાડે, માટે જેમ બને તેમ જલદીથી આગ્રા જઈ પહોંચવાનો એણે ઠરાવ કર્યો.

ઔરંગઝેબ દખણમાં આ વખતે કાંઈ ઉંઘતો નહોતો. તે શુજાની માફક ધમપછાડા મારતો ન હતો, પણ ઠંડે કલેજે જેમ જેમ ખબરો મળતી ગઈ, તેમ તેમ યુક્તિસર પોતાનું કામ આગળ વધારતો ગયો. ફતેહ મેળવવા માટે તેને એક આબાદ રસ્તો સૂઝયો. જો મુરાદને પોતાના પક્ષમાં લેવાય, તો આ બંને ભાઇઓનું લશ્કર ગમે તેના લશ્કરને હંફાવી શકે! મુરાદ આ વખતે ગુજરાતમાં હતો, તેથી તેની સાથે પત્રવ્યવહાર શરૂ કીધો. મુરાદને તે પોતાની જાળમાં બરાબર સપડાવતો હતો.

તેણે મુરાદને એક પત્ર લખી જણાવ્યું કે, "મારા પ્યારા ભાઈ! રાજ્યની ખટપટનો મને કેટલો કંટાળો છે, તે આપને જણાવવાની જરૂર નથી. દારા અને શુજા, બંને ભાઇઓ છતાં એક બીજાનાં હાડવેરી બની, એક બીજાનો વિનાશ કરવા ટમટમી રહ્યા છે અને વડીલની ગાદીપર મારો પણ તેઓના જેટલો જ હક છે, છતાં એ ભાંજગડમાં પડવા કરતાં ફકીરી ધારણ કરી દેશાંતરમાં ચાલ્યો જાઉં, અને આ નાશવંત દેહનું સાર્થક કરું, એમ મનમાં થયા કરે છે. પણ જેને હું હમ્મેશાં ચાહું છું એવા જે આપ, તેના તરફ જ્યારે મારી નજર દોડે

છે, ત્યારે મારી ચિત્તવૃત્તિ ઘણી ચંચળ બની જાય છે, અને રાજ્યપરનો મારો હક્ક છોડી દીધો છે તોપણ, તમોને તે અપાવવા પ્રતિ મારી વૃત્તિઓ ઉશ્કેરાય છે. દારા રાજ્ય કરવા નાલાયક નથી, પણ રાજ્યસિંહાસન માટે અપાત્ર છે! એ એક કાફર છે! મૂર્ત્તિ પૂજક છે! અને સઘળા ઉમરાવોથી તિરસ્કારાયેલો છે! સુલતાન શુજા પણ મુગટધારી થવાને અયોગ્ય છે. તે રાફેઝી છે! પાખંડી છે! અને આ હિંદુસ્તાનનો શત્રુ છે! તમે મને આજ્ઞા આપશો કે, માત્ર તમે જ આ વિશાળ શાહનશાહતનું રાજ્ય ધારણ કરવાના ગુણો ધરાવો છો! આ વિચાર કાંઈ મારો બાંધેલો નથી, એવો વિચાર ઉમરાવોમાં પણ ફેલાયલો છે. તેઓ તમારા શૌર્યની નિત્ય પ્રશંસા કરે છે, અને તમોને રાજધાનીમાં પધારેલા જોવા ઉત્કંઠિત છે. આપને રાજ્યપ્રાપ્તિ કરવામાં મારો દેહ પડે તોપણ શું? પરંતુ ખરા જીગરથી તમોને મદદ કરું એવી મારી ઇચ્છા છે. મારે માટે એટલું વચન માગું છું કે, આપને રાજ્યપદ પ્રાપ્ત થયા પછી, અલ્લાહની બંદગી કરવામાં અને આ નાશવંત તથા માયિક જગતથી વિરક્ત રહેવા માટે, જે સ્થાને તલપૂર પણ ઉપદ્રવ ન હોય એવી કોઇ એકાંતવાસની જગ્યા મને આપવી; અને તેમ વચન મળે તો આપની તરફથી લડવા માટે મારા સહાયક અને મિત્રો સહિત મારી સેના લઈ આપને મદદ આપવા તૈયાર છું. આ પત્ર સાથે, મારા પૂર્ણ પ્રેમની નિશાની દર્શાવવા એક લાખ રૂપિયા મોકલ્યા છે, તે સ્વીકારી મારાપર ઉપકાર કરશો. પ્રસંગ બહુ વિકટ છે, તેથી સુરતના કિલ્લાનો કબજો લેવામાં તમે એક ક્ષણ પણ વિલંબ કરશો નહિ; કેમકે મારી જાણ પ્રમાણે ત્યાં રાજ્યનું પુષ્કળ નાણું છૂપાવેલું છે."

ઔરંગઝેબના આ કાગળની ધારેલી અસર થઈ. મુરાદે પોતાના ભાઇનું કહેવું તદ્દન ખરું માન્યું, અને ગુજરાતથી દખણ જવા ઠરાવ કરી, જવાબ પણ વાળી દીધો. પણ કમનસીબે આ બે ભાઇઓનો પત્ર વ્યવહાર ફૂટયો. દારાના જાસુસો કાંઈ પણ ખબર મેળવીને પોતાના શાહજાદાની મહેરબાની મળવવા આતુર હતા, તેઓએ મહેનત કરીને આ પત્ર વ્યવહાર અટકાવ્યો અને મુરાદના પત્રો દારાપર મોકલી દીધા! હવે દારાનો ગુસ્સાનો કાંઈ પાર રહ્યો નહીં. આ પત્ર તેણે શાહજહાનના હાથમાં મૂકયો. ઔરંગઝેબ અને મુરાદ ઘણા ઠપકાને લાયક છે એવું પિતાને કહેવા લાગ્યો. ભાઇને મદદ કરવા મોટી બહેન પણ તત્પર થઈ. બેગમ સાહેબ જ્યારે પણ શાહજહાનના દરબારમાંથી મહેલમાં આવે, ત્યારે ઔરંગઝેબ અને મુરાદની લુચ્ચાઇઓ વિશે વાત કરી તેને ઉશ્કેરતી હતી.

પણ આ ભાઈ બહેનનો શ્રમ સફળ થયો નહીં. શાહજહાનનો દારાપરથી વિશ્વાસ ઉઠી ગયો હતો. પોતાના છોકરાને તે તુચ્છકારી

કાઢવા લાગ્યો. બેગમસાહેબ પાસે જવાનું તેણે છોડી દીધું. દારાને માલમ પડચું કે, ખુદ બાદશાહ ઔરંગઝેબ સાથે ખાનગી પત્ર વ્યવહાર રાખે છે. દારાની સર્વે આશાઓ નષ્ટ થવા લાગી. તે પિતાને વારંવાર દબડાવવા લાગ્યો.

શાહજહાનની માંદગી હજુ વધવા લાગી. પવનવેગે તે વિશેની ખબર ચારે શાહજાદાઓને પડી. દરેક જણાએ તલવારની મદદવડે ગાદી મેળવવાનો ઠરાવ જાહેર કીધો. તેઓએ પોતાની મતલબ પાર પાડવા દરેક ઉપાયો યોજવા માંડ્યા. એટલામાં ખરા કે ખોટા સમાચાર ફેલાયા કે, શાહજહાન મૃત્યુ પામ્યો! આગ્રાનું લશ્કર બે ભાગમાં વહેંચાઈ ગયું. એક ભાગ દારાને ગાદી અપાવવા ખટપટ કરવા લાગ્યો; બીજો ભાગ દારાને ધિક્કારતો હતો ને તે પક્ષ ઔરંગઝેબ જેવા ધર્મચુસ્ત માણસને ગાદી અપાવવા ઇચ્છતો હતો. લોકોમાં પણ અતિશય ગભરાટ ફેલાઈ ગયો. રાજ્યક્રાંતિના સમયની લુટફાટો અને લડાઇઓ તેમના મગજમાં તાજી હતી. કોનું લશ્કર આવશે અને કોણ જિતશે, તેની સર્વેને ફીકર થવા માંડી. મહા મહેનતે દારા દરબારમાં અમીરોને મનાવી શકયો કે બાદશાહ હજુ જીવે છે, ને હિંદનું શાહનશાહત હજુ તેના હાથમાં છે.

પરંતુ કોઈ શાહજાદાઓ હવે પાછા હઠે એમ નહોતું. ઔરંગઝેબે મુરાદને લખી જણાવ્યું કે, દખણમાં આવતાં પહેલાં ગુજરાતનો કબજો પાકો કરતા આવવું ને સુરતનો કિલ્લો સર કરવો. મુરાદે આ કામ પોતાના વિશ્વાસુ શાહઅબ્બાસ * નામના એક ઇરાની સરદારને સોંપ્યું અને પોતે દોલતાબાદ આવવા નીકળી પડ્યો. ઔરંગઝેબના પત્રથી તે ફુલાઇને ફાલકો ફક્કડ બની ગયો. તેણે બાદશાહનો ખીતાબ ધારણ કર્યો. સૌ કોઈ એને શાહનશાહ મુરાદ કહીને માન આપવા લાગ્યા. તે પોતાના સીપાઇઓને, અમલદારોને, તેમ જ બીજા જે કોઈ મદદગાર થઈ પડે તે બધાને મોટી મોટી પૈસાની અને માન અકરામની લાલચો આપવા લાગ્યો.

આ બધી ધમપછાડમાં મારે તો માત્ર એક જ વસ્તુ જાણવાની હતી. તે મુરાદ ઔરંગઝેબ સાથે મળી ગયો, તેમાં ઔરંગઝેબનો ખરો હેતુ શું હશે તે જાણવું હતું! મારે સારે નસીબે મને રસ્તામાં શાહઅબ્બાસ સાથે વાત કરવાનો પ્રસંગ મળ્યો. તેણે આગળ મારું નામ સાંભળ્યું હતું અને તેથી આ વખતે અમારે ઓળખાણ

---

* ખાફીખાન આ માણસને ખાજેશાહબાઝને નામે ઓળખાવે છે. તે જણાવે છે કે, સુરતનો કિલ્લો સર કર્યા પછી તેના છૂટકારા નિમિત્તે શહેરના આગેવાનો પાસેથી રૂપીયા પંદર લાખની માંગણી કરી હતી, પણ છેવટે તેમનો છ લાખ રૂપિયે છૂટકો થયો.

થતાં વાર લાગી નહીં. મેં તેને આ ભેદ શું છે તે વિશે પૂછ્યું. તે મુરાદનો એક વિશ્વાસુ માણસ હતો, માટે એને સલાહ પણ આપી હશે અને આ ભેદ શું છે તે જાણતો હશે એમ કલ્પના કીધી! પણ મારા સવાલના જવાબમાં તેણે તો પોતાનું માથું ધુણાવ્યું અને મને કહેવા લાગ્યો કે, આમાં મે કાંઈ સલાહ આપી નથી; ઔરંગઝેબની જાળમાં મુરાદ સપડાઈ ગયો છે: મારાથી એને મરજી માફક વર્તવામાં અટકાવી શકાય એમ નથી. ઔરંગઝેબે જે કાગળ મુરાદને લખ્યો છે, તે અમને આખા લશ્કરમાં વંચાવવા હુકમ થયો છે; અમે તેમ કીધું છે. મુરાદની મરજી પ્રમાણે અમારે તો નાચવું પડે છે, પણ વારુ, તમે શું ધારો છો, બેમાં સરસ કોણ? અબ્બાસનો આવો અણધાર્યો સવાલ સાંભળી, પહેલે ઝપાટે તો હું ગુંચવાઈ ગયો, અને પછી બંને સારા છે અને ઔરંગઝેબ ખરું લખતો હશે એમ જણાવી મેં તેને ઉડાવ્યો.

અબ્બાસની પાસેથી વધારે જાણવાનું મળે એમ મને લાગ્યું નહી, તેથી એની રજા લઈને હું છૂટો પડ્યો. વળી અબ્બાસ તો સુરત સર કરવાને વચ્ચે થોભવાનો હતો, તેમ જ મુરાદ ધીમે ધીમે પોતાના લશ્કર સાથે દોલતાબાદ આવતો હતો, તેથી મેં જલદીથી એકલા જવા વિચાર કર્યો. મારો વિચાર મેં મુરાદને જણાવ્યો અને તેણે હા કહેવાથી તરત ઔરંગઝેબ પાસે જવા નિકળ્યો.

રસ્તે જતાં મેં સાંભળ્યું કે, જુમલા આગ્રાથી શાહેનશાહના નામના ફરમાનો લઈને કલ્યાણી આવ્યો છે, અને આ વખતે તેનાપર ઘેરો ઘાલ્યો છે! દોલતાબાદ આવીને હું ઔરંગઝેબને મળવા ગયો. મને બ્હીક લાગતી હતી કે, વખતે તે કામમાં ગુંથાઈ ગયો હશે, તો તે મારી મુલાકાત લેવાની ના પાડશે, પરંતુ મારી બ્હીક ખોટી પડી અને મને તરત જ અંદર દાખલ કરવામાં આવ્યો.

"સાદીક! અમે તો એમ ધાર્યું કે, તારી અવલમંજલ આવી પહોંચી હશે. શુક્રે ખોદા કે તું હજી જીવે છે! પણ અલ્લાહના નામથી હું તને પૂછું છું કે, બોલ, તું અત્યાર સૂધી ક્યાં હતો? શું તું આવી રીતે તારી ફરજો અદા કરે છે? આગ્રાના સમાચાર તે મને કેમ નહીં મોકલ્યા?" ઔરંગઝેબ મને જોઈને બોલવા લાગ્યો.

મેં જેમ બન્યું તેમ મારી આફતોનો સરસ હેવાલ આપ્યો. જો કે તેણે બધું સાંભળ્યું, પરંતુ તે કાંઈ માનવા લાગ્યો નહીં—તેને કાંઈ વિશ્વાસ પડ્યો નહીં. તે છતાં, મુરાદને લગતું મેં જે કાંઈ કહ્યું હતું તે વિશે મને ફરી ફરી સવાલ પૂછવા લાગ્યો. મુરાદને વિશે શાહઅબ્બાસ પાસેથી મેં જે સાંભળ્યું હતું તે પણ મેં એને કહી સંભળાવ્યું. શાહઅબ્બાસે

ઔરંગઝેબપર વિશ્વાસ નહીં મૂકવાની મુરાદને જે સલાહ આપી હતી, તે પણ મેં એને જણાવ્યું.

"કેમ સાદીક! તેં તો અમને નિમકહલાલ રહેવાને સોગંદ ખાધા છે?" તે હસીને મને પૂછવા લાગ્યો.

આ સવાલથી હું ગુંચવાયો, પણ મેં તરત જવાબ દીધો કે, શાહઅબ્બાસની સાથે મેં જે વાત કીધી, તેમાં નિમકહરામી જેવું મેં કશું કીધું નથી. ઉલટું મેં એમ કહ્યું કે, શાહજાદો ખરા અંતઃકરણથી કામ કરે છે.

"ઠીક! હશે! મેં એક બીજી યુક્તિ રચી છે. મીરજુમલાને અને તેનાં લશ્કરને ગમે તેમ કરીને આપણા પક્ષમાં લેવા જોઇએ!" તે મને સમજાવવા લાગ્યો.

"આપ નામવર જાણતા તો હશો કે મીરનાં બૈરી છોકરાં દારાના હાથમાં છે, અને જો મીર તમારી સાથે સહેજ પણ મળી જાય, તો તેનાં બૈરી છોકરાં પાછાં એને આવીને ભેટે, એ તદ્દન અસંભવિત છે–મોતને પ્રણામ કરવા જ પધારે! તેથી હું ધારૂં છું કે, ભાગ્યે જ જુમલા તમારી તરફ આવે." મેં મારો ખરો વિચાર તેને કહ્યો.

"સાદીક! મેં બધાનો વિચાર કર્યો છે. પણ આ નડતર ગમે તેમ દૂર કરવી જોઇએ. જો મીરજુમલા સાથે મુલાકાત થાય, તો બધું બની શકે! તને મારે જણાવવું જોઇએ કે, તારી અત્યાર સૂધીની વર્તણુકથી હું નાખુશ થયો છું, અને જો તું મારી મહેરબાની પાછી મેળવવા માંગતો હોય તો તું કલ્યાણી જા, અને મીરને અરજ કર કે, તે દોલતાબાદ આવીને મને મળી જાય! તારે ગમે તેમ કરીને તેને અહીં તેડી લાવવો જ જોઇએ! જા હવે."

આમ કહેવું તો સહેલું હતું, પણ મારે માટે તે કેટલું મુશ્કેલ હતું, તે એને શું માલમ! મીરજુમલા મારી સાથે ગુસ્સે થયો હતો, તેથી બનતાં સૂધી મને મળશે જ નહીં, અને મળશે તો સાથે આવે એ તદ્દન અશક્ય છે એમ મને લાગ્યું! છતાં શાહજાદાનો હુકમ થયો, એટલે મારો ગયા વગર છૂટકો નહોતો.

હું કલ્યાણી ગયો, અને અમીરને મળવા માટે ખબર આપી. મને જોઇને તે અજાયબ થયો, અને ઘણા ગુસ્સાથી મને પૂછ્યું કે, હું શા માટે આવ્યો છું? મેં તેને જણાવ્યું કે, હું મારા પોતાના કામને માટે આવ્યો નથી; પણ શાહજાદાએ મને ખાસ મોકલ્યો છે અને દોલતાબાદ તમને તેડે છે! અમીર શાહજાદાનો હેતુ સમજી ગયો. તેથી મને જવાબ દીધો કે, તે પોતાનું લશ્કર છોડીને આવી શકશે નહીં, તેમ જ શાહજાદાસાથે હું કશો વ્યવહાર રાખી શકું એમ પણ નથી; કારણ કે મારાં બૈરી

છોકરાં દારાના હાથમાં પડેલાં છે! વળી બાદશાહ મરી ગયાના જે સમાચાર ફેલાઈ ગયા છે તે તદ્દન ખોટા છે, માટે ઔરંગઝેબે તદ્દન ચૂપ બેસવું, એમ વધુમાં જવાબ આપ્યો!

આ જવાબ શિવાય મારાથી બીજું વધારે લઈ જઈ શકાય એમ નહોતું. ઔરંગઝેબ મારો જવાબ સાંભળી હાથ પગ પછાડવા લાગ્યો, અને હું કોઈ પણ કામને લાયક નથી, એવું તેણે જણાવ્યું. તે જે કાંઈ બોલ્યો તે નીચી મુંડીએ સાંભળી રહ્યા વગર મારો છૂટકો પણ નહોતો. નિરાશીના જવાબથી ઔરંગઝેબ નિરાશ થયો નહીં. પુનઃ તેણે જુમલાને તેડવાને બીજા માણસને મોકલવા વિચાર કર્યો. આ વખતે તેણે પોતાના મોટા છોકરા સુલતાન મહમુદને મોકલ્યો. તે પણ કાંઈ ખુશીના સમાચાર લાવ્યો નહીં. દૃઢ મનનો ઔરંગઝેબ હજુ પોતાની મહેનત ચાલુ રાખવા ચૂકયો નહીં. સુલતાન મુઆઝીમને, મીર જુમલા પાસે હવે મોકલ્યો. મુઆઝીમ બોલવામાં બહાદૂર હતો અને વળી ખુશામત કરવામાં એવો એક્કો હતો, કે જે કામ પોતાના ભાઈથી નહીં બન્યું તે એણે કીધું. જુમલાને પોતાનો વિચાર ફેરવવો પડ્યો અને દોલતાબાદ આવવાનું તેણે કબુલ કર્યું.

જેવું કુલ્યાણી સર કરવામાં આવ્યું અને ત્યાંનું લશ્કર તાબે થયું કે તરત મીર જુમલા પોતાના થોડાક ચુંટી કાઢેલા સીપાઈઓ સાથે દોલતાબાદ આવી પહોંચ્યો. આ બંને ઠગો વચ્ચે વાત થઈ, તે વખતે હું હાજર નહોતો, પણ યાસમીન તે વખતે ત્યાં હતો. તેની પાસેથી શું બન્યું તે હું જાણી શકયો. જે વખતે મીર જુમલા ઔરંગઝેબ પાસે આવ્યો તે વખતે શાહજાદો તેને ભેટી પડ્યો; અને "ઓ પિતા! પ્યારા પિતાજી!" વગેરે કહીને બોલાવવા લાગ્યો. આ વખતે ઔરંગઝેબના બંને છોકરાઓ પણ ત્યાં હાજર હતા. નાટકના ઢોંગધતુરા ઘણા થયા. પણ થોડાક વખત રહીને અમે સાંભળ્યું કે, શાહજાદાએ અમીરને કેદ કીધો છે! આ ખબર સાંભળીને પહેલાં તો અમને ઘણી અજાયબી લાગી, પણ અમે તરત અનુમાન કીધું કે, બંને વચ્ચે કાંઈ ખાનગી મસલત થયેલી હોવી જોઈએ-બંને ચોરના ભાઈ કસાઈ છે! માટે ગતમાં રમે છે! જો બંને જણા આવવા જવાનો વ્યવહાર રાખે, અને દારાને ખબર પડે તો જુમલાનાં બૈરી છોકરાંને તે તરત કેદ કરે. માટે તેને ભમાવવાને વાસ્તે દેખીતી રીતે શાહજાદાએ અમીરને કેદ કીધો હોવો જોઈએ! તેના બદલામાં અમીરને બહુ મોટી લાલચો આપવામાં આવી હશે, તેમ જ અમીરે પણ કેદ થવાનું કબુલ કર્યું હશે.

પણ જ્યારે મીરનાં લશ્કરને ખબર પડી કે, તેમના સરદારને કેદ કર-

વામાં આવ્યો છે, ત્યારે તેઓ બહુ જ ગુસ્સે થઈ ગયા, અને કોઇપણ જોખમે તેનો છૂટકારો કરવાની ગોઠવણો કરવા લાગ્યા. પણ કળાબાજ ઔરંગઝેબે મીરનાં લશ્કરના મોટા અમલદારોને પોતાની પાસે ખાનગી મસલત સારુ બોલાવ્યા, અને તેમને જણાવ્યું કે તેમના સરદાર સાથે કેટલીક છૂપી ગોઠવણો થઈ છે, અને તે પ્રમાણે તે પોતે કેદ થવા કબુલાયો છે, માટે તેઓએ તોફાન કરવું નહીં. વળી તે પોતે પણ લશ્કરને બીલકુલ દુભાવવા માંગતો નથી, અને તેનાં સાચાપણાં માટે તે દરેક સીપાઇને ત્રણ મહિનાનો પગાર આગળથી આપશે! તેમ જ હમણાં જે પગાર મળે છે તેના કરતાં બેવડો આપવામાં આવશે. આ ખબર અને ગોઠવણથી નાના તેમ જ મોટા સર્વે સીપાઇઓ સંતોષ પામ્યા અને ઔરંગઝેબને મદદ કરવા કબુલ થયા અને જો આગ્રા જવાની જરૂર પડે તો ત્યાં પણ આવવાની હા કહી.

બીજી તરફ મુરાદ, સુરત કબજે કરવાને અથાગ મહેનત કરતો હતો. તેને પહેલીજવાર માલમ પડ્યું કે, જે સહેલાઇથી તે કિલ્લો લેવાની આશા રાખતો હતો, તે સર્વે ફોગટ છે! આશરે એક મહિનો ફોગટમાં ગાળ્યા પછી, કેટલાક વલંદા વેપારીઓએ કિલ્લા નીચે દારુગોળો ભરીને ફોડવાની યુક્તિ મુરાદને બતાવી. આ અણધારી મદદથી તેનું ધારેલું પરિણામ આવ્યું ને સહેલાઇથી કિલ્લો લઈ શક્યો.

ઔરંગઝેબ જેવો જુમલા સાથે રમત રમી રહ્યો, તેટલામાં સુરતથી ફતેહના સમાચાર તેને મળ્યા. તેણે મુબારકબાદીનો એક પત્ર મુરાદને લખ્યો. જુમલા સાથે તેણે કયા પ્રકારની યુક્તિઓ રચી હતી, તે પણ તેણે જણાવ્યું. આગ્રા જવાની હવે એકદમ જરૂર છે, એવું તેણે મુરાદના મનમાં ઠસાવ્યું અને તેટલા માટે ગુજરાત છોડી જેમ બને તેમ જલદી બરહાનપુર આગળ પોતાને મળવા તેણે વિનતિ કરી.

પણ જમાનાનો ખાધેલ શાહઅબ્બાસ, ઔરંગઝેબ કેઇ યુક્તિઓ રચે છે તે સારી પેઠે સમજતો હતો. પોતાના શેઠને ફસાતો બચાવવા અને ઔરંગઝેબના હાથમાં સપડાતો અટકાવવા, તેણે ઘણી મહેનત કરી! પરંતુ મુરાદ–મૂર્ખનો શાહ–ઔરંગઝેબના પત્રોથી લોભાઈ ગયો ને શાહ-અબ્બાસનાં વચનોને માનવા ના પાડી. "નેક નામવર! મારી આટલી અરજ સાંભળો;" તે મુરાદને કહેવા લાગ્યો. "હજુ વખત છે. ઔરંગઝેબની સાથે ભલે તમે મીઠાં વચનોથી વાત કરો. પણ એની સાથે તમારું લશ્કર ભેળી દ્યો નહીં. એને એકલાને આગ્રા જવા દો. તમારા પિતાના સમાચાર મેળવીએ ત્યાંસૂધી આ અગત્યનું મથક આપણે છોડવું નથી. જોઇએ તે શું કરે છે! ઔરંગઝેબના એકલાના આગળ વધવા પછી આપણે નક્કી ફાવીશું, માટે મહેરબાની કરી આ ગુલામનું આટલું કહેવું કબુલ કરો!" પરંતુ ભોળો

શાહજાદો, ઔરંગઝેબનાં વચનોથી ભોળવાયો. તેણે સુરત છોડયું અને પોતાના મોટા ભાઇને મળવાને તે આગળ વધ્યો.

મુરાદ થોડા જ વખતમાં અમારાં લશ્કરને આવી મળ્યો. જ્યારે બંને ભાઇઓનાં લશ્કર ભેગાં મળ્યાં ત્યારે ખુબ ધામધુમ થઈ રહી અને જાણે રાજ્યાભિષેક તો દખણમાં જ થયો હોય, તેમ બધા ઘણા આનંદમાં આવી નાચવા કુદવા ને મીઠાઈ મેવા ઉડાડવા મંડી ગયા. ઔરંગઝેબ દર વખતે મુરાદને બાદશાહના નામથી બોલાવવા લાગ્યો અને બીજાઓને પણ તે જ પ્રમાણે બોલવાનો હુકમ આપ્યો.



## પ્રકરણ ૪૮ મું.

### આગ લાગી!

ઔરંગઝેબે આગ્રા ઉપડવાનો બધાને હુકમ કીધો. થોડા વખતમાં તો બંને શાહજાદાઓનું ભેગું લશ્કર ઉપડી ચૂક્યું. અમારા ઉપડવાની વાત કાંઈ છાની રહી નહોતી. દારાને તે વિશે તરત ખબર પડી હતી! આ વખતે તેને જીવસટોસટનો ખેલ હતો. ઔરંગઝેબની કળાથી અને મુરાદની તલવારનાં પાણીથી તે બીહતો હતો. અધુરામાં પૂરું, બંગાળથી નીકળી ચૂકેલો શુજા પૂરઝડપે આગ્રા તરફ આવતો હતો.

બાદશાહની સ્થિતિ દારા કરતાં વધારે કઢંગી હતી. તેના શરીરમાંથી લોહી ઉડી ગયું હતું. તે માત્ર હવે એક હાલતું ચાલતું પુતળું હતું. દરબારમાં તે આવે તો દારાનો ક્રોધાતુર ચહેરો જોવાનો અને મહેલમાં જાય તો બેગમ સાહેબની હાયપીટાપીટ સાંભળવી પડતી. શાહજહાન માત્ર નામનો જ મોગલ શાહનશાહ હતો. રાજ્યની સર્વે સત્તા દારાના હાથમાં જઈ પડી હતી. તે જે કરવા માંગતો હતો તે થતું. બાદશાહને કોઈ પૂછતું નહીં, કોઈ ગણકારતું નહીં. ભોગજોગે જો તે કાંઈ દારાને કહેવા જાય, તો તેનું જરૂર અપમાન થયા વગર રહેતું નહીં. આખા મોગલ શાહનશાહતનો ધણી આજે ખરેખરા શોકમાં ડૂબી ગયો હતો!

આગ્રામાં જે કાંઈ બનતું હતું, તેની ખબર અમને ઘણી જલદી પડતી હતી, અને તેથી અમારે મુસાફરીમાં કયા પ્રકારની વલણ લેવી તે સમજ પડતી હતી. અમારા સાંભળવામાં આવ્યું કે, સુલતાન શુજા લગભગ આગ્રા પાસે આવી પહોંચ્યો છે અને તેની સામે થવાને માટે લશ્કરના સરદાર તરીકે દારાના પુત્ર સુલેમાન શીકુહની નીમણુંક કરવામાં આવી છે. શીકુહ બાદશાહનો લાડકો હતો. તેમ જ વળી કાંઈ બહુ મોટી ઉમરનો નહીં હોવાથી, બાદશાહે એને એકલા મોકલવાનું ઠીક ધાર્યું નહીં. રખેને લડાઇ થાય, અને આગ્રાનાં દરવાજા આગળ કાકા ભત્રીજા વચ્ચે લોહી

રેડાય, તો તે અટકાવવા માટે એક જૂના અને જાણીતા સરદાર તરીકે મહારાજા જયસિંહને શીકુહ સાથે મોકલવામાં આવ્યો. બાદશાહે રાજા જયસિંહને ખાસ જણાવ્યું હતું કે, દર વખતે શીકુહને સારી સલાહ આપ્યા કરવી, કાંઈ ઉદ્ધતાઈ કરે તો અટકાવવો, અને બનતાં સુધી લડાઈ કર્યા વગર શુજાને બંગાળે પાછો રવાના કરવા પ્રયત્ન કરવો.

રાજા જયસિંહ અને શીકુહની સરદારી હેઠળ એક મોટું લશ્કર સુલતાન શુજાને પાછો વાળવા ગયું.

શુજા કાંઈ પોતાનો ખાલી ઠાઠમાઠ બતાવવાને બંગાળેથી આવ્યો ન હોતો. તેને તો તાજ જોઈતું હતું, તાજ! તેથી જયસિંહની ગમે તેટલી સમજાવટ છતાં પણ તે એકનો બે થયો નહીં. આખરે લડાઈ શરુ થઈ. પરિણામમાં શુજાનું લશ્કર હારી ગયું, તેનાં માણસો નાસવા લાગ્યાં, અને તે પોતે પણ એક રીતે કેદ પકડાઈ ગયો. પણ દીર્ઘદષ્ટિવાળા જયસિંહે શુજાને પકડીને આગ્રામાં લઈ જવાનું ડહાપણ ભર્યું વિચાર્યું નહીં. જો તેમ કરતે તો નિશ્ચય દારા તેનો વધ કરાવતે અને તેટલા માટેજ તેને નાસી જવા દીધો.

બુરહાનપુર આગળ જ્યારે અમે પહોંચ્યા, ત્યારે શુજા સાથેના યુદ્ધના સમાચાર અમને મળ્યા હતા. અમારી મુસાફરીની નેમ દારા સમજી ગયો હતો; તેથી શુજાને હરાવ્યા બાદ એક મોટું લશ્કર અમને આગ્રા આવતા અટકાવવાને માટે મોકલવામાં આવ્યું. શાહજહાનના લશ્કરના વડા સરદાર કાસીમખાન તથા રાજા જસવંતસિંહ અમને ઉજ્જન આગળ મળ્યા. તેઓ પોતાનું લશ્કર હારદોર ગોઠવી દઈને અમને એક તસુ પણ આગળ વધતા અટકાવવાને ઉભા હતા. જ્યારે અમે નર્મદા આગળ પહોંચ્યા, ત્યારે જ દુશ્મનો તૈયાર થઈ લડવા ઉભેલા છે એમ અમને માલમ પડ્યું. આ લોકો આટલા નજીક આવશે એમ અમને આશા નહીં હોવાથી અમે લડવાને માટે એકદમ તૈયાર થઈ શકીએ એમ ન હોતું.

આ સંજોગોમાં કયે રસ્તે ઉતરવું, તેની સલાહ લેવાને માટે ઔરંગઝેબે બધાને પોતાના તંબુમાં ભેગા કીધા. ઘણાખરાઓએ લડવું નહીં એવો અભિપ્રાય આપ્યો; પણ છેવટે મેં જે સલાહ આપી હતી, તે જ પ્રમાણે વર્તવાનો તેણે ઠરાવ કીધો. એક ધસારાની સાથે આપણે નદી ઓળંગી જવી, અને તેમના પાછલા ભાગપર આપણે હુમલો કરવો. ઔરંગઝેબે નદી ઓળંગવાની સર્વે તૈયારીઓ કરવા માંડી, પણ જેવા પેલે પાર અમે જવા લાગ્યા, કે તરત જ કાસીમખાને બંદૂકનો મારો શરુ કીધો અને ખરી રીતે તો કિનારાની પાસે જ લડાઈ શરુ થઈ! મુરાદ પોતાની એક ટુકડી લઈને કાસીમખાનપર ધસી ગયો! અને એક અડધા કલાકમાં તો ચુનંદા

રાજા જસવંતસિંહને ઘેરી લીધો, અને તેમની વચ્ચે એક તુમુલ યુદ્ધ શરુ થયું. જસવંતસિંહ પોતાના રજપૂત સીપાઇઓ સાથે ઔરંગઝેબને હંફાવવામાં પૂરતો હતો; પરંતુ કમનસીબે જસવંતસિંહના બહાદૂર રજપૂતો પણ પડવા લાગ્યા. એટલામાં મુરાદ ઔરંગઝેબની મદદે આવી પહોંચ્યો. જસવંતસિંહ ભાગ્યે જ બચી શકે એમ હતું, છતાં તે પોતાના માત્ર થોડાક રજપૂત સીપાઇઓને લઇને નાસી ગયો. બીજી તરફથી જેવો મુરાદ ઔરંગઝેબને મદદ કરવા આવ્યો કે, કાસીમખાન પોતાનો જાન બચાવવાને નાસી ગયો. આ બંને સરદારો પોતાના માત્ર થોડાક સીપાઇઓને લઇને નાઠા હતા! લસ્કરનો મોટો ભાગ માર્યો ગયો; કેટલાક કેદ પકડાયા, કેટલાક રવંદા માપી ગયા. ઔરંગઝેબ અને મુરાદનો જય થયો.*

પોતાની હારના સમાચાર સાંભળી દારાના ગુસ્સાનો કાંઈ પાર રહ્યો નહીં. કાસીમખાનને સખત શિક્ષા કરવા તેણે ઠરાવ કીધો! મીરજુમલાના છોકરાઓને કેદ કરવાનો તેણે હુકમ કીધો! "બધા પાપનું મૂળ જુમલા જ છે. તે ઔરંગઝેબ સાથે મળી ગયો છે. તેણે પોતાના લસ્કરની મદદ આપી છે!" આ પ્રમાણે તે મનમાં ગાંઠ વાળવા લાગ્યો. જુમલાના પુત્ર મહમદ અઝીનખાનને કેદ કરી, તેની સ્ત્રીઓને ગુલામડી તરીકે તે જરુર વેચી નાંખતે, પણ તેમના સુભાગ્યે શાહજહાન માંદો માંદો પણ વચ્ચે પડ્યો. તેણે દારાને સમજાવ્યો કે, મીરજુમલાને ઔરંગઝેબ વચ્ચે અણબનાવ જ હોવો જોઇએ. જો તેઓ મિત્ર હોય તો ઔરંગઝેબ તેને કેદ શું કામ કરે? શાહજાદાની દગાબાજીથી અમીર પકડાઈ ગયો હશે, તો શા માટે તેનાં નિર્દોષ સ્ત્રીપુત્રોને શિક્ષા કરવી? બાદશાહના સમજાવવાની અસર થઈ. દારાએ પોતાનો વિચાર ફેરવ્યો.

ઉજ્જન આગળ અમારી જિત થઈ કે મુરાદ તો બસ એકદમ આગ્રા જઇને તખ્ત મેળવવવાને અધીરો બની ગયો. પણ ઔરંગઝેબ કાંઈ કાચો નહોતો—પાકો બીલ્લો, બડો ખેલાડી, પ્રપંચની પાકી બૂટ્ટી! ૯૯, મુંગો મુનિ બની બેઠો! અમારી જિતથી દરબારમાં શું અસર થાય છે, અને હવે શાહજહાન તથા દારા શું પગલાં લેવા માંગે છે, તે જાણ્યા શિવાય ઔરંગઝેબ આગળ જવાની ઉતાવળ કરતો નહોતો. તેથી મુરાદનો ગમે એટલો આગ્રહ છતાં, ઔરંગઝેબે બહુ જ ધીમેસથી આગળ વધવાને હુકમ કરતો હતો.

---

* આલમગીર નામામાં જણાવ્યા પ્રમાણે આ યુદ્ધ ધર્માતપુર પાસે તા. ૨૦ મી ડીસેમ્બર ૧૬૫૮ માં થયું હતું. વળી એવું પણ જણાવવામાં આવે છે કે, સરદાર કાસીમખાન લડાઈ વખતે પાછળ રહ્યો હતો અને દારુગોળાનો મોટો ભાગ તેણે સંતાડી રાખ્યો હતો. આમ કરવાનું મુખ્ય કારણ તે ઔરંગઝેબ સાથે મળી ગયો હતો, એમ કહેવાય છે.

વિશેષમાં, અમને સમાચાર મળ્યા કે, બાદશાહની તબીયત હવે સુધરતી જાય છે અને રાજ્યમાં શું બને છે, તેની તપાસ પોતે રાખી શકે છે. અને તેથી ઔરંગઝેબ વિચારવા લાગ્યો કે, ખુલ્લી રીતે પોતાના બાપની સામે જો એ લડે તો તેને લોકો ધિક્કારે, અને મદદ મળતી અટકી જાય. માટે એક બાજુ અથવા બીજી બાજુ ઉતાવળે પગલાં ભરવાં, તે ઉદ્ધતાઈ સરખું તેને લાગ્યું. એટલામાં બાદશાહે પોતાના નામથી ઔરંગઝેબ અને મુરાદને લખી જણાવ્યું કે, તેઓએ આગ્રા પાછા નહીં ફરતાં, પોતપોતાના મુલકમાં પાછા જવું; અને જો તેમ કરવામાં નહીં આવશે તો બાદશાહ નાખુશ થશે! પણ ઔરંગઝેબ મહેનતથી મેળવેલું ફળ વાતના ગપ્પામાં, કે આશાના ઓળામાં ખોઈ દેતો કાચો પુતળો નહોતો. પાછા ફરવાની તૈયારી કરતો હોય તેવો એ ઢોંગ કરવા લાગ્યો, અને પોતાનાં લશ્કરને કેટલાક આરામની જરૂર છે, એમ જણાવી પોતે ઉજ્જનમાં જ થોભ્યો. પણ અધીરો દારા આટલાથી સંતોષ પામ્યો નહી. તેની ખાત્રીતી કે, ઉજ્જનનું લશ્કર આંખ મીંચીને ઉતાવળતામાં આગ્રા આવી પહોંચશે, માટે તે સીધી રીતે પાછા નહીં જાય, તો મારી તરવારના માર મારી પાછા કાઢવા પડશે.

ઔરંગઝેબને તો જે જોઈતું હતું તે મળ્યું. પોતે તો જાણે દખણમાં જવાની તૈયારી કરતો હોય તેમ જણાવ્યું. પણ પોતાનો ભાઈ તેને હાંકી કાઢવા માંગતો હતો, તેથી સ્વરક્ષણને માટે તેને લડવાની જરૂર પડે છે એમ તે હવે કહેવા લાગ્યો. પોતાના મુરબ્બી પિતા સામું તે કદી લડશે નહીં, તેની સર્વે આજ્ઞાઓ માનવાને તે બંધાયલો છે, પણ જ્યારે તેનો ભાઈ તેની સામે લડે છે, ત્યારે એને લડ્યા વગર છૂટકો નથીઃ એમ મનાવવું, એ કાંઈ એને માટે અઘરું નહોતું.

દારા બાદશાહી લશ્કર લઈને આગ્રાની બહાર આવ્યો. પોતાને મદદ કરવા માટે પોતાના છોકરાને મોંઘીરથી તેડાવ્યો. સુલેમાન શીકુહ આ વખતે શુજાની પાછળ પડ્યો હતો. શુજા મોંઘીરમાં ભરાયલો હોવાથી, ત્યાંથી તેને પકડી લાવવા શીકુહને હુકમ થયો હતો. પણ શુજા સાથે કોઈપણ પ્રકારે સલાહ કરી, ઔરંગઝેબની સામે થવા માટે જલદીથી આગ્રા આવવા તેને ફરમાવવામાં આવ્યું. શુજાને પાછો બંગાળ જવા દેવામાં આવ્યો, અને શીકુહ આગ્રા તરફ પાછો ફર્યો.

જો દારાએ ઉછાછળાપણું વાપર્યું નહીં હોત તો, ખારેપાણીએ ખસ જતે! પણ તેનાથી ઢીલ ખમી શકાતી ન હોતી. જો એને પોતાનાં છોકરાના આવવાની પણ વાટ જોઈ હોત તો ફાયદો થાત. શીકુહ લશ્કરનો માનીતો હતો. તે ડહાપણવાળો હતો અને કટાકટીને સમયે કેમ

વર્ત્તવું તે સમજતો હતો. પણ તેની વાટ એણે જોઈ નહીં. લડાઇનાં ભયથી ખુદ શાહજેહાન પણ ધ્રૂજતો હતો. પોતાનાં રાજ્યાસનનો સમય તેને યાદ આવવા લાગ્યો. રખેને પોતાની નજર આગળ પોતાના છોકરાઓ તખ્તને માટે લોહીમાં રગદોલાય, આ ભયને લીધે, તેવો વખત આવી નહીં પહોંચે, તેટલા માટે લશ્કરની સરદારી લઇને તેણે પોતે બ્હાર નીકળવાનો વિચાર કર્યો. અને તેમ થયું હોત તો વધારે સારું થાત. શાહજેહાનનાં હુકમનો કોઇથી અનાદર થાત નહીં. પણ આજે દારાની મતિ ફરી ગઈ હતી. શાહજહાનને રણક્ષેત્રમાં આવવા દેવો જ નહીં, એ તેનો વિચાર હતો. શાહજહાનનું બધું લશ્કર લઈ પોતે ચંબલના કીનારાપર ચાલ્યો ગયો. બાદશાહને આગ્રામાં એકલો રહેવા દીધો. બાદશાહથી એકલા જવાનું બની શકે એમ ન હોતું, તેથી લાચારીથી એણે જવાનો વિચાર માંડી વાળ્યો.

આગ્રાથી વીસ માઇલ દૂર ચંબલના કીનારાપર આવીને તે થોભ્યો. તેણે સાવચેતીથી દરેક કિલ્લા અને દરેક રસ્તાનું મજબૂતાઇથી રક્ષણ કરવા પોતાનાં માણસોને ફરમાવ્યું હતું. ખુદ ઔરંગઝેબ નેપણ આગળ વધવું, એ કાંટાની વાડમાંથી પસાર થવા જેવું જણાતું હતું. તે ફતેહમંદીથી હુમલો કરી શકશે એમ તેને લાગ્યું નહીં. અઘુરામાં પૂરું સુલેમાન શીકુહ આવી પહોંચે છે, એમ સાંભળીને તે વધારે ગભરાયો. પણ નસીબદેવી હમેંશા તેને મદદ કરતી હતી. બુંદેલાઓના સરદાર ચંપતરાયને પુષ્કળ ભેટ, સોગાદ અને લાંચ રુશવતથી તે પોતાની તરફ ખેંચી લાવવા શક્તિવાન્ થયો. આ સરદારે ઔરંગઝેબને પોતાનાં દેશમાંથી કાંઈ પણ અડચણ વગર પસાર થવા દીધો. વિશેષમાં જે પહાડી જગ્યાઓમાં દારાથી આવી શકાય એમ નહોતું, તેવી જગ્યાઓ પણ આ સરદારે શાહજાદા ઔરંગઝેબને બતાવી દીધી!

ઔરંગઝેબને હવે કશાની જરૂર નહોતી. તે એકેસપાટે દારાના લશ્કરની પુંઠ પાછળ આવી ઉભો રહ્યો! દારાને ખબર પડે કે, ઔરંગઝેબ આવે છે, ત્યાર પહેલાં તો તે ત્યાં આવીને ઉભો રહ્યો! હવે લડાઈ વગર છૂટકો નહોતો. એટલામાં શાહજહાને ફરી એકવાર દારાને કહાવી મોકલ્યું કે, શીકુહ ત્રણ દિવસમાં તારી પાસે આવી પહોંચશે, ત્યાં સૂધી યુદ્ધમાં ઉતરતો નહીં; પણ ધીમે ધીમે આગ્રા તરફ પાછળ હઠતો રહેજે. પરંતુ પિતાના આ પત્રની તેણે અવગણના કરી. જવાબમાં ઉલટું તેણે જણાવ્યું કે, ત્રણ દિવસમાં તો ઔરંગઝેબ અને મુરાદને હાથે પગે બાંધી, તમારી હજુરમાં હાજર કરીશ, જે વખતે તમને યોગ્ય લાગે તે શિક્ષા તેમને ફરમાવજો. શીકુહને માટે મારાથી કાંઈ ખોટી

થવાય નહીં. આ પ્રમાણે જવાબ મોકલી, પુર હોંશિયારીથી દારાએ પોતાનાં લશ્કરને લડવા માટે તૈયારી કરી દીધું. થોડા વખતમાં તો બંને ભાઈઓનાં લશ્કર એક બીજાંની સામે ટક્કર લેવા લાગ્યાં. મુરાદની બહાદૂરી અને ઔરંગઝેબનું ધૈર્ય, બાદશાહી લશ્કરની સામે થવા પૂરતી રીતે યોગ્ય હતાં. દારા પોતાના હાથીપર બેસીને ચારે બાજુ લશ્કરમાં ફરી તેમને ઉત્તેજન આપતો હતો!

એટલામાં બૂમ પડી કે, બીજી બાજુ સરદાર નજફઅલીખાન દારા અને શીકુહને મદદ કરવા લશ્કર લઈ દોડતો આવે છે. આ ખબરથી વળી ઔરંગઝેબને ગભરાટ છૂટયો! પણ તરત જ મારી જગ્યાએથી દોડી જઈને તેને મેં કહ્યું કે, આ વાત તદ્દન ખોટી છે. સરદારને લુંટારાના કિલ્લામાં મુવેલો મેં મારી નજરે જોયો છે, માટે ગભરાવું નહીં! ઔરંગઝેબે હવે છૂટકારાનો દમ ખેંચ્યો, અને પોતાનાં લશ્કરને વધુ જોસથી લડવાને ઉશ્કેરવા લાગ્યો.

દારા પોતાનાં પૂરતા બળથી લડતો હતો. અમારા લશ્કરનો મોટો ભાગ મૃત્યુ પામ્યો અને ઔરંગઝેબની આસપાસ માત્ર હજારેક સીપાઈ ઉભા રહ્યા. દારાનો જય થયો, એ હવે નક્કી હતું. જો કે આ બાજુ ઔરંગઝેબ લશ્કરને ઉશ્કેર્યો જતો હતો અને મુરાદ એક છંછેડાયલા વાઘની માફક પોતાની તલવાર ઘૂમાવ્યો જતો હતો, તે છતાં પણ હારનાં ભયથી ઔરંગઝેબનું મ્હોડું ઉતરી ગયું હતું, અને તે નિરાશ થયો હોય એમ પ્રત્યક્ષ દેખાતું હતું.

તેણે જોયું કે, લડાઇના મેદાનમાં ઉભા રહેવામાં દારાને ઘણો ગેરલાભ હતો; તે છતાં પણ અત્યારે તે એક મરણીયાની માફક જીવપર આવીને લડતો હતો. જે પ્રકારનું શૌર્ય તે અત્યારે બતાવતો હતો, તે અપ્રતિમ જ હતું. તેની બહાદૂરી જોઇને ઔરંગઝેબનાં લશ્કરના કાછડા છૂટી ગયા! તેને ભય લાગ્યો. તેઓ કાંઇક પાછા હઠવા લાગ્યા. પરંતુ દૃઢ મનવાળો ઔરંગઝેબ કાંઈ એટલામાં હીંમત હારે તેમ નહોતું. તે તરત પોતાનાં હાથીને આગળ લાવ્યો; અને પોતાનાં અમલદારો અને સીપાઇને નામ દેઈ દેઈ બોલાવીને કહેવા લાગ્યો; "દીલેરાન! ખોદાહય! મયદાન છોરકે કયા કરોગે! દખન કીતના દૂર હય વો આપકુ કયા માલુમ નહીં હય! ખોદા હય! ખોદા હય!" આટલું કહીને પોતે જ કેટલો હીંમતવાળો છે, તે બતલાવવાને પોતાનાં માણસોને હુકમ કર્યો કે–જે હાથીપર તે પોતે બેઠો હતો, તે પોતાની જગ્યાએથી નાસી જાય નહીં, તેટલા માટે તેના પગો સાંકળથી બાંધી લેવા–આટલું કરવા છતાં પણ ઔરંગઝેબને જિતની આશા નહોતી જણાતી. દારા અત્યારે પોતાનાં ભાઇના જેટલો જ મરણીયો થઇને લડતો હતો.

પણ એટલામાં એક અણધાર્યો બનાવ બન્યો, અને બાજી ઉલ-ટાઈ ગઈ. ત્રીસ હજાર આદમીનું લશ્કર લઈને દારાની જમણી બાજુમાં ઉભેલા એક અમીરે આ ઘડીએ દગો દીધો! જો તેણે પોતાનું લશ્કર કામે લગાડયું હોત તો, અમારો તો બચવાનો આરો પણ નહોતો. તે છતાં પણ તે અમીર તદ્દન એક બાજુએ ઉભો રહ્યો, અને જ્યારે તેણે જોયું કે, દારા જિત્યો છે, અને થોડીક પળમાં ઔરંગઝેબનું લશ્કર છિન્નભિન્ન થઈ જશે, ત્યારે તે દારાની સમીપ આવીને કહેવા લાગ્યો કે, "મુબારકબાદ! હજરત સલામત! અલહમદુલ્લીલાહ! નામવર શાહજાદા, આપની ફતેહ થઈ છે. હવે મહેરબાની કરી હાથીપરથી ઉતરી ઘોડાપર બેસો; કારણ કે આપની જિત પછી જો આપને કાંઈ ઇજા થઈ તો હમારી શું હાલત થશે તે વિચારો! માટે આપ નામપર ઉતરો અને ઔરંગઝેબનાં લશ્ક-રને નસાડી મૂકો!"

મીઠા–માખણથી લદબદતા શબ્દો સાંભળી તે મૂર્ખ ખુશ થઈ ગયો અને લાંબો વિચાર કર્યા વગર, હાથીપરથી ઉતરી પડ્યો.* પરિણામ ઘણું ભયંકર આવ્યું. તેનાં લશ્કરે એમ ધાર્યું કે, દારા મુઓ! અને જેવો આ વિચાર તેમનાં મનમાં આવ્યો કે, તેઓએ લડવાને બદલે નાસવાનું શરુ કર્યું. દારાએ ઘણી મહેનત કરી તેમને અટકાવવા પ્રયત્ન કીધો, પણ તેઓએ તો કાંઈ પણ જોયા વગર નાસવા જ માંડયું. નાસ ને નાસ! આગળ નાસ ને પાછળ નાસ! મુઠ્ઠીવાળી નાસ! આંખ મીંચી નાસ! બસ નાસવાનું જ જારી થયું. આ જોઈ ઔરંગઝેબને શૂર છૂટયું, અને તરત જ દારાનાં લશ્કરની પુંઠ પકડી, તેમને મારી નાંખવાનો હુકમ કીધો. અમારા નિરાશ થયલાં લશ્કરને આશા આવી. કતલ ચાલી! લોહી વહેવા માંડયું! હજારો માથાં રઝળતાં થયાં! અને થોડાક વખતમાં તો ખુદ દારાનો બચાવ કર-વાને પણ કોઈ હીંમત કરી શકયું નહીં. તેનું લશ્કર માર્યું ગયું. નાસી ગયા તે જ બચી ગયા. થોડીક મીનીટની રમતમાં તો પાસો ફેરવાઈ ગયો. ઔરંગઝેબ વિજયી મનાયો. દારા પોતાનો જાન બચાવવાને આગ્રા નાઠો.

પણ આગ્રા છોડતી વેળા પિતાએ તેને કહ્યું હતું કે; "દારા! યાદ

---

* દારા હાથીપરથી ઉતર્યો તેનું જે કારણ અત્રે દર્શાવયું છે, તેનાથી જૂદું જ કારણ ખારીખાન આપે છે. તે જણાવે છે કે તેના લશ્કરનાં બે સરદારો રાજા છત્રસાલ અને રુસ્તમખાનના મરણ પામવાનાં સમાચાર જેવા તેને મળ્યા કે, તે એકદમ નાસીપાસ થઈ ગયો, અને શું કરવું તે એને સૂઝયું નહીં. એટલામાં ઓચિન્તુ એક તીર તેના તરફ આવ્યું, અને જે હાથીપર તે બેઠો હતો તેને લાગ્યું. હવે તે ઘણો ગભરાયો અને એકદમ પોતાની ચંપલ પણ પગમાં ઘાલ્યા વગર હાથીપરથી ઉતરી પડયો, અને કાંઈ પણ હથિયાર વગર એક ઘોડાપર તે સ્વાર થયો.

રાખજે. જો તું હારે તો મને તારું મુખ બતાવીશ નહીં;" તે શબ્દોનાં હવે તેને ભણકારા વાગવા માંડયા. કયે મ્હોડે બાદશાહ પાસે જવું, તે એને સૂઝયું નહીં. પરંતુ શાહજહાનનો પ્રેમ આ હારથી ઓછો થયો નહીં. તેણે એક વિશ્વાસુ માણસને તરત દારા પાસે રવાના કર્યો અને કહાવ્યું કે; "જ્યાં સુધી સુલેમાન શીકુહ પાસે લશ્કર છે ત્યાં સુધી તારે નાસીપાસ થવું નહીં. હમણાં તો તું દીલ્હી જા ત્યાંના બાદશાહી તબેલામાંથી તને એક હજાર ઘોડાઓ મળશે. વળી મેં ત્યાંના હાકેમને પણ કહાવી મોકલ્યું છે કે, તને જોઇતી પૈસાની મદદ પણ તે પૂરી પાડશે. જરૂર જેટલું લાગે તેનાથી વધારે દૂર જતો નહીં. હું તને વારંવાર પત્રો લખ્યા કરીશ. હું હજુ માનું છું કે, ઔરંગઝેબને હું મારી સત્તા નીચે લાવી શકીશ. અને તેનાં અયોગ્ય કૃત્ય માટે તેને શિક્ષા કરી શકીશ." પરંતુ દારા એટલો તો નિરાશ થઈ ગયો હતો કે, પિતાના આવા પ્રેમાળ પત્રનો ઉત્તર આપવાનું પણ તેને સૂઝયું નહીં. છેવટે તેણે પોતાની બહેન બેગમ સાહેબને એક કાગળ ઉતાવળે લખી મોકલ્યો, અને તે જ રાત્રે આ કમનશીબ શાહજાદો પોતાની બૈરી છોકરીઓ, અને નાના પુત્ર સીપેહ શીકુહ તથા થોડાક માણસોને લઇને દીલ્હીને રસ્તે રવાના થઈ ગયો.*

---

## પ્રકરણ ૪૯ મું.

### રાજ્યક્રાંતિ.

પોતાની ફતેહનો સૌથી સરસ ઉપયોગ કરવામાં હવે ઔરંગઝેબે કશી કચાસ રાખી નહીં. મુરાદને તે બાદશાહ તરીકે ગણી માન આપવા લાગ્યો અને જાણે પોતાનું કાર્ય પૂર્ણ થયું હોય તેમ બધી વસ્તુઓ આટોપી લઇને મક્કે જવાની તૈયારી કરવા લાગ્યો. પણ તેટલા વખતમાં દારાનાં લશ્કરમાં જે મોટા અમલદારો હતા તેમને તથા આગ્રામાં તેના જે હીમાયતીઓ હતા તે બધાને ફોડવાનો પ્રયત્ન જારી રાખ્યો. કોઇને લાલચના તો કોઇને ખુશામદના, તો વળી કોઇને ધમકીના તેણે પત્રો પણ લખ્યા. તેનો મુખ્ય હેતુ સુલેમાન શીકુહનાં લશ્કરને ફોડવાનો હતો. તેમાં તેને ફતેહ મળી. કમનશીબ શીકુહને માલમ પડયું કે, તેનું માનીતું લશ્કર તેના હુકમો માનતું નથી. તેનું માન ભંગ થાય છે અને વખત આવે તો તેઓ જ તેને ફસાવી દેશે. તે બીચારાને પોતાનું લશ્કર છોડી નાસી જવાની

---

*સુલતાન દારાનાં લગ્ન પોતાના કાકા સુલતાન પરવીઝની દીકરી શાહઝાદી નાદીરા સાથે થયાં હતાં, જેનાથી તેને બે પુત્રો, સુલતાન શીકુહ અને સીપેહ શીકુહ થયા હતા.

ફરજ પડી. શ્રીનગરના* રાજાએ તેને આશ્રય આપ્યો અને પોતાનો જાન સલામત છે એવું હવે એને લાગ્યું.

ઔરંગઝેબનું લશ્કર હવે જલદીથી આગ્રા તરફ વધતું હતું. તેના આવવાની ખબર સાંભળી, શાહજહાને શહેરના દરવાજા બંધ કરવાનો હુકમ કર્યો. વિજયી શાહજાદો હજુ પોતાના બાપને ખુલ્લી રીતે અપમાન કરતાં બ્હીતો હતો. તેથી જ્યારે તે આગ્રા આગળ આવી પહોંચ્યા અને દરવાજા બહાર તેણે પડાવ નાંખ્યો, ત્યારે તેણે એક પત્ર પોતાના બાપપર લખી મોકલ્યો. તેમાં એણે તેની અતિશય ખુશામદ કીધી. પોતાના ભાઈ સાથે લડવાની તેને ફરજ પડી હતી તે માટે માફી માંગી! અને પોતે શહાનશાહ તરફ પૂરેપૂરો વફાદાર છે એમ એણે જણાવ્યું. શાહજહાએ એને પોતાની પાસે એકલા આવીને મળી જવા કહાવ્યું. બાદશાહ ઔરંગઝેબને સારી પેઠે ઓળખતો હતો; પણ પ્રપંચી છોકરા સાથે પ્રપંચથી વર્ત્તવામાં તેણે કશું ખોટું જોયું નહીં.

જેમ બાપને પુત્રપર વિશ્વાસ ન હતો, તેમ દીકરાને પણ બાપના પર વિશ્વાસ જરાએ હતો નહિ. ઔરંગઝેબ જાણતો હતો કે, બેગમ સાહેબ બાદશાહથી એક પળ પણ દૂર જતી નથી; આખા મહેલમાં તાતારી સ્ત્રીઓ બેગમ સાહેબના હુકમ પ્રમાણે હરફર કરે છે અને જો તે એકલો મળવા જાય તો પિતાની આજ્ઞાથી અથવા તો વગર આજ્ઞાએ, તેની બહેન તેનું જરૂર કાટલું કઢાવી નાંખે!

તેથી તે કાંઈ ને કાંઈ બહાનું કાઢી, બાપને મળવા જવાનું મુલતવી રાખતો. છેવટે જ્યારે તે પોતાની ગોઠવણો નક્કી કરી ચૂક્યો, ત્યારે તેણે બાદશાહને કહાવ્યું કે, તે હવે જરૂર મળવા આવશે પણ પોતે જે ગુન્હો કીધો છે તે જોતાં તેને મળવા આવતાં બહુ શરમ લાગે છે. માટે મહેરબાની કરીને તેના છોકરા સુલતાન મહમુદને એ પહેલાં મોકલી આપશે. તે મારી વતી તમારી પાસે માફી માંગશે અને પછી પોતે તેમની પાસે આવશે.

ભોળો બાદશાહ ભોળવાયો. તેણે મહમુદને આવવાની હા કહી. ઔરંગઝેબને તે વિશે ખબર આપવામાં આવી. તેણે તાબડતોબ પોતાનાં

---

* સુલેમાન શીકુહના ખાસ મદદગાર તરીકે રાજા જયસિંહ અને સરદાર દલીલખાન હતાં. જેમને ઔરંગઝેબે પોતાની પ્રપંચ નીતિથી ફોડીને પોતાનાં પક્ષમાં લઇ લીધા. ઔરંગઝેબે જયસિંહને શીકુહને પકડી લાવવા કહ્યું, પરંતુ રાજાએ દલીલખાન સાથે મસલત ચલાવી, નાના શાહજાદાને નાસી જવાની તક આપી.

કેટલાક ઇતિહાસકારો એમ જણાવે છે કે સુલતાન શીકુહ કાશ્મીરમાં આવેલા શ્રીનગર ખાતે નાસી ગયો હતો, પરંતુ મી૦ કોન્સ્ટેબલના કહેવા પ્રમાણે શીકુહ નોર્થ વેસ્ટ પ્રોવીન્સીસમાં આવેલાં ઘરવાલ જીલ્લામાંના શ્રીનગર ખાતે ગયો હતો.

શાહજાદાને કેટલાક માણસો સાથે મહેલમાં મોકલી આપ્યો. મહમુદના માણસોએ ઓચિંતા મહેલની રખેવાળી કરતા ચોકીદારોને કેદ કરી દીધા! શહેરના દરવાજા ઉઘાડી નાંખ્યા. ઔરંગઝેબનું લશ્કર અંદર દાખલ થયું. બાદશાહને તરત માલમ પડયું કે, તે પોતાના પૌત્રને હાથે કેદ થયો છે. તેને સમજ પડી નહીં કે, આ કેમ થયું. પણ જ્યારે તેને માલમ પડયું, ત્યારે તેનાં ગુસ્સાનો અને ધિક્કારનો કાંઈ પાર રહ્યો નહીં. મહમુદ હાથ જોડીને બાજુએ ઉભો રહ્યો અને દાદા જે બોલે તે સાંભળ્યા કરવા લાગ્યો. શાહજહાને જીવપર આવી પવિત્ર કુરાનપર હાથ મૂકી તેને કહ્યું; "તું મારી પાસ આવ. તારા દાદાને કેદમાંથી મુક્ત કરવાને આ તક જવા નહીં દે. તારા આ કૃત્યને માટે ઈશ્વર તને આશિર્વાદ આપશે અને તારું નામ હંમેશને માટે ઉજ્વળ રહેશે! આ તાજ તારું થશે!" મહમુદને કાંઈ તખ્ત અને તાજ ઓછાં ગમતાં નહોતાં, પણ તે મેળવવા જતાં સ્વરક્ષણ કરવાની તેનામાં હિમત નહોતી. તેણે તાજ સ્વીકારવાની ના પાડી, તેમજ તેને છોડવાની પણ ના પાડી. ત્યારે ક્રોધમાં શાહજહાંએ શાપ દીધો કે; "બેટા! મને મુક્ત કરવાને ના પાડે છે! પણ અલ્લાહનો કોપ તારાપર તારા દગા માટે ઉતરશે! તું પણ મારી પેઠે જ કેદ પડશે! અને બુરે હાલે મરશે!" શાહજહાંનો આ શાપ કેટલો સત્ય ઠર્યો છે તે અગાડી જણાશે.

તેણે માત્ર એટલું જ જણાવ્યું કે, તેને તો દરેક કિલ્લાનો, દરેક દરવાજાનો કબજો લેવાનો છે: તે કાંઈ બાદશાહને મળવા આવ્યો નથી. ખુદ બાદશાહ સલામતને મળવા માટે, અને તેમના પગનું ચુંબન કરવા માટે તો તેના પિતા આવનાર છે. પણ કાંઈ દગો નહીં થાય, તેટલા માટે દરેક દરવાજા અને કિલ્લાની કુંચીઓ બાદશાહ તેને સ્વાધીન નહીં કરે ત્યાં સુધી તે આવનાર નથી. આ વચનોથી બાદશાહને ઘણું જ ખોટું લાગ્યું. બે દિવસ સુધી કુંચીઓ આપવાની તેણે ચોખ્ખી ના પાડી, પણ તેને ધીમે ધીમે માલમ પડતું ગયું કે, તેનાં પોતાનાં જ માણસો તેને છોડીને ચાલતાં થઈ ગયાં છે. છેવટે નિરાશ થઇને તેણે મહમુદને કુંચીઓ સોંપી, અને કહ્યું કે તારા બાપને સત્વર મારી પાસે મોકલી આપ.

ઔરંગઝેબ અને મુરાદ હવે કાંઇપણ ભય વગર સંપૂર્ણ સત્તા સાથે શહેરમાં આવ્યા. શહેરમાં આવતાની સાથે એતબારખાન નામના પોતાના એક નિમકહલાલ નોકરને રાજમહેલનો કબજો સોંપી દીધો! અને તેને સખત હુકમ આપવામાં આવ્યો કે, ઔરંગઝેબની રજા વગર તેણે કોઇપણ માણસને શાહજહાન પાસે જવા દેવો નહીં, તેમજ કોઇને અંદરથી બહાર પણ આવવા દેવું નહીં.

પિતાને જાહેર રીતે કેદ કર્યા પછી ઔરંગઝેબે તેને એક પત્ર લખ્યો, પરંતુ તે મોકલાવતા પહેલાં દરેક નાના મોટા અમીર ઉમરાવોને વંચાવવાનું તે ભૂલ્યો નહીં. પોતાના પત્રમાં તેણે લખી જણાવ્યું કે; "હું આ મારી વર્તણુકનો વધારે સરસ હેવાલ કેવી રીતે આપી શકું? તમોએ મારા તરફ અસાધારણ પ્રેમ હોવાનો ઢોંગ કર્યો, અને દારાના કાર્ય તરફ પસંદગી બતાવી, અને બીજે જ માર્ગે, સુવર્ણ મહોરોથી ભરેલા બે હાથી દારાને મોકલી આપ્યા છે! નવું લશ્કર ઉભું કરવાને અને લડાઈ લંબાવવાને તમે તેને સવળતા કરી આપો છો, તો હવે હું તમને પૂછું છું કે, જે અકુદરતી અને સખત પગલાં ભરવાની મને જરૂર પડી, તેમાં શું હું ખોટો હતો? શું તમે કેદ થયા, તેનું મૂળ કારણ દારા નથી? તેમ જ અત્યાર સૂધી તમને પગે લાગતો અને તમારી તરફ મારી ફરજો અદા કરતો મને અટકાવવામાં શું તે કારણ ભૂત નથી? મારે માત્ર હવે એટલું જ માંગી લેવાનું છે કે, મારી વર્તણુકમાં તમને જે કાંઈ વિચિત્ર લાગે તે માટે મને ક્ષમા કરવી, અને થોડા વખતને માટે તમારે જે સ્વતંત્રતા ખોવી પડે તેને માટે સહનશીલતા ધરવી! તમો ખાત્રી પૂર્વક માનજો કે, જેવો દારા સુલેહનો ભંગ કરતો અટકશે, કે તરત હું તમારા મહેલમાં દોડી આવીશ! અને મારે પોતાને હાથે તમારા કેદખાનાના દરવાજા ખુલ્લા કરીશ."

મુરાદ, ઔરંગઝેબનો બાદશાહ! ઔરંગઝેબ સબનો બાદશાહ થયો! શાહજહાનને કેદખાનું સહેવું પડ્યું. પણ એટલાથી કાંઈ ઔરંગઝેબને સંતોષ વળી શકે એમ ન હોતું. જો કે બધા અમીર ઉમરાવો અને લશ્કરે તેને એકમતે બાદશાહ તરીકે કબુલ કીધો; તે છતાં પણ તે પોતાના વંશના ઇતિહાસથી કાંઈ અજાણ્યો ન હોતો. જ્યાં સૂધી પોતાના ભાઇઓ અને તેમના છોકરાઓ તખ્તને માટે ખટપટ કરતા હોય, ત્યાંસૂધી તે પોતે ખરો બાદશાહ કહેવાય નહીં. હવે તેણે દરેકને યોગ્ય સરપાવ આપવાની ગોઠવણ કરવા માંડી.

આશરે ચાર દિવસ વીતી ગયા બાદ એક દિવસ મેં ઓચિંતા ઔરંગઝેબને મીરખાન નામના એક માણસ સાથે ગૂપચૂપ વાતો કરતાં સાંભળ્યો. ઔરંગઝેબની ચઢતીના સમયથી મીરખાન તેની ખાસ મહેરબાની હેઠળ આવતો ગયો, અને કાંઈ પણ ખાનગી મસલતો થતી તે મીરખાનની જાણ બહાર રહેતી નહિ. તેમની વાત સાંભળીને મારા હાંજા જ ગગડી ગયા! તેમની વાતનો સાર એ નહિ. હતો કે મુરાદનું હવે જેમ બને તેમ જલદી કાટલું કરી નાંખવું! હાય! સો લોભ! શાં પાપકર્મ! નિર્દોષ માણસને બચાવવા પ્રયત્ન કરવો એ મારી ફરજ છે, એમ સમજી મુરાદને ચેતાવવા મેં ઠરાવ કીધો. જ્યારે રાત્રે હું એકલો

પડયો, ત્યારે મુરાદના ખાસ સલાહકાર શાહઅબ્બાસને મેં શોધી કાઢયો, અને જે બન્યું હતું તે મેં એને કહી સંભળાવ્યું. મારી વાત સાંભળી તે ગભરાયો અને મુરાદને ચેતાવવા તેની પાસે દોડયો !

પણ મુરાદ ! મૂર્ખનો શાહ ! અલ્લાહનો વળી ભોળો લટાક ! અબ્બાસને હસી કાઢયો. મીરખાન સાથે થયેલી વાતને તે અસંભવિત ગણવા લાગ્યો. કદાચ તે ખરી હોય, તોપણ તેમાં મારી સમજ ફેર થયેલી છે, એમ તે માનવા લાગ્યો. અબ્બાસ તેને પગે લાગી, સમજાવવા લાગ્યો કે, આં તક સોનેરી છે, નાસી જાઓ ! જીવેંગે તો ફીર લડેંગે ! ઔરંગઝેબને આજે સખત ફટકો મારી શકાશે: એને એકદમ દૂર કરો ! સર્વ સત્તા તમારા હાથમાં લઈ લો.* બાદશાહ તરીકે આજે તમારી આણ ફેરવાઈ છે; આજે લશ્કર તમારું કહ્યું માનશે. નહીં તો બીજે દિવસે બાજી ફેરવાઈ જશે ! પણ આ હીનભાગી શાહજાદાએ તે માન્યું નહીં, કબુલ કીધું નહીં. પોતાના ભાઈ સાથે દારાની પૂંઠ પકડવા નીકળી પડ્યો. આગ્રાથી દૂર મથુરા આવીને તેઓ થોભ્યા અને ત્યાં આગળ જ પાકા ઔરંગઝેબે પોતાનું નિશાન તાકયું.

જે દિવસે અમે મથુરા પહોંચ્યા, તે જ રાત્રે મુરાદને મોટું ખાણું આપવાની ગોઠવણ થઈ. મેં, તેમ જ અબ્બાસે ફરી એકવાર તેના કાલાવાલા કીધા અને ખાણામાં હાજર નહીં રહેવા સમજાવ્યો. પણ ફોગટ. તેનું નશીબ જ તેને આડે રસ્તે દોરવતું હતું. તે રાત્રે મીજલસમાં હાજર રહ્યો. ઔરંગઝેબને લડાઈમાં મદદ કરનારા દરેક મોટા અમલદારોને ત્યાં નોતરવામાં આવ્યા હતા. આજે મને મોટું માન આપી ઔરંગઝેબે મારો આવકાર કીધો અને એક બહાદૂર સીપાઈ તરીકે બધા વચ્ચે મારાં વખાણ કીધાં. ખાણા વખતે ખૂબ છૂટ લેવાઈ. શિરાઝી દારુ અને કાબુલી મેવો ભરપટ્ટે માંગ્યો મળવા લાગ્યો. પણ

---

* The friends of that thoughtless prince had at last brought him to look with suspicion upon his brother's designs; and even to meditate an act which might deliver him finally from so dangerous a rival. The sagacity of Aurangzeb enabled him to discover the intended blow, which he contrived to elude at the very moment, when it was aimed and ready to fall—*Mile.*

મુરાદે ઔરંગઝેબનો જાન લેવા માટે કોશેશ કીધી હતી, એવું સાધારણ રીતે માનવામાં આવતું નથી. વળી બરનીયરે પણ આ વાતને ટેકો આપે એવું કાંઈ લખ્યું નથી, પણ મો૦ ડાઉ પોતાના પુસ્તકના શાહજહાન પ્રકરણ ત્રીજું, હિંદુસ્તાનનો ઇતિહાસ પુસ્તક ત્રીજામાં, મુરાદની કોશેશ વિશે જણાવે છે, અને તેમ કરતાં કેટલાંક ફારસી પુસ્તકોનો આધાર ટાંકે છે !

આજે ઔરંગઝેબ કશાને અડકયો નહીં.* એક પવિત્ર માણસ તરીકે પોતાને દારુ પીતી વખતે આઘા જતા રહેવું જોઇએ, તેમ જ તે પોતાને પીવો હલાલ નથી એમ જણાવી તે ચાલ્યો ગયો. મુરાદને માટે જોઇતી બધી સગવડો કરી આપવાને પોતાનાં માણસોને હુકમ કરી, તે મીજલસમાંથી દૂર થયો.

મુરાદ શરાબનો શોખીન હતો. આજે પોતે એક શાહનશાહ છે તેનું ભાન ભૂલી ગયો. અમલદારોની વચમાં બેઠો છે તે ભૂલી ગયો; અને ખુલ્લે હાથે સીસા ફોડવા લાગ્યો. તેને કોઈ અટકાવે તેમ ન હોતું. ઉલટું તેને વધારે પીવાને આગ્રહ કરવામાં આવતો. મારી ખાત્રી થઈ કે, આજે તેનો અંત પાસે આવ્યો છે! હું તેને કેદ પકડાતો જોવા રાજી ન હોતો. તેને બચાવાય એમ ન હોતું, તેથી હું તે મીજલસ છોડી ચાલ્યો ગયો. પણ થોડી જ વારમાં ઔરંગઝેબ ત્યાં આવ્યો, અને ધાંટા પાડી, ગુસ્સો કરી બૂમો પાડવા લાગ્યો; “હાય! હાય! શરમ! બદનામી! અરે મૂર્ખ, તું બાદશાહ છે કે કોણ છે? એ ખોદા! આ શું! અરે! તારી અક્કલ કયાં ગઈ! લોકો તારે અને મારે વિશે શું મત બાંધશે? આ બદબખ્ત આદમીને એકદમ લઈ જાઓ અને તેના હાથ પગ બાંધી તેને કેદખાનામાં નાંખો, તેણે પોતાનું નામ બદનામ કીધું છે. હાય! હાય! એ ખોદા!”†

તેના હુકમ પ્રમાણે તરત જ તેને કેદ કરવામાં આવ્યો. મેં કમનશીબ મુરાદને હાથ પગ પછાડતો જોયો. તે બૂમ પાડતો હતો કે, તે પોતાની શુદ્ધિમાં છે. તેને પકડીને તરત જ લઈ જવામાં આવ્યો. મુરા-

---

* Aurangzeb then rose softly, and with a countenance that beamed with affection and delight, said, "I need not inform your Majesty of the serious turn of my mind, and that, as a Mahomedan, I feel scruples which do not permit me to indulge in the pleasures of the table; but though I deem it my duty to retire, yet I leave you in excellent company. Mircan and my other friends will entertain your Majesty."—*Bernier*.

† ઇટાલીયન પ્રવાસી મનુચીનો આધાર લઇને મોં. કેઢુ જણાવે છે કે મુરાદને પકડયો; ત્યાર પહેલાં ઔરંગઝેબના છોકરા સુલતાન મહમુદનો છ વર્ષનો છોકરો આઝમ તેની (મુરાદની) પાસેથી ખંઝર અને કટાર લઈ ગયો હતો. તે જાણે પોતાના ભાઈ સાથે ગમત કરવા માંગતો હોય તેમ તેણે આઝમને કહ્યું કે, જો મુરાદ ઉંઘતો હોય ત્યારે તેને જગાડ્યા વિના તેનું ખંઝર અને કટાર તે લઈ આવશે તો તેને એક ફક્કડ હીરો અપાવશે. નિર્દોષ બાલકે પુર હોશીયારીથી પોતાનું કાર્ય કીધું, અને તેનાં હથિયારો જોડેના તંબુમાં લઈ ગયો.

દના સીપાઇઓ તેને છોડવવાને દોડ્યા, પણ તેના નિમક હરામ અમલદાર અલ્લાહકુલીએ, એકદમ તે સર્વને ચૂપ કીધા. ઔરંગઝેબે મુરાદના સર્વે મોટા અમલદારોને ફોડ્યા હતા. તેને મુરાદનાં લશ્કર તરફથી કાંઈ બ્હીવાનું નહોતું. તરત તેનાં માણસો આખી છાવણીમાં ફરી વળ્યાં ને સમ ખાઇને વાતો કરવા લાગ્યા કે આજે મુરાદે પુષ્કળ દારુ પીધો અને ઔરંગઝેબને ખૂબ ગાળો દેવા માંડી છે, તેથી તેને થોડો વખત એકાંત જગામાં રાખવાની ફરજ પડી છે.

મુરાદને દરેક જગ્યાએ બદનામ કરવામાં આવ્યો, અને તે દરમ્યાન તેના સીપાઇઓને લાંચ આપી મુંગા કરવામાં આવ્યા. જ્યારે મુરાદને પક્ષે રહી, કોઈ પોતાની સામે થાય એવું ઔરંગઝેબને લાગ્યું નહીં, ત્યારે તે કમનશીબ શાહજાદાને હાથીપર, બંધ અંબાડીમાં બેસાડી, દીલ્હીથી રવાના કરી દેવામાં આવ્યો. જૂના સલીમગઢના* કિલ્લામાં તે કેદ પડ્યો. માત્ર તેના નિમકહલાલ નોકર શાહઅબ્બાસે ઔરંગઝેબની સામે થવા કોશેશ કરવા માંડી, પરંતુ તેના પક્ષમાં કોઈ દાખલ થયું નહીં. જેવી ઔરંગઝેબને અબ્બાસની હિલચાલની ખબર પડી કે, તે બીચારાને પણ કેદ પકડી દીલ્હી મોકલી આપવામાં આવ્યો.

---

# પ્રકરણ ૫૦ મું.

## દારા ને શૂજા.

ઔરંગઝેબ કાંઈ ગુલાબનાં બીછાનાંપર સૂતો નહોતો. તેના નામની નેકી પોકારવામાં આવી, પણ હજુ પોતાના ભાઇઓ જીવતા હતા! તેમનું મૂળ કાઢવામાં આવે નહીં, ત્યાંસૂધી એનાથી નિરાંતે બેસી શકાય એમ નહોતું. દારા, દીલ્હી છોડીને આગ્રા ગયો અને ત્યાંથી લાહોર જઇને, આસપાસનું બળ ભેગું કરી, ઔરંગઝેબની સામા લડવા તૈયાર થયો. એકદમ ચઢી આવે એવું ધારવામાં આવતું હતું. તેમ જ શૂજા પાછો બંગાળમાં પિતાની ગાદી મેળવવાને માટે, સૌથી છેલ્લી અને મોટી કોશેશ કરવા માટે, પોતાનું પૂરું જોર અજમાવતો હતો.

ઔરંગઝેબ આ દરેકને પુગી વળે એવો હતો. એક ચાલાક સરદારે આવી કટોકટીના વખતમાં જેમ વર્તવું જોઇએ, તેવાં એણે પગલાં ભર્યાં. એક મોટું લશ્કર લઇને તે સતલજ તરફ ઉપડી ગયો. તેના આવવાના સમાચાર સાંભળી કમનશીબ દારા, સામા થવાને બદલે

---

* સલીમગઢનો આ કિલ્લો ઈ. સ. ૧૫૪૬ માં શાહનશાહ સલીમ શાહસુરે બંધાવ્યો હતો. પણ હમણાં તે ખંડીયર જેવો થઈ ગયો હતો.

નાસવા લાગ્યો. પહેલાં તે મુલતાનમાં ભરાયો, મુલતાનથી સિંધમાં ગયો. ઔરંગઝેબે તેની પુંઠ પકડવામાં કશી કચાસ રાખી નહીં. દારાએ પોતાની સત્તા અને માણસોને ધીમે ધીમે ઓછાં થઈ જતાં જોયાં. સિંધથી તે ગુજરાત આવવા નીકળ્યો. ઔરંગઝેબે હવે જોયું કે, દારા કાબૂલ તરફ નાસી શકે એમ નથી, તેમ જ એને કોઇનો મજબૂત ટેકો મળે એ અસંભવિત છે, ત્યારે તેણે આઠ હજાર માણસોનું એક લશ્કર, પોતાના સાવકા ભાઈ મીર બાબાના હાથમાં સોંપી, પોતે આગ્રા પાછો ફર્યો.

આગ્રા પાછા ફરતા તેણે સાંભળ્યું કે, શુજા પોતાનું લશ્કર લઇને આગ્રા આવે છે. તેને રાજધાની આગળ આવતો અટકાવવાને તે પોતે આગ્રાથી તેને સામો એસ્તેકબાલે ગયો. પોતોનો છોકરો મહમુદ, જે આ વખતે મુલતાનમાં હતો, તેને પોતાનાં લશ્કરને લઇને બંગાળ આવવા કહાવી મોકલ્યું. તે આવી પહોંચ્યો ત્યાંસૂધી, તેણે ધીમે ધીમે કુચ કરવા માંડી. ત્રણે જણા અલ્લાહબાદ આગળ ભેગા મળ્યા. જો કે શૂજા સૌથી સરસ જગ્યામાં નહોતો, તે છતાં ખુલ્લા મેદાનમાં શત્રુની સામે થવા જેટલું તેનામાં બળ હતું. વળી લડાઇમાં તેને એક અણધાર્યો ફાયદો થયો. જસવંતસિંહ એકદમ ફરી બેઠો. ઔરંગઝેબને ચમક બેઠી કે, જો જસવંતસિંહનો ચેપ આખાં લશ્કરને લાગશે, તો મામલો બગડી જશે. શૂજાએ આ તકનો લાભ લેવા માંગ્યો; પણ ઔરંગઝેબે તેની આશા તરત જ ધૂળધાણી કીધી. એક બાહોશ સરદારની માફક પોતે જ થોડાક સીપાઇઓ લઇને શૂજાની સામે ગયો અને બંદુકના મારાની સામે ટકી નહીં શકવાથી જે ભૂલ દારાએ કીધી હતી, તે શૂજાએ કીધી. તે પોતાના હાથીપરથી ઉતરી પડ્યો. તરત જ તેનું લશ્કર છિન્નભિન્ન થઈ ગયું.

આ વખતે મીરજુમલાને ઔરંગઝેબે કેદખાનામાંથી છોડ્યો હતો. દારાની પડતી અવસ્થા થતાં જ, જુમલાનાં બૈરી છોકરાં તેના ભયમાંથી દૂર થયાં, અને હવે પોતાના હાથમાં પૂરતી સત્તા આવેલી હોવાથી, પોતાના મિત્ર અને સલાહકાર જુમલાને છોડવાનું તેણે યોગ્ય ધાર્યું. જે વખતે ઔરંગઝેબ શુજાના સામું થવાને અલ્લાહબાદ લશ્કર લઇને ગયો, તે વખતે મીરજુમલા પણ સાથે જ હતો. તે નવા શાહનશાહને પોતાનાં ખરાં અંતઃકરણથી મદદ કરતો હતો. તેના શ્રેયમાં પોતાનું શ્રેય છે, એમ તે માનવા લાગ્યો. શૂજાનો જેમ બને તેમ જલદીથી નાશ કરવાને તે આતુર હતો. જ્યારે શૂજા સામે તેનું લશ્કર લડતું હતું, તે વખતે ઔરંગઝેબ જે હાથીપર બેઠો હતો તેનો માવત એક તીર લાગવાથી ટપ દઇને નીચે ગબડી પડ્યો. હાથી ઓચિંતો ગભરાઈ ગયો અને અંકુશમાં

રહી શકયો નહીં. એક પળ એવી પણ આવી ગઈ કે, તે વખતે ઔરંગઝેબ જમીનપર પડીને તેના ચૂરેચૂરા થઈ જાત. પણ તરત તે સાવચેતી રાખીને હાથીપરથી ઉતરવા લાગ્યો. લાગલો જ મીરજુમલા તેને આમ કરતો જોઈને બોલી ઉઠયો; "ખબરદાર! તખ્તપરથી ઉતર્યા તો!" શબ્દની ધારેલી અસર થઈ. ઔરંગઝેબે પોતાની જગ્યા સાચવી રાખી; અને દારા શૂજાએ કરેલી ભૂલ પોતે કરતો અટકયો.

હારી જવા પછી શૂજા અને તેના લશ્કરે નાસવા માંડયું. ઔરંગઝેબ અતિશય થાકી ગયો હતો, તેથી એક સરદારને કેટલુંક લશ્કર આપી તેની પાછળ મોકલ્યો અને પોતે આગ્રા પાછો ફર્યો.

આગ્રા પાછા ફરવાનું એક બીજું કારણ પણ હતું. દારા નાસતો નાસતો સિંધમાં ઠઠ્ઠાના કિલ્લામાં આવી તેનો કબજો મેળવી શકયો હતો. તેની પાસે પિતાનું આપેલું ધન હજુ પણ હતું. તેની મદદથી ફરી એકવાર તે બેથી ત્રણ હજાર માણસોનું લશ્કર ભેગું કરી શકયો હતો. તેનામાં ઉભા રહેવાની સ્હેજ શક્તિ આવી કે, તરત ઠઠ્ઠાને પોતાનું મુખ્ય મથક બનાવી, એકદમ કચ્છમાં ઉતરી પડ્યો અને ત્યાંથી અમદાવાદ આવી પહોંચ્યો. આ વખતે અમદાવાદના હાકેમ તરીકે ઔરંગઝેબનો સસરો શાહ નવાઝખાન* હતો. જોકે તે દારાનો પક્ષ લે, એ અસંભવિત જ હતું, પણ આ વખતે શાહજાદા મુરાદની સ્ત્રી અમદાવાદમાં જ હતી. તે શાહ નવાઝની પુત્રી હોવાને લીધે, તેમ જ ઔરંગઝેબે નવાઝના બીજા જમાઈ મુરાદની સાથે જે કૃતઘ્નતા કીધી હતી, તેથી તે દારાનો પક્ષ લેવાને લોભાયો. તેણે દારાને આશ્રય આપ્યો અને મદદ આપવાનું વચન આપ્યું.

હવે દારા રજપૂતાણાના કેટલાક હિંદુ રાજાઓ સાથે પણ મસલત ચલાવવા લાગ્યો. આ વાતની ખબર ઔરંગઝેબને તરત અલ્લાહબાદમાં પડી. તે જાણતો હતો કે, જો તે પોતે આગ્રાથી આઘો ને આઘો રહ્યા

* આ શાહ નવાઝખાન એક ઉત્તમ કુળનો હતો એમ ઇતિહાસકારો જણાવે છે. અબદુર રઝાકઅલ હુસૈની નામનો એક લેખક પોતાના પુસ્તક મઆસીરઉલ ઉમરામાં જણાવે છે કે, તે ઇરાનના બાદશાહ શાહ ઇસ્માઇલનો પ્રપૌત્ર, મીરઝા રુસ્તમ કંદહારીનો પુત્ર હતો. સામાન્ય માન્યતા એમ છે કે, તે શાહનશાહ જહાંગીરના વજીર આસફખાનનો પુત્ર હતો. એવું જણાવવામાં આવે છે કે, દારાને આશ્રય આપી પાછળથી તેની સર્વે યુક્તિઓ ફોડી દેનાર આ જ માણસ હતો. અજમેરથી છ માઇલ દૂર દેવળા નામના ગામ પાસે જે યુદ્ધ થયું, તેમાં કાંતો દારાએ અથવા તો દારાનાં માણસોએ આ નિમકહરામ પુરુષને ચમત્કાર પહોંચાડી દીધો હતો. આ યુદ્ધ આશરે બારમી અથવા તેરમી માર્ચ ૧૬૫૯ ને દિવસે થયું હતું.

કરશે, તો તેનાં લશ્કરમાં દારાનો ચેપ લાગ્યા વગર રહેશે નહીં, તેમજ જો દારાની યુક્તિઓનો જલદીથી અંત લાવવામાં નહીં આવે, તો પાછળથી તેનું એકત્ર બળ પોતાને ભારી પડી જશે ! ઔરંગઝેબે જસવંતસિંહની મદદ માંગી. એકવાર શુજા સાથે મળી જનાર જસવંતસિંહની તેને મદદ માંગવી પડી. તેની સાથે મોટું લશ્કર લઇને તે અજમેર ગયો. ન છૂટકે ગુજરાતથી દારા પણ ટક્કર ઝીલવાને આવી પહોંચ્યો. સારે નસીબે દારાને એક સરસ ટેકરી મળી ગઈ. ત્યાં આગળ થોડાં માણસો સાથે પણ તે પોતાનું રક્ષણ કરવાને સમર્થ થયો. જ્યારે ઔરંગઝેબને આ મથકની ખબર પડી, ત્યારે તે ઘણા વિચારમાં પડ્યો, અને જે કામ બળથી નહીં થાય તે કળથી કરવાનો ઘાટ ઘડવા લાગ્યો. દારાનાપર તેણે હુમલો કીધો જ નહીં. બંને લશ્કરો જાણે સ્વરક્ષણ માટે જ તૈયાર હોય તેમ ટગર ટગર એક બીજાને જોતાં, સ્વસ્થ બેસી રહ્યાં. હમેશનો કળાબાજ અંતે ફાવ્યો. દારાનાં માણસોએ ટેકરીપર આવવાનો રસ્તો ઔરંગઝેબને બતાવ્યો. દારાને દગાની તરત ખબર પડી, પણ હવે કાંઈ હુમલો અટકે એમ લાગ્યું નહીં. પાછલા ભાગપરથી ઔરંગઝેબે ધસારો કીધો. રાજા જયસિંહ પણ આ વખતે ઔરંગઝેબની સાથે હતો. તેણે દારાને ચેતાવ્યો અને દારાને મુઠ્ઠીભર માણસો સાથે નાસવું પડ્યું. ઔરંગઝેબ તેને પકડવા માંગતો હતો, પણ બીજીવાર તેમાં તે નિષ્ફળ નીવડ્યો.

દારા દુઃખી દીલથી ફરી એકવાર પોતાની બેગમ, શાહજાદા અને આશરે બે હજાર માણસોને લઇને અમદાવાદને રસ્તે પડ્યો. જો બને તો અમદાવાદનો કબજો લેવો, એ એનો મુખ્ય હેતુ હતો. પરંતુ એનાપર સંકટો કેટલાં આવવાનાં હતાં, તેની એને હજુ ખબર નહોતી. પુષ્કળ તાપને લીધે એનાં માણસો રસ્તામાં જ મરવા લાગ્યાં. અજમેર અને અમદાવાદ વચ્ચેના પહાડી ભાગોમાંથી ભીલોનાં ટોળાં ઓચિંતાં તેના ઉતરી પડ્યાં. ભારે લુંટ ચલાવી. માત્ર એક દિવસની મુસાફરી બાકી રહી, એટલે પોતાના આવવાના સમાચાર અમદાવાદમાં જે હાકેમ પોતે મૂકી ગયો હતો તેને કહાવ્યા. તેણે પણ આ વખતે દગો દીધો. દારાનો પત્ર મળતાં જ તેણે જવાબ વાળ્યો કે, અહીં આવતા નહીં: આવશો તો તમારી ખાનાખરાબી થશે. જ્યારે આ જવાબ વાળ્યો, ત્યારે મુસાફરીથી કંટાળેલા, લગભગ અધમુઆ થઈ ગયલા, નિરાશ પામેલા દારાના માણસોની, તેમજ દારાની શું અવસ્થા થઈ, તે જણાવવાને આ કલમ અશક્ત છે. દારાની બેગમ પોક મૂકીને રડવા લાગી. તેમને રડતી જોઇને આ વખતે બીજાઓની આંખમાંથી પણ અશ્રુઓ પડવા લાગ્યાં. તે બીચારીઓ પોતાનો મુલાજો પણ સાચવી શક્તી નહોતી. ગાડીઓની બાજુએ સાદડીના પડદા કરીને

તેમાં તેઓ આખો દિવસ કાઢતી હતી. હવે દારાને પોતાની અવસ્થાનું ખરેખરું ભાન થવા લાગ્યું. તેના માણસોના ચેહેરાપરથી તેને લાગ્યું કે, એક પણ માણસ તેની પાસે રહેશે નહીં. તેને સૂઝ્યું નહીં કે હવે શું કરવું ને કયાં જવું. કોઈ પણ પળે દગો થાય અને તેને પકડીને ઔરંગઝેબ પાસે લઈ જવામાં આવે, એવી તેને દહેશત લાગતી હતી. પણ તે ભય દૂર કરવાનો તેની પાસે કાંઈ ઉપાય રહ્યો નહીં.

વધારે વખત રસ્તામાં થોભવામાં ભૂલ થાય છે, એમ સમજી તેણે મુકામ ઉપાડ્યો અને અમદાવાદ જવાને બદલે કડી નામના એક ભીલના ગામડા તરફ રસ્તો લીધો. ત્યાં લુંટરાના ભીલ સરદાર કાનોજી કોળીની તેને મદદ માંગવી પડી. તેની મહેરબાનીથી તે કચ્છ સુધી પહોંચી શકયો. દારા હવે જેમ બને તેમ જલદી સિંધ તરફ ચાલ્યો જવા ઇચ્છિતો હતો. તેને સારે નસીબે અથવા માઠે નસીબે, કચ્છના રાવે પોતાના દેશમાંથી તેણે જવાની રજા આપી.

દારાને અજમેરથી નસાડનાર જયસિંહ પાછો દારાની વિરુદ્ધ થઇ બેઠો. રાવના કાન ભંભેરી દારાને સિંધ પહોંચતો અટકાવવા તેણે તજવીજ કરી. રાવે પોતાના પુત્રને માટે દારાની પુત્રીની માંગણી કરી. અસ્વીકારના બદલામાં શિકાર થઈ પડવાનો વખત આવી લાગ્યો. પરંતુ દારા માત્ર ગણ્યાગાંઠયા માણસો લઇને રાતોરાત કચ્છની હદ છોડી ગયો.

થોડા જ સમયમાં તે ઠઠ્ઠાબકરની સમીપમાં આવી પહોંચ્યો. આશરે બે દિવસની મુસાફરી બાકી રહી હતી. તેટલામાં તેણે સમાચાર સાંભળ્યા કે, ઔરંગઝેબે મીરબાબાને એક મોટું લશ્કર આપી, ઠઠ્ઠાનો કિલ્લો સર કરવાને મોકલી દીધો છે; અને તે ઘણી મજબુતાઇથી કિલ્લાને ઘેરો નાંખીને પડ્યો છે. તે છતાં જે હાકેમને દારા અમદાવાદ જતા પહેલાં ઠઠ્ઠાનો કિલ્લો સોંપી ગયો હતો, તે હજુ બહાદુરીથી કિલ્લાની અંદર રહી બચાવ કર્યો જતો હતો. અને જેવા દારાની આવવાની ખબર તેને પડી કે તરત જ સીપાઇઓનો પગાર વધારી દીધો, અને તેના આવી પહોંચતાં મીરબાબા સાથે ખુલ્લી લડાઈ કરવાની તેણે તૈયારીઓ કરવા માંડી. પરંતુ કમનસીબ શાહજાદો લડવાની સર્વે હામ છોડી બેઠો હતો. ભય અને બ્હીકથી તે બાવરો અને બાયલો બની ગયો. તેણે ઇરાન નાસી જવાનો વિચાર કર્યો. વળી તેની બેગમના કાલાવાલાથી ત્યાં જવાનો પણ વિચાર છોડી દીધો. દૃઢ વિચાર કરવામાં ઘણો વખત આમ ને આમ ગાળી નાંખીને છેવટે પોતાના જૂના પઠાણ મિત્ર જીહુનખાનનો *

* આલમગીર નામામાં આ માણસને મલેકજીવન આયુબ અફઘાન કરીને ઓળખાવ્યો છે, અને તેનું મુખ્ય મથક બોલાન પાસથી પાંચ માઇલ પૂર્વે દાદર નામના પહાડી ભાગમાં હતું, એમ જણાવવામાં આવે છે.

આશ્રય લેવાનો તેણે ઠરાવ કર્યો. પોતાના પૂર ચલણ સમયે શાહજહાનના ક્રોધમાંથી આ પઠાણને તેણે બેવાર બચાવ્યો હતો. આ વખતે તે ઉપકારના બદલામાં જરૂર મદદ કરશે એમ તેને લાગ્યું. તેણે ધાર્યું કે, જીહુનખાનની મદદથી તે કંદહાર જઈ કાબુલના મહોતખાન પાસેથી જોઇતો આશ્રય મેળવી શકશે. જો ત્યાં લશ્કર ભેગું થાય તો તેને લઈ આવી ઠઠ્ઠાનો ઘેરો ઉઠાવવો. તેને લુટારા જીહુનખાનના હાથમાં નહીં સપડાવવા તેની બેગમ તરફથી આજીજી કરવામાં આવી! પણ તેનું નસીબ તેને આડે રસ્તે દોરવતું હતું. એક ગભરાયલા પુરુષની માફક તેણે જીહુનખાનની મદદ માંગી. જીહુને દેખીતી રીતે તેનો ઠીક આવકાર દીધો. પણ જેવું તેને માલુમ પડ્યું કે, દારા પાસે માણસો થોડાં અને દ્રવ્ય વધારે છે, ત્યારે તે રાતના પોતાના માણસો સાથે તેનાપર તૂટી પડ્યો, તેનું ધન હરી લીધું અને દારા તથા તેના પુત્ર સીપેહશીકુહને કેદ કીધા! બાપ દીકરાને કેદ કરી ઠઠ્ઠામાં મીરબાબા પાસે લઈ જવામાં આવ્યા. મીરે કેદીઓને લાહોર થઈ દીલ્લી લઈ જવા ફરમાવ્યું.*

---

* ટ્રેવરનીયર આ સ્થળે એક બે વાત જણાવે છે, જે સમયોચિત ધારી નીચે આપવામાં આવે છે.

જીહુનખાનના આશ્રયમાં આવવા પહેલાં દારાની માનીતી બેગમ નાદીરા, ભુખ અને તરસને લીધે રસ્તામાં જ મૃત્યુ પામી હતી! તેના મરણના સમાચાર સાંભળીને દારા એટલો દુઃખી થયો કે, તેના માણસોના ગમે તેટલા કાલાવાલા કરવા છતાં, તે શાંત રહી શક્યો નહીં.

દુઃખી હૃદયથી જ્યારે તે પોતાના નાના પુત્રને લઇને જીહુનખાનના ઘરમાં આવ્યો, અને જરાક મન સ્થિર થયું કે નવી પીડા તેનાપર આવી પડી. રાત્રે ઓચિંતો જીહુનખાન પોતાના માણસોને લઇને જ્યાં બાપ દીકરા સુતા હતા ત્યાં દાખલ થયો, અને સીપેહશીકુહને પકડી લીધો. દારા એકદમ અવાજથી જાગી ઉઠ્યો, અને પોતાની તલવારથી એક સપાટે ત્રણ જણને મારી નાંખ્યા. પરંતુ કૃતઘ્ની માણસોની સંખ્યા વધારે હોવાથી તે બીચારો ફાવ્યો નહીં, અને તેના પણ હાથ બાંધી દેવામાં આવ્યા. પોતાની સ્રીનાં વચનો હવે ખરાં પડ્યાં. જીહુનખાને તેને દગો દીધો. તેનું હૃદય એટલું તો પીડિત થઈ ગયું કે, તે માત્ર આ પ્રમાણે જ બોલી શક્યો; "પૂરું કર! પૂરું જ કર!! ઓ નીચ કૃતઘ્ની માણસ! તેં જે શરું કીધું તે હવે પૂરું જ કર! નઠારા ગ્રહના અને ઔરંગઝેબના લોભના હમે ભોગ છઈએ. પણ યાદ રાખજે કે, મેં તારી જીંદગી બચાવી છે, તેના બદલા તરીકે હું મોતને લાયક નથી. વળી એટલું પણ યાદ રાખજે કે, શાહજાદાના હાથ તેની પાછળ કદી બંધાયા નથી!"

દારાના આ શબ્દોથી જીહુનપર કાંઈક અસર થઈ. પિતા પુત્રના હાથ છોડી નાંખવા તેણે ફરમાવ્યું, પરંતુ તેમનો ચોકી પહોરો ઓછો કીધો નહીં.

સુલતાન શીકુહને ગ્વાલીયરના કિલ્લામાં કેદી તરીકે રાખી મૂકવાનો હુકમ

આ વખતે અમે દીલ્લીમાં હતા. ત્યાં દારાને લાવવામાં આવ્યો. જો કે દારા મારી તરફ ઘાતકીપણાંથી વર્ત્યો હતો, તે છતાં આ ઘડીએ તેની સ્થીતિ જોતાં મને ઘણી દયા આવી. પણ ઉપાય ચાલે એમ નહોતું. આજે તે અને તેનો પુત્ર શીકુહ શાહજાદા તરીકે નહોતા આવ્યા! પણ કેદી તરીકે, ગુન્હેગાર તરીકે, આવતા હતા! જૂનાં, ફાટાંતુટાં વસ્ત્રો પહેરાવી, મુડદાલ ઘોડાપર બેસાડી, તેમની સ્વારી આખે રસ્તે ફેરવવામાં આવી. આ વખતે લોકોનાં ટોળે ટોળાં તેમને જોવાને ભેગાં માર્ગમાં થયાં. તેઓ હાય પીટાપીટ કરતા હતા! પોતાના માનીતા શાહજાદાની દુર્દશા તેમનાથી જોઈ શકાતી નહોતી. તેમ છતાં ઔરંગઝેબની વિરુદ્ધ તેઓ એક અક્ષર પણ ઉચ્ચારી શકતા નહોતા. આ દુર્ભાગી શાહજાદાઓને જીહનખાન ઔરંગઝેબની દરબારમાં લાવ્યો. તેને લોકો શાપ દેવા લાગ્યા, પથરા મારવા લાગ્યા, પણ ઇનામનો લાલચુ કશાની દરકાર વગર પોતાનો ભોગ, ક્રૂર ભ્રાતૃ હત્યારાને ધરાવવા લઈ આવ્યો.

જ્યારે દારા અને શીકુહને દીલ્લી લાવવામાં આવતા હતા, ત્યારે તેઓ આવે તો તેમનું શું કરવું, તે વિશે પોતાના ઉમરાવોની સલાહ લેવાને માટે ઔરંગઝેબે એક મજલસ બોલાવી. કેટલાકોએ તેને ગ્વાલીયરના કિલ્લામાં પૂરી મૂકવાની સલાહ આપી; કટલાકે તેમને પુસ્ત આપી મારી નાંખવા કહ્યું; વળી બાદશાહનાં ખુશામતીઆઓએ, તેમ જ દારાના દુશ્મનોએ તેને આખા શહેરમાં ફેરવી પછી મારી નાંખવા સમજાવવા લાગ્યા. પરંતુ ઔરંગઝેબ કશા પણ નિર્ણયપર આવી શકયો નહીં. જો દારાને મારી નાંખે ને લોક લાગણી ઉશ્કેરાય તો તોફાન થાય. તેને જીવતો રાખી કેદખાને મોકલે તો તેને છોડવવાને પણ તોફાન થાય—એવો મામલો થઈ પડ્યો હતો! મજલસ એમને એમ બરખાસ્ત કરી, અને બાપ દીકરાને તરત વેળા એક હાથીપર બેસાડી, રાજ્યના ગુન્હેગારો તરીકે આખા ગામમાં ફેરવાનો તેણે હુકમ કાઢ્યો.

એક સાદા હાથીપર બાપદીકરાને અને તેમની પાછળ બહાદુરખાન નામના એક અમલદારને બેસાડવામાં આવ્યા. તેમની પાછળ પેલો દગા-

---

થયો. જ્યારે તે કમનશીબ શાહજાદાને દરબારમાં લાવવામાં આવ્યો, ત્યારે તે પોતાના કાકા, આખા હિંદના શાહનશાહ ઔરંગઝેબને પગે પડવા લાગ્યો, રડીને કાલાવાલા કરવા લાગ્યો કે જો તેને પુસ્ત પાઇને મારી નાંખવા માંગતા હો, તો તેનું તત્કાળ મોત આણો! પણ તેને મહેરબાની કરી રીબાવી રીબાવીને મારવો નહીં. ઔરંગઝેબે કસમ ખાઇને કહ્યું કે, તેને મારી નાંખવાનો તેનો બીલકુલ વિચાર નથીઃ ફક્ત તે તોફાન નહીં કરે તેટલા માટે તેને કેદમાં પૂરી રાખવામાં આવશે. આટલું જણાવી તેને લઇ જવાનો હુકમ કરવામાં આવ્યો હતો.

ખોર જીહુનખાન ઘોડેસ્વાર થઇને ચાલતો હતો. આખા દીલ્હી શહેરમાં પૂર ભપકાથી એક પાટવીકુંવર તરીકે, ભવિષ્યના બાદશાહ તરીકે જે માણસ ફર્યો હતો, તેને તે જ સ્થળેથી એક રાજ્યના ગુન્હેગાર તરીકે-રાજદ્રોહી તરીકે ફાટાંતુટાં વસ્ત્રોમાં, કોઈ પણ આભૂષણ વગર, પોતાના ભાઈ પાસે ભોગ આપવા માટે લઈ જવામાં આવતો હતો.

લોકોનાં ટોળેટોળાં આ દેખાવ જોવાને ગલીએ ગલીએ, રસ્તામાં, બજારમાં, અટારીઓમાં, છાપરાંપર અને સર્વે સ્થળે ભેગાં થયાં. લોકો ઔરંગઝેબની અત્યાર સુધીની વર્તણુકથી કંટાળી જ ગયાં હતાં. પિતાને કેદ કરી એક ભાઈ અને તેના પુત્રને કેદ કરી, હવે બીજા ભાઈ અને તેના પુત્રનો ભોગ લેવા તૈયાર થનાર બાદશાહની ચાંડાલ જેવી વર્તણુક, તેમનાથી ખમી શકાઈ નહીં. તેઓ દારાને આવા વેશમાં જોઈ હાય પીટાપીટ કરવા લાગ્યાં, હૃદયભેદક ચીસો પાડવા લાગ્યાં, અને પેલા દગાખોર જીહુનખાનપર પથરા ફેંકવા લાગ્યાં. હિંદવાસીઓનાં હૃદય હમેશાં કોમળ જ હોય છે. પોતાના કટ્ટા વેરીને પણ દુઃખમાં જોઈ તેઓ દુઃખી થાય છે! જેઓ આગળ દારાની સામા થયાં હતાં, તેઓનાં મન પણ અત્યારે ગ્લાનિ પામી ગયાં. ઠેઠ ભીખ માંગતા ફકીરોથી તે તવંગર સુધી સર્વે, દગાખોરને ખુલ્લી રીતે શાપ દેવા લાગ્યા અને બાદશાહની સામું, અંદરથી ધિક્કારની લાગણી પ્રદાશત કરવા લાગ્યાં.

તેઓની લાગણી અતિશય ઉશ્કેરાઈ ગઈ હતી; તે છતાં હથિયાર લેવાની તેમનામાં હીંમત નહોતી. તેઓ બાદશાહની વિકાળ મૂર્ત્તિથી કંપતા હતાં. તેઓ માત્ર શોક પાળીને જ મુંગાં રહ્યાં. આખા ગામમાં ફેરવ્યાબાદ, દારા અને તેના પુત્રને દીલ્હીમાં આવેલા તેમના જ મહેલ ખીઝરાબાદમાં પૂરવામાં આવ્યા !

લોક લાગણી જોઇને બાદશાહ ગભરાયો. હવે શું કરવું તે એને સમજ પડી નહીં. ફરી એકવાર તેણે મજલીસ ભરી. શાહજહાનનાં જૂના સલાહકાર દાનેશમંદખાને, તેમ જ મેં બાદશાહને સલાહ આપી કે, દારાને ગ્વાલીયર મોકલો. પરંતુ બીજી તરફ દારાના વિરોધીઓ કલીલુલ્લાખાન, શાયસ્તખાન, તકરુબખાન અને બીજાઓ દારાને મારી નાંખવા સમજાવા લાગ્યા. આ ઉમરાવોની સલાહથી બાદશાહ તેમની તરફ વળે એમ લાગ્યું નહીં. એટલામાં દારાની વેરણ રોશનઆરા બેગમ, જે અત્યાર સુધી પડદા પાછળ બેઠી હતી, તે એકદમ ગુસ્સાથી બહાર આવી. ક્રોધથી ઔરંગઝેબની સામું જોઈ તેને ઉશ્કેરવા લાગી. દાનેશમંદખાનની દલીલો તોડવા લાગી, અને અમીરોને બાયલા કહી વખોડવા લાગી. એક અબળાનાં વચનો કોઈ સાંખી જાય એમ નહોતું. નિર્ણય તરત થઇ ચૂકયો.

ન્યાય થયો—ચુકાદો આપવામાં આવ્યો. વિદ્વાનોના મત પ્રમાણે દારાએ કાયદાથી વિરુદ્ધ ચાલીને પવિત્ર ધર્મની નિંદા કીધી અને કાફરો સાથે મળી ગયો, માટે તે ફાંસીની સજાને લાયક નીવડ્યો હતો. બાદશાહે આ ચુકાદા મુજબ તેને મારી નાંખવાનું ફરમાન કાઢ્યું. મુરાદ મોતને બારણે છે! દારા, મોતના ઘરમાં જા!

દારા પોતાના મોતની વાટ જ જોતો હતો. હજુ શીકુહ તેની પાસે જ હતો. પરંતુ થોડા વખતમાં તે છોકરાને ગ્વાલીયર મોકલવો છે એમ કહીને બાદશાહના માણસો તેને લઈ ગયા. હવે તેની ખાત્રી થઈ કે પોતાનો અંત નજીકમાં છે. તેને દીલાસો દેનાર કોઈ રહ્યું નહીં. તે અલ્લાહને યાદ કરવા લાગ્યો. એટલામાં ઔરંગઝેબે એક કાસદ તેની પાસે મોકલ્યો, અને તે તેની પાસે આવી પૂછવા લાગ્યો; "બાદશાહ સલામત પૂછાવે છે કે, જો તમે એમની જગ્યાએ હોત, અને એ તમારી જગ્યાએ હોત તો તમે શું કરતે?"

દારાએ ગુસ્સાના આવેશમાં જવાબ દીધો; "તે હુલ્લડખોર છે! પિતૃદ્રોહી છે, જે પાપકર્મો એણે કીધાં છે તેનો વિચાર એને જ કરવા દો! જે રીતે એ મારી સાથે વર્તે છે, તેથી પણ વધારે સખ્ત રીતે હું તેનાં કર્મો માટે શિક્ષા કરતે!" જવાબ યોગ્ય હતો! દારા કરતાં ઔરંગઝેબ વધુ ગુન્હેગાર છે. આ જવાબથી ઔરંગઝેબ ઘણો જ ક્રોધાતુર થઈ ગયો, અને નઝરખાન નામના દારાના એક આગલા વેરીને જલદીથી દારાને મારી નાંખવાનો હુકમ આપ્યો.

નઝરખાન ચાર માણસોને લઇને મહેલના કેદખાનામાં ગયો. દારા પાસે સામા થવાને માટે કોઈ પણ હથિયાર નહોતું. માત્ર એક છરી હતી. પણ તેનાવડે તે શું કરી શકે? એક ક્ષણમાં નજરખાને તેનું ધડ શરીરથી જુદું પાડ્યું. એક મોટી રકાબીમાં તેનું માથું મેલી, બાદશાહને ખાત્રી કરવા માટે તે ભર દરબારમાં લઈ ગયો.

બાદશાહની સમક્ષ જ્યારે તે માથું રજુ કરવામાં આવ્યું, ત્યારે તેના ચ્હેરાપર સંતોષની લાગણી સ્પષ્ટપણે દેખાઈ આવી! લોહીથી ખરડાયલું તે ધડ પાણીથી સાફ કરી લાવવાનો તેણે હુકમ કીધો. જ્યારે તે માથું ફરી તેની પાસે લાવવામાં આવ્યું, ત્યારે બાદશાહે તલવારની અણીવડે તેની આંખો ખોલી, તેના તરફ જોઈ રડવા લાગ્યો! પોતાના મોટા ભાઈની આ સ્થિતિ જોઈ તેનાથી તે દુઃખ સહન થયું નહિ, કે લોક દેખ-ડામણી કરી તે મને માલમ નથી. તે રડતાં રડતાં બોલ્યો, "આહ બદબખ્ત! ઓ અભાગી દારા! મારા કરતાં તારો વાંક વધારે હતો. આ કમકમાટ ભર્યો દેખાવને મારાથી દૂર કરો. હુમાયુનની કબર પાસે એને પણ દાટી દો!"

પરંતુ તેને તરત દાટવામાં આવ્યું નહીં. રોશનઆરા કે જે બધો વખત ઔરંગઝેબની પાસે ઉભી હતી, તેનું વેર હજુ લેવાયું નહોતું. તેણે ભાઇને સલાહ આપી કે, દારાનું માથું એક પેટીમાં બંધ કરી, વૃદ્ધ પિતાને મોકલી આપો. ઔરંગઝેબે હા પાડી, અને પોતાને નામે શાહજહાનને ભેટ મોકલાવી છે એમ કહાવ્યું!! હુકમનો તરત અમલ થયો. શાહજહાન પોતાની મોટી પુત્રી બેગમ સાહેબ સાથે મહેલમાં બેઠો હતો, તે વખતે ઔરંગઝેબનો માણસ પેલી પેટી ભેટ આપવા આવ્યો! ઔરંગઝેબનો પેગામ સાંભળી, શાહજહાન કાંઇક ખુશીની લાગણીથી બોલી ઉઠયો; "એક દુઃખી બાપને આ પિતૃદ્રોહી હજુ ભૂલી ગયો નથીઃ એ કાંઇક દીલાસો લેવા લાયક છે!' પણ જ્યારે તે પેટી ઉઘાડી, ને અંદરથી પોતાના વહાલા પુત્રનું શીર જોયું કે, તરત તે બીચારો એકદમ બેભાન થઇ જમીનપર પડી ગયો. તે જરા પણ બોલી શકયો નહીં. બેગમ સાહેબાએ જે રડારોળ માંડી, તેથી આખો મહેલ ધ્રુજી ગયો, અને સખતમાં સખત પાષાણ હૃદયના તેના નોકરોની આંખમાંથી પણ આંસુ વહેવા લાગ્યાં. આખો મહેલ શોકાતુર થઇ ગયો. બેગમ સાહેબા, તે શિર પોતાની પાસે વધુ વખત રાખવા માંગતી હતી, પણ તરતજ, તે લઇ જવામાં આવ્યું, અને તેના શરીર સાથે હુમાયુનની કબર પાસે દફનાવવામાં આવ્યું.

---

## પ્રકરણ ૫૧ મું.

### શોકાતુર હૃદય.

જે વખતે આગ્રામાં મોટી ઉથલપાથલો થતી હતી, તે વખતે એક અગત્યની વાત મારા સંબંધમાં બની હતી. તે અત્રે મારે મૂકી દેવી જોઇએ નહીં. મારો જુનો મિત્ર યુસફ, શૂજાનાં લશ્કરમાં હતો; અને જ્યારે અલ્લાહબાદ આગળ શૂજા અને ઔરંગઝેબ વચ્ચે લડાઇ થઇ, ત્યારે મારો અને યુસફનો ભેટો થયો! જે વખતે શૂજા નાસી ગયાના સમાચાર અમને મળ્યા, તે જ વખતે યુસફ મારી પાસે આવ્યો, અને મને જોતાં જ તે કહેવા લાગ્યો કે; "સાદીક! સાદીક! ખુશ થા. તારો શાહજાદો જિત્યો છે અને મારો હારી ગયો છે! હવે મારે નાસવું પડશે, નહીં તો હું મારો જાન ગુમાવીશ! બોલ, બોલ, તું હમણાં કેમ છે?"

મરણના મેદાનમાં તેને આમ બોલતો સાંભળીને મને ગુલાબ યાદ આવી. તેને યાદ કરતાં મારી આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. તેને પાધરો જવાબ આપવાને બદલે, "ઓ ગુલાબ!" એટલું જ હું બોલી શકયો.

ગુલાબનું આ પ્રમાણે નામ સાંભળતાં, તે ચમકયો અને પૂછવા લાગ્યો; "અરે! ગુલાબ કયાં છે. મારી બ્હેન કયાં છે! બોલ. બોલ.

મેં તેને શોધી કાઢવાનાં ઘણાં ફાંફાં માર્યાં, પણ મારી બધી મહેનત ફોગટ ગઈ છે. બોલ, તું શું જાણે છે?"

"તે બીચારી મરી ગઈ!"

આ સાંભળીને તે બેફામ બની ગયો અને પોતાની પ્યારી બહેનના મોતના વધારે સમાચાર પૂછવા જતો હતો, એટલામાં તેના ઉપરીએ તેને બૂમ પાડીને મેદાનમાંથી નાસી જવાને કહ્યું. ઔરંગઝેબે એવો હુકમ કાઢયો હતો કે, મેદાનમાં જે કોઈ શૂજાનો સીપાઈ મળી આવે તેને મારી નાંખવો! યુસફ પોતાનો જાન બચાવવા કરતાં, ગુલાબની હકીકત સાંભળવા વધારે આતુર હતો. તેથી નાસી જવાની મળેલી સલાહની બીલકુલ દરકાર કર્યા વગર, તે મારી પાસે વાત સાંભળવા ઉભો રહ્યો. ગુલાબને લગતી જે કાંઈ હકીકત, પહેલેથી તે છેલ્લે સૂધી બની હતી તે, મેં એને કહી સંભળાવી. ગુલાબની વાત સાંભળી તે પોક પોક મૂકી રડવા લાગ્યો. તેની સાથે મારાથી પણ નહીં રહેવાયાથી હું પણ રડવા લાગ્યો. તે મને વારંવાર ગુલાબ સંબંધી અનેક સવાલો પૂછવા લાગ્યો, અને હું તેને સંતોષકારક ખુલાસા આપતો હતો, એટલામાં મારા લશ્કરની એક ટુકડી ઓચિંતી, અમે ઉભા હતા ત્યાં આવી ચઢી, અને ગરીબ બીચારા યુસફને શૂજાનો માણસ છે એમ ઓળખી કાઢી, કેદ કીધો. તે બીચારાનું તરત જ આવી બન્યું હોત, પણ મેં આ સીપાઇઓને બાદશાહના નામથી નહીં મારવા ફરમાવ્યું. જો તેને મારી નાંખવામાં આવશે, તો તેમને ઔરંગઝેબ પાસે જવાબ દેવો ભારી થઈ પડશે, એમ મેં ધમકી આપી! મારી ધમકીને લીધે તેઓએ યુસફને ઉગાર્યો.

હું તરત જ યુસફને લઇને ઔરંગઝેબ પાસે ગયો. તેને પગે પડીને હું ઉભો રહ્યો. એક બેહાદૂર સીપાઈ તરીકે તેણે મારાં વખાણ કીધાં. લડાઇમાં જે જિત થઈ તે માટે તે નામદારને મુબારકબાદી આપીને મેં યુસફની વાત તેને કહી સંભળાવી. મારી અરજ મંજુર થઈ અને યુસફને છોડી દેવા હુકમ થયો.

પોતાના છૂટકારા માટે યુસફ મારો ઘણો આભાર માનવા લા મેં તેને પૂછયું કે, તે હવે શું કરવા માંગે છે! કારણ કે મને બીક કે, બીજા કેટલાક સીપાઇઓની માફક તે પણ શૂજાની પાસે જશે! વળી શૂજાને પોતાના જ દિવસો કાઢવા દોહ્યલા થઈ પડ્યા તો તે પોતાનાં માણસોની શું દરકાર કરવાનો હતો, એમ હું પણ હતો; અને તેથી તે હવે આગ્રા જઈ મુંગો મુંગો શાંતપણે પોતાના પસાર કરે તો સારું, એવી મારી [illegible] હતી. તેને મારો વિચા પડ્યો અને આગ્રા જવાનો તેણે

તેનો કાકો બુરકંદાઝખાન ક્યાં છે, અને શું કરે છે, તે વિશે મેં પૂછ્યું; કારણ કે ઘણા લાંબા વખતથી તેના સંબંધ વિશે કશા સમાચાર મેં સાંભળ્યા નહોતા. તેણે મને ખુલાસો કીધો કે, બુરકંદાઝ ઠેઠ સૂધી દારાના પક્ષમાં રહ્યો હતો. નર્મદા આગળ જ્યારે ઔરંગઝેબ સાથે લડાઈ થઈ, ત્યારે લશ્કરની સરદારી બુરકંદાઝને આપવામાં આવી હતી. તે ઔરંગઝેબને નર્મદાથી આગળ વધતાં અટકાવી શક્યો! તેથી દારાનું લશ્કર હારી ગયું, અને તે પોતે પણ ઘાયલ થયો. આથી દારા તેનાપર અતિશય ગુસ્સે થયો, અને તેની બેદરકારી માટે તેને ઠપકો આપવા લાગ્યો. પોતાના બચાવમાં બુરકંદાઝ જણાવવા લાગ્યો કે, જે જગ્યાએથી ઔરંગઝેબ ચઢી આવ્યો તે જગાની ચોકસી કરવાનું કામ કાસીમખાનનું હતું, અને કાસીમની બેદરકારી માટે તે ઠપકાને પાત્ર છે, હું નહીં! એ પ્રમાણે જવાબ આપીને તેણે દારાનું મન મનાવ્યું.

"પણ હમણાં તે ક્યાં છે?" મેં તેને પૂછ્યું.

"તે વિશે હું કાંઈ પણ જાણતો નથી. મેં તો જે સાંભળ્યું છે તે તને કહી સંભળાવું છું." આ પ્રમાણે જવાબ આપીને તે હવે જવાની તૈયારી કરવા લાગ્યો. વળી ફરી એકવાર ગુલાબની વાત સંભળાવવા તે મને કહેવા લાગ્યો. મેં તેમ કીધું. નૂરમહાલને તે ગાળપર ગાળ દેવા લાગ્યો અને વખત આવે તેનાપર વેર વાળવાનો તેણે ઠરાવ કીધો. વખત ઘણો થઈ જવાથી, તેમ જ વધારે વખત થોભવામાં કદાચ દુશ્મનોના હાથમાં ફરીથી સપડાઈ જવાય એવા ભયથી તે મને છેલ્લી સલામ કરી આગ્રા ચાલ્યો ગયો; અને જ્યારે હું મારા લશ્કર સાથે આગ્રા આવું, ત્યારે મને મળવાનું તે વચન આપતો ગયો.

---

## પ્રકરણ ૫૨ મું.

### છેલ્લો ઘાણ.

દારા અને તેના નાના પુત્ર સીપેહશીકુહ તરફથી બાદશાહને નિરાંત થઈ. છતાં સુલેમાન શીકુહ તરફની ચળવળ જોતાં તે હજુ શાંત થયો નહોતો. શ્રીનગરના રાજાએ તેને આશ્રય આપ્યો હતો અને વખત વીતતાં તે એકાદ લશ્કર ભેગું કરી બળવો ઉઠાવે તો તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નહોતું. ઔરંગઝેબને હવે તેના વિશે ચટપટી થવા માંડી અને પોતાનું કાર્ય પાર પાડવા માટે ફરી એકવાર રાજા જયસિંહ તરફ તે વળ્યો. જયસિંહની ઉશ્કેરણીથી, ઔરંગઝેબની ધમકીથી અને દારાનો થયેલો ફેંસલો જોઇને, શ્રીનગરના રાજાનું મન પણ ડગમગ્યું. સુલેમાનને મદદ આપવામાં હવે તે મોળાપણું બતાવવા લાગ્યો. શાહજાદાને તરત વહેમ

પડ્યો, અને વધારે વખત તેના આશ્રયમાં પડી રહી આફત વ્હોરી લેવા કરતાં નાસી જવું તેને વધારે યોગ્ય લાગ્યું. તે ટીબેટના પહાડી ભાગો તરફ ઉપડી ગયો. પરંતુ કમનસીબે જયસિંહે તેની પુંઠ પકડી. તેણે પોતાના જાસુસોને સુલેમાનની પાછળ મોકલ્યા. તેઓ થોડા જ સમયમાં દારાના શાહજાદા ને ભવિષ્યના શાહનશાહને પકડીને દીલ્લી લઈ આવ્યા.

જે રીતે ઔરંગઝેબ દારા સાથે વર્ત્યો હતો, તે જ રીતે હવે તે એનાં પુત્ર સાથે વર્ત્યો. તેને ભરદરબારમાં આવવા ફરમાવ્યું, ને જ્યારે તે આવ્યો, ત્યારે તેને આશ્વાસન આપતાં જણાવ્યું કે, તેને મારી નાંખવામાં આવશે નહીં: દારા તો કાફર હતો, તેથી મારી નાંખવામાં આવ્યો હતો, પણ તારે કાંઈ બ્હીવું નહીં. સુલેમાને આ દીલાસા માટે બાદશાહને નમીને પ્રણામ કીધા અને તુરત તેને ગ્વાલીયર પોતાના ભાઈ સીપેહશીકુહ પાસે લઈ જવાનો હુકમ કરવામાં આવ્યો. કેટલોક વખત વીત્યા બાદ ખબર આવી કે, તે બંને ભાઈઓ યમશરણ પહોંચી ગયા છે.*

થોડે દહાડે દારાને પકડનાર જીહુનખાન બાદશાહ પાસે પોતાનું ઈનામ મેળવવાને આવ્યો. સાદીક દ્વારા તે ઈનામ અપાવવાનો હુકમ કરશે, એમ કહીને, ઔરંગઝેબે તેને વિદાય કીધો, અને મને પોતાની પાસે બોલાવી તે કહેવા લાગ્યો; "સાદીક! પેલો જીહુનખાન મારી પાસે ઇનામ લેવા આવ્યો છે! ઈનામની લાલચે તેણે મારા ભાઈને કેવો સપડાવ્યો, તે તું સારી રીતે જાણે છે. મને તેના તરફ ઘણો ધિક્કાર છૂટે છે. તે પાછો સહીસલામત પોતાને ઘેર નહીં પહોંચે, તે તું ધ્યાનમાં રાખજે! મારી મતલબ તું સમજ્યો કે?"

તેની મતલબ સમજવાનું અઘરું નહોતું. આવો ઘાતકી બદલો આપવાનું કામ તેણે મને સોંપ્યું, તે મને બીલકુલ ગમ્યું નહીં. પણ જો હું મારી તેવી ઇચ્છા જાહેર કરું, અથવા તો તે કામ કરવાની ના પાડું તો, જીહુનખાન સાથે મારો પણ નાશ થાય, એમાં કાંઈ સંશય જેવું નહોતું. એથી મને કે તમને "ઠીક છે" એટલું કહીને હું મારા મુકામપર ચાલી આવ્યો; મારાં માણસોને જીહુનખાનને મારી નાંખી, તેનું માથું મારી પાસે લઈ આવવા કહ્યું. ઈનામની લાલચવાળા આ લોહીના તરસ્યાઓ ખુશ ખુશ થઈ ગયા અને પોતાનું કામ ઝપાટાથી પૂરું કરી આવ્યા. તેઓ દગલબાજ જીહુનનું માથું મને બતાવી ગયા; તે વિશેની ખબર મેં તરત ઔરંગઝેબને આપી. આ ખબર સાંભળી તે ખુશી થયો,

---

* એમ કહેવાય છે કે, ઔરંગઝેબે જો કે બંને ભાઈઓને ના કહી હતી, તે છતાં તેના હુકમથી તેમને પુસ્ત આપી મારી નાંખવામાં આવ્યા હતા.

તેમ જ જે વફાદારીથી હું વર્તતો હતો, તેથી પણ તે મારા તરફ વધારે ચાહથી જોવા લાગ્યો.

હવે કેદી મુરાદનો વારો આવ્યો. તેને અત્યાર સુધી આગ્રાના કિલ્લામાં કેદ રાખી મૂકવામાં આવ્યો હતો. તેનું શું કરવું, તેના વિચારમાં ઔરંગઝેબ હતો. પણ ખુદા મહેરબાન તો ગદ્ધા પહેલવાન! ઔરંગઝેબને સર્વ તરફથી ફાવતું જ થયું! એટલામાં એક સૈયદના બે છોકરાઓ તેની પાસે દાદ માંગવાને આવ્યા. જ્યારે મુરાદ ગુજરાતમાં હાકેમ તરીકે હતો, ત્યારે તેણે કોઇ કારણસર અલીનાકી નામના એક સૈયદને મારી નંખાવ્યો હતો. તેના છોકરાઓ આજે, ઔરંગઝેબ બાદશાહ પાસે, પોતાના બાપનું વૈર લેવા માટે ઇન્સાફ માંગવા આવ્યા. ભાવતું હતું ને વૈદે કહ્યું. મોતનો બદલો મોત! આ ન્યાયે ઔરંગઝેબે મુરાદને મારી નાંખવાનો ચુકાદો આપ્યો.

માત્ર શૂજાની કાસલ કાઢવાની હવે બાકી રહી! જ્યાંસુધી તેનામાં ગાદી મેળવવાનો જરા પણ લોભ રહે, ત્યાંસુધી ઔરંગઝેબથી નિરાંતે બેસાય એમ નહોતું. શૂજાને પકડી લાવવા માટે તેણે મીર જુમલાની અને પોતાના છોકરા સુલતાન મહમુદની સરદારી હેઠળ એક મોટું લશ્કર અલ્લાહબાદ ખાતે મોકલ્યું હતું. આ પ્રમાણે કરવામાં ઔરંગઝેબનો મોટો હેતુ સમાયલો હતો. પ્રથમ તો શૂજાને પકડવાને જો કોઈ નબળાપોચાને મોકલે, તો શૂજા તેને હંફાવવામાં બાકી રાખે નહીં. બીજું, જો મીરજુમલા જેવો ચાલાક માણસ હંમેશાં તેની પાસે આગ્રામાં પડ્યો રહે, તો તેની બ'ધી મતલબો પાર પડવા દે નહીં. વળી આ વખતે સુલતાન મહમુદ પણ પોતાના બાપથી કંટાળી ગયો હતો, તેથી તે પણ આગ્રામાં રહીને તોફાની ઝુંડો ઉઠાવે, તેના કરતાં તેને તો આઘો કાઢેલો જ ભલો!! તે સાથે એમ પણ માનતો હતો કે, જુમલા અને મહમુદ જોડે રહેશે તો એકબીજાથી ડરતા રહેશે, અને કોઈ દગો રમી શકશે નહીં. આ બધા વિચારોથી તેમને શૂજાની શોધમાં મોકલ્યા; અને મોકલતી વખતે તેણે જુમલાને જણાવ્યું કે, જ્યારે તે પાછો ફરશે ત્યારે બંગાળની હાકેમગીરી હંમેશને માટે તેને અને તેના પછી તેના પુત્ર મહમદ અમીનખાનને આપવામાં આવશે. તેમ જ તેને સૌથી મોટા ખીતાબ અમીર–ઉલ–ઉમરાથી નવાજવામાં આવશે. પોતાના પુત્રને પણ તેની ફરજ યાદ દેવડાવવામાં કાંઈ બાકી રાખ્યું નહીં. તેણે કહ્યું કે; "યાદ રાખજે-તું મારો જ્યેષ્ઠ પુત્ર છે। આ લડાઇઓ તું મારે ખાતર નથી લડતો, પણ તારે પોતાને માટે જ લડે છે. તેં ઘણું કીધું છે; તે છતાં જ્યાંસુધી તું શૂજાને હરાવી તેને પકડી નહીં લાવે, ત્યાંસુધી, ખરું જોતાં, તેં કશું કીધું જ નથી એમ કહેવાશે. શૂજા આપણો

સૌથી મોટો શત્રુ છે!" આ પ્રમાણે કહી તેમને વિદાય કરીને પોતે આગ્રા પાછો ફર્યો. શૂજાનો ઇતિહાસ–તેના સ્નાનના સમાચાર મને મળે, તે પહેલાં તો મારે જ સ્નાન કરવાનો વખત નજીક હતો. શૂજા નાઠો, અહિંયાથી ત્યાં ને ત્યાંથી વળી બીજે ઠેકાણે. તેની પૂઠ સજ્જડ પકડવામાં આવી. નાસતાં નાસતાં મહમદને ફોડવામાં ફાવ્યો, પણ પાકા ખીલ્લા ઔરંગઝેબે તેમાં પણ ફસાવ્યો. સાંભળ્યું છે કે શૂજા રઝળતો રખડતો, આરાકાનમાં મરણ પામ્યો! કોઈ કહે છે કે ત્યાંના રાજા સામા કાવત્રું કરતાં, કુટુંબ સમેત કપાઈ મૂવો! કોઈ કહે છે કે, તે કયાં ગયો તેનો પત્તો જ નથી! પણ તે ગયો! શાહજહાને પોતાના ભાઇઓનું કાસળ કઢાવી ગાદી પચાવી હતી! ઔરંગઝેબ પણ તેનો બેટો છે! બાપ ન્હડે કે બેટો, તે આ મારી કથા વાંચનારે વિચારી લેવું.

---

## પ્રકરણ ૫૩ મું.

### વફાદારીનું ઈનામ! વાહ!

રાજ્યક્રાંતિના સમયમાં જે ચીવટપણે હું ઔરંગઝેબને વળગી રહ્યો હતો અને જે વફાદારીથી મેં તેનું કામ કીધું હતું, તે એ ભૂલી ગયો નહોતો. વારંવાર તે મીજલસ અને દરબારમાં મને સારો આવકાર આપતો હતો; બીજા દરબારીઓ આગળ એક બહાદૂર સીપાઈ તરીકે તે મારાં વખાણ કરતો હતો. પરંતુ મારે માત્ર ખાલી માન અકરામ જોઇતા નહોતા. મારી ઇચ્છા તો લશ્કરના એકાદ સ્વતંત્ર અમલદાર થવાની હતી, તે હજી પૂર્ણ થઈ નહોતી. હું એમ માનતો હતો કે, જ્યારે ઔરંગઝેબ બધી જંજાળમાંથી છૂટો થશે, ત્યારે તે મને નવાજ્યા વગર રહેશે નહીં.

એક દિવસે દરબાર ખલાસ થયા બાદ ઔરંગઝેબે મને પોતાની પાસે બોલાવ્યો અને અત્યાર સૂધી જે નિમકહલાલીથી મેં કામ કીધું હતું, તેનું ઇનામ મને આજે આપવા માંગે છે એમ તેણે મને જણાવ્યું. તરત તેણે એક ગુલામને અંદર જઇને મારું ઈનામ લઈ આવવા હુકમ કર્યો. મને કાંઈ પણ વિચાર કરવાનો વખત મળે ત્યારે પહેલાં તો પેલો ગુલામ એક સ્ત્રીને લઈ અંદર આવ્યો. તેણે પગથી તે માથા સૂધી બુરખો ઓઢયો હતો, અને તેના રડવાનો અને હુસકાં ભરવાનો અવાજ હું સાંભળી શકતો હતો. આ સ્ત્રી કોણ હશે અને મને શા માટે આવું ઇનામ આપવાનું તેને યોગ્ય લાગ્યું હશે, એમ હું વિચારતો હતો, એટલામાં તે પોતે જ મને કહેવા લાગ્યો.

"સાદીક! મારા ભાઈ દારાની આ દીકરી છે. એ હું તને ઈનામમાં

આપી દઉં છું: તું એની સાથે લગ્ન કર. તે રૂપાળી છે, પતિવ્રતા થશે, પણ યાદ રાખજે કે, તે એક શાહજાદી છે.*

બાદશાહનાં આ વચનો સાંભળી હું તો દિગ્મૂઢ જ થઈ ગયો. ગુલાબનું ચિત્ર મારા મોં આગળ ખડું થયું. હવે મારે શું કરવું, તે મને સમજ પડી નહી. જો હું ના કહું, આ માન સ્વીકારવાને ના પાડું, તો બાદશાહના ક્રોધનો ભોગ થઈ પડું છું. વળી જેને બીલકુલ જોઈ નથી, જેને મેં કોઈ દિવસ ચાહી નથી, તેની સાથે શાદી કેમ કરવી, તે મને સમજ પડી નહીં. પણ વિકાળ મૂર્ત્તિ આગળ ના પાડવાની મારી હીંમત ચાલી નહીં. દુ:ખી મનથી, મારા અંત:કરણની વિરુદ્ધ તે મોટું માન મેં સ્વીકાર્યું: તરત અમને બંનેને વિદાય કરવામાં આવ્યાં.

જેટલું મને લગ્ન કરવા નહોતું ગમતું, તેટલું જ, બલકે તેથી પણ વધારે, શાહજાદીને નહોતું ગમતું. તે વારંવાર શાહજહાન પાસે જવાની પ્રાર્થના કરતી હતી! શાહજહાનની તે લાડકી હતી. શાહજહાનનાં અતિશય કાલાવાલા કરવાથી ઔરંગઝેબનું મન પીગળ્યું. જો કે તે પોતે કેદી હતો, છતાં તેનું બોલવું હજુ મિથ્યા જતું નહોતું. તેણે ઔરંગઝેબને ફરમાવ્યું કે, આ બંનેને લગ્નના કરારમાંથી મુક્ત કરવાં અને મારી ખુશી વચ્ચે–મોટી દયા કરીને–ઔરંગઝેબે અમને છૂટા કીધા!!

લગ્નમાં હું નાઉમેદ થયો છું, એમ જાણીને મને બીજી રીતે બદલો આપવાનું તેણે મને વચન આપ્યું. કેટલોક વખત વીતી ગયો, પણ જે પ્રકારની મેં નોકરી બજાવી હતી, તેનો કાંઈ પણ પ્રકારનો બદલો મળે એવી મને આશા રહી નહીં. આશામાં ને આશામાં મેં ઘણા દિવસો કાઢ્યા. જ્યારે મારી ધીરજ ઘટી ગઈ, ત્યારે તેની પાસે જઈને ઇનામની માંગણી કરવાનો મેં ઠરાવ કર્યો. લશ્કરમાં એકાદ મોટી જગ્યા આપવાને જ્યારે મેં એને કહ્યું, ત્યારે એણે વિલંબ કર્યા વગર ચોખ્ખી ધસીને ના પાડી! સૌથી હલકી જગ્યા જોઇતી હોય તો આપું, એમ તે મને કહેવા લાગ્યો. મને કેટલો નીચો ઉતારી પાડવામાં આવે છે, તેનો વિચાર કરતાં, મને લાગી આવ્યું. કંઈ પણ બોલ્યા વગર હું ઘેર ચાલી આવ્યો.

મને નક્કી માલમ પડ્યું કે, બાદશાહ મને કાંઈ સ્વતંત્ર જગ્યા આપવા રાજી નહોતો; તેમ પોતાની પાસે પણ મને રહેવા દેવા ઇચ્છતો નહોતો. હું એમ ધારવા લાગ્યો કે, વખતે સુલતાન મહમુદ અથવા તો મુઆ-

---

* જે દિવસે દારાને મારી નાંખવામાં આવ્યો, તે જ દિવસે સાંજના દારાની પુત્રીને ઔરંગઝેબે પોતાના જનાનખાનામાં તેડાવી લીધી હતી. પરંતુ શાહજહાનના અને બેગમ સાહેબના અત્યાગ્રહથી તેણે તે શાહજાદીને પોતાના બાપના મહેલમાં મોકલી આપી હતી, જ્યાં તે અત્યાર સુધી રહેતી હતી.

ઝીમ બાદશાહના કાન ભંભેરતા હશે. મારે માટે હવે એક જ રસ્તો બાકી હતોઃ બાદશાહની નોકરી છોડી દેવા શિવાય બીજો કોઈ ઉપાય મારે માટે રહ્યો નહોતો. મેં આ ઠરાવનો અમલ કરવા નક્કી કીધું. એક દિવસે જ્યારે દરબાર ભરાઈ હતી, ત્યારે હું ઔરંગઝેબના મોં આગળ ગયો, અને કુરનેશ બજાવી કહેવા લાગ્યો; "ખુદા સલામત રાખો આપ નામવરને ! છેલ્લી લડાઇઓમાં આ મારી તરવારે પોતાનું પાણી બતલાવ્યું છે, હવે શાંતિ પથરાઈ છે, એટલે એને કાંઈ કામ મળતું નથી, બુટ્ટી થઈ જાય છે, માટે એ તરવાર અને તેની રુએ મને જે સત્તા મળી હતી તે સર્વે, આપના મોં આગળ આજે પાછી સોંપી દઉં છું; તેનો સ્વીકાર કરો !"

આમ સ્વતંત્રપણે, બીક વગર અને ભરદરબારમાં મને બોલતો સાંભળીને, તે એકદમ ચીડવાયો, બબડયો, ભડકયો ! ઘૂમરાયો, પછી મને કહેવા લાગ્યો; "અય નામુરવ્વત ! કાંઈ હરકત નહીં. બસ ચાલ્યો જા. યાદ રાખજે કે, તું મારા દુશ્મનોમાં એકનો વધારો કરે છે !" આટલું કહીને તેણે પોતાનો હાથ હલાવ્યો અને હું પણ દરબાર છોડી ચાલી નીકળ્યો. નીકળતાં નીકળતાં મારી નજર મુઆઝીમપર પડી. તે મુછમાં હસતો હતો. તે મારા રાજીનામાથી ખુશ થયો હોય એમ મને લાગ્યું, પણ તેની દરકાર રાખ્યા વગર હું મારે ઘેર ચાલી આવ્યો.

હવે હું તદ્દન બેકાર થઈ ગયો. કયાંથી કમાઈશું, તેનો વિચાર થવા લાગ્યો. સુલેમાન પણ મારી વાત સાંભળીને આભો થઈ ગયો ! તે મનમાં ને મનમાં કાંઈ બબડવા લાગ્યો, માથે હાથ મૂકતો હતો, અને ઓરડામાં આમથી તેમ ફરતો હતો. લુચ્ચો પણ તેટલો જ દિલગીર થયો, પણ કશું બોલ્યો નહીં. મેં જે સાહસ કીધું તેને માટે મને પસ્તાવો થવા લાગ્યો. મારું મન વાળવાને માટે, ઘરમાં ભરાઈ નહીં બેસતાં, જરા ફરવા જવાનો મેં વિચાર કર્યો. યાસમીનની માને હું મળવા ગયો. પણ મને કહેવામાં આવ્યું કે, તે તો આગ્રા કયારની છોડી ગઈ છે. પછી મારા કેટલાક જુના દોસ્તોને હું મળવા ગયો. પણ આજે મારી સ્થિતિ બદલાઈ ગઈ હતી, એટલે તેઓએ મને ઘણો જ ઠંડો આવકાર આપ્યો ! અરે ! એટલું જ નહીં, પણ એક મુલાજી, જે અગાઉ મારી પાસે રોજ આવતા હતા, મારે પૈસે મઝા કરતા, રોજ પકવાન્ન ચડાવવા મારી સાથે બેસતા હતા, તેઓ તો આજે મને વાએઝ આપવા મંડી ગયા, અને મેં જે મૂર્ખાઈ કીધી હતી, તે માટે પુષ્કળ ઠપકો આપવા લાગ્યા.

## પ્રકરણ ૫૪ મું.

### નવું કાવતરૂં.

દોસ્તોને જોયા, સ્નેહીઓને જોયા, ટુકડાખાઉઓને જોયા. દુનિયાં જ એવી છે. એવો વિચાર કરતો, ઘેર આવ્યો. ઘરમાં દાખલ થતાં જ લુચ્ચો મારી પાસે આવી કહેવા લાગ્યો કે, સુલતાન મહમુદનો એક માણસ મને બોલાવવાને આવ્યો હતો, પણ તમો સાહેબ ઘરમાં નહીં હોવાથી, તે કહી ગયો છે કે, શાહજાદા મહમુદ આજે સાંજે આફતાબબાગમાં જનાર છે, ત્યાં તેને મળવાને આવજો.

આ સંદેશો સાંભળી મને કાંઈ સમજ પડી નહીં અને વિચારવા લાગ્યો કે, મહમુદને મારું શું કામ હશે. ગુંચવણું ઉકલે એમ નહીં હોવાથી, વિચાર કરવો મેં માંડી વાળ્યો. સાંજ પડતાં હું આફતાબ બાગમાં જવા નીકળ્યો. જેવો હું બગીચાના દરવાજામાં પેઠો કે, એક સ્ત્રી તરત મારા મોં આગળથી વીજળીની ઝડપે પસાર થઈ ગઈ. મેં તેને તરત ઓળખી. અહોહો! તે પેલી નૂરમહાલ—પેલી કમબખ્ત નૂરમહાલ—ખૂની-પાપી નૂરમહાલ હતી. તે એટલી ઝડપથી ચાલી ગઈ કે, મને તેની સાથે વાત કરવાનો પણ પ્રસંગ મળ્યો નહીં. તેને જોઇને મને વિચાર આવ્યો કે, તે આ જગાએ શા માટે આવી હશે. શું તેઓ મને કોઈ કાંટામાં તો ફસાવવા નહીં માંગતાં હોય! શું તે મને અકસ્માત્ તો નહીં મળી હોય! આમ વિચાર કરતો હું આગળ ગયો કે તરત મને શાહજાદો મહમુદ મળ્યો. મને જોતાં જ તેણે મને પોતાની પાસે આવવા ઈશારત કીધી. હું તેની પાસે ગયો. તે બેઠો બેઠો હુકો પીતો હતો; અને તેની આસપાસ ત્રણ ચાર ગુલામો ઉભા હતા. તેમને ચાલી જવા હુકમ કરી, મને પોતાની છેક નજીક બેસાડયો.

"સાદીક! મારા બાપે તને ઉપકારને બદલે અપકાર કીધો! હું તે વિશે ઘણો દીલગીર છું. હું માનું છું કે, તું તે વિશે કડવી ફરિયાદ કરે છે!" તે મને પૂછવા લાગ્યો.

"હા, જનાબ!" મેં જવાબ દીધો.

"પણ તારે તેમાં બહુ અજાયબ થવું જોઇએ નહીં. તારા કરતાં મારી સાથે તેણે વધારે ખરાબ વર્ત્તણુંક ચલાવી છે. તે મારાપર વિશ્વાસ મૂકતો નથી. લશ્કરની સરદારી મારી પાસેથી લઈ લીધી છે અને તે મીરજુમલાને આપી છે! તે મારી બધી વફાદાર નોકરી ભૂલી ગયો છે. શું આવી કૃતઘ્નતા ખમી શકાય કે! શું એનું વેર લેવું નહીં જોઇએ! તારો શું અભિપ્રાય છે, સાદીક?"

"ના, ના !" મેં અચકાતા મનથી કહ્યું.

"છીટ્ છીટ્ ! ઢોંગ નહીં કર. મારા બાપની કૃતઘ્નતાનો બદલો આપવા તને નક્કી વિચાર થતો હોવો જોઈએ."

"મેં તેની સામું તલવાર નહીં ઝાલવાના કસમ ખાધા છે !"

"અને હું પણ તને ક્યાં કહું છું કે તું ઝાલ ! પણ સાદીક ! તું વિચાર કર કે, મારા બાપને તાજ લેવાનો શું હક છે ? શું હજી નામદાર શાહજહાન જીવતા નથી ! આજે તે કેદી છે, પણ ધાર, કે તેને છૂટા કરવામાં આવે તો બધાં લોકો ફરીથી તેને બાદશાહ તરીકે કબુલ રાખવાને ના પાડે કે ? શું શાહજહાન પાછા તખ્તપર આવે તો તેમાં અન્યાય થાય છે, એમ કહેવાની કોઈ હીંમત કરશે કે ?"

"ખુદાવિંદ ! શાહજહાનને હું પૂજ્ય ગણું છું. મેં તેમને જ વફાદાર રહેવાના અસલ સોગંદ ખાધા હતા. પણ જ્યારે તમારા કાકા દારાના મોં આગળ તેમનું કશું ચાલ્યું નહીં; અને બધી સત્તા દારા ભોગવવા લાગ્યો ત્યારે મારે બાદશાહને છોડી દેવાની ફરજ પડી. દારાના હાથમાં મારું મૃત્યુ હતું !"

"સાદીક ! હજુ કાંઈ મોડું થયું નથી. મારો બાપ એમ ધારે છે કે, એનાં રાજ્યનો પાયો મક્કમ છે. પણ તેમ નથી. આપણે મહાભારત કામ ઉઠાવવાનું છે. જો તેમાં આપણે નિષ્ફળ નીવડ્યા તો દારાની માફક મારી ગરદન ઉરાડતાં મારા બાપને વાર લાગવાની નથી !"

"સાવચેત ! દીવાલને પણ કાન છે ! સાવચેતીની જરૂર છે."

"હા, તેમ જ થવું જોઇએ અને તેથી આપણને એવા લોક સાથે કામ પાડવું પડે છે કે જો આ કામ આપણે ઉઠાવ્યું નહીં હોય, તો તેમનું મ્હોડું પણ જોઇએ નહીં."

"ખુદાવિંદ ! તમે શું કરવા માંગો છો, તે હું સમજતો નથી ! તમે કેવા માણસોને રોક્યા છે તે મને જણાવશો ?" મેં તેને પૂછ્યું.

"એક લુચ્ચી અને ખંધી બૈરીને એક નાચનારીને ! તેનું નામ જીવી !"

હું ચમક્યો. "બાગમાં આવતાં મેં એક સ્ત્રીને જોઈ હતી. તે જ જીવી ?" મેં પૂછ્યું.

"તેમ જ હશે. તારા આવતાં પહેલાં તે અહીંથી ગઈ."

"નામવર શાહજાદા ! સંભાળજો ! તમે મૂવા ! તમે જાણો છો કે, આ સ્ત્રી કોણ છે ?"

"તે હું જાણતો નથી. મને તો માત્ર એટલી જ ખબર છે કે, તે એક ઉસ્તાદ ગાનારી છે. વળી તે એવી તો પ્રપંચી છે કે, મોટાં રાજ્યોને પણ ઉથલાવી નાંખવા શક્તિવાન્ છે. કોણ જાણે શા માટે, પણ તેને મારા બાપની સામું ઘણો ધિક્કાર છે."

આ સાંભળી, નૂરમહાલને લગતી અવ્વલથી તે આખર સુધીની તમામ હકીકત મેં તેને કહી સંભળાવી. ગુલાબના ખૂનને લગતી બીના, મેં શાહજાદાને ભાર મૂકીને કહી, અને તે કારણને લીધે મારે તેની સાથે સંબંધ પાડવો મુસ્કેલ થઈ પડશે, એમ પણ મેં તેને જણાવ્યું. મારી વાત સાંભળીને શાહજાદો કહેવા લાગ્યો; "બધું ખરું, પણ તેને હવે સમજાવી લેવી જોઇએ."

વાહ! તેણે જે ખૂન કીધું છે તે હું કદાપિ ભૂલી જાઉં કે? બંને વચ્ચે સલાહ થાય જ કેવી રીતે?"

"એ ખરેખર કમનશીબ બનાવ બન્યો છે! પણ હું તારી કે એની મદદ પડતી મૂકી શકું એમ છે જ નહીં. જો તેની સાથે સલાહ નહીં થાય, તો તે જરૂર તારાપર વેર લેવા જતાં, મારી બધી યુક્તિઓનો કચ્ચરઘાણ વાળી નાંખશે. પણ તેમ નહીં બને, અથવા તો તું કહે છે તેમ આ નૂરમહાલ—જીવી, દીલ્લીના લશ્કરી અમલદારની રાખેલી છે. આ બન્નેનો સંબંધ એવો છે કે, નૂરમહાલ જે ચહાય તે કરી શકે! માટે તેની મદદથી જ હું મહેલમાં મારું લશ્કર મોકલીને શાહજહાનને છૂટો કરી શકું એમ છે. વળી તારી મદદથી હું બીજાઓને મારા પક્ષમાં લઈ શકીશ. મેં કેટલાક માણસો ભેગા કીધા છે. જીહુનખાનના બે છોકરાઓ પોતાના બાપનાં વેરને માટે તરસ્યા છે! શૂજાના માણસોને પણ મેં ભેગા કર્યાં છે. હવે સૌથી વધારે અગત્યનું કામ જસવંતસિંહને, તેમ જ બીજા રજપૂતોને મેળવી લેવાનું છે. જો જસવંતસિંહ આપણા પક્ષમાં આવે, તો આપણું કામ પાર પડતાં કાંઈ વિલંબ થાય નહીં."

"મિત્રો કરવાને માટે પૈસા ખૂબ ખરચવા પડશે!" મેં તેને કહ્યું.

"તેં ખરું કહ્યું સાદીક!" અને તેટલા માટે આ જીવી જ આપણને કામ લાગશે." હું અચંબો પામ્યો ને તેના સામું જોઈ રહ્યો. પણ મહમુદે બોલવાનું ચાલુ રાખ્યું. "એમાં અજાયબ થવા જેવું કાંઈ છે નહીં. જીવીએ કેટલાક ભીલો સાથે ગોઠવણ કીધી છે કે તેઓએ આપણને જોઈતાં નાણાં પૂરાં પાડવા માટે રાત દિવસ લુંટ ચલાવવી. તેમાંથી ચોથો ભાગ તેઓએ રાખવો અને બાકીનો આપણને આપવો. એ શિવાય શાહજહાન પાસે કીંમતી જવાહીરો છે, તે પણ આપણને મળી શકશે—પૈસાની આપણે તંગી નથી."

"પણ આ જવાહીરો તો ઔરંગઝેબે માંગ્યાં છે કેની?"

"હા, તે હું જાણું છું. પણ નામવર શાહજહાને તેને એવો જવાબ આપ્યો છે કે, જો તે હવે વધારે કટકટ કરશે તો, હથોડો લઇને તે કીંમતી વસ્તુઓનો ભુકો જ કરી નાંખશે!"

"ઠીક ત્યારે. મને શું કામ સોંપવા માંગો છો?" મેં તેને પૂછ્યું.

"તારે રજપૂતાનામાં જઈ, નાના મોટા બધા રાજા અને ઠાકોરોનો ચોખો ચાંપી જોવો: શાહજહાંનને માટે મદદ માંગવી. તેમનું લશ્કર તૈયાર કરી તારી સરદારી નીચે રાખવું. જેવો મારો હુકમ તને મળે, એટલે તે લશ્કરને લઇ તારે દીલ્લીપર ચઢી આવવું. કિલ્લો લેવાનું અને મારા બાપની સામા થવાનું કામ હું કરીશ. મારા બાપના લશ્કરમાં પણ ફાટફુટ છે; જ્યારે તેઓ આપણને શાહજહાનને માટે તખ્ત મેળવવા કોશેશ કરતા જાણશે, ત્યારે તેઓ જરૂર આપણા પક્ષમાં ભળશે. આ લોકોની મદદથી ફરી એકવાર "ઘણું જીવો બાદશાહ સલામત શાહજહાન"ની બૂમ ચોમેર ફેલાવી શકીશું. પણ સાદીક! યાદ રાખજે કે, મારા બાપનો વાળ વાંકો થવો જોઇએ નહીં. કારણ કે હું કદી પિતૃહત્યા કરીશ નહીં. વધુ કહેવાનું કે, હું તને કેટલાક માણસો સોંપીશ, તેમ તને ખરચવાને પૈસા પણ આપીશ. તેને લઇને તું રજપૂતાના જા અને મેં તને કહ્યું તેમ કર. તું શું કરે છે તેની મને હંમેશાં ખબર આપતો રહેજે. પણ કાગળો એવી રીતે લખજે કે, બીજો કોઈ આદમી સમજી શકે નહીં. ખાસ કામ સારુ મને મળવા આવવું તને યોગ્ય લાગે તો તું પાછો આવી જજે. પણ અહીં નહીં આવતો. અહીંથી ૭ ગાઉ દૂર ડુંગરગંજની નીચે મારું દારુખાનું તથા ખાનગી મળવાની જગ્યા છે, ત્યાં આવજે. મારાં માણસો હંમેશાં ત્યાં રહે છે, ત્યાં તું આવજે. આ વીંટી લે. ત્યાં દાખલ થતી વખતે તારે તે બતાવવી, અને ગુપ્ત સંજ્ઞા પૂછવામાં આવે તો "ઇન્સાફ" એમ કહેજે! તું અહીંથી જાય, ત્યાર પહેલાં તારે આ જગા જોવી જોઇએ. માટે કાલે સવારે તું તૈયાર થઇને આ બાગ આગળ આવજે. અહીંથી મારો એક માણસ તને તે જગાએ તેડી જશે, અને તને જોઇતી ખબરો પૂરી પાડશે. આ સોનામહોરોની કોથળી તું લઈ જા, અને કાલે સવારે તું વખતસર આ જગાએ આવજે. મારો માણસ તારી વાટ જોતો અહીં ઉભો રહેશે!"

મારે જે કાંઈ અગત્યનું હતું તે બધું સુલતાન મહમુદે મને કહ્યું. હવે એને વિશેષ પૂછવા જેવું રહ્યું નહીં. તેના કહેવા પ્રમાણે કબુલ કરી, પૈસાની કોથળી લઈ હું તેની રજા માંગવા લાગ્યો. હું વફાદાર રહીશ કે નહીં, એમ જતાં જતાં મને તે પૂછવા લાગ્યો. જ્યાં સુધી મારા તનમાં જોર છે ત્યાં સુધી નિમકહલાલીથી તેની સાથે રહેવાનું વચન આપી, હું મારે ઘેર આવવા નીકળ્યો.

—

## પ્રકરણ ૫૫ મું.

### આગ્રાની બહાર.

હવે મને મારી સ્થિતિનું ભાન થવા લાગ્યું. જ્યાં સૂધી હું આફ્તાબબાગમાં હતો, ત્યાં સૂધી મને શાંતપણે વિચાર કરવાનો બીલકુલ વખત મળ્યો નહોતો; અને તેથી મહમુદે જે કાંઈ કહ્યું, તેની હાએ હા ભણ્યો ગયો. હું જાણતો હતો કે, ઔરંગઝેબ પાસે પૂરતી સત્તા છે, અને ઘડીના છઠ્ઠા ભાગમાં પોતાના દુશ્મનને કચડી નાંખે એમ પણ છે. આ સર્વ સુલતાન મહમુદ જાણતો હતો, છતાં તેને સાહસ ઉઠાવવાનું મન થયું!! શાહજહાન છેક ઘરડો થયો છે, અને તેથી જો કદાચ તે જિતે, તોપણ તે લાંબો વખત સૂધી રાજ્ય કરે એવી આશા નથી! અને જ્યારે તેનું મૃત્યુ થાય, ત્યારે પોતે ગાદીપર આવી શકશે, એવી મહમુદને આશા હતી, પણ આ બધો વખત ઔરંગઝેબનું શું? એકવાર તે હારી ગયો તો તે શું શાંત બેસી રહેશે? મહમુદે તે વિશેની પણ ગણત્રી કરી રાખી હતી. તે પોતાના બાપને હંમેશને માટે કેદ કરવાની મનોરથ-સૃષ્ટિ રચતો હતો.

ત્યારે આ બધા સંજોગો જોતાં મારે શું કરવું? મેં ઔરંગઝેબને વફાદાર રહેવાનું વચન આપ્યું છે. શું હું વફાદાર રહ્યો નહોતો? ત્યારે શા માટે તેણે મને બદલો આપ્યો નહીં? જો તેણે મને યોગ્ય ઇનામ આપ્યું હોત, તો આ વખતે હું તેને કેટલો ઉપયોગી થઈ પડ્યો હોત? તેના દુઃખમાં ભાગ લેનારને તે સુખના વખતમાં શું ભૂલી ગયો નથી? તેણે જાણી જોઇને મને હાંકી કાઢ્યો છે. હા, કૃતઘ્ન થયો છે! મારે માટે હવે શું બાકી છે? વેર! વેર! હા વેર. મહમુદ સાથે જોડાવાથી મને પૈસા પણ મળી શકશે અને મારાથી વેર પણ લઈ શકાશે. હવે તો બસ ખરાં મનથી સુલતાન મહમુદને જ મદદ કરી તેને યશ અપાવવો! ખુદા ખેર કરે!

આ પ્રમાણે વિચાર કરીને મેં જવાની તૈયારી કરવા માંડી. સુલેમાનને મેં જણાવ્યું કે, રજપૂતાનામાં કેટલાક રાજાઓને મારે મળવા જવું છે અને તારે મારી સાથે આવવાનું છે. ઘણા જણને સાથે લેવામાં આપણું કામ સિદ્ધ થતું નથી, અને કાંઈ વાત ગુપ્ત રહી શકતી નથી, એમ જાણીને મેં લુચ્ચાને મારી સાથે આવવાની ના કહી. હું પાછો આવું ત્યાં સૂધી આગ્રામાં જ રહેવાનો મેં તેને હુકમ કર્યો. પોતે મારી સાથે આવવામાં નાસીપાસ થવાથી, તે મને કહેવા લાગ્યો; "આ વખતે પેલા ભીલોથી ચેતતા રહેજો!"

"કાંઇ ફીકર નહીં. તું ગભરાતો નહીં. તેમનો રસ્તો અને મારો રસ્તો એક નથી."

"હું તમને કહેવાનું ભૂલી ગયો કે, ગઈ કાલે ઓચિંતી મારી મા મને રસ્તામાં મળી હતી."

"હેં! ત્યારે તને કાંઈ નવા જૂના સમાચાર આપ્યા કે?"

"સમાચાર! કોઈ દિવસ મારી મા એના મનની વાત મને કહે એવી કાચી છે કે! પોતાના હોઠ જ ઉઘાડે શેની કે વળી કાંઈ વાત થાય! અરે સાહેબ! જો તે વખતે તમે અમને જોયા હોત તો તમને નક્કી હસવું આવતે! અમે એક બીજાં સામું ડોળા કાઢીને ઘુરકયા, અને કાંઈ પણ તાજીમતવાજા વગર છૂટાં પડ્યાં."

કેમ, તે તારી સાથે ગુસ્સે છે કે શું?"

"હું એમ ધારું છું. પેલી દસ મહોર હજુ એના મનમાં ખુંચી રહી છે!"

"હમણાં તે કયાં અને કોની સાથે રહે છે?"

"ખોદા હાફેઝ! તે જ હું જાણી શકયો નહીં. હું તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો કે તે કયાં જાય છે તે હું શોધી શકું. પણ તે એવી તો ખંધી ઉસ્તાદ છે કે, જાણે મને જોતી જ નથી, તેમ તે જ રસ્તાપર આમ આવે ને તેમ જાય, પણ બીજી કોઈ જગાએ વળી જ નહીં. છેવટે હું થાકી ગયો અને ચાલ્યો આવ્યો. મારા ચાલી આવ્યા પછી તે ઘેર ગઈ હશે!"

"હશે." મને વાત કરવાનો ઝાઝો વખત નહોતો, તેથી મેં ટુંકાણમાં પતાવ્યું. રાત્રે કેટલોક વખત ઉંઘ કાઢી અને પાછલી રાત થતાં જ હું અને સુલેમાન ઉઠયા. અમારા ઘોડા વગેરે તૈયાર કરીને અમે લુચ્ચાની રજા લઇને ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં આગ્રાની બહાર આફ્તાબબાગ આગળ આવી પહોંચ્યા કે તરત એક ઉંચો અને દમામદાર ઘોડેસ્વાર અમારી વાટ જોતો ઉભેલો અમને મળ્યો. બેવડી ધારવાળી તલવાર એણે કમરે લટકાવી હતી, સાથે બે ખંજરો રાખ્યાં હતાં અને હાથમાં એક મોટો ભાલો હતો. ઉમ્મરમાં તે આશરે પચાસ કરતાં વધારે વરસનો હતો. અમને નજીક આવતાં જોયાં કે, "ઇન્સાફ" કરીને તેણે બૂમ મારી. મેં તરત "ચલાવ" કહીને જવાબ આપ્યો, અને અમે આગળ ચાલવા લાગ્યા.

"ઇન્સાફ" શબ્દ સાંભળીને, અને તેનો ભવ્ય ચહેરો જોઇને સુલેમાનનો તો રંગ જ બદલાઈ ગયો. કારણ કે તે એમ ધારવા લાગ્યો કે, આ માણસ અમારી સાથે લડવાને માંગણી કરતો હતો કે શું! પણ જ્યારે તેવું કાંઈ તેણે જોયું નહીં, ત્યારે તે મુંગો રહ્યો અને આ કોઈ મારો મિત્ર હશે એમ જાણી તેની તરફ તે બે દરકાર રહ્યો. આગ્રાના

બજારમાં જે જાતના હલકા ખ્યાલ ટપ્પા ગવાય છે તેવા ટપ્પા તે હવે લલકારવા લાગ્યોઃ—

कलेजे लग गइ प्यारी, मार गइ प्रेमकटारी;
शरम छूडाइ हमारी, नतीजा नेनसे वारी;
राह न सुजत तिहारी, फसालिय मछिया बिचारी.

એક ગાય ને બીજું ઉપાડે, તે વચ્ચે વચ્ચે પોતાનો ઘોડો ખડડડુક ખડડડુક હાંકતો જાય. આ પ્રમાણે અમે ઘણો રસ્તો કાપ્યો, ત્યાં સૂધી નવો આવનાર એક શબ્દ પણ બોલ્યો નહીં. છેવટે અમે ડુંગરગંજની ખીણમાં દાખલ થયા. એક નાની ટેકરી આગળ આવી પહોચતાં, તે પોતાના ઘોડાપરથી ઉતરી પડ્યો. ઇશારત કરીને તેણે મને તે પ્રમાણે કરવાનું કહ્યું. અમને તરત જ એક મોટી ગુફામાં લઈ જવામાં આવ્યા. બ્હારથી માત્ર ટેકરી જ દેખાતી, પણ અંદરથી ઘણી વિશાળ આ ગુફાને જોઇને, હું તેમ જ સુલેમાન ઘણા આશ્ચર્ય પામ્યા.

જેમ જેમ અમે અંદર પેસતા ગયા તેમ તેમ અંદર વસ્તી છે એમ અમારી ખાત્રી થતી ગઈ. પહેલાં તો એક અશ્વશાળા અમારા જોવામાં આવી. તેમાં અસંખ્ય ઘોડાઓ હારબંધ બાંધવામાં આવ્યા હતા. ત્યારબાદ કેટલાક આરબો, આમથી તેમ ઘોડાઓને સાફસુફ કરવામાં, માલીસ કરવામાં અને તેવાં જ બીજાં કામોમાં રોકાયલા હોય એમ અમે જોયું. વળી કેટલાક તો નિરાંત જીવે બેસીને હુક્કો ગગડાવતા હતા અને ગપ્પા માર્યા જતા હતા. આ લોકો ઠગારાઓના સાગરીદ છે એમ મને લાગ્યું, અને તેમની સાથે મારે જોડાવું પડશે એમ જાણી મને અંદરથી ખોટું પણ લાગ્યું. પરંતુ હવે પાછા ફરવું એ મુર્ખાઈ છે, એમ સમજી હું મુંગો રહ્યો.

ઘોડાઓના તબેલાની જમણી બાજુએ એક બીજી ગુફા હતી. ત્યાં આગળ મારો ભોમિયો મને ઇશારત કરી તેડી ગયો. ત્યાંના બારણાં નજીક આવતાં તેણે ધીમેસથી ચાર ટકોરા માર્યા. એક ડોકા બારી ઉઘડી. અંદરના માણસે પોતાનો કાન ગુપ્ત શબ્દ સાંભળવાને આગળ ધર્યો, એટલે તરત મારા ભોમિયાએ “ઇન્સાફ” એમ કહ્યું. તત્કાળ બારણાં ઉઘડ્યાં, અને મને અંદર આવવા ઇશારત થઈ. સુલેમાનને મેં મારો ઘોડો સાચવવા બ્હાર રાખીને હું અંદર દાખલ થયો.

આ ગુફા બીજી આગલી ગુફા કરતાં જૂદા જ પ્રકારની હતી. અહીં દરેક જાતનાં લડાઇનાં હથિયારો પુષ્કળ સંખ્યામાં હારદોર ટાંગી દેવામાં આવ્યાં હતા. ગુફામાં ઠેકાણે ઠેકાણે અજવાળાને માટે દીવાઓ મૂકી દીધા હતા, અને ત્યાં ઘણા મજબૂત અને પહેલવાન જેવા માણસો આમ તેમ બેઠેલા હતા. મને અંદર દાખલ થતો જોઇને કોઇએ મને બૂમ

પાડી કે, "અય સાદીક! ખુશ આમદી!"* અવાજ મેં ઓળખ્યો. નજફ્અલ્લી પાસે હું જ્યારે હતો, ત્યારે તેનાં કોઈ માણસનો આ અવાજ મેં સાંભળ્યો હતો, એમ મને યાદ આવ્યું. ઉપલા શબ્દો સાંભળી મેં પાછું જોયું. કુલુમબેગ મારી નજરે પડયો. તેને જોઇને હું ઘણો અજાયબ થયો. આ મંડળીમાં તે કેવી રીતે આવ્યો તે મને સમજ નહીં પડવાથી હું તેના સામું ટીકીટીકી જોવા લાગ્યો. બધા વચ્ચે આ પ્રમાણે મેં તેને ઓળખી કાઢયો, તે એને ગમ્યું નહીં. તે છતાં પણ તે મારી સાથે બોલવા લાગ્યો. તેણે મને કહ્યું; "હા ખરેખાત હું તે જ કુલુમબેગ છઉં કે, જે એક બુઢ્ઢી ડોસીના વેરનો અને નજફ્અલ્લીના વહેમનો ભોગ થઈ પડ્યો હતો. પણ હું તેને ભૂલી ગયો નથી! અલ્લાહના નામથી હું કહું છું કે, જો તે હવે મને મળ્યો તો—"

"બસ બસ;" મેં કહ્યું; "તું તેમ કરી શકશે જ નહીં. તે તો મરી ગયો છે."

"હેં! શું? નજફ્અલ્લી મરી ગયો?"

"અરે શું?" એક બીજો અવાજ મેં સાંભળ્યો. તે રૂસ્તમબેગનો હતો, એમ મને તરત માલમ પડયું.

"તે બદબખ્ત જાલેમ મરી ગયો? કેવી રીતે મુઓ?"

"અરે કેટલાક ભીલો સાથે એને તકરાર થઈ અને એક જણાએ ઝેરી તીર તેની છાતીમાં ભોંકી દીધું."

"કુત્તેકી માફક મર ગયે! વોભી અચ્છા હુવા. દેખો સાલેકા નતીજા!"

આ બંને જણને નજફ્અલ્લીની પૂરી વાત સાંભળવાનું મન થયું. મેં તેમને નજફના કર્મની કથા કહી સંભળાવી. પરંતુ જેટલું નજફ્અલ્લીને લાગે વળગે એવું હતું, તેટલું જ મેં કહ્યું. બધી વાત સાંભળીને કુલુમે પોતાના ખભા ચઢાવ્યા અને કહ્યું, "નસીબ. સાલેકા!"

રૂસ્તમ બોલી ઉઠયો, "પણ તું કહે છે કે, તારા લશ્કરમાંથી નજફ્અલ્લી કોઈ નાચનારી બઇરીની મદદથી નાસી ગયો, તે કોણ હતી?"

"ચલાવ બસ કરો!" મારો ભોમિયો, ડોળા ચઢાવીને અમને વાત કરતા અટકાવીને બોલ્યો. "તમારું કામ કરો, નકામું ટાયલું નહીં કરો." આટલું કહી તેણે રાક્ષસી બળથી મારો હાથ પકડી, ત્યાંથી ઉઠાડી, જોડેની ગુફામાં લઈ ગયો, અને ત્યાં મને કહેવા લાગ્યો; "ખબરદાર! આ કુતરાઓને તેં બધી વાત કહી તો! નૂરમહાલ અથવા જીવીને વિશે તેમને જરા પણ કહેતો નહીં. તેઓ કાંઈપણ જાણતા નથી. અને જો તેમને ખબર પડે

કે આ જીવી તે નૂરમહાલ છે, તો તેઓ નક્કી એનાપર વેર લીધા વગર રહેશે નહીં, અને તેમ કરવા જતાં આપણા નામવર શાહજાદાનું ગમે તેમ થાય, તેની બીલકુલ દરકાર રાખવાના નથી. તેમ જ, જીવી પણ કાંઈ જાણતી નથી કે, આ બે જણાઓ જીવે છે અને એકજ કામમાં રોકાયલા છે. માટે તું તદ્દન મુંગો જ રહેજે."



## પ્રકરણ ૫૬ મું.

### બાકરઅલી.

તેણે મને ચેતાવ્યો, તે માટે મેં તેનો ઉપકાર માન્યો અને જ્યાં મોટી મંડળી ભરાઈને બેઠી હતી ત્યાં ગયો. મારા ભોમિયાનું નામ બાકરઅલી હતું, પણ સામાન્ય રીતે તેને શેર કહીને બોલાવતા હતા. આ મંડળીમાં મેં એવા ઘણાને જોયા કે, જેઓને મેં અત્યાર સૂધી મુવેલા ધાર્યા હતા. આમાંના કેટલાકોને તો દારાએ ગ્વાલિયરના કિલ્લામાં કેદ કીધા હતા, અને તેમને પુસ્તના ઉપયોગથી યમદ્વાર પહોંચાડી દેવા નિર્માણ કર્યા હતા. વળી બીજા કેટલાકોને દારાની ઉશ્કેરણીથી શાહજહાને કેદ કીધા હતા. તેઓ, તેમ જ ઔરંગઝેબે જેમને પુષ્કળ સતાવ્યા હતા તેઓ પણ, એનાપર વેર લેવાને તત્પર થઈ રહ્યા હતા. જીહુનખાનના બે પુત્રો પણ આ મંડળીમાં જોડાયા હતા. તેઓ પોતાના બાપના ખૂનને માટે એટલા તલપી રહ્યા હતા કે, જો ઔરંગઝેબ તેમની સામે આવીને ઉભો રહે તો તેના ટુકડે ટુકડા કર્યા વિના છોડે નહીં.

જીહુનખાનનાં છોકરાઓની મહેનતથી ત્રણ હજાર રજપૂતોની મદદ પણ મળી ચૂકી હતી. જ્યારે પણ લડાઈ થાય, ત્યારે સુલતાન મહમુદ તરફથી તેઓ પોતાનો જાન આપવા તૈયાર હતા. જે ગુન્હેગારોને, તેમ જ નિર્દોષ માણસોને, ગ્વાલીઅરના કિલ્લામાં કેદ કરવામાં આવ્યા હતા તેઓ લાંચ આપીને અથવા તો અતિશય દયા ઉશ્કેરીને દારોગાઓની મહેરબાની મેળવી શકતા, અને લાગ આવે ત્યારે દારા અને ખુદ શાહજહાનને પણ છેતરી, આ દારોગાઓ તેમને છોડી મૂકતા. તે બધા બીજે કાંઈ નહીં જતાં આ શંભુમેળામાં ભેગા થયા હતા અને પોતાનાં જુલમગારોપર વેર લેવાની યુક્તિઓ રચતા હતા.

તેઓએ હવે શું યુક્તિ રચી છે, એમ મેં તેમને પૂછ્યું. તેના જવાબમાં મહમુદે મને જે કહ્યું હતું, તે જ તેઓએ કહી સંભળાવ્યું. માત્ર એકજ મુશ્કેલી વચ્ચે નડતી હતી. પૈસા અને માણસની તંગી!

"અત્યાર સૂધીમાં;" બાકરઅલી મને કેહેવા લાગ્યો; "અમે પૂરા પાંચ હજાર પણ નથી. ઔરંગઝેબનાં ત્રીસ હજાર તો હમને ઘડીના છઠ્ઠા

ભાગમાં કતલ કરી દે ! અને તેટલા માટે એ બહુ જરૂરનું છે કે, આપણામાંથી પચીસ જણાએ બહાર જવું, અને ઠરાવીએ તે વખતે દરેક જણાએ પાંચસો પાંચસો માણસના સરદાર બનીને પાછા આવવું. શૂજાના ભાંગાતુટા લશ્કરમાંથી એક હજાર માણસ હું મેળવી શકીશ; તેમ જ ઔરંગઝેબના લશ્કરમાં બેદીલી ઉપજાવી કેટલાકને ફોડી શકીશ. હવે મારા મિત્રો ! હું કહું છું તે સાંભળો. તમારે બહાર જઇને ઔરંગઝેબની સત્તાસામે ઝુંડો ઉઠાવવાનો છે. આપણા નામદાર શાહજાદાએ જે કામ હાથ ધર્યું છે, તેને તનમને ધનથી ટેકો આપી, એકવાર ઘણું જીવો બાદશાહ શાહજહાનની બૂમ ફરીથી આખા હિંદમાં ફેલાવવી જોઇએ. તમે પણ અત્યારે તે જ બૂમ પાડો અને કસમ ખાઓ કે શાહજહાનને તખ્તપર પાછા લાવવા તમે પૂરતી મહેનત કરશો. બોલો "ઘણું જીવો બાદશાહ શાહજહાન."

અમે બધા એકી વખતે આ શબ્દો બોલી ઉઠયા, જેથી ગુફામાં ગર્જના થઈ રહી અમારામાંના દરેક જણાઓ મહમુદને ટેકો આપવાને કસમ ખાવા લાગ્યા. એટલામાં ગુફાનાં બારણા આગળ કાંઈ ગરબડ થતી સંભળાઈ અને રખેને કોઈ દુશ્મન અહીં આવી પહોંચ્યા હોય એમ ધારીને, દરેકે પોતાની તલવાર ખેંચી. શેર ધાંટો પાડીને બોલી ઉઠયો;" હીંમત રાખો, મારા બહાદૂર સીપાઇઓ ! જે બદબખ્ત હશે તે જ અંદર આવશે !" આમ બોલીને તે સૌને, મોખરે બારણા આગળ જઇને હાથમાં તલવાર ખેંચી, રજા વગર અંદર આવનારાઓને શિક્ષા કરવા ઉભો રહ્યો.

કોણ હશે તે જાણવાને એક પગે ઉભા રહીને, બંદૂકના અવાજ સાંભળવાના ભયમાં અમે હતા, તેટલામાં તો બારણાંપર ધીમેથી ચાર ટકોરા થયા, નાની બારી ઉઘડી અને "ઇન્સાફ" શબ્દ સંભળાયો. તે સાંભળતાં જ અમારી બીક પલાયનમઃ કરી ગઈ, અને તરત જ એક ઘાયલ થયેલો ભીલ અંદર દાખલ થયો, અને આવતાંની સાથે જ જમીનપર પડયો. બારણાંની બહારનો ઘોંઘાટ ચાલુ જ હતો. તપાસ કરતાં માલમ પડયું કે, કાબુલ અને ગીઝનીથી જે એલચીઓ આગ્રા આવ્યા હતા તેઓને લૂટયા છે ! તેઓ પોતાને વતન પાછા ફરતા હતા, તેમને અમારામાંની એક ટોળીએ લુંટયા છે. પણ તેમ કરતાં તેમને સખત ઝપાઝપીમાં ઉતરવું પડયું હતું, અને એક પણ ભીલ એવો રહી નહી ગયો કે જેને બીલકુલ ઘા થયો જ નહી હોય. તેમ છતાં તેઓ જે માલ લુંટી લાવ્યા હતા તે પુષ્કળ હતો અને અમારી યોજનામાં આજની લુંટ ઘણી મદદગાર થઈ પડશે, એમ અમને લાગ્યું, પણ અમારી પહેલી ફરજ માલ જોવા કરતાં ઘાયેલ થયલા ભીલોને જોવાનું હતું.

આ બધું જોઇને શેર બોલી ઉઠયો, "ચાલો બહુ સારું થયું છે. પણ આઝન! તું જા અને બીનહામેદ હકીમને બૂમ પાડ કે, તે આવીને આપણા બહાદૂર ભીલોને મલમપટા કરે. જ્યારે તેમના ઘા રૂઝપર આવે, ત્યારે શરાબની કોતાઈ કરતો નહી: આ લોકોને શરાબ ઘણો ગમે છે, માટે તેઓ માગે તેટલો આપ્યો જજે. ચાલો હવે, આમાં શું શું છે તે જુઓ."

બધા ગાંસડા પોટલાઓ છોડવામાં આવ્યા. તેમાંથી કીંમતી હીરા, માણેક, મોતી, ઉંચી શાલો, તેમ જ સોનારૂપાના પુષ્કળ સિક્કાઓ નીકળ્યા.

"ઉમુલખાન!" શેર કહેવા લાગ્યો. "આ જવાહીરો પાછા આગ્રા જવા જોઇએ નહીં. એનું શું કરવું તે તું જાણે છે. એ દીલ્લી લઈ જા, અને ત્યાં વેચીને સોનાનાણું લઈ આવ, અને આ રેશમી વસ્ત્રો, તેમ જ શાલને માટે તો, સાદીક! તું જ તે રાખ. રજપૂત રાજાઓને ભેટ કરવાને તે ઘણી ઉપયોગી થઈ પડશે. જે બાકી રહ્યું તે આપણા ખજાનામાં મોકલી આપો. હવે ચાલો જમી લઇને સહેજ આરામ લઇએ."

આટલું કહી, તેણે સર્વેને વિખેરાવાનો હુકમ આપ્યો. જે ભીલને સૌથી વધારે ઘા પડ્યા હતા, તે બીનહામેદની ઘણી કાળજી છતાં માત્ર એક કલાકના અરસામાં મૃત્યુ પામ્યો. તેને મરતો જોઈ એના સાથીઓ હાય પીટાપીટ કરવા લાગ્યા. બાકરઅલીએ તેમને શાંત પાડવાને પોતાથી બનતો પ્રયત્ન કર્યો, કારણ કે અતિશય ઘોંઘાટ કરવાથી વખતે બહારના લોકો આ છૂપી જગા જાણી જાય પણ આ લોકો કેમે કર્યા રડતા બંધ પડે નહીં. ખાય નહીં ને પીએ પણ નહીં. જ્યાંસૂધી તેમનું હૈયું ખાલી થાય નહીં, ત્યાંસૂધી તેમને રડતા રહી જવાનું કહેવું ફોગટ છે એમ જાણી, બાકરઅલી દીવાનખાનામાં ચાલી ગયો.

અમે સૌ ખાઈ પી દીવાનખાનામાં જેમ ફાવ્યું તેમ લાંબા થઇને સૂતા. બપોરની એક ઉંઘ કાઢવાનો અમારો વિચાર હતો. ઘણાખરા તો સૂતાની સાથે ઘોરવા લાગ્યા, પણ મને કાંઈ ખાસ બપોરના ઉંઘવાની ટેવ નહીં હોવાથી, અમથી આંખ વીંચીને પડી રહ્યો. થોડોક વખત રહીને કાંઈ ધીમો ધીમો અવાજ થતો હોય એમ મને સંભળાયું. ઉઠવાને બદલે અડધી આંખ ઉઘાડીને શું થાય છે, તે હું જોવા લાગ્યો. એક માણસ ધીમેથી પોતાની જગોએથી ઉઠયો અને ઝીણી નજરે કોણ ઉંઘે છે અને કોણ જાગે છે તે જોવા લાગ્યો. જ્યારે તેની ખાત્રી થઈ કે બધા ઉંઘે છે, ત્યારે તે ધીમે ધીમે ખજાનાની પેટી જ્યાં મૂકી હતી ત્યાં ગયો. તેનું મ્હોડું હવે મને બરાબર દેખાયું. તે કોઇ નહીં પણ રુસ્તમખાન જ હતો. તેની દાનત ચોરી કરવાની હતી. તે પેટી ખોલવા લાગ્યો. મેં મનમાં

ઠરાવ કીધો કે, મારે હમણાં બૂમ પાડવી નહીં, પણ જ્યારે તે માલ પાણી કાઢીને પાછો ફરે તે વખતે બૂમ પાડવી કે જેથી કરીને તેનાથી ફરી જવાય નહીં. પરંતુ હું આમ વિચાર કરું છું, એટલામાં તો બાકરઅલી એક ઝપાટામાં પોતાના બીછાનાપરથી ઉઠ્યો, અને રુસ્તમ પેટી ખોલે ત્યાર પહેલાં તો ધડથી તેનું માથું છૂટું કરી નાંખ્યું. એટલામાં જે ખળભળાટ થયો તેને લીધે બધા જાગી ઉઠયા, અને શું છે, શું છે કરતાં એક બીજાને પૂછવા લાગ્યા. એક બાજુ બાકરઅલીને હાથમાં તરવાર લઇને ગુસ્સા ભર્યે ચહેરે ઉભેલો જોઈ, તથા બીજી બાજુ રુસ્તમનું માથું લોહીમાં રગદોળાતું જોઇ, બધા સ્તબ્ધ થઈ ગયા. શું બન્યું તે સમજાવવાને બાકરે તલવારની અણીથી રુસ્તમનું માથું ઉંચક્યું અને ઘાંટો પાડીને કહેવા લાગ્યો; "હરામખોર ચોરને જે શિક્ષા થાય છે તે જુઓ!"

આ ભેદ કેટલીક મીનીટ સૂધી કોઇથી સમજાયો નહીં. પણ જ્યારે બધો બનાવ તેઓએ સાંભળ્યો, ત્યારે શેરનું આ કૃત્ય બધાને પસંદ પડયું નહીં. રુસ્તમ આવી ઘાતકી શિક્ષાને લાયક નહોતો, એમ તેઓ માનવા લાગ્યા. તે છતાં બાકરઅલીનો જે ધાક હતો, તેને લીધે કોઇથી ચૂં કે ચાં કરી શકાયું નહી. તેઓ માંહોમાંહે બબડવા લાગ્યા. બાકરઅલી કોઇના બોલવાની દરકાર કરે એવો નહોતો. તદન બેદરકારપણે એક માણસને તેણે હુકમ કીધો કે, રુસ્તમનું ધડ અને માથું દીવાનખાનામાંથી ઉંચકી જા અને કોઈ પણ જગાએ દાટી આવ. બાદ તે પાછો પોતાના બીછાનાપર ગયો, અને ત્યાં થોડા વખતમાં તો ઉંઘવા લાગ્યો.

આમ કરતાં કરતાં છેક સાંજ પડવા આવી, તેટલામાં કુલુમબેગ મારી પાસે આવ્યો, અને મને કહેવા લાગ્યો કે; "રુસ્તમના જેવી શિક્ષા શું આ બાકર બીજા કોઇને કરતે ખરો કે? શું એ જે કરે તે આપણે ખમ્યા કરવું?"

"બાકરઅલીએ બહુ જ ઉતાવળ કીધી!" મેં તેને જવાબ દીધો. "હું ધારું છું કે તેને મારતાં પહેલાં આપણને પૂછવું જોઇતું હતું."

"હવે કાંઇ થવું જ જોઇએ!" કુલુમ મને કહેવા લાગ્યો. "એક બકરાની માફક મારા દોસ્તને મારી નાંખવામાં આવે, તે હું કદી ખમી શકું નહીં. તેનું વેર વાળવું જ જોઇએ."

---

## પ્રકરણ ૫૭ મું.

### દ્વંદ્વયુદ્ધ.

મેં તેનો આ ઠરાવ પાછો ફેરવવા બહુ બહુ સમજાવ્યો–વિનવ્યો, પણ તે એકનો બે થયો નહીં. રાતનું ખાણું જ્યારે પીરસાયું, ત્યારે બધા

એકઠા થઇને જમવા બેઠા, પણ કુલુમ તદ્દન આઘો જ બેસી રહ્યો! બાકરઅલીએ તેને પોતાની જગોએ આવવાને કહ્યું.

"ખોદા હાફિઝ! તારા જેવા ખૂની સાથે હું કદી ભેગો જમવા બેસીશ નહીં!" કુલુમ તેને કહેવા લાગ્યો.

"હેં! શું રુસ્તમનું મોત હજુ તારા દીલમાં ખુંચી રહ્યું છે?"

"હા. તે વેર લેવાને તરસે છે અને બાકરઅલી, હું તને કહું છું કે, આજે રાત પડે તે પહેલાં આપણા બેમાંથી એકજણ રુસ્તમની પાસે જવો જ જોઇએ. એક હથિયાર વગરના માણસની સામું તું હથિયાર ઉપાડી જાણે છે, પરંતુ તારા સમોવડીયા સામું તું કેવી રીતે ટકી શકે છે, તે તો હજુ જોવાનું છે. તેટલા માટે તુંજ હવે વહેલો ખાઈ લે. વખતે આ તારું છેલ્લું જ ભોજન થશે!" કુલુમે તેની સાથે લડવાની ચોખે ચોખી માગણી કીધી.

"અરે ઓ લુચ્ચા નિમકહરામ કુતરા!" શેરે પોતાની તલવાર ખેંચી–પોતાની જગાપરથી ઉઠીને તેને કહેવા લાગ્યો; "ખેંચ તારી તલવાર અને આવી જા."

આ લોકોને લડતા અટકાવવાને અમે વચ્ચે પડ્યા, પણ ફોગટ. જ્યારે બંનેમાંથી એક જણ પણ પાછો હઠે એમ અમને લાગ્યું નહીં, ત્યારે બાકરઅલીને અરજ કીધી કે, તેણે પોતાની તલવાર બાજુએ મૂકી દઇને કુલુમબેગના હાથમાં નાનું ખંજર છે, તેવું ખંજર લેવું.

"ભલે તેમ કરો. હું કોઈપણ રીતે તેનાપર ગેરવાજબી લાભ લેવા માંગતો નથી!" બાકરઅલીએ જવાબ આપ્યો.

જે જાતનું ખંજર કુલુમના હાથમાં હતું, તેવું એક બાકરઅલીને અમે આપ્યું. લડવાને માટે તેઓ તૈયાર થયા. જગ્યા માપીને તેઓ એક બીજાની સામું ઉભા રહ્યા અને બાકરઅલી પહેલો ફટકો મારવા જતો હતો, તેટલામાં બારણાંપર ચાર ટકોરા સંભળાયા અને "ઇન્સાફ" શબ્દ બોલતાંની સાથે જ બાકરઅલીએ ખંજર પાછું ખેંચ્યું, અને ગુસ્સે થઇને બોલ્યો કે; "વચ્ચે આવનાર કોણ છે? ચાલ જલદી બારણું ઉઘાડ અને જો કે એ કોણ મુવો છે?"

એટલામાં એક માણસ અંદર દાખલ થયો. આખા શરીરપર તેમ જ મોંપર કપડું નાંખી દીધેલું હોવાથી તે કોણ છે, તે અમે ઓળખી શકયા નહીં. અમને લાગ્યું કે, અમારા દુશ્મનોમાંથી કોઈ અહીં આવ્યું છે અને જો તેમ હોય તો તેને સત્વર પૂરો કરી નાંખવો. પણ અમારે ઝાઝો વખત વહેમમાં રહેવું પડયું નહી· નવા આવનારે જલદીથી પોતાનો બુરખો બાજુએ ફેંકી દીધો, અને અમારી અજાયબી વચ્ચે માલમ

પડ્યું કે, તે તો સુલતાન મહમુદ પોતે છે. ખુદ બાકરઅલી પણ સુલતાનને જોઇને કાંઈક જંખવાણો પડી ગયો અને બીજાઓની સાથે પોતે પણ તેને નમન કરીને બાજુએ ઉભો રહ્યો.

“આ તરવાર ખેંચીને તમે ઉભા રહ્યા છો, એનો અર્થ શું? અને તું બાકરઅલી! મેં તને મારા શત્રુઓ સામે લડવાને મોકલ્યો હતો કે માંહોમાંહે આ પ્રમાણે તલવાર ખેંચવા?” સુલતાન મહમુદે ગુસ્સો કરીને બાકરઅલીને પૂછ્યું.

બાકરઅલીએ જે કાંઈ બન્યું હતું તે કહી સંભળાવ્યું. કુલુમબેગે તેનો નકાર કીધો. બંનેને સાંભળીને શાહજાદાએ નિઃશ્વાસ મૂક્યો અને તેમને શાંત પાડવાને સમજાવવા લાગ્યો. પણ તેઓએ એક બીજા સામે વેર લેવાના કસમ ખાધા; અને જો આ વખતે નહીં લડાય, તો બીજી તકે તેનો જાન લેવો, એવો દરેકે નિશ્ચય કર્યો. આ બંને જણાઓ કોઈ પણ રીતે સમજે એમ લાગ્યું નહીં. તેમને સમજાવવાનો માત્ર એકજ રસ્તો હતો. તે એ જ કે તેમને લડવા દેવા. સુલતાને તેમને યુદ્ધ કરવાની રજા આપી. પોતે બાજુએ પરિણામ તપાસવા ઉભો રહ્યો. બંને હરીફોને લડવાને માટે મોકળી જગા કરી આપી.

જેવો સુલતાને હુકમ કીધો કે, તે બંને જણાઓ એક બીજાપર સખત ફટકા મારવા લાગ્યા. કુલુમબેગ કાંઈ બાયલો નહોતો. સૌથી પહેલું લોહી બાકરઅલીમાંથી તેણે કાઢ્યું. ઘડીકમાં બેસી જતા, તો ઘડીકમાં બીજાનાપર ચઢી જતા, એમ કરતાં કરતાં બંને જણાં પુષ્કળ લોહીલુહાણ થયા. છેવટે બાકરઅલીના એક ફટકાથી કુલુમ જમીનપર પડયો અને તેનું બળ ઘટતું જતું હોય એમ લાગ્યું. તે છતાં પણ તે પાછો ઉભો થયો, અને બાકરની સામે પોતાનું બાકી રહેલું બળ વાપરતો હતો. કુલુમબેગને પોતાની હઠ છોડવાને હવે અમે કહેવા લાગ્યા. પણ તે અમારું કશું સાંભળતો નહોતો. તે બાકરપર ધસ્યો, પરંતુ બાકરે તેનો દાવ ચૂકાવીને તેનાં માથાપર એવો સજડ ફટકો માર્યો કે, કુલુમ તરત પડી ગયો, અને તેની સાથે બાકર પણ પડયો.

અમે ધાર્યું કે બંને મુવા. હવે તેમની લડાઇનો અંત આવ્યો. તેમની પાસે જઇને જોતાં, માલમ પડયું કે કુલુમ તદ્દન અવાચક અને બેભાન થઈ ગયો હતોઃ તે બચે એવી મુદ્દલ આશા હતી નહિ. બીજી બાજુ, બાકરઅલી જો કે સખત ઘાયલ થયો હતો, અને તેના શરીરમાંથી ઘણું લોહી વહેતું હતું, છતાં તેના ઘા પ્રાણઘાતક નીવડ્યા નહીં. બીનહામેદે તેને માટે કાંઈ ભય જેવું નથી એમ જણાવ્યું.

કુલુમબેગની સંભાળ લેવામાં આવી, તે છતાં મધ્યરાતે તેણે પોતાનો

દેહ છોડ્યો. બાકરઅલી તે દરમ્યાનમાં પૂર શુદ્ધિમાં આવી ગયો હતો, અને જેવા કુલુમના મોતના સમાચાર તેણે સાંભળ્યા, તેવાં તેની આંખમાં પાણી ભરાઈ આવ્યાં. એક બહાદુર સીપાઇનો આવો અંત આવેલો જોઈ તે દીલગીર થયો.

સુલતાન મહમુદ આ બધો વખત અત્ર જ હતો. તે બાકરઅલીપર ઘણો ગુસ્સે થઈ ગયો. તેને લીધે કુલુમ જેવા એક બાહોશ સીપાઇને તેણે ગુમાવ્યો અને પોતાનાં કામમાં ઢીલ કીધી. પોતે જે આશાથી અહીં આવ્યો હતો તે નષ્ટ થઇ. હવે ફરીથી નવો વિચાર કરવાનો તેને રહ્યો. તેણે મને હુકમ કીધો કે, તે પોતે ડુંગરગંજનું સમાલશે, પણ મારે મારા કામને માટે તરત રજપૂતાના ઉપડી જવું. તેના કહ્યા પ્રમાણે બીજી સવારે હું અને સુલેમાન, તૈયારી કરીને ડુંગરગંજ છોડી નીકળ્યા.

"શુકરેઇલ્લાહી! જનાબ આ ગુફા છોડી નીકળ્યા, તે માટે ખોદાનાં શુકરાના કરવા જોઇએ. મને તો એમ લાગ્યું કે, આ ઝપાઝપીમાં વખતે તમે સપડાઈ જશો. જો સાહેબ, મારું કહ્યું માનો તો,–"રસ્તે પડ્યા પછી સુલેમાન મને કહેવા લાગ્યો.

"ખબરદાર! એ વિશે તું કાંઈ પણ બોલ્યો તો તું તારી વાત જાણે! મારે તારી સલાહ નથી જોઇતી." આમ કહીને તેને આગળ બોલતાં મેં અટકાવ્યો. તે શું સલાહ આપવા માંગતો હતો, તે હું જાણતો હતો. તે મને આગ્રા પાછા ફરવાનું કહેવા માંગતો હતો. મારે તેમ કરવું નહોતું; કારણ કે ઔરંગઝેબ જે રીતે મારી સાથે વર્ત્યો હતો, તે જોતાં મારા હાથમાં લીધેલું કામ પરું કરવામાં જ મારું હીત સમાયલું હતું!

---

## પ્રકરણ ૫૮ મું.

### નજુમી.

MERE—Tell me therefore, what thou seekest after, and what thou will have. What does thou desire to make?

ALCH—The Philosopher's stone.—*Sandivogius*.

અમે ઘણે દૂર ગયા નહીં, ત્યાર પહેલાં તો રસ્તામાં કોઈ દુઃખી માણસનાં રડવાનો અવાજ મને સંભળાયો. જે જગાએથી અમે પસાર થતા હતા તે લગભગ વેરાન હતી. કોઈ કોઈ ઠેકાણે કાંટાની વાડ આમ-તેમ નજરે પડતી હતી. એમાંના એકાદ ઝાડમાંથી રડવાનો અવાજ મને સંભળાયો. તેને મદદ કરવાને બનતી ઝડપે હું તેની તરફ દોડ્યો. ત્યાં જતાં મને માલમ પડ્યું કે, કોઈ મુસાફરને ભીલોએ લુંટી લીધો છે, અને તેને ઘાયલ કીધો છે! મને જોઇને તે અલ્લાહના નામથી મારી મદદ

માંગવા લાગ્યો. તેને તપાસતાં મેં જોયું કે, તેને શરીરપર બે ત્રણ ઘા પડ્યા છે અને તેથી તે ઉઠવાને અશક્ત થઈ પડ્યો છે. મેં તત્કાળ સુલેમાનને ગમે ત્યાંથી પાણી લઈ આવવાને મોકલ્યો. મહામુશીબતે તે થોડુંક લઈ આવ્યો અને સાથે સાથે અક્કલ વાપરીને બે ત્રણ ગામડીઆઓને પણ તેડતો આવ્યો. તેમની મદદથી આ ઘાયલ થયલા મુસાફરને નજીકનાં ગામડામાં એક ઝુંપડીમાં લઈ ગયા.

એક ડોસી કે જે તેની અંદર રહેતી હતી, તેણે અમારી સારી આગતાસ્વાગતા કીધી. તે થોડોક ભાજીપાલો લઈ આવી. તેને વાટી નાંખી તેનો રસ પેલા ઘાપર રેડીને પાટો બાંધ્યો. સ્હેજ અફીણ પણ અબ્બાજાને તેને પાયું. તેની અસરથી ઘાયલ દર્દી ઉંઘી ગયો. જ્યારે તે ઉઠયો ત્યારે તેને ઘણો જ આરામ મળ્યો હોય એમ લાગ્યું. તે મારો વારંવાર ઉપકાર માનવા લાગ્યો અને જ્યારે તેની તબીયતમાં સુધારો થયો છે એમ મને લાગ્યું અને હું જવા નીકળ્યો, ત્યારે તે મને કહેવા લાગ્યો કે, "હું કેટલો ઉદાર છું તે જણાવવાને મારી પાસે અત્યારે કાંઈ સાધન નથી. પણ વખત આવશે ત્યારે હું જરૂર તમારો બદલો વાળીશ. જો તમે કોઇવાર કાબૂલ કે ગીજની આવો તો હામેત વેપારીને મળવાનું ભૂલતા નહી. મારું નામ હામેત છે. ફક્ત મારું નામ દેશો તો મારું મકાન તમને નાનું બચ્ચું પણ બતાવશે"

હામેતનું નામ સાંભળી હું અજાયબ થઈ ગયો. કારણ કે ગીજનીના એક લક્ષાધિપતી વેપારી હામેતનું નામ મેં ઔરંગઝેબની દરબારમાં સાંભળ્યું હતું. અને તેથી તે હામેત આ છે કે બીજો, તેનો મને વિચાર થયો. મેં તેને પૂછ્યું, "જનાબ! આપકા નામ હામેત હૈ? જે હામેતની સ્ત્રીએ ફલમક લુંટારાની સામુ બહાદૂરીથી બચાવ કર્યો હતો, તે હામેત તમે કે કોઈ બીજા?"

આ વાત સાંભળી તે અચંબો પામ્યો ને મને કયાંથી તેની ખબર પડી તે તે સમજી શકયો નહિ! તેમ છતાં પણ તેણે મને જણાવ્યું કે, જે હામેતને વિશે મેં સાંભળ્યું હતું, તે એ પોતે જ છે! મારી ખાત્રી થઈ હોવાથી મેં પણ તેને કહ્યું કે, જો કોઇવાર મારે કાબુલ તરફ આવવું થશે તો જરૂર હું તેને મળવા આવીશ.

આ પ્રમાણે વાતચિત કરીને અમે છૂટા પડ્યા. હું જયપુર તરફ જવા લાગ્યો. જયપુર જવાનું મને બીલકુલ મન હતું નહીં. મને ભય થતો હતો કે, રાજા વખતે મારી મુલાકાત લેશે જ નહીં. પણ તેમ છતાં મારે તેને મળવાને કોશેશ કરવી જોઇએ એવો ઠરાવ કરી, હું આગળ વધ્યો. જયપુરથી દસ ગાઉ આઘે એક ગામડું આવ્યું, ત્યાં

મેં મુકામ કીધો. અહીં આવતાં મેં સાંભળ્યું કે, આ ગામમાં એક મોટો નજુમી આવ્યો છે-તે ભુત ભવિષ્યનું બહુ સારું જ્ઞાન ધરાવે છે, અને તેની પાસે પોતાનું નસીબ જાણવાને પુષ્કળ લોકો દરરોજ જાય છે. હું પણ નજુમીઓને માનતો હતો, અને નાનપણથી તેમના કહેવાપર મને ઝાઝો વિશ્વાસ પડતો હતો, તેથી તેની પાસે મારું નસીબ જાણવાની મને પણ લાલચ થઈ. હાલનો સમય મારે માટે બહુ આશા આપનારો નહોતો. એક દુર્ભાગી પુરુષ તરીકે જ મારી જીંદગી પૂરી થશે, કે મારો ઉદય કોઈ દિવસ પણ થશે, તે જાણવાને હું ઘણો આતુર હતો, તેથી આ નજુમી પાસે જવાનો મેં નક્કી ઠરાવ કીધો.

આ ઉપરથી તે જોશી ક્યાં રહે છે તે વિશે મેં તજવીજ કરી. મને ખબર પડી કે, તે પહેલાં તો હવળા ગામની અંદર રહેતો હતો, પણ વારંવાર લોકોનો ત્રાસ થવાથી તે ગામની બહાર એક ભાંગેલી કબર પાસે નાના ઝુંપડામાં રહેવા ગયો છે. વળી એને મળવાનો વખત મધરાતનો જ છે. જો બીજે કોઈ વખતે તેને મળવા કોઈ જાય છે, તો તેને એ મળતો જ નથી. આટલી ખબર મેળવીને જ્યારે રાત પડી ત્યારે હું એકલો જ તેને મળવા જવા નીકળ્યો. ઝુંપડાની આસપાસ કેટલાક લોકોને આમતેમ ભટકતા મેં જોયા; તેમને જોઇને મને લાગ્યું કે, તેઓ પણ મારી માફક પોતાનું નશીબ જોવડાવવા આવ્યા હશે, અથવા તો પોતાના મિત્રોની સાથે તેમનાં નશીબ જાણવાને આવ્યા હશે. પણ જેઓ ઝુંપડામાંથી બહાર આવતા હતા તેમના મોંનો ચહેરો ઘણો બીહામણો થઈ ગયો હોય એમ મને માલમ પડ્યું. તેમનું નશીબ કેવું હતું, તે જોશીએ કહેલું હોવું જોઇએ અને તેથી તેઓ સ્વાભાવિક રીતે નાસી પાસ થયા હોય તો તેમાં નવાઇ જેવું કશું નહોતું. આ લોકો બહાર આવતાની સાથે મુંગે મહોડે ને નીચી નજરે પોતાનો રસ્તો માપી જતા હતા અને તેથી તેમનાં મિત્રો પોતાની જિજ્ઞાસા પૂર્ણ કરી શકતા નહોતા.

અંદર જવાનો મારો વારો આવ્યો. બારણાં પાસે એક વામનજી ઉભા હતા. તે એકેકે જણને વારા ફરતી અંદર જવા દેતા હતા. તેમ બહારે કાઢતા હતા. જરા તેમને સાહેબજી સલામ કીધી. મને તે તરત અંદર તેડી ગયો. ઝુંપડાની અંદર, વચમાં એક ઘરડો ડોસો પલાંઠીવાળીને બેઠો હતો. તેની સફેદ દાઢીના બાલ છેક પગ સૂધી લબડતા હતા તેનું મોં તેજથી ભરપૂર હતું. માથાપર આરમીનીઅનોની માફક નમદાની ટોપી પહેરી હતી. પણ સૌથી વિશેષ અજાયબ જેવું, તેમ જ ભયંકર તો એ હતું કે, તેની પીઠપર ત્રણ વિકરાળ સર્પો ચઢી બેઠા હતા, જેઓ દર પળે તેના ખભા અને માથાંપર ચઢીને ફુંફાટા મારતા હતા. તેના મોં આગળ

હવે મેં હાથ જોડી તેની સાથે વાત કરવા માંડી. "હું મારું નશીબ જાણવા આવ્યો છું. મહેરબાની કરી જે ખરું હોય તે આપ કહેશો!"

બુઢ્ઢાએ મારા મોં સામું ટીકીટીકીને જોયું, પાસેનો દીવો વધાર્યો, અને મારી ઉમર અને ધંધો પૂછ્યો.

"આશરે અઠ્ઠાવીશ વરસની ઉમર છે ને ધંધો તો લશ્કરી સીપાઇનો કરું છું!" મેં જવાબ આપ્યો.

"ત્યારે તો કટાકટીના ઘણાએ મામલા તેં જોયા હશે."

"હાજી."

"હજુ વધારે એવો વખત તારા નશીબમાં છે!"

"હા, તેમ હશે. પણ છેવટ?"

"મોત!"

"બરાબર. પણ ત્યાર પહેલાં કાંઈ ઉદય થશે કે નહીં?"

"તારી આશાઓ પરિપૂર્ણ કરવા જવામાં જ તારું મૃત્યુ થશે!"

આ વાતચિત દરમ્યાન, તેની ખાહેશ મુજબ મેં મારા બંને હાથ મારી છાતીપર આડા મૂકયા હતા અને તે બીજું શું વધારે કહે છે, તે સાંભળવાને હું તત્પર થઈ રહ્યો હતો. પરંતુ તે મુંગો રહેવાથી, મને વધારે પૂછવાની હીંમત થઈ. મેં પૂછ્યું; "આપે કેવી રીતે જાણ્યું કે હું અમુક કામોમાં રોકાયલા જ છઉં?"

"તે હું તને કહેવાને બંધાયલો નથી? પણ તું મને જણાવ કે તારો બાપ છ્વે છે કે નહીં?" તેણે મને પૂછ્યું.

"હું મારા બાપને ઓળખતો જ નથી!"

"ત્યારે આ વીંટી તેં કયાંથી મેળવી?"

તેના આ સવાલથી હું ઘણો વિસ્મય પામ્યો. શું આ માણસ પાસેથી મારા કુટુંબની હું ખબર મેળવી શકીશ! આ વિચારથી મારામાં નવી જ સ્ફુર્તિ આવી. હું ટટાર થઈ ગયો. ઉત્સાહ ભર્યો બન્યો. મેં જવાબ દીધો; "અરે સાહેબ! જો એને વિશે આપ કાંઇપણ જાણતા હો તો મહેરબાની

કરીને તે જલદીથી મને કહો. જે માણસ પોતે મારો બાપ છે એમ કહેતો હતો, તેણે મને આ વીંટી આપી છે; પરંતુ મને તે કાંઇપણ કહે, ત્યાર પહેલાં દારાની ક્રૂરતાનો તે ભોગ થઈ પડ્યો હતો!"

"તેનું નામ સદુલ્લાખાન હોવુંજ જોઇએ!"

"હા. તે જ તે જ. ત્યારે શું આ જાતની વીંટી આખા હિંદમાં એક જ હતી!"

"નહીં જ!" આમ કહીને તેણે પોતાની પાસેથી એક કોથળી કાઢી, અને તેમાંથી એક વીંટી કાઢીને મને કહ્યું; "તેના જેવી જ આ બીજી."

"અરે, ત્યારે તો હું એકજ જાતની આ ત્રીજી વીંટી જોઉં છું!"

"હેં! શું ત્યારે તેં અત્યાર સૂધીમાં બે વીંટીઓ જોઇ છે?" તે એકદમ ધાંટો પાડીને બૂમ પાડી ઉઠ્યો.

"હા. પણ આ ત્રીજીને વિશે મને બીલકુલ ખબર નહોતી."

"બોલ બચ્ચા, બોલ! યાદ કરીને મને કહે કે આના જેવી બીજી વીંટી તેં છેલ્લી વખત ક્યાં જોઇ હતી!"

"ભીલોના કિલ્લામાં, નજફઅલીના હાથપર."

"અને જ્યારે તું નજફથી છૂટો પડ્યો, ત્યારે તે તેના હાથપર હતી!"

"હા. પણ તે વખતે તે મરી ગયો હતો!"

"અને તે જ ખરેખર ભુંડું થયું. આ વીંટીપર તેની નજર પડી ત્યાર પહેલાં તે મુવો હોત તો વધારે સારું થાત!"

"મહેરબાની કરીને ભેદ ભરી રીતે આપ નહીં બોલો. આ વીંટીઓને લગતું જે કાંઈ ગુહ્ય હોય તે આપ જણાવો."

"ચૂપ! ખલાસ! આ સર્પો હવે વધારે વખત તું થોભશે તો તને ડંસ દેશે. સવાર પડવા આવી છે ચાલ્યો જા. કાલે મધરાત્રે તું એકલો આવજે, અને હું તને બધું જણાવીશ! ઓ—ઓ—આ સર્પો ચઢે છે! નાસ, નાસ, નાસ, નસાય તેમ નાશ!"

આટલું બોલતામાં તો ફણાનો ઘેરાવો ફેલાવતા તે નાગો—કાલી નાગો, મારી સામા વિકાળ ફુંફાટા મારતા, વિષ જ્વાલા વરસાવતા, તેના ખભાપર ચઢી ગયા. નજુમીએ એક સીસોટી વગાડી. પેલો વામનજી આવ્યો, અને મને જલદીથી બહાર ખેંચી ગયો. રખેને બહાર ઉભેલા કોઈ આતુર જીવડાઓ મને પૂછ પૂછ કરે, તેથી બીલકુલ થોભ્યા વગર હું સડસડાટ ઝુંપડાની બહાર જઈ દોડવા લાગ્યો. પરંતુ ચાલતાં ચાલતાં પણ તેઓ મારે વિશે વાત કરવા લાગ્યાં, તે હું સાંભળી શક્યો.

"હં! જોયું કેની! આને પણ પેલા સેતાને સપડાવ્યો!" એકજણ બોલ્યો.

"અરે જાણે કબરમાંથીજ ઉઠયો હોય, એવો અત્યારે તો એ દેખાય છે. જો તો ખરો, એ તો ઉભી પૂછડીએ જ નાસે છે!" બીજાએ ટાપસી પૂરી.

"બીચારો પોતાનું ભવિષ્ય જાણીને ઘેલો થઈ ગયો હોય એમ લાગે છે! હા, હા ઘેલો, ઘેલાનો બાપ!" ત્રીજાએ જણાવ્યું.

"અરે પણ એ છે કોણ?" એક જણાએ પૂછ્યું. તેનો શું જવાબ તેમને મળ્યો, તે હું સાંભળી શકયો નહીં.

એ નજુમી કોણ હતો, તે જાણવાની મને ઘણી ચટપટી થઈ અને તે વિશે જ વીચાર કરતો કરતો હું ઘેર આવ્યો. કયારેને આવતી કાલે એ નજુમી પાસે પાછો જાઉં અને હું કોણ છું તે જાણું, એમ મને થવા લાગ્યું. હું ઘરની અંદર દાખલ થાઉં છું, એટલામાં તો મને જોઇને સુલેમાન દોડતો કે મારી પાસે આવ્યો, અને બોલ્યો; "શુક્રે એલ્લાહી! પેલા કુફરની પાસેથી તમે સહીસલામત આવ્યા? અરે સાહેબ! લોકો કહે છે કે, એનામાં અને સેતાનમાં કાંઈ ઝાઝો ફેર નથી."

"ચૂપ રહે ગદ્ધા! મૂર્ખા લોકો શું સમજે? તે કેવો હોશિયાર અને ભણેલો છે, તેનો મને બરાબર અનુભવ છે." મેં તેને ધડકાવ્યો.

"આપ સાહેબ ગમે તેમ કહો, પણ લોકો તો તમારા કરતાં ઉલટું જ કહે છે. છ જણાઓ તેને મળવા ગયા હતા. તેમાંથી ત્રણ જણા તો પાછા ફરતાંની સાથે જ મરી ગયા, બે જણા મુંગા થઈ ગયા છે, અને બાકીનો એક લગભગ પાગલ બની ગયો છે."

"લોકો ગધેડા છે, ગધેડા! મરજીમાં આવે તેવા ગપ્પા ઉડાવે તેને કોણ વારે? ખોદાના પેગંબર જેવો આ માણસ છે! અલ્લાહની મરજી હશે તો કાલે એને હું ફરીથી મળીશ."

"હેં હેં! શું કહ્યું સાહેબ! જરા ફરીથી વિચાર કરો. આપ ગાંડા નહીં થઈ જાઓ, ગાંડા!"

"ખામોશ! તું મારો ગુલામ છે, મારે તારી સલાહ નથી જોઇતી, જતો રહે અહીંથી, અને તારું કામ સંભાળ."

જાણે કેવોક ઉદાસ થઈ ગયો હોય એવો ચ્હેરો કરીને, "અલ્લાહ અલ્લાહ" કરતો સુલેમાન મારા મોં આગળથી વિદાય થયો! અને હું મારા બીછાનાપર ઉંઘવાને માટે સૂતો. પણ મને બીલકુલ ઉંઘ આવી નહીં. હું કોણ હઇશ, મારાં માબાપ ભાઇબહેન સગાંવહાલાં કયાં હશે. જયારે હું ખરી વાત જાણીશ ત્યારે મારી જીંદગીમાં સારો કે માઠો કેટલો ફેરફાર થઈ જશે. આવા ને આવા વિચારમાં જ વ્હાણું વાયું. જેમ તેમ કરીને મેં મારો દિવસ પસાર કર્યો. સુલેમાનને તો એમ જ લાગ્યું કે, હું અડધો તો ગાંડો થઈ ચૂકયો છું, પણ મને ખુશ કરવાને

હું જે કાંઈ હુકમ કરતો, તે તરત બજાવતો. પરંતુ મને કશાથી સંતોષ વળતો નહોતો. રાત પડી ત્યારે હું જવાને નીકળ્યો. મને જતો જોઈને સુલેમાન ધ્રુજવા લાગ્યો. હું જીવતો પાછો ફરીશ કે નહીં, તેની એને ફિકર થવા માંડી. પરંતુ મને તે જતાં અટકાવવાની હીંમત કરી શક્યો નહીં, અને તેની કાંઈપણ દરકાર કર્યા વગર હું ચાલ્યો. હજી માત્ર અગીયાર વાગ્યા હતા, તેથી ઝુંપડા આગળ જઈને એક કલાક ઉભા રહેવા કરતાં જરા ગામની અંદર આમ તેમ ફરી આવવા હું નીકળ્યો. ગામના નાકા આગળ જૂદાં જૂદાં ટોળાંઓમાં લોકો ઉભા રહીને, માંહોમાંહે ધીમે ધીમે, ગંભીર મ્હોડે વાત કરતાં મને માલમ પડ્યાં. તેઓ શું વાત કરતાં હતાં, તે જાણવાની મેં દરકાર કીધી નહીં, પરંતુ તેઓ નજુમી વિશે જ વાત કરતાં હતાં, એમ મને લાગ્યું. લગભગ મધરાત થવા આવવાથી હું તે ઝુંપડા તરફ પાછો વળ્યો. નજીકમાં આવતાં એક ગામડીઓ મારી પાસે આવી મારો હાથ પકડી કહેવા લાગ્યો કે; "સેતાન પાસે નહીં જાઓ; તમારી જીંદગી હાથે કરીને નહીં ગુમાવો!" મેં તરત ગુસ્સાથી મારો હાથ પાછો ખેંચી લીધો, અને કહ્યું, "ખબરદાર હાથ ખેંચ્યો તો! દૂર રહે મારાથી."

"અલ્લાહને ખાતર નહીં જાઓ, અને જવું જ હોય તો એક પાંચ મીનીટ રહીને જાઓ. જો સહેજ આગળ વધ્યા તો—"

પેલો ગામડીઓ વધારે બોલે, ત્યાર પહેલાં તોપનો ગોળો ફૂટ્યો હોય એવો અવાજ થયો, અને જોત જોતામાં તો પેલું ઝુંપડુ ઉડી ગયું. ધુમાડાના ગોટેગોટ નીકળવા લાગ્યા, અને બધું રાખ રાખ થઈ ગયું. પેલા ગામડીઆઓ ખુશાલીની ચીસો પાડવા લાગ્યા અને એટલામાં તો સુલેમાન મારી પાસે આવી, "શુક્રેખોદા" કહીને સામો ઉભો રહ્યો. આ બધું એટલું જલદી બની ગયું કે, મને વિચાર કરવાને વખત જ મળ્યો નહીં. સુલેમાનને જોઈને હું તેને એકદમ પૂછવા લાગ્યો.

"અરે બોલ, આ બધું શું બન્યું?"

"સાહેબ! એ તો ગયો આસમાનમાં! ખોદાની મરજી હશે તો એને પોતાની પાસે રાખશે, નહીં તો પછી જહન્નમ તો એને માટે છે જ!"

"જરા સીધી રીતે બોલ. તું શું કહેવા માંગે છે?"

"મહેરબાન સાહેબ! મેં તમારી ખરેખરી નોકરી બજાવી છે. જે કાંઈ હમણાં બન્યું તેને માટે સેવક જોખમદાર છે. જો મેં કાંઈ કીધું નહીં હોત, તો તમારો જાન નક્કી જતે જ!"

"એ ગધેડા! બરોબર બોલ. તે જોશીજી કયાં ગયા!"

"હવામાં ઉડી ગયા! એ પેલા વામનજી સાથે."

# પ્રકરણ ૫૯ મું.

## નાસીપાસી.

સમજવાનું કાંઈ મુશ્કેલ ન હોતું. દારુગોળો ફોડીને, તે નજુમીને તેના ઝુંપડા સાથે જ ઉરાડી દેવામાં આવ્યો હતો. તે વિચારની સાથે જ મારી આશા કેવી નષ્ટ ભ્રષ્ટ થઈ ગઇ, તેનો પણ મને ખ્યાલ આવ્યો. જાણે એક મોટા પર્વતપરથી મને ઓચિંતો ગબડાવી દેવામાં આવ્યો હોય એમ મને લાગ્યું. મારી આશા ભંગ કરનાર સુલેમાન છે, એમ જાણતાં મારો ગુસ્સો બેહદ વધી ગયો. જાણે તેની મુર્ખાઈની કાંઈ હદ હતી જ નહીં, તેમ તે મને કહેવા લાગ્યો કે, “આ પ્રમાણે બુઢ્ઢાને ઉરાડી મૂકવાની સલાહ ગામડીઆઓને તેણે જ આપી હતી.” તે નિર્દોષ માણસને મારી નાંખવાને માટે મેં તેને ખૂબ ગાળો દીધી, શાપ દીધો, અને આખે રસ્તે તેને મારતો મારતો ઘેર લઈ ગયો.

મારું મગજ ઠેકાણે રહ્યું નહી. મારી મોટામાં મોટી ઉમેદ પાર પડવાનો સમય છેક નજીક આવ્યો, ત્યારે એક કમબખ્ત અને અભણ ગુલામની મુર્ખાઇને લીધે તે ઉમેદ કચડાઈ ગઈ. હવે મારે પોતાને વિશે પૂરતી માહીતી મેળવવાનું કાંઈ પણ સ્થાન આ દુનિયામાં રહ્યું નથી, તે જાણી હું લગભગ ગાંડો થઈ ગયો. હું એક ખૂણામાં બેસી રહ્યો. મારા વિચારો એટલા બધા ઉભરાઈ ગયા હતા કે, અશ્રુપાત કર્યા વગર છૂટકો નહોતો. મારી આ સ્થિતિ જોઇને મુરખા સુલેમાને તો એમ જ નક્કી માન્યું કે, હું તદ્દન ગાંડો થઈ ગયો છું અને મારું મગજ ચસ્કી ગયું છે! નિર્દોષ સુલેમાન! મારી સ્થિતિ કયાંથી જાણે! લગભગ ત્રણ ચાર કલાક સૂધી તેણે પોતાનું મોઢું મને બતાવ્યું જ નહીં. જ્યારે ઘણો વખત વીતી ગયો ત્યારે મેં તેને બૂમ પાડી, પણ કાંઈ જવાબ મળ્યો નહીં. તપાસ કરતાં માલમ પડયું કે, તે પણ ઘરમાં નહોતો, તેમ તેનો ઘોડો પણ ત્યાં નહોતો. આથી મને અજાયબી લાગી કે, સહવારના પહોરમાં તે કયાં ગયો હશે. તેથી મેં આસપાસ તપાસ કરી, તો મને માલમ પડયું કે, મેં તેને ખુબ માર્યો તેથી તે મને ગાંડો થઈ ગયલો સમજી આગ્રા પાછો ચાલ્યો ગયો છે.

એ ગયો તો પાપ ગયું એમ સમજી મેં મન વાળ્યું. રાતવાળી જગ્યા જોઈ આવવાનું મને મન થયું, તેથી ગામ બહાર તે કબર આગળ હું ગયો. ધૂળ, રાખ અને પથરા શિવાય બીજુ કાંઈ મારી નજરે પડયું નહીં. ત્યાં એક ગામડીઆને આ બનાવ કેવી રીતે બન્યો તે મેં પૂછ્યું. જવાબમાં તેણે જણાવ્યું કે તેનું ઝુંપડું પથરવાળી જમીનપર આવેલું હતું અને ત્યાં આગળ પુષ્કળ પોલાણ હોવાથી દારુગોળો ભરવામાં કાંઈ હરકત પડી

નહોતી. જ્યારે મધરાતે ઘરમાં તે નજુમી ભરાઈ બેસે ત્યારે તેને ઉરાડી મૂકવાનો ઠરાવ કીધો હતો. આ બનાવ આરસી જેવો ચોખ્ખો થઈ ગયો. મારે માટે હવે કશું જાણવાનું બાકી નહોતું. તે છતાં તે ઘરડા નજુમીનું મૃત શરીર જો ઢગલામાંથી મળી આવે તો તે બહાર કાઢી તેને સારી રીતે દફનાવવા મેં વિચાર કીધો. મેં તપાસ કરવા માંડી. પણ તે મને જડ્યું નહીં તેમાં પણ હું નાસીપાસ થયો, અને છેવટે મારે ઘેર એમને એમ પાછા ફરવું પડયું.

મારી આશાઓને આ એક છેલ્લો મોટો ફટકો પડયો હતો. મારે ઘણું જાણવાનું હતું–હું ક્યાં જનમ્યો હતો, મારાં માબાપ કોણ હતાં, સદુલ્લાખાને શા માટે મને છોકરાની માફક ઉછેરીને મોટો કીધો! નજફ-અલી મારા સંબંધી શું જાણતો હતો અને મને તે શા માટે કહેતો નહોતો, વીંટીનો શું ભેદ હતો–આ સઘળું જાણવાને માટે જો મારો પ્રાણ આપી દેવો પડે તો તે આપી દેવા હું તૈયાર હતો! પણ કમનશીબ મારા કે, હું પોતે કોણ હતો તે જાણી શકતો નહોતો.

હવે આ જગ્યાએ મારે વધારે વખત થોભવા જેવું કશું હતું નહીં. તેથી સુખે કે દુઃખે, મારે મારી મુસાફરી આગળ ચલાવવી જ જોઈએ. દેવળાથી જયપુર માત્ર દસ ગાઉ દૂર હતું. હું ત્યાં જવા તરત નીકળી પડ્યો. સુલતાન મહામુદે મને કેટલાક કાસદો આપ્યા હતા, તેમને મેં મારી આગળ જયપુર જઈને વાટ જોવાને કહ્યું હતું, તેઓ ત્યાં હોવાને લીધે મારે ઉતરવા કરવાની કાંઈ ખાસ ખટપટ કરવી પડી નહોતી. મને ખબર મળી કે, જયસિંહ શિકારપર બીજે દિવસે જનાર છે, અને રાજ્યનાં દરેક મોટા માણસોને સાથે આવવાનું આમંત્રણ કર્યું છે. મારે ખાસ હેતુ રાજાને મળવાનો હતો અને તે જયપુરમાં પાર પડે એમ નહોતું, તેથી તેના રસાલાની સાથે શિકારગાહમાં જવું, અને ત્યાં તેની મુલાકાત લેવા પ્રયત્ન કરવો. બીજી સવારે જ્યારે કુચ કરવાની તૈયારી થઈ, ત્યારે હું પણ સજ્જ થઈને નીકળ્યો. મહારાજાની સ્વારી નીકળી અને રસ્તામાં જ તેમની નજર મારાપર પડી કે તરત તેઓએ મને પાસે બોલાવી અત્રે આવવાનું કારણ પૂછ્યું. મેં તેમને જણાવ્યું કે, હું બહુ જ અગત્યના કામને માટે આવ્યો છું, માટે જેમ બને તેમ જલદી મને ખાનગી મુલાકાત કરવાની તક આપવી. તેઓએ હા પાડી, અને શિકારમાં તેમની જોડે રહેવાને તેણે મને આગ્રહ કર્યો. બહુ ઉપકારની લાગણી સાથે મેં તેમનું આમંત્રણ કબુલ કીધું અને પછી અમે આગળ વધ્યા.

લગભગ ત્રણેક કલાકમાં અમે શિકાર કરવાની જગ્યાએ આવી પહોંચ્યા. મહારાજા મોટા રસાલા સાથે આ જગોએ આજે આવનાર હોવાથી

અગાઉથી મોટા પાયાપર તૈયારીઓ કરવામાં આવી હતી. શિકારીઓનાં ટોળાંઓ પણ હાજર હતાં અને આસપાસના જંગલોમાં કઈ કઈ જગાએ વાઘ, સિંહ, ચિત્તા વગેરે ભરાયલા છે, તેમની તેઓએ ખબર મેળવી રાખી હતી. મહારાજાએ પોતે મનમાનતો શિકાર કર્યો, તેમ જ તેના માણસોએ પણ તેમ કરવામાં કાંઈ બાકી રાખ્યું નહીં. આ બધો વખત હું નામદાર મહારાજાની જોડે જ રહ્યો હતો, અને તેઓ વારંવાર હસીને શિકાર કેમ ચાલે છે અને મને મઝા પડે છે કે નહીં, તે વિશે પૂછતા હતા. જે રીતે તેઓ મારી તરફ આજે વર્તતા હતા, તે જોતાં મને લાગ્યું કે મારું કામ નક્કી પાર પડશે.

શિકારનું કામ જ્યારે ખલાસ થયું, ત્યારે સાંજે સૌ પોતપોતાના તંબુમાં ગયા. મહારાજાનો વજીર અમીરખાન તરત મારી પાસે આવ્યો, અને સભ્યતાથી પોતાનાં તંબુમાં આવવા તેણે મને વિનતિ કીધી. ઘણી ખુશીથી મેં વિનતિ સ્વીકારી. તેમની સાથે હું ગયો. અંદર જઈ બેઠા પછી, તે મને કહેવા લાગ્યો કે, નામદાર મહારાજા, હું કયા કામ માટે આવ્યો છું અને શું કામ છે તે જાણવા માંગે છે, માટે જે કાંઈ કહેવું હોય તે જણાવો.

હું જાણતો હતો કે, અમીરખાનને ખુશામદ બહુ પસંદ હતી; તેથી તેનું કહેવું સાંભળીને મેં કહ્યું કે, "તમારા જેવા એક ઉત્તમ અને બાહોશ વજીર પાસે મારી અરજ નામંજુર થશે નહીં, અને જે માન મને તમે આજે આપો છો, તે માટે તમારો ઘણો જ ઉપકાર માનું છું." આ શબ્દો છેક નકામા ગયા નહીં. તે સ્હેજ હસ્યો, અને પોતાનું માથું નમાવ્યું. બાદ હું જે કાર્યને માટે આવ્યો હતો તે મેં એને જણાવ્યું. ઔરંગઝેબે જે બેદરકારી બતાવી હતી, જે ઉદ્ધતાઈથી જીહુનખાનનો તેણે જાન લીધો હતો, અને જે આંધળી રીતિથી તે હવે વર્તે છે, તે મેં અમીર-ખાનને બહુ જ સરસ રીતે કહી સંભળાવ્યું. છેવટે સુલતાન મહમુદની પોતાના દાદા માટેની કાળજી અને શાહજહાનને ખરો ઇન્સાફ અપાવવા માટેની તે કેટલી જહેમત ઉઠાવે છે તે જોતાં, શાહજહાનના વફાદાર જયપુરના મહારાજાની મદદની કેટલી જરૂર છે, તે મેં સ્પષ્ટપણે કહ્યું. મહારાજા આ વખતે જરૂર મદદ કરશે એવી અમારી આશા છે, એમ પણ મેં તેને જણાવ્યું.

"માફ કરજો, જનાબ સાહીક! તમે જે રીતે વર્ત્તો છો તે જોઈને મને હસવું આવ્યા વગર રહેતું નથી." તે મારી વાતો સાંભળીને હસીને કહેવા લાગ્યો. "જુઓની, મને હસવાનાં બે ત્રણ કારણો છે. પહેલાં તો તમે દારા માટે મદદ માંગવા આવ્યા હતા. પછી તમે મીરજુમલા માટે

આવ્યા. કયો પક્ષ ખરો, છે કે ખોટો, તે હું કહેવા માંગતો નથી. આજે તમે સુલતાન મહમુદ તરફથી નામવર શાહજહાનને માટે અત્રે આવ્યા છો. એકવાર તમે ઔરંગઝેબની હીમાયત કરી તેને તખ્તનસિન કીધો! શાહજહાન તરફ તમે બેકદર બન્યા! હવે શાહજહાનને માટે તમે મદદ માંગવા નીકળ્યા છો અને ઔરંગઝેબ તરફ બેવફા નીવડો છો! કેમ ખરું કેની?"

અમીરખાને જે ટોણો માર્યો, તે આબાદ માર્યો! મારું મોહું ઉતરી ગયું. ઇન્સાફને ખાતર મારે કહેવું જોઇએ કે, એણે જે કાંઈ કહ્યું તે તદ્દન સત્ય હતું. પણ તેથી કાંઈ એનો ટોણો મારાથી ખમી શકાય એમ નહોતું. મારા ચ્હેરામાં આ પ્રમાણે તરત ફેરફાર થઇ ગયેલો જોઇને તે વાત ફેરવવા લાગ્યો. સાદીક સાહેબ! હું કાંઇ ઝીણીઝીણી વિગતો તમારી પાસે જાણવા માંગતો નથી; પણ જે કાંઈ હું જાણતો હતો તે મેં તમને કહી સંભળાવ્યું. હું કાંઈ આપને ખોટું લગાડવા માંગતો નથી, પણ અમારા મહારાજા સાહેબને આ વાત સાંભળીને બડી ગમત પડશે!!"

તેના આ શબ્દો સાંભળી મને ઘણું જ માઠું લાગ્યું. અમીરખાન મારા મોંપરથી જોઈ શક્યો કે મને ખોટું લાગ્યું છે, તેથી તેણે હવે એ વાત બંધ પાડી અને મારી ખેરઆફીયત પૂછી. આગ્રામાં હમણાં શું અવનવા બનાવો બને છે, લડાઇમાં શું શું બન્યું તે વિશે તેણે મારી સાથે ગપ્પાં મારવા માંડ્યાં. લડાઈ વખતે જે બહાદૂરીથી હું લડયો હતો તે માટે મારાં વખાણ કરવાને પણ તે ચૂક્યો નહીં. આ વાત કરવામાં મારું કાંઈ વળે એમ નહોતું. તેથી છેવટે મેં એને પૂછ્યું; "ત્યારે સુલતાન મહમુદ પાસે મારે શું જવાબ લઈ જવો? અમે તમારી મદદની આશા રાખીએ કે નહીં?"

"હા, બરોબર!" તે મને કહેવા લાગ્યો. "ગપ્પાં મારવામાં આપણું કામ તો આપણે ભૂલી જ જઇએ છીએ. હવે જો તમે મને સાચું બોલવા દો તો, હું કહેવાની રજા લઇશ કે હાલના સંજોગો જોતાં, હું નામદાર મહારાજાને તમને મદદ કરવા માટે સલાહ આપી શકું નહીં. વળી જો વધારે કહું તો મહમુદ હજુ નાદાન છે, તેની ઉમરના પ્રમાણમાં તેનામાં દૂરઅંદેશી આવી નથી. તે ઉદ્ધત છે અને પોતાના બાપના સર્વે ગુણો તેનામાં સમાયલા છે. આ સર્વે જોતાં, અમારે શા માટે તેને મદદ કરી, અત્યારે જે સુખ શાંતિમાં અમે બેઠા છીએ, તેમાં ખલલ પહોંચાડવી?"

"મારે કબુલ કરવું જોઇએ કે તમારા વાંધામાં ડહાપણ સમાયલું છે! કાંઈ ફીકર નહીં. જો હું મારા કાર્યમાં નિષ્ફળ નીવડું તો હું દીલગીર તો થઇશ, પણ તે છતાં મેં મારી ફરજ બજાવી છે, એમ હું સમ-

છીશ, અને તેથી તમારા વાંધાઓનો સ્વીકાર કરી હું સંતોષ પકડીશ." મેં તેને કહ્યું.

"ના, ના. આપણે તો એ મિત્ર તરીકે હજુ વાત કરીએ છીએ. મહારાજા કાંઈ મારી સલાહ હમેશાં પૂછે છે એમ નથી. હું તમને મહારાજા પાસે હમણાં જ લઈ જાઉં છું. તેના મોં આગળ તમે બધી હકીકત રજુ કરો, અને છેવટનો નિર્ણય મારી સલાહ લીધા વગર તેઓ જ આપશે."

આ પ્રમાણે કહીને તે ઉઠ્યો, અને મને સાથે લઇને મહારાજાના તંબુમાં તે ગયો. મને આગલા ઓરડામાં બેસાડીને તે મહારાજાને મારા આવવાની ખબર આપવા અંદર ગયો. ખબર આપીને તે મને બોલાવવા આવ્યો. તેની સાથે મહારાજા બેઠા હતા ત્યાં હું ગયો, અને તાજીમતવાજો કરીને હું તેમની સામે બેઠો. સુલતાન મહમુદે જે પત્રો મને આપ્યા હતા તે મેં તેમના મોં આગળ રજુ કીધા, અને મેં ટુંકાણમાં, પણ મુદ્દાસર, બધી હકીકત તેમને કહી સંભળાવી.

તે જે પ્રકારનું ધ્યાન મારા કહેવાપર આપતો હતો, તેપરથી મને લાગ્યું કે, અમીરખાને મહારાજાને આગળથી ચેતાવ્યો હતો. તેથી જેવું મેં પૂરું કીધું કે તેઓ મને કહેવા લાગ્યા; "સુલતાન મહમુદ મોટી મોટી વાતો કરે છે, પણ અજાયબ જેવું તો એ છે કે, તેમાંથી એક પણ હમણાં બને એમ નથી. સાચું પૂછો તો સ્વપ્નામાં આપણે જે જોઇએ છઇએ અને મળે છે, તેવું જ સુલતાન મહમુદ પણ આપે છે. આપણે અલનસર મુન્તેકને પહેલાં પૂછી જોઇએ કે તેનો શું અભિપ્રાય છે, પછી તમને છેવટનો જવાબ આપીશું."

"મહારાજાધિરાજ! આપ ભૂલતા હો એમ લાગે છે. તે તો કયારનો તમારી રજા લઇને આગ્રા તરફ રવાના થઈ ગયો છે?" અમીરખાને કહ્યું,

"ત્યારે તેને તેડાવી મંગાવો; તે શું કહે છે તે આપણે પહેલાં જાણવું જોઇએ." ... રાજાએ

"નામદાર! માફ કરજો વચ્ચે બોલું તો. શું આપ એક આરમીનિયન નજુમી વિશે વાત કરો છો? તે ઘરડો, ઠીંગણો અને લાંબી દાઢીવાળો નહોતો?" હું વચ્ચે બોલી ઉઠ્યો, કારણ કે મને એમ લાગ્યું કે તેઓ જે નજુમીને હું મળ્યો હતો તેને વિશે વાત કરતા હતા.

"હા, તે જ, તે જ તમને તે રસ્તામાં મળ્યો હતો?" મહારાજાએ મને પુછ્યું.

"હાજી. હું તેમને મળ્યો હતો. પણ કહેવાને ઘણો દીલગીર છું કે, તમે હવે તેને મળી શકશો નહીં. તે બીચારો તો જન્નતનશીન થઈ ગયો છે!"

"શું! અલનસર મરી ગયો? તેના જેવો હોશિયાર નજુમી હવે મને ક્યાંથી મળશે! તમારી નક્કી ખાત્રી છે કે તે મરી ગયો!" મહારાજાએ પુનઃ મને પૂછ્યું.

મેં જે કાંઈ બન્યું હતું તે બધું પહેલેથી છેલ્લે સૂધી તેમને કહી સંભળાવ્યું. દારુગોળાથી તેને દેવળામાં ઉરાડી મૂકવામાં આવેલો સાંભળીને તે ઘણો ગુસ્સે થઈ ગયો. તે રાતોપીળો થઇને બોલવા લાગ્યો; "દેવળાનાં લોકોને સખત શિક્ષા કરવી જોઇએ. તેમના ઘાતકીપણાં માટે તેમને બદલો મળવો જ જોઇએ. અમીરખાન! એક લશ્કરી ટુકડી મોકલી ગુન્હેગારોને કેદ પકડી મંગાવો!"

"નામવર! આપને યાદ તો હશે કે છેલ્લા કરાર પ્રમાણે દેવળાનું ગામડું ઠાકોર જીવાસિંહના કબજામાં ગયું છે. આપણું લશ્કર ત્યાં મોકલવું તે કરાર વિરુદ્ધ થશે;" અમીરખાને જવાબ આપ્યો.

"હા, હા, બરોબર બરાબર! અને તેથી જ આ હરામખોરો ફાવી જાય છે. પણ કાંઈ હરકત નહીં. તમે જીવાસિંહને એક ઠપકાનો સખત કાગળ લખો અને ગુન્હેગારોને શિક્ષા કરવાનું દબાણ કરો. સાદીક, હમણાં તમે જાઓ, પછી હું તમને બોલાવીશ."

આમ કહીને મહારાજાએ અમને બંનેને જવાને ફરમાવ્યું. અદબ કરી તેમને સલામ કરી અમે બહાર નીકળ્યા. અમીરખાને મને જણાવ્યું કે તમે આજનો દિવસ થોભી જાઓ; કાલે મહારાજાની ફરી મુલાકાત કરાવીશ. આમ કહી તે મારાથી છૂટો પડ્યો, અને હું મારા તંબુમાં આવ્યો.

મને જરા વિશ્રાંતિનો વખત મળ્યો, એટલે ફરી એકવાર ગુલાબની કબરની મુલાકાત લેવા હું ગયો. ત્યાં જઈ તેના પવિત્ર આત્માને શાંતિ આપવા મેં બંદગી કીધી; તેના મોતને માટે મેં ઘણો શોક કીધો. મારી જીંદગીના આગલા બનાવો તાજા થઈ આવ્યા, અને જેમજેમ તે બનાવો યાદ આવતા ગયા, તેમ તેમ હું વધારે રડવા લાગ્યો. બે ત્રણ કલાક આ પ્રમાણે ત્યાં આગળ ગાળીને પછી હું પાછો [illegible] ચઢ્યો.

શિકાર કરવા આવેલો બધો રસાલો સાંજ પ[illegible] પાછો શહેરમાં જવા નીકળ્યો અને તેની સાથે હું પણ પાછો ફર્યો. [illegible] રાજા, તેમ જ અમીરખાન પણ પાછા આવ્યા. રસ્તામાં મેં અમીરખા[illegible] ખબર આપી કે જ્યારે મારી જરૂર પડે ત્યારે મુસાફરખાનામાં મને કહાવી મોકલવું; કારણ કે હું ત્યાં ઉતરવાનો હતો. મુસાફરખાનામાં આવીને આખી રાત બીજા મુસાફરો સાથે મેં કાઢી. અલનસરના મોત વિશે જ તેઓ વાત કર્યા કરતા હતા, અને સવાર પડતા સૂધીમાં તો સાદીકના નોકરે જ

અલનસરને મારી નંખાવ્યો હતો, તે વાત બધે ફેલાઈ ગઈ. આજે પણ અમીરખાનનું તેડું નહીં આવવાથી, મેં આખો દિવસ એમને એમ પસાર કીધો. પણ મારા ભય વચ્ચે મને માલમ પડયું કે, સુલેમાનની વાત તો એક દિવસમાં ઠેઠ દરબાર સુધી પહોંચી ગઈ હતી અને તેથી બનવા જોગ હતું કે મહારાજા મારાપર પણ ગુસ્સે થાય.

ત્રીજે દિવસે સવારનો પહોર થતાં અમીરખાનનો માણસ મારી પાસે આવી કહેવા લાગ્યો કે, વઝીર સાહેબ અત્યારે તમને મળવા માંગે છે, અને જો તમે આવો તો મહારાજાની આજે મુલાકાત થઈ શકશે. હું તરત જ તેની સાથે અમીરખાનને ઘેર ગયો. તે મારી વાટ જ જોતો હતો. જેવો હું આવી પહોંચ્યો કે તરત મને તે મહેલમાં તેડી ગયો. અમારા આવવાની મહારાજાને આગળથી ખબર આપવામાં આવી હતી, તેથી કાંઇપણ વિલંબ વગર અમે તેની પાસે હાજર થઈ શકયા.

અમીરખાને, સુલતાન મહમુદે મારી સાથે મોકલાવેલા પત્રો ફરીથી મહારાજા સન્મુખ રજુ કર્યા અને મારા તરફથી એણે છેવટનો નિર્ણય માંગ્યો. મહારાજા તે પત્રો ફરીથી જોઈ ગયા, અને પછી ગંભીર મ્હોંડે મને કહેવા લાગ્યા; "ત્યારે તમે મારા જવાબની રાહ જુઓ છો કેમ? પણ અમારા અલનસરના મોત વિશે અમારે કોનો ઉપકાર માનવો, તે જરા જણાવશો?"

તે મરડાટમાં બોલ્યો. મારો જે ભય હતો તે ખરો પડ્યો મેં જવાબ આપ્યો કે; "નામદાર મહારાજાધિરાજ! એના મોતનું કારણ હું નથી. જેટલી મારે તેમની જરૂર હતી તેટલી બીજા કોઇને નહોતી, એમ કહેવાની હું હીંમત ધરૂં છું."

"એમ કે! ત્યારે તમારા નોકરે ગામડીયાઓને ઉશ્કેરીને અલનસરને કેમ મારી નાંખવો તે રસ્તો બતાવ્યો હતો કે નહીં? બોલો, આ સાચું છે કે નહીં?" તે મને પૂછવા લાગ્યો.

"અલબત્ત, હશે! તે ખરું છે. ખરી વિગત હું જાણતો નથી. પણ તેને માટે મેં એને સખત શિક્ષા પણ કીધી છે. જો મારા હાથમાં સત્તા હોત, તો હું તેનું ડોકુંજ ઉડાવી દેતે!" મેં તેને જવાબ આપ્યો.

"ભલે તે ગમે તેમ હોય!" મહારાજ જાણે ઘણા જ ગુસ્સે થઇ ગયા હોય એમ મને કહેવા લાગ્યા. "પણ જ્યારે તમે બાદશાહી કામપર એક એલચી તરીકે આવો છો, ત્યારે તમારા રસાલામાં લાયક માણસોને જ લાવવાની તમારી ફરજ હતી. મને સમજ પડતી નથી કે, મહમુદે તમારા જેવા ઓછા વિશ્વાસપાત્ર માણસને આવી રીતે શા માટે એલચી તરીકે અમારી દરબારમાં મોકલ્યા છે? તમારો પેગામ અમને પુગ્યો છે. તમારું કામ

અમને કાંઈ ડહાપણ ભર્યું લાગતું નથી. માટે તમને છેવટનો જવાબ આપવામાં આવે છે કે, જો સુલતાન મહમુદ આવી રીતે બીજી વખત અમારૂં અપમાન કરશે તો તેમના પિતાને તે વિશે તુરત ખબર આપવામાં આવશે!"

હું કશો જવાબ આપી શક્યો નહીં. મારી જીભ ઉપડી નહી. મારા કાર્યમાં મને આગળની માફક નિષ્ફળતા મળી. દુઃખી દીલથી મહારાજા અને અમીરખાનને સલામ કરી હું મહેલમાંથી ચાલી આવ્યો. મુસાફરખાનામાં આવી મારો સામાનસુમન બંધાવી કરી હું જયપુરને છેલ્લી સલામ કરી, બીજી દરબારોમાં જવા નીકળી પડ્યો.'

---

# પ્રકરણ ૬૦ મું.

## કીલ્લાપર હલ્લો.

જયપુરથી હું નસીરાબાદ, અજમેર અને નીમચ ગયો દરેક ઠેકાણે મને જયપુર કરતાં વધારે ફતેહ મળી. રજપૂતાનામાં કેટલાક ઠાકોરોને હું મળ્યો, અને તેઓએ પણ મને મદદ કરવા વચન આપ્યું. કેટલાકોને મેં પૈસાની લાલચ આપી, અને કેટલાકો, જેઓ મોગલાઇની ઝુંસરીમાં હતા, તેમને સ્વતંત્રતા અપાવવાનું મેં વચન આપ્યું. આ પ્રમાણે અનેક યુક્તિઓ કરી, રજપૂતોમાંથી ઘણાખરાઓ પાસેથી સુલતાન મહમુદને મદદ કરવા વચન લીધાં. સુલતાને મારી સાથે કેટલાક કાસદોને મોકલ્યા હતા, તેમની મારફતે હું દરેક [illegible] વીગતોની શાહજાદાને ખબર આપતો રહ્યો. જ્યારે એને એમ લાગ્યું કે, હવે વધુ મદદ મળી શકે એમ નથી, તેમ જ નકામો વખત ખોવો એ ડહાપણ ભર્યું નથી; ત્યારે તેણે મને પાછા ફરવાનો હુકમ કીધો. હું તરત મારા નાના રસાલાને લઇને ડુંગરગંજ પાછો આવવા નીકળી પડ્યો.

મોડી રાતે અમે ડુંગરગંજ આવી પહોંચ્યા. "ઈન્સાફ" શબ્દના અવાજથી અમારો આવકાર થયો. ફરી એકવાર જૂના મિત્રોની વચ્ચે આવી ઉભો રહ્યો. હું કયે દિવસે આવનારો છું એવી કોઇને ખબર [ન]તી, તેથી તેઓ મને ઓચિંતો આવેલો જોઇને ખુશી થઈ ગયા. [...]વ થઇને આવ્યો કે બકરી થઇને, એમ બધા મને પૂછવા લાગ્યા. પણ મહમુદને મલું, ત્યાં સૂધી મુંગા રહેવું બહેતર છે, એમ ધારી મેં કોઇને પણ ખુલાસો કીધો નહીં.

ફક્ત બાકરઅલી સાથે તે સંબંધી વાત કરવાનું મેં યોગ્ય ધાર્યું. બાકરઅલી હજુ તદ્દન સારો થયો નહોતો. કુલુમ સાથેની લડાઇની અસર તેના શરીરપર હજુ માલમ પડતી હતી. તે છતાં પણ તે હરી

ફરી શકતો હતો, અને મને જોઇને તે ઘણોજ ખુશી થયો. તેમ જ મારા ખાનપાન માટે મનમાનતી ગોઠવણો તેણે તરત કરાવી.

"સાદીક, સારે નસીબે તું આજે રાત્રે અહીં આવ્યો છે. મહમુદને મળવા માટે તારે ખોટી થવું પડશે નહીં. તે આજ રાત્રે અહીં આવનાર છે, એટલે તારે એની સાથે જલદીથી ખુલાસો થશે. આપણી યોજનાઓ હવે પરિપૂર્ણ થવા આવી છે. તારા કામથી તે ખુશી થયો છે, પણ જયપુરમાં તેં ઘોંટાળો કીધો તે માટે એ બબડતો હતો. તેને એ બાબતમાં બરાબર ખુલાસો આપવા તૈયાર રહેજે."

શેરને જે કાંઈ અગત્યનું હતું, તે મેં કહી સંભળાવ્યું. પણ સુલેમાનની મુર્ખાઇની વાત કહીને, મારી હાંસી કરાવવી, તે મને ઠીક લાગ્યું નહીં, તેથી તે વાત મેં પડતી મૂકી. બધી વાત થઈ રહ્યા પછી, શાહજાદાની આવવાની વાટ જોતા અમે બેસી રહ્યા.

બરાબર મધરાત થઈ ત્યારે સુલતાન મહમુદ આવી પહોંચ્યો, અને મને જોતાંની સાથે ભેટી પડ્યો, અને જયપુર શિવાય બીજે સઘળે મેં જે ફતેહ મેળવી હતી, તે માટે મને તે મુબારકબાદી આપવા લાગ્યો. મેં તેને મ્હોંડે દરેકે દરેક વાત કહી સંભળાવી. સુલેમાનની મુર્ખાઇ અને અલનસરનો હેવાલ પણ મેં બાકી રાખ્યો નહીં. સુલેમાનની વાત સાંભળી તે બાપડાને તે લ્યાનતપર લ્યાનત આપવા લાગ્યો.

"હા, પણ તેમાં સુલેમાનનો જ બધો વાંક નહોતો. મહારાજાને હું મળવા ગયો ત્યાર પહેલાં અમીરખાને જ મને કહ્યું હતું કે, હું મહારાજાને તમને મદદ કરવા સલાહ આપી શકું એમ નથી. અમીરખાને જે કળ ફેરવી, તેને લીધે જ આપણે નિષ્ફળ નીવડ્યા છીએ!" મેં સુલેમાનનો બચાવ કરતાં કહ્યું.

"પણ જો અલનસર જીવતો રહ્યો હોત, અને આપણને મદદ કરવાને એણે મહારાજાને સલાહ આપી હોત, તો શું એ બનવાજોગ નહોતું કે, મહારાજા આપણા પક્ષમાં આવત? રાજા, અમીરખાનની સલાહને ખાડીમાં નાંખને! ચાલો, હશે, આટલા માટે દિલગીર થઇને આપણે હાથ જોડી બેસી રહેવું જોઇએ નહીં. મેં ચૌદ હજાર માણસની ગોઠવણ કરી છે અને જો કે મારા બાપના લશ્કર કરતાં બહુ ઓછા છે, પરંતુ જો ઓચિંતો હુમલો કરીએ તો જરૂર આપણે ફાવી શકીએ;" તે મને કહેવા લાગ્યો.

"ખરું, પણ મને તો બીક લાગે છે કે, ઓચિંતો હુમલો કરવાનો વખત જ આપણને મળી શકશે નહીં. ચૌદ હજાર તલવાર આપણી થઈ શકશે, પણ ચૌદ હજાર જીભ આપણી રહી શકશે નહીં. બધા કાંઈ આપણા મિત્ર થઈ રહેશે એવી ખાત્રી નથી!" મને જે ખરું લાગ્યું તે મેં જણાવ્યું.

"મારી તો એવી સલાહ છે કે, હમણાં રમજાન મહિનો બેઠો છે, એટલે દીલ્હીનો કિલ્લો હાથ કરવામાં બહુ મહેનત પડશે નહીં. આપણા માણસો આળસુ થઈ જાય છે. હવે તેમને જલદી કામ સોંપવું જોઇએ;" બાકરઅલ્લીએ પોતાનો અભિપ્રાય આપ્યો.

મહમુદે જણાવ્યું કે; "હા, એ વિચાર પણ મને ઠીક લાગે છે. આપણે એ જ ઠરાવપર આવીએ. સાદીક, તું બધા રાજાઓને કાગળથી ખબર આપ કે, તેઓએ જે વચન આપ્યાં હતાં તે હવે પાળે. તેઓએ પોતાનાં લશ્કરને ચુપચુપ રીતે દીલ્હી રવાના કરી દેવાં, અને જ્યારે તેઓ અહીં આવી પહોંચશે, ત્યારે મારા લશ્કરમાં-તેમને ભેળી દઇને કિલ્લો સર કરવા કોશેશ કરીશ અને બાકરઅલ્લી! તારે તારા લશ્કરને શહેરની આસ-પાસ, તેમ જ દરેક દરવાજા આગળ ગોઠવી દેવું, અને મારા બાપના બહારના લશ્કરને અંદર આવતાં અટકાવવું. સાદીક, તું તો મારી પાસે જ રહેજે. જેવો હું મહેલમાં દાખલ થાઉં કે તરત તારે મારી પાછળ આવવું. મારા દાદા તને સારી પેઠે ઓળખે છે અને મારી સાથે તું પણ તેમની પાસે હાજર રહેશે તો તેમને પણ હીંમત આવશે. તારે તેમની સંભાળ રાખવી."

અમે ત્રણ જણાએ લડાઇને માટે ઉપર પ્રમાણે યુક્તિ રચી. બીજા અમલદારોને પણ તેમને લાયક કામ સોંપ્યાં. રજપૂતાનામાં કેટલેક ઠેકાણે મેં કાગળ લખ્યા, અને ત્યાંથી થોડાક રજપૂત સીપાઇઓ આવી પહોંચ્યા. તે દરમ્યાનમાં સુલતાન મહમુદે અસાધારણ ઝડપથી ચુપચુપપણે પોતાનું કામ ઘણું આગળ વધારી દીધું. તેને જયની સંપૂર્ણ આશા હતી અને, જે પ્રકારે એણે લડાઇની યુક્તિઓ રચી હતી તે જોતાં, અણધાર્યા હુમલામાં નક્કી ફતેહ મળે એમ મને લાગ્યું. પરંતુ મને ભય-શંકા થતા હતા કે, રખેને આપણામાંથી કોઈ ફૂટે, અને છેલ્લી ઘડીએ તરાપાને ડુબાવી મારે!

"શું તમારી ખાત્રી છે કે, મહેલના દરવાજા તમારે માટે ખુલ્લા કરવામાં આવશે જ?" જ્યારે શાહજાદો મને મળ્યો ત્યારે મેં એને પૂછ્યું.

"હા, હા હું મારી સાથે સોનાની કુંચી લઈ જનાર છું. જીવી મારી વાટ જોતી ત્યાં ઉભી રહેશે, અને જેવી પેલી કુંચી જોશે કે તરત દર-વાજા ઉઘડાવી દેશે. એકવાર દરવાજા ઉઘડ્યા કે પછી મહેલ આપણો જ છે;" તે મને કહેવા લાગ્યો.

મેં જવાબ આપ્યો નહીં, પણ જ્યાં નૂરમહાલપર સંપૂર્ણ ભરોસો રાખવામાં આવતો હતો, ત્યાં ફતેહ મળે એ મને બહુ શક ભર્યું લાગ્યું! તે વિશ્વાસ લાયક સ્ત્રી નહોતી. પણ શાહજાદાને કહેવાથી તે મારું કહ્યું માને એમ મને લાગ્યું નહીં, તેથી હું શાંત રહ્યો અને મારી ફરજ બરો-બર બજાવવી, એટલો જ મેં ઠરાવ કર્યો.

જેવું રજપૂતોનું લશ્કર આવી પહોંચ્યું, એટલે અમે પણ ખુલ્લી રીતે ડુંગરજંગમાંથી બહાર પડ્યા. બંને લશ્કર ભેગાં થતાં દીલ્લીના દરવાજા પાસે આવી પહોંચ્યાં. ઔરંગઝેબને હુલ્લડની ખબર પડી, તાબડતોબ પોતાનાં લશ્કરને બહાર કાઢવાનો હુકમ કાઢ્યો, પણ ત્યાર પહેલાં તો બાકરઅલીએ શહેર બહારનાં લશ્કરપર ઓચિંતો હુમલો કરી, તેમને સામા થતા અટકાવ્યા. નાની ઝપાઝપી થતાં તેમાં કેટલાક ઘાયલ થયા, ઘણાકો કેદ થઈ ગયા! પણ બાકરઅલીની ચાલાકીથી અમે શહેરની અંદર સહેલાઇથી દાખલ થઈ શક્યા. અમે સીધા મહેલ તરફ દોડ્યા. સુલતાન મહમુદ પોતાના લશ્કરને લઇને સૌથી આગળ જતો હતો. મહેલના દરવાજાપર આવી ચાર ટકોરા ઠોકતાંની સાથે જ નૂરમહાલ હાજર થઈ અને દરવાજા ઉઘાડી દેવા હુકમ કર્યો. તરત જ મહમુદે નૂરમહાલને બે લાખ રૂપિઆ તેના કામ બદલ આપી દેવા કહ્યું. મહમુદે પોતાનો ઘોડો અંદર દપટાવ્યો, તેની પાછળ તેના અંગરક્ષકો દોડ્યા અને જેવો હું ધસવા જાઉં છું કે તરત પેલી નૂરમહાલ કે, જે આ બધો વખત બાજુએ ઉભી રહીને બધું જોયા કરતી હતી, તેણે દરવાજા બંધ કરી દેવા ઈશારત કીધી–મેં તેને ઈશારત કરતાં જોઈ, તેથી હું પાછો હટ્યો.

ઔરંગઝેબનું લશ્કર અમારી ચારેમેર ફેલાઈ ગયું. હાથોહાથની ઝપાઝપી શરુ થઈ અને મારો મારોની બૂમ વ્યાપી ગઈ. હવે અમારા લશ્કરને બચવાનો અથવા તો પાછા હઠવાનો માર્ગ દેખાતો નહતો. જેવી દગાની બૂમ પડી કે, તરત બાકરને દરવાજા બહાર ખબર આપવામાં આવી. માત્ર થોડાક આદમી દરવાજાપર રાખી, તે બાકીનું લશ્કર લઈ અમને મદદ કરવા દોડી આવ્યો. રજપૂત સીપાઇઓએ આ વખતે પોતાનું ખરું પાણી બતાવી આપ્યું. અત્યારે તેઓ મરણીયા થઇને લડતા હતા. પણ ધીમે ધીમે અમારા આદમીઓ ટપોટપ પડવા લાગ્યા. અમારી ધારણાથી ઉલટી રીતે ઔરંગઝેબનું પૂરેપૂરું લશ્કર જાણે લડાઇને માટે તૈયાર જ હતું, તેવી રીતે અમારાપર તૂટી પડયું! હવે અમારે પણ નાસવા વગર છૂટકો નહોતો. જેમ હું નાસવાનો પ્રયત્ન કરું, તેમ પકડો! પકડો! મારોને પકડોની બૂમ સંભળાવા લાગી. મારી ખાત્રી હતી કે, હું પકડાયા વગર રહીશ નહીં. હું એકલો આટલા બધાની સામે કેવી રીતે ટકી શકું? આજનાં કારસ્થાનો પેલી રાંડ નૂરમહાલનાં જ હતાં. તેણી જ મને પકડાવવા માગતી હતી. મને અંદર દાખલ થતો જોઇને જ તેણે દરવાજા બંધ કરવા ઈશારત કીધી. પણ નસીબ જોગે તે દેવાય ત્યાર પહેલાં હું પાછો ફરી ગયો અને પોતાની ભૂલ જોઇને જ તેણે મને પકડવા બૂમ મારી. જો હું પકડાઈશ તો નક્કી મારું ખૂન થશે, એમાં મને બીલકુલ શક રહ્યો નહીં.

હું નાસતો હતો, મને પકડવાને બીજાઓ પણ દોડતા હતા, મારો ઘોડો કપાઈ ગયો હતો, હાથમાં છૂટી તરવાર લઇને મારી વચ્ચે આવતાં માણસોપર છૂટથી તેનો ઉપયોગ કરતો કરતો હું આગળ વધતો હતો. મને પકવાને જે બૂમો પાડવામાં આવતી હતી, તેથી હું લગભગ બહેરો થઈ ગયો હતો. એટલામાં બાકરઅલ્લી મારી નજરે પડયો, અને મને બચાવવાને તે મારી તરફ દોડયો. "ઇન્સાફ" શબ્દ બોલતાંની સાથે તેણે મારું કાંડું પકડયું, અને બોલ્યો, "સાદીક! ગભરા નહીં. તેઓ તને પકડી શકશે નહીં." આટલું એ બોલે છે, એટલામાં તો એની પીઠ પાછળ એક તલવાર ખેંચાઈ, અને જો મેં જોયું નહીં હોત તો એના રામ રમી જ ગયા હોત. પણ મારી તરવારથી તેને પડતાં અટકાવી ને પેલાનું જ ડોકું ધડથી છૂટું કરી નાંખ્યું. બાકરે શું બન્યું તે તરત જોયું, અને કહ્યું, "સાદીક! નાસ! રમત રમાઈ ચૂકી છે. આપણું મોત નજીકમાં છે!"

જેમ તેમ કરતાં અમે એક બીજાનો હાથ પકડીને જીવ લઇને નાસવા લાગ્યા. સારે નશીબે દરવાજાપરના ચોકીવાનોને બાકરે પહેલાંથી કેદ કરી રાખ્યા હતા, તેમને ઔરંગઝેબનાં માણસોએ હજુ છોડ્યા નહોતા, તેને લીધે શહેરની બહાર અમને નાસવાનું ભારી પડયું નહીં. મહાજમ રાત ઘુવરા ઘમકાવતી હતી! રસ્તો સૂઝતો નહોતો, તે છતાં પકડાવાની ધાસ્તીને લીધે અમારે આડે અવળે રસ્તેથી અથવા તો ખુલ્લા મેદાનમાં, જે રસ્તો જડ્યો ત્યાંથી જવાનું હતું. અમે કોઈ સલામત જગ્યાએ છૂપાઈ રહેવા માંગતા હતા, પણ અમારે કમનશીબે અમને તેવી કોઈ જગો હાથ લાગતી નહોતી. છેવટે ઘીચ ઝાડીઓવાળા જંગલમાં થઇને અમે જતા હતા, ત્યારે એક મોટું ઝાડ અમારા ભરાઈ રહેવાને માટે ઠીક જણાયું. તેમાં પણ અમારી ઉમેદ પાર પડી નહીં. ઝાડપર જો બેઠા હોત તો નિશ્ચય અમે માલમ પડી જતે. એમ અમને લાગ્યું, અને તેથી આગળ જવું વધારે ડાહપણ ભરેલું ગણી અમે આગળ ચાલવા લાગ્યા. અમને લાગ્યું કે, રાત ઘણી વહી ગઈ છે, અને અમારી પાછળ કોઈ આવતું હોય એમ અમને લાગ્યું નહીં, તેથી અમે હવે સહેજ છૂટકારાનો દમ ખેંચ્યો. હવે બાકરઅલ્લી ખુલાસાથી મારી સાથે લડાઈ સંબંધી વાત કરવા લાગ્યો.

"આ બધું કેમ બન્યું? આપણે કેવી રીતે હારી ગયા અને શાહજાદાનું શું થયું?"

"આ બધાનો," મેં જવાબ આપ્યો; "માત્ર એક જ જવાબ છે. રાંડ નૂરમહાલનાં કારસ્થાન."

"હેં! તું શું કહે છે! તે રંડાએ શું દગો દીધો?"

"હા, હા. જ્યારથી બધો વિશ્વાસ નૂરમહાલપર રાખવામાં આવ્યો

ત્યારથી મને તો ભય હતો, કે તે હરામજાદી આપણને દગો દેશે. મારી તો ખાત્રી જ છે કે, આ દુનિયામાં એના જેવી પાપિષ્ઠ સ્ત્રીઓનો વિશ્વાસ કરવો નહીં. જો કીધો, તો મુઆ!"

"ત્યારે તું એને ઓળખે છે?"

"અરે, જો એની સાથે મને ઓળખ જ પડી નહીં હોત તો આજે હું કેવો સુખી હોત! બાકરઅલી! તમે કલ્પના પણ કરી શકશો નહીં કે, એને લીધે મારાપર શું શું વિપત્તિઓ આવી પડી હતી."

"કાંઇ ઇશ્કમાં પડયો હશે!"

"ના—ના! હું તો એને બહુ ધિક્કારું છું. અને તેને લીધે જ તે મારા પર વેર લેવા તલપ્યા કરે છે. મારા નેકદોસ્ત! હું કહું તે તમે નક્કી માનજો કે આજે જે દગો થયો છે, તે ખુદ મને પકડવાને માટે જ. સુલતાન મહમુદ ગાદીએ આવે કે નહીં આવે, તેની દરકાર એને કાંઈ ન હોતી, પણ મહમુદને મદદ આપવાની થાપમાં તે મને પકડી શકશે ને વૈર લેવાશે! પરંતુ એણે ઉતાવળ કરી દરવાજા બંધ કરવા હુકમ આપ્યો, અને તેમાં હું અંદર જતો બચી ગયો!"

આ પ્રમાણે કહીને મહેલ આગળ બાકર આવી પહોંચ્યો ત્યારપહેલાં જે કાંઈ બન્યું હતું, તે બધું મેં એને કહી સંભળાવ્યું. મહમુદને માટે જે ચિંતા મને થતી હતી, તે બાકરઅલીને પણ થતી હતી. મહેલની અંદરથી એને નાસવાનો લાગ રહ્યો ન હોતો. તે જરૂર કેદ પકડાયો હશે, અને હવે કમકમાટ ભર્યો તેનો અંત આવશે એમ અમે ધારવા લાગ્યા.

"અરે બહુ જ ખોટું થશે;" તે મને કહેવા લાગ્યો. "તેને પુસ્ત આપીને ધીમે, પણ મક્કમપણે મારી નાંખવાનો પ્રયત્ન કરવામાં આવશે."

"હું પણ તેમ જ ધારું છું. નસીબ એનું! પણ બોલો, હવે આપણે કઈ બાજુએ વળવું!" મેં તેને પૂછ્યું.

"અલબત્ત, ડુંગરગંજમાં તો નહીં જ. દુશ્મનોએ તે જગ્યા શોધી કાઢેલી હોવી જોઇએ, નહીં તો તેઓ જલદીથી શોધી કાઢશે. આપણે રજપૂતાનામાં જઇએ?"

"અરે! તે તો વધારે બુરું. આટલા બધા રજપૂત સીપાઇઓને હું લઈ આવ્યો, તેઓ માર્યા ગયા, અને હવે શું મોઢું લઇને ત્યાં જવું?"

"એ પણ ખરું. ચાલો, આગળ તો જઇએ. રક્ષણ મળે એવી જગો આપણે શોધી કાઢવી જોઇએ."

શેરે આ પ્રમાણે કહ્યું, અને અમે આગળ વધ્યા.

---

## પ્રકરણ ૬૧ મું.

### અમારી પૂંઠ.

મારામાં આગળ ચાલવાની શક્તિ નહોતી. હું થાકી ગયો હતો, મને ઘા લાગ્યા હતા. ઘામાં હવે કળતર થતી હતી. બાકરઅલીની પણ મારા જેવી જ અવસ્થા હતી. કુલુમબેગ સાથની ઝપાઝપીમાંથી તે પૂરેપૂરો સાજો થાય ત્યાર પહેલાં તેને આ લડાઇમાં ઝંપલાવવું પડયું હતું, અને તેથી તે વધારે શ્રમિત થઈ ગયો હતો. ખેંચાયું ત્યાં લગી ખેંચી અમે આગળ વધ્યા, પણ છેવટે બાકર ઓચિંતો એક ઝાડ આવતાં તેની નીચે બેસી ગયો. અમારી સ્થિતિ આ વખતે ઘણી કપરી હતી. કોઈ જગોએ જો છૂપાઈ નહીં જઇએ, તો પકડાવાની અમને દરેક પળે ધાસ્તી હતી. અમને બંનેને કોઇપણ ઓળખી શકે એમ ન હતું; તેમ જ ઔરંગઝેબે અમને પકડવાને માણસો મોકલેલા હોવા જ જોઇએ અને તેઓ દરેક ઠેકાણે શોધ ખોળ કરતા હશે એમ અમને લાગ્યું. મોતનો વિચાર મનમાં આવતાં, અમને ધ્રુજરી છૂટી ! કયાં નાસવું તેની અમને સમજ પડી નહીં.

એટલામાં કમનશીબે ઘોડાઓની ખરીનો અવાજ અમારે કાને અથડાયો. પહેલાં તો ખોટા ભણકારા છે, એમ સમજી અમે મનમાંથી ભય દૂર કરવા પ્રયત્ન કીધો, પણ દુર્ભાગ્યે અમે ફરીથી તે અવાજ પાસે ને પાસે આવતો સાંભળ્યો. અમારી ખાત્રી થઈ કે, દુશ્મનો આવી ચઢયા છે. આ ઘડીએ હવે નાસી છૂટવાનો બીલકુલ લાગ નહોતો. અમે એક બીજાના સામું જોવા લાગ્યા. બાકર વિચાર કરી બોલી ઉઠયો; "નક્કી! નક્કી! દુશ્મનો છે, હવે માત્ર એક જ રસ્તો રહ્યો છે. આ ઝાડ-પર આપણે ચઢી જવું જોઇએ. ડાળીઓ અને પાંતરા પુષ્કળ છે, એટલે સંતાવાને હરકત નથી."

આટલું કહીને તે તો ઉભો થયો, અને પોતાનું બધું જોર વાપરીને તેના થડપર ચઢવા લાગ્યો. બેવાર તો તે નીચે પટકાઈ પડ્યો. ઘોડાઓનો અવાજ હવે મોટો થતો ગયો. તેમ તેમ અમારી ગભરામણ વધવા લાગી. મેં તરત જ મારી તલવાર કાઢી, અને તેની અણીથી થડમાં મોટું કાણું પાડયું, તેમાં આંગળાં ભેરવી બાકર ઝાડપર ચઢી ગયો. તેના પછી હું પણ ઉપર ચઢવા લાગ્યો, અને જો બાકરે પોતાનો હાથ લંબાવ્યો નહીં હોત તો મારાથી ચઢી શકાતે નહીં.

ઉપર ચઢયા પછી આશરે આઠ દસ પળ વીતી કે, તરત પેલા ઘોડેસ્વારો જંગલમાં દાખલ થયા. ચારે બાજુ તપાસતા તપાસતા તેઓ અમારા ઝાડની નજીક આવી પહોંચ્યા.

રખેને તેઓ અમને પકડી કાઢશે, એવા મનમાં ગભરાટ ને ચુંથણા થવા લાગ્યા! મેં ધીમેથી મારા સાથીને પૂછયું; "તેઓ ઝાડમાં કાણાં પડેલા જોઇને સમજી નહીં જાય કે, કોઇએ ઉપર ચઢવાને પગથીઆં બનાવ્યાં હશે? જો તેમ થયું તો, નક્કી આપણે પકડાઈ જઇશું!"

"નશીબમાં હશે તે થશે, ખોદાને યાદ કર કે તે આપણને બચાવે! પણ તેઓ આપણને જીવતા પકડી શકશે નહીં."

"અલબત્ત, હું પણ તે જ માંગું છું. દારા અથવા તો શીકુહની માફક હું મરવા માંગતો નથી. કેદ પકડાઉં ત્યાર પહેલાં હું મારો અંત લાવીશ;" મેં તેને ટેકો આપતાં કહ્યું.

"હવે ચૂપ રહે, જો તેઓ આપણી નીચે જ આવીને ઘોડા છોડશે એમ લાગે છે."

તેઓ અમારા ઝાડ નીચે આવીને ઘોડાપરથી ઉતર્યા. તેઓ પાંચ જણા હતા. તેઓમાંનો એક જણ બોલવા લાગ્યો; "તે લોકો નક્કી આ જંગલમાં આવેલા હોવા જોઇએ. માટે આપણામાંથી ત્રણ જણા આસપાસ જોઈ આવો કે તેઓ કોઈ જગાએ ભરાઈ તો રહ્યા નથી. બે જણા ચોકી કરવાને અહીં બેસશે. જો તેઓ હજુ આવ્યા નહીં હોય, તો નિશ્ચય તેઓ અહીં આવશે. તેમ બનશે તો, આપણે તેમને સહેલાઇથી પકડીશું!"

"ઠીક, પણ યાદ રાખજો કે, તેમને જીવતા પકડવાનું આપણને ફરમાન છે!" બીજો બોલ્યો.

આટલું કહીને તેમાંના ત્રણ જણા બીજી બાજુએ તપાસ કરવાને નીકળી પડ્યા. બાકીના બે જણા ઘોડાને બાજુમાં બાંધી, જમીનપર લાંબા પગ નાંખીને બેઠા. "અરે યાર! શાહજાદા મહમુદે પણ કેવી ઉદ્ધતાઇ કીધી!" એક જણ બોલ્યો.

બીજાએ જવાબ આપ્યો; "ખરેખર બડા હેમક!"

"તે ગમે તેમ હો;" પહેલો કહેવા લાગ્યો. "પણ જો જીવીએ દગો કરીને બાદશાહ સલામતને આગળથી ખબર આપી નહીં હોત તે મહમુદ ફાવી પણ જતે."

"અરે એ દુક્તિએ તો ઠીક વેપાર માંડયો છે ને યાર! મહેલના દરવાજા ઉઘાડવા બદલ મહમુદ પાસેથી બે લાખ રૂપીઆ લીધા અને તેને ફસાવી દેવા બદલ શાહનશાહ પાસેથી એક લાખ લીધા! હજુ તો એ ધરાઈ નથી. બાદશાહના કાન કોણ જાણે કેવી રીતે એણે ભંભેર્યા છે કે ઔરંગઝેબ પણ તેની સાથે 'બસ સાદીકને જ પકડી લાવ'નો પોકાર કરવા બેઠો છે. ખોદા માલુમ ઉસમેં કયા ભેદ હોયગા."

"જો એમાં મોટો ભેદ હશે તો આપણને વળી મોટું ઇનામ મળશે. એમાં નવાઈ શું! અરે—પણ તને યાદ છે કે, મહમુદ સામે આવ્યો અને ઔરંગઝેબે તેનાંપર કરડી નજર નાંખી, તે વખતે શાહજાદાનું મોઢું કેવું થયું હતું?"

"જાણે મરી ગયલો કુતરો! મૂર્ખાએ એક સ્ત્રીનાપર વિશ્વાસ રાખ્યો! રાજકાજના કામ–કપટને પ્રપંચ! તેમાં પણ વળી બાપ દીકરાની લડાઈ! એક રંડાનાપર તે વિશ્વાસ રખાય!"

"હા, હું પણ તેમ માનું છું, પણ વાતમાં ને વાતમાં આપણે શિકાર નહીં ભૂલીએ. બાકરને પણ પકડવાનો છે."

"અરે એ લોકો કદી નાસી શકતે નહીં, પણ દરવાજાના ચોકી-વાળાઓને પહેલાંથી કેદ પકડવામાં એ લોકોએ પણ ઠીક હોશિયારી બતાવી! હું અજાયબ થાઉં છું કે, તે લોકો કેમ આટલી સહેલાઇથી બાકરને તાબે થઈ ગયા."

"મહમુદના નામથી તે લોકોને તાબે થવાનું કહ્યું અને દગો થવાનો છે તેની આ લોકોને બીલકુલ ખબર નહોતી, એટલે તે બીચારાઓ સામે કેવી રીતે થાય?"

"ઠીક. બાકરઅલી પણ બડો પ્રપંચી. પણ એ કોણ છે? તું કાંઈ જાણે છે?"

"તે તો કોઇને પણ ખબર નથી. હું ધારું છું કે તે એક પઠાણ છે. છે પણ બુઢ્ઢો, ખાધેલપીધેલ અને વળી રમતા રામ જેવો લહેરી જીવડો છે. જે કોઈ એને પૈસા આપે, તેની ગુલામગીરી કરવા તૈયારથાય છે, એમ મેં સાંભળ્યું છે."

છેલ્લા શબ્દો સાંભળીને બાકરનો હાથ કુદરતી રીતે જ તેની તરવારપર પડ્યો, અને તેનાં ભવા ચઢયાં. જો મેં તેના સામું ચૂપ રહેવા ઈશારત કરી નહીં હોત તો વખતે તે નીચે ઉતરી પડી એકાદ જણનું ડોકું ઉડાવી દેતે જ!

"બાકરઅલી ગમે તેવો હોય તેની આપણને શું દરકાર છે? તે પોતે નિષ્ફળ નિવડ્યો છે, અને તેની સાથે એનો માલીક મહમુદ પણ ફસાઈ ગયો છે. અરે! લો, પેલા ત્રણ જણા તો રાંડીરાંડ જેવા પાછા આવ્યા! શું ખબર લાવ્યા?"

"અમે પત્તો મેળવી શકયા નથી, અમે તો એમ ધારીએ છીએ કે, તેઓ આ જંગલમાં આવ્યા જ નથી!" પેલા ત્રણમાંથી એકે જવાબ દીધો.

"ઠીક ત્યારે ચાલો પાછા. તેઓ કોઈ પાસેના ગામડામાં ગયા હશે;" બીજાએ કહ્યું.

"ઉઠો ત્યારે અલ્લાહુઅકબર!" આમ બોલી સૌ ઉઠયા, અને પાંચ મીનીટમાં તો અમારી ખુશાલી વચ્ચે તેઓ રવાના થઈ ગયા.

હવે નિરાંત વળી. હજુ એક કલાક અમે ઝાડપર જ મરી રહ્યા. દિવસ ઉગ્યો. અમે નીચે ઉતર્યા અને ક્યાં જવું તેનો કાંઈ પણ વિચાર કર્યા વગર પાછા આગળ ચાલવા લાગ્યા.

---

## પ્રકરણ ૬૨ મું.

### ભેદનો ભંડાર.

અમે ભુખ્યા ડાંસ જેવા થઈ ગયા હતા, તેથી અમારામાં ચાલવાની શક્તિ રહી નહોતી. તે છતાં જો અમે આગળ ચાલીને ખાવાપીવાની કાંઈ શોધ કરીએ નહીં, તો અમને કોઈ આવીને આપી જાય એમ નહોતું. અમારી પહેલી ફીકર ખાવાપીવાનું શોધી કાઢવાની અને પછી કોઈ સલામત જગ્યાએ જવાની હતી. રસ્તે જતાં એક ભાંગુતૂટું તળાવ આવ્યું. ત્યાં બેસી થોડુંક પાણી પીને અમારા જીવને રાહત આપી. બાદ અમે વાતો કરતા કરતા આગળ વધ્યા.

"સાદીક, પેલા હરામખોરે મારે સારુ જે ટીકા કીધી હતી, તે તને યાદ છે કે?" બાકર મને પૂછવા લાગ્યો.

"હા. તમે ગુસ્સે પણ થયા હતા."

"અને તે વાજબી રીતે જ. વખત આવશે ત્યારે મારો હેવાલ હું તને કહીશ, ત્યારે તને માલમ પડશે કે, ગુસ્સે થવામાં હું વાજબી હતો કે નહીં."

આટલું બોલી એક હાય મારી આકાશ તરફ જોઈને તે બોલવા લાગ્યો; "ઓ અલ્લાહ! શું મારા નસીબમાં છેવટ ભટકવાનું જ સરજેલું કે છે શું? ખોદા મને ઇન્સાફ નહીં અપાવે! હાય હાય! હું એક ભટકનારો થઈ પડ્યો છું!" આ શબ્દો બોલતાં બોલતાં તો તેની આંખમાંથી આંસુઓ પડવા લાગ્યાં, અને મારી તરફથી મ્હોડું ફેરવી ઝડપથી ચાલવા લાગ્યો.

તેને શાંત પાડતાં હું બોલ્યો; "ચાલો બાકરઅલી! એમ અફસોસ ન કરો. જુઓ પેલા કોઇ આપણી તરફ આવે છે. નકામા પકડાઈ જઇએ, એવી સ્થિતિમાં આપણે આવી પડવું જોઇએ નહીં." એમ કહીને તેનો હાથ ઝાલી હું આગળ ચાલવા લાગ્યો. એટલામાં તો તેણે જોરથી મારું કાંડુ ઝાલ્યું, મારી સામું ડોળા કાઢી ઉભો રહ્યો અને જાણે બોલવા માંગતો હોય પણ અવાચક કેમ થઈ ગયો હોય એમ મને લાગ્યું. હું અચંબો પામ્યો કે એને શું થયું. મેં પૂછ્યું, "અરે! આ શું?"

"બોલ, ખોદાના નામને ખાતર બોલ, તું કોણ છે!" તે પોતાનાં ભવાં ચઢાવી ઘાંટો પાડી મને પૂછવા લાગ્યો. "કાંતો તું મારો સૌથી મોટો દુશ્મન છે, અથવા તો મારા દુશ્મનની ઓલાદથી ઉતરી આવેલો છે! બોલ તું કોણ છે?"

"બાકરઅલ્લી! તમે શું પૂછવા માગો છો?" મેં નરમાસ ભર્યા અવાજે તેને પૂછયું.

સાદીક! હું તને હુકમ કરું છું કે, બોલ આ વીંટી તને ક્યાંથી મળી? તેં શું કોઇને લુંટીને આ મેળવી છે, અથવા તો કોઈ મૃત પામેલા માણસની આંગળીએથી કાઢી લીધી છે, કે બીજી કોઈ રીતે મળી છે? મને સાચે સાચું કહેજે."

જે રીતે તે બોલતો હતો તેથી ઘણો અજાયબ થઇને મેં પૂછયું; "અલ્લાહના નામથી હું કહું છું કે, તમારા કહેવા મુજબ.જ કોઈ પણ રીતે મેં તે મેળવી નથી. જે માણસને હું મારો બાપ ગણતો હતો, તેણે મને આપી છે."

"બોલ, શું તેનું નામ–ગુરશાસ?"

"ના, તેનું નામ તો સદુલ્લાખાન, શાહજહાનનો વજીર."

"હેં! એ કોણ! ઓ! હાય! મારું મગજ ભમે છે, ઓ ખોદા! એ સદુલ્લાખાન કોણ? મને કેમ યાદ આવતો નથી? મેં તો આ નામ કદી સાંભળ્યું નથી."

"શું તમે આ વિંટી વિશે કાંઈ જાણો છો? મને એમ કહેવામાં આવ્યું હતું કે, આ વીંટીથી હું મારો જન્મ અને વંશ જાણી શકીશ!"

"આ વીંટી વિશે હું શું જાણું છું?" તેને મરડાટમાં મારા શબ્દ ફરીથી બોલી બતાવ્યા. "લાવ જોવા દે તે મને."

વીંટી તેણે હાથમાં લઈ બરાબર જોઈ. પછી મને કહેવા લાગ્યો; "જો, આ કાપ દેખાય છે કે?"

"હા"

"જેના હાથમાં હમણાં છે તેણે જ આ કાપ પાડયો હતો. આ વીંટી મારી હતી, અને એના જેવી જ એક બીજી પણ હતી. અને તે"–આટલું બોલતાં તો તેની આંખમાંથી પાછાં આંસુ ગરવા લાગ્યાં.

"તે બીજી પણ મેં જોઇ છે!" મેં કહ્યું.

તે તદ્દન અજાયબ થઇને મારી સામું જોવા લાગ્યો.

"તમે અજાયબ થાઓ છો, પણ આના જેવી બીજી વાંટી એક નહીં, પણ ત્રીજી પણ વખત મેં જોઈ છે! પણ મને શક છે કે, વખતે તે હવે ખોવાઈ ગઈ હશે!"

"કયા કમબખ્તનાં હાથપર તે હતી? જલદી બોલ."

"નજફઅલ્લીના હાથપર."

"એ વળી નજફઅલ્લી કોણ મૂવો છે? "અરે! આને પણ હું ઓળખતો નથી." આટલું બોલી દલગીર ચહેરે માથું નીચું કરીને તે

બબડવા લાગ્યો. ઓ ખોદા! કેટલો ફેરફાર! સારી દુનિયા પલટાઈ ગઇ છે કે શું? હું કોઇને ઓળખી જ શકતો નથી."

નજફઅલીને વિશે જે કાંઈ હું જાણતો હતો, તે મેં એને કહી સંભળાવ્યું. દેવળાના આરમીનિયન નજુમીને વિશે પણ કહ્યું. તેમ જ બંને કેવી રીતે માર્યા ગયા અને તેમની સાથે વીંટી પણ ગુમ થઈ ગઈ હશે, એમ મેં બાકરને જણાવ્યું.

"સદ હજાર લ્યાનત તારા નોકરપર! નજુમી તને જે કાંઈ કહેવા માંગતો હતો, તે કહેવા પહેલાં તારા મૂરખા નોકરે જે કામ કીધું તે બહુ બૂરું થયું. વારુ—પણ તે નજુમીએ વીંટીને ઓળખી કાઢી, કેમ? તે બધો ઇતિહાસ જાણતો હતો?"

"હા."

"તેનું નામ શું હતું?"

"અલનસર મુન્તેક."

"અય બદબખ્ત નસીબેમન!" તેણે ફરીથી એક લાંબો નિઃશ્વાસ મૂકયો. અલનસરને પણ તું ઓળખી શકયો નહીં." છેવટે આ વીંટી તેણે મને પાછી આપી, અને મારા જીવના જોખમે પણ તે સાચવી રાખવાને તેણે મને કહ્યું. મેં તેમ કરવા વચન આપ્યું અને અમે આગળ ચાલવા લાગ્યા.

રસ્તાનો અમને ઝાઝી માહીતી ન હોતી, તે છતાં અમે પૂછતા પૂછતા નીમચની પાસે આવેલાં બંસવારી ગામ તરફ જવા લાગ્યા. રસ્તામાં ત્રણ ચાર દિવસ નીકળી ગયા, એટલે હવે ઔરંગઝેબે અમારી પૂંઠ છોડી દીધી હશે એમ અમને લાગ્યું. અમને લાગ્યું કે, પેલા સીપાઇઓએ આગ્રા જઇને અમારા સંબંધી હાથ ધોવડાવ્યા હશે, એટલે પછી અમારી શોધ કરવાનું તેઓએ માંડી વાળેલું હોવું જોઇએ. પકડાવાના ભયમાંથી અમે દૂર થયા, એટલે હવે નિરાંત મનથી અમે કયે રસ્તે જવું, તેનો વિચાર કરવા લાગ્યા.

"બંસવારીના રાજા સાથે મને ઓલખાણ છે. હું ધારું છું કે, તે મને ભૂલી ગયો નહીં હોય. ઔરંગઝેબને પણ તે ઘણો ધિક્કારે છે એમ મેં સાંભળ્યું છે: માટે ત્યાં જવું એ બહેતર છે. ત્યાં આપણને આશ્રય મળશે;" બાકર મને કહેવા લાગ્યો.

રાજાની મદદ મેળવી શકાશે, એ વિચારથી અમારામાં નવું કૌવત આવ્યું. અમે વધારે હીંમતથી જલદી જલદી ચાલવા લાગ્યા. કયારેને બંસવારી આવે એમ અમને થયા કરતું હતું અમારાથી લાંબે છેટે એક સુરદાસ ઘોડાપર કોઇ બુઢ્ઢો ધીમે ધીમે જતો હતો. તેની કાંઈ પણ દરકાર વગર

અમે ધાંટા પાડીને વાતો કરતાં અમે ચલ્યા જતા હતા. અમે તો વાતમાં હતા, એટલામાં ખાડો આવ્યો, ને બુઢ્ઢાના દમીયલ ઘોડાએ આંચકો ખાધો. બુઢ્ઢાને લઇને ઘોડો જમીનપર પડ્યો. આ જોઇને તે બચારાને મદદ કરવાને હું આગળ દોડયો.

જેવો તે બુઢ્ઢાને ઉંચકીને બેસાડવા જાઉંછું કે, મારી અતિશય અજાયબી વચ્ચે માલમ પડયું કે, આ બુઢ્ઢો તો બીજો કોઇજ નહીં, પણ અલનસર નજુમી પોતે હતો. દેવળામાં જેનો ખુરદો થઈ ગયલો હું માનતો હતો, તેને મેં જીવતો જોયો. મને લાગ્યું કે, આ માણસ નક્કી ચમત્કારિક હોવો જોઇએ. મેં તેને જમીનપર બેસાડ્યો. પછી ઘણાં માનની લાગણી સાથે હું આઘો જઇને ઉભો રહ્યો, અને અજાયબીથી તેની સામે જોઈ રહ્યો. તેણે ધીમેથી, પણ સારી રીતે મારો ઉપકાર માન્યો, અને આ પ્રમાણે હું શા માટે ઉભો રહું છું, તેનું કારણ પૂછ્યું. દેવળા ખાતેની સર્વે વાત મેં તેને યાદ દેવડાવી, તેમજ વીંટીના સંબંધમાં તેમને મ્હોડેથી મારે જે કાંઈ સાંભળવાનું હતું તે હું સાંભળી શકયો નહીં તે વિશે મેં દિલગીરી બતાવી. તેને મારી નાંખવાને પેલા ગામડીયાઓએ શું રસ્તો લીધો હતો, તે પણ મેં કહી સંભળાવ્યો. એટલામાં બાકરઅલ્લી પાસે આવી પહોંચ્યો, અને તેને જોઇને નજુમી જવાબ આપવાને બદલે મુંગો રહ્યો !

મેં બાકરને કહ્યું; "આ મારા મુરબ્બી નજુમી અલનસર મુન્તેકી એમને વિશે મેં તમને આગળ કહ્યું છે, તે તેઓ પોતે."

અલનસરને નજરોનજર જોઇને, બાકર વધારે આશ્ચર્ય પામ્યો, અને તેને બરાબર ઓળખી કાઢવાના હેતુથી, છેક તેની પાસે જઇને ઉભો રહ્યો. કેટલીક પળ તેને ધારી ધારીને જોઇને તે નિરાશ થઇને પાછો હઠયો. બે ચાર પળ તે તદ્દન મુંગો રહ્યો. પણ તેટલામાં તો તેને મ્હોડે પરસેવો વળી ગયો, અને ટીપાં પડવા લાગ્યાં. છેવટે તે બોલ્યો; "ઓ નજુમી ! એક જવાબ આપો. ગુરશાસ તે તમે કે બીજું કોઈ?"

"ગુરશાસ!" શબ્દ સાંભળી અલનસર એકદમ ચમકયો ! ડોળા કાઢીને બાકરનાં સામું જોવા લાગ્યો. બાકરને છેક પોતાની પાસે બોલાવી, સૂર્યનો તડકો પડતો હોવાથી તેજ નહીં આવે, તેટલા માટે માથાં આગળ હાથ ધરી, તેને તે નજુમી ટીકી ટીકી જોવા લાગ્યો

"બોલો, કૃપા કરી એકવાર બોલો. મને ટવળાવતા નહીં, ગુરશાસ તે શું તમે જ?" બાકર ફરીથી બોલવા લાગ્યો.

"હા. આ બાકર ! પણ નેકમર્દ, હું તમને બીલકુલ ઓળખતો નથી. મને અજાયબી લાગે છે કે, મને આ નામથી ઓળખી કાઢનાર કોણ છે?" અલનસરે કહ્યું.

"બસ! બસ! સદહજાર શુક્રેઇલ્લાહી! તું એક શબ્દથી જ સંતોષ પામશે. આમ આવ!" આટલું કહી બાકર તેને ઉઠાડીને, બાજુએ લઈ ગયો અને કાનમાં કાંઈ કહ્યું. અલનસર તેને એકદમ જોરથી ભેટી પડ્યો અને તેની સાથે બાકરઅલ્લી પણ તેટલા જ જોરથી અલનસરને ભેટ્યો. તેમને આમ કરતાં જોઇને, મને ઘણી અજાયબી લાગી, અને આ બધો ભેદ શું હશે, તે મને સમજ પડી નહીં.

બાકર અને ગુરશાસ જુના મિત્રોની માફક વાતો કરતા કરતા મારી પાસે આવ્યા,' અને ગુરશાસના ઘોડાને ઠીકઠાક કરી, અમે ત્રણે જણાએ અંસવારી તરફ અમારી મુસાફરી ચાલુ કરી. અલનસર નજુમી દારુગોળામાંથી કેમ બચી ગયો, તે હવે મેં એની પાસેથી જાણવા માંગ્યું.

"હા, મારા દોસ્ત! જે માણસ બીજાઓનાં ભવિષ્ય કહે છે, પણ તે પોતાનું ભવિષ્ય જાણી શકે નહીં, તે કાંઈ નજુમી કહેવાય નહીં! હું તો માત્ર નસીબ સંજોગે જ બચી ગયો છું."

હવે હું વધારે આશ્ચર્યથી તેના તરફ જોવા લાગ્યો. કારણ કે પોતાનું ભવિષ્ય જાણ્યા વગર તે કદી બચી શકે એમ હતું જ નહીં, તે છતાં એ કેવી રીતે બચ્યો, તે ભેદ મને સમજ પડ્યો નહીં.

"કેમ તને અજાયબી લાગે છે?" તે પાછો મને કહેવા લાગ્યો. "હું તને બધી વાત કહીશ, ત્યારે ભેદ ભાંગશે. તે રાત્રે હું પેલા વામનજી સાથે બહાર ગયો હતો અને મધરાતનો વખત થવા આવ્યો કે હું પાછો ફર્યો. મારી ઝુંપડી આગળ આવી પહોંચતાં પેલો વામનજી બોલી ઉઠયો કે; "સાહેબ! દારુગોળાની વાસ આવે છે. મેં તેના બોલવાની દરકાર કરી નહીં, કારણ કે તેને કોઈ વાર મશ્કરી કરવાની ટેવ હતી, પણ તે ફરીથી ગંભીરપણે મને કહેવા લાગ્યો, અને જ્યાંથી વાસ આવતી હતી, ત્યાં મને તેડી ગયો. દારુગોળો જોઈને હું સમજી ગયો કે, અમારો ઘાટ ઘડવામાં આવે છે, હં બચ્ચા ખબરદાર! પછી જરા પણ થોભ્યા વગર મારા ચેલા વામનજીને લઇને બહાર નીકળી પડ્યો. જેમ દોડાયું તેમ જલદી અમે દોડવા લાગ્યા; કારણ કે અમારી ખાત્રી હતી કે, જ્યારે તે બરોબર ગોઠવીને મૂકવામાં આવ્યો છે, તો તે કોઈ પણ વખતે ફોડવામાં આવશે. મારી કીંમતી વસ્તુઓ મૂકીને મારે નાસવું પડયું, તેથી હું દલગીર થયો. પણ તેથી વધારે દીલગીરી મને તારે માટે લાગી, કે હું તને બધી વાત કહી શકયો નહીં! પણ તને મળવાનો મારો કોઈ ઉપાય હતો નહીં. અમને નાસવાને અડધો એક કલાક થયો હશે, એટલામાં દારુગોળો ફુટવાનો અવાજ સંભળાયો અને અમે કેવા અણ-

ધારી રીતે બચી ગયા, તેનો અમને ખ્યાલ આવ્યો. ખોદાની શુકર ગુજારી કરી, દેવળમાં પાછા ગયાજ નહીં."

પોતાના બચાવની જે હકીકત ગુરશાસે મને કહી સંભળાવી, તે માટે મેં તેનો ઘણો આભાર માન્યો. પછી પેલી વીંટીને લગતી બીના પુરસદે મને કહી સંભળાવવાને મેં તેને વિનતિ કીધી.

"અલબત્ત, હું મારું વચન પાળીશ. અને હવે વધારે સંતોષથી હું તેમ કરી શકીશ, કારણ કે આ તારો સાથી તને બહુ ઉપયોગી થઈ પડશે. એનાં ભલામાં તારું પણ ભલું સમાયલું છે!" ગુરશાસે આ પ્રમાણે જવાબ આપ્યો, અને અમે મુંગા મુંગા આગળ ચાલવા લાગ્યા.

---

## પ્રકરણ ૬૩ મું.

### પશ્ચાદવલોકન-જહાંગીરના પુત્રો.

કોઈ પણ અવનવો બનાવ બન્યા વગર અમે બંસવારી જઈ પહોંચ્યા! આવતાંની સાથે અમારો દહાડો ફરી જાય એમ નહીં હોવાથી, તરત વેળા રાજા તરફથી બાંધવામાં આવેલી ધર્મશાળામાં અમે મુકામ કીધો. રહેવાની ગોઠવણ કર્યાબાદ, સૌથી પહેલું કામ પેટની પૂજા કરવાનું હતું. તે કર્યા બાદ બાકરઅલીએ રાજાને જઇને મળી આવવાનો ઠરાવ કર્યો. જ્યાંસૂધી તે રાજાને મળે નહીં, ત્યાંસૂધી એની સ્થિતિમાં જરા પણ ફેરફાર થશે નહીં એમ એ ધારતો હતો. જેવા અમે જમી રહ્યા કે, તરત એણે તો કપડાં પહેરી ચાલવા માંડયું. જતા પહેલાં આ બંને જણાઓ આરાથી આઘા ગયા, કેટલીક વાતચિત કરી, પછી મને અને ગુરશાસને ધર્મશાળામાં જ આવતાં સૂધી થોભવાનું કહી તે ગયો.

બાકરઅલીના ગયા બાદ, મેં ગુરશાસને વીંટીને લગતો બધો ભેદ મને કહી સંભળાવવા ફરી વિનતિ કરી. તેણે તરતજ કબુલ કર્યું. મને ઓરડાનાં બારણાં બંધ કરી આવવા તેણે ફરમાવ્યું. તેમ કર્યા બાદ તેની પાસે આવી વાત સાંભળવાને હું બેઠો. તે પણ વાત કહેવાને તૈયાર હતો, એટલે મને તે નીચે પ્રમાણે કહેવા લાગ્યો.

"આ બે વીંટીઓના સંબંધમાં બધી હકીકત તને કહેવાનું મેં વચન આપ્યું છે, તે હવે હું પૂરું કરીશ. અલબત્ત, આ વીંટીઓનો ભેદ ખુલતાં, તેની અંદરથી તારો પોતાનો ભેદ પણ ખુલી જશે. વારુ, તેં મને કહ્યું નહોતું કે, આ વીંટી સદુલ્લાખાને તને આપી હતી?"

"હા; અને કાલાવાલાની ઢબે એમ પણ સૂચવ્યું હતું કે, આની ખાસ સંભાળ રાખવી અને એનાથી તારો વંશ માલમ પડી શકશે!" મેં જવાબ આપ્યો.

જે ગંભીર નુકસાન એણે કર્યું હતું, તેના બદલામાં એનો આટલો ખુલાસો તદ્દન અસંતોષકારક હતો. પણ હશે, હવે તું ધ્યાનથી સાંભળ, તારા જન્મ પહેલાંના બનાવો.'

"મહાન્ પ્રતાપી અકબર બાદશાહનાં મૃત્યુ પછી, ગાદી મેળવવાને માટે એકબાજુ તેનો દીકરો સલીમ અને બીજી બાજુએ સલીમનો પુત્ર ખુશરુ હતા. જો કે બંને બાપ દીકરા હતા, તે છતાં પણ રાજ્યગાદી મેળવવાના લોભમાં તેઓ એકબીજાની વિરુદ્ધ વર્ત્તતા હતા. અકબરનાં મૃત્યુ વખતે સર્વેને એમ લાગતું હતું કે, બાપ દીકરા વચ્ચે મોટો ટંટો થયા વગર રહેશે નહીં. પરંતુ અકબરનાં લશ્કરે વફાદાર રહીને સલીમને મદદ કીધી, અને તેમને લીધે જ કાંઈ પણ અડચણ વગર તાત્કાળ ગાદીપર તે બેસી શકયો, અને જહાંગીરનું નામ ધારણ કર્યું. તરત વેળા ખુશરુ કશું કરી શકયો નહીં, તે છતાં પણ તેણે પોતાના સસરા આઝીમખાનની તેમ જ મામા રાજા માનસિંહની મોટી હીંમત હોવાને લીધે, મોગલો તેમ જ રજપૂતોનું એક મોટું સૈન્ય ભેગું કીધું. કળાબાજ સરદારોની સલાહ અમાન્ય કરતાં, તે પોતાની મરજી માફક કામ કરવા લાગ્યો, જેનું છેવટ માત્ર એ જ આવ્યું કે, તે પોતે નિષ્ફળ નીવડ્યો, પોતાના સીપાઇઓનો મોટો ભાગ આપવો પડ્યો, અને પોતાને કેદખાનું સહેવાનો વખત આવી પહોંચ્યો.

"તોફાની ખુશરુને જેર કર્યા પછી, જહાંગીર નિરાંત જીવે પોતાનું રાજ્ય ચલાવવા લાગ્યો. વખતના વહેવા સાથે તેને પરવીઝ, ખુરર્‌મ અને શેહરીયાર નામના પુત્રો, તેમ જ બે પુત્રીઓ પણ થઇ. તેના ત્રણે છોકરાઓમાં ખુરર્‌મ પોતાની અક્કલ હોંશિયારી, તેમ જ લુચ્ચાઇથી ઘણો આગળ વધી ગયો. મોટા સરદારો, તેમ જ લશ્કરનો ઘણો ભાગ પણ તેના હાથ નીચે હતો, તેથી તે પોતાનો રાજ્યલોભ સમાવી શકયો નહીં. ગાદીવારસ ખુશરુ હજુ જીવતો હતો, અને જો બાપનું મૃત્યુ થાય તો નિશ્ચય તે કેદખાનામાંથી બહાર આવી, પોતાનો હક મેળવવા મેદાન પડે, એવી તેની ખાત્રી હતી. શેહરીયાર જો કે સૌથી નહાનો હતો, છતાં તેને નૂરજહાનનો સખત હાથો હતો–શેહરીયારને ગાદી અપાવવામાં નૂરજહાનનું પોતાનું શ્રેય સમાયલું હોવાથી, તે એને ગાદી અપાવવા મથન કરતી હતી. પરવીઝ પણ જીવતો હતો અને ભાઇઓની લડાઇમાં તે કેઈ બાજુએ બેસે એની ખબર નહોતી.

"શાહજાદા ખુરર્‌મે પોતાની યુક્તિઓ મનમાં ઘડી રાખી, અને તેનો ધીમે ધીમે અમલ કરવા ઠરાવ કર્યો. શરુઆતમાં તો તેણે પોતાના બાપની, તેમ જ બીજા મોટા અમલદારોની મહેરબાની મેળવી, તેમ જ લશ્કરની સરદારી પણ મેળવી. ઉદેપુરના રાણા સાથે સલાહ કરવામાં,

તેમ જ દખણના તોફાની રાજ્યોને ઠેકાણે લાવવામાં તે ફતેહમંદ નિવડ્યો, અને બાદશાહે તેને શાહજહાનનાં નામથી નવાજ્યો ! આ સમયે જહાંગીરને ખુરરમની યુક્તિઓથી ચેતાવવામાં આવ્યો. પરંતુ તે મનમોજી બાદશાહે તે વિશે બીલકુલ ધ્યાન આપ્યું નહીં. ખુરરમે બાદશાહને ઘણાંક કાલાવાલા કરીને હવે અરજ કીધી કે, પોતાના મોટા ભાઈ ખુશરુને કેદખાનામાંથી છોડી દેવો; લાંબો કાળ વીતી ગયો છે, અને તે હવે શાહ તથા શાહનશાહત તરફ બેવફા નહીં રહેશે. પુત્ર વાત્સલ્યતા પ્રગટી નીકળી. ખુશરુને છોડવામાં આવ્યો. ફરી તે એકવાર છૂટો થયો, અને પોતાની સ્ત્રી, બે દીકરા અને એક દીકરીને આવી મળ્યો. પરંતુ તેના નસીબમાં સુખે રહેવાનું લખાયલું નહોતું. થોડા જ કાળમાં ખુરરમે ફરીથી કાવતરું રચવાનો આરોપ, પોતાના મોટા ભાઈપર મૂકયો. પાટીયાં એવા સજ્જડ ગોઠવ્યાં કે, ખુદ જહાંગીરને પણ ખુરરમના કહેવાપર વિશ્વાસ આવ્યો. છેવટે બાદશાહે ખુશરુને છેક માળવામાં એક તદ્દન અવાવડ કિલ્લામાં હંમેશને માટે પૂરી મૂકવાનો હુકમ બહાર પાડયો.

"નિરાશ થયલો શાહજાદો ખુશરુ પોતાના ભવિષ્ય માટે વિલાપ કરવા લાગ્યો. પોતે જીવતો રહી શકશે નહીં, બલકે તેનું કોઈ પણ વખતે ખૂન કરવામાં આવશે, એવી તેને દહેશત લાગતી હતી. પોતાની આફતમાં તેનાં નિર્દોષ બાળકોને ખમવું પડે નહીં તો વધારે સારું, એમ તેને લાગ્યું. આ વખતે તેના ખાસ અંગત મિત્રોમાં હું, તેમ જ એનો નહાનો ભાઈ શેહરીયાર હતો. આ બંને ભાઈઓ સાથે રહેલા હોવાથી તેમનો એક બીજાપર વધારે ચાહ હતો. જેટલો વખત ખુશરુ કેદખાનામાંથી છૂટો હતો, તેટલો વખત તે દરરોજ મારી પાસે આવ્યા કરતો હતો.

"આ જગાએ મારે પોતાને વિશે પણ તને બરાબર માહીતગાર કરવો જોઈએ. અત્યાર સૂધી તું મને એક નજુમી તરીકે જ ઓળખતો આવ્યો છે. હા, નજુમી પણ છું! અને પ્રવિણ રાજનીતિજ્ઞ પણ છું! હું મારી હકીકત તને કહીશ, તેપરથી તું જોઈ શકશે કે હું કોણ છું. મારા બાપનો જન્મ અરબસ્તાનમાં થયલો હતો, અને જ્યારે તે પોતે જુવાન હતો, ત્યારે જે કાફલાઓ હિંદુસ્તાનમાં આવતા હતા, તેમની સાથે પોતાનું નસીબ અજમાવવાને હિંદમાં આવ્યો. તેણે એક સીપાઈ તરીકે પોતાની જીંદગી શરુ કરી, અને જ્યારે તેને પોતાની નોકરીમાં આબરુ અને પૈસો મળતો ગયો, ત્યારે એક આરમીનીઅન ઓરતની સાથે શાદી કરી. મારો જન્મ ઓરીસામાં થયો છે; કારણ કે તે વખતે મારો બાપ ત્યાં હતો. હું મોટો થયો ત્યારે મારા બીજા સાથીઓની માફક મને પણ અંગબળની કસરતો શીખવવામાં આવી, અને એક સીપાઈ બનાવવા માટે મારા બાપે બનતી મહેનત

કરી. પણ મારા નસીબમાં તેવી જીંદગી ગુજારવાનું લખેલું નહોતું. એક મુલ્લાં સાથે મને પીછાણુ પડી, અને તેની પાસેથી હું વાંચતાં લખતાં શીખ્યો. હું દરરોજ કુરાનેશરીફ વાંચવા લાગ્યો. અલ્લાહપર, તેમ જ હઝરત સાહેબપર પૂરો વિશ્વાસ મૂકતાં શીખ્યો, અને લડાઈનાં ઘોર કર્મો તરફ મને ધિક્કાર છૂટવા લાગ્યો. મુલ્લાં પાસેથી આકાશમાં દેખાતા તારા અને ગ્રહો જોતાં શીખ્યો, ઇતિહાસ વાંચતાં શીખ્યો, તેમ જ કેટલુંક વૈદક જ્ઞાન મેળવ્યું. હું જે રીતે વર્ત્તતો હતો, તે મારા બાપને ગમ્યું નહીં. એક દિવસે તેણે મને ચોપડાઓ વાંચ્યા કરવા માટે સખત ઠપકો આપ્યો. મને ઘણો ગુસ્સો ચઢ્યો અને એક વખત ઘરમાં કોઈ પણ નહોતું, તે વેળાએ હું નાસી ગયો, અને રખડતો રખડતો છેવટે આગ્રામાં આવીને રહ્યો. અહીં પણ મેં મારો અભ્યાસ ચાલુ રાખ્યો હતો.

"ધીમે ધીમે એક વિદ્વાન્ માણસ તરીકે મારી ખ્યાતિ વધવા લાગી. કેટલીક વખત મોટા મુલ્લાઓ મારી પાસે આવતા હતા. તેમની સાથે આપણા પાક દીન સંબંધી હું વાતો કરતો હતો, તો વળી કેટલાએક મને જોવાને મસે પણ આવતા હતા, તેમને પણ વાતચિતમાં સંતોષ આપતો હતો. હું રાજકાજમાં બીલકુલ ભાગ લેતો હતો નહીં, તેમ જ બહાર પણ ઝાઝું જતો નહોતો, તેથી દરબારનાં માણસોની પણ મારાપર પ્રીતિ થઈ હતી. જ્યારે ખુશરુને કેદખાનામાંથી છોડવામાં આવ્યો, ત્યારે તેણે દરબારની બાબતોમાં જરાએ માથું મારવા માંડયું નહીં, પણ ઉલટો મારી પાસે આવી વાતો કરતો હતો, તેમ જ મારે ત્યાં જે મુલ્લાઓ, મોલવીઓ વગેરે આવતા હતા, તેને એ મળતો હતો.

"જ્યારે તેના કમનસીબે તેને પાછું કેદખાનું સેહવાનો વખત આવ્યો, ત્યારે એક રાતે ઓચિંતો પોતાના બાળકો સાથે શેહેરીયારને લઈને તે મારી ઝુંપડીમાં આવ્યો, અને પોતાનાપર આવી પડેલી આપ્-તની હકીકત મને કહી સંભળાવી. પોતાના નિર્દોષ બાળકોને શેહેરીયારને સોંપ્યાં, અને જ્યાં સુધી તે જીવે અને શાહજહાનના કાવત્રામાં નહીં ફસાય, ત્યાં સુધી આ બાળકોનું રક્ષણ કરવા અરજ કીધી. શેહેરીયારે તેની સ્ત્રીને, તેમ જ તેનાં બાળકોને સંભાળવાનું વચન આપ્યું. કમબખ્ત ખુરર્મે જે આરોપ મેલી શાહજાદાને ફસાવ્યો હતો, અને જહાંગીરને ગુસ્સે કીધો હતો, તે જાણીને બંને પુષ્કળ રડ્યા. છેવટે ખુશરુએ પોતાના હાથથી એક વીંટી કાઢી આપીને શેહેરીયારને કહ્યું; "ભાઇ! આ વીંટી તું લે. તું જાણે છે કે જ્યારે આપણો બાપ તને અને મને ચાહતો હતો, તે વેળાએ આપણને એકેકી વીંટી ભેટ આપી હતી. આજે એ વિશ્વાસ મેં ખોયો છે! હું તે પહેરવાને લાયક નથી, માટે હું કાઢી નાંખું છું. એ

વીંટી તું સાચવી રાખજે, મારું તો જે થવાનું હશે તે થશે. પણ હવે તું સાવચેત રહેજે. આજે મારો તો કાલે તારો વારો પણ આવશે. ખોદા કરેને તું સુરક્ષિત રહે!"

"શેહેરીયારે તે વીંટી લીધી, અને પોતે જીવતો રહે ત્યાં સૂધી તે સાચવી રાખવાનું વચન આપ્યું. છેવટે બન્ને ભાઇઓ રડતા હૃદયથી છૂટા પડ્યા. શેહેરીયાર બંને બાળકોને લઇને પોતાના મહેલમાં ગયો. બીજી સવારે મને ખબર પડી કે, પાછલી રાતના જ ખુશરુને તેના મહેલમાંથી પકડવામાં આવ્યો, અને થોડાક કલાકમાં તેને માળવાના કિલ્લામાં મોકલી આપવામાં આવશે!"

"જે રીતની વર્ત્તણુક ખુશરુ જેવા ગાદીવારસ શાહજાદા તરફ બતાવવામાં આવી હતી, તે જોઇને મને જહાંગીરના રાજ્ય તરફ ઘણો ધિક્કાર છૂટયો. રાજકીય બાબતોમાં જેમ બને તેમ ઓછો ભાગ લેવાય, એ હેતુથી હું મારી ઝુંપડી છોડી દઇને શહેરથી દૂર પાંચ છ ગાઉ દૂર રહેવા ગયો. હું શાહજાદાઓના કમનશીબનો વિચાર કર્યા કરતો હતો. ખુશરુના કરતાં હું મનની શાંતિ વધારે ભોગવું છું એમ મને લાગ્યું, અને ભાઇઓ ભાઇની લડાઈમાં જ મોગલવંશ નાબુદ થઈ જશે, એમ હું માનવા લાગ્યો! મારી ખ્યાતિ ઘણી ફેલાઈ ગઈ હતી, તેથી જો કે મેં જગ્યા બદલી, તોપણ મારા મિત્રો અને વખાણનારાઓ મારી પાસે આવવા લાગ્યા. ખુદ શાહજહાનને પણ મારી પાસે આવવાનું મન થયું. પણ તે મને મળવા આવ્યો ત્યાર પહેલાં એક અગત્યનો બનાવ બન્યો, જે મારે ભૂલી જવો જોઇએ નહીં.

---

## પ્રકરણ ૬૪ મું.

### પશ્ચાદવલોકન–શાહજહાનનું પાપકર્મ.

"જગ્યા બદલ્યા પછી આશરે ત્રણ દિવસ પૂરા થયા, ત્યારે સાંજને વખતે હું મારી ઝુંપડીની બહાર જહાંગીરના રાજ્યકાળનો વિચાર કરતો બેઠો હતો, એટલામાં એક ખેડુત દોડતો દોડતો મારી પાસે આવ્યો. સલામઅલેકુમ કરી હાંફતો હાંફતો મને કહેવા લાગ્યો કે, તે રસ્તે આવતો હતો, એટલામાં કોઈ માણસનું શરીર રસ્તામાં પડેલું તેણે જોયું: તે માણસ બહુ જ ઘાયલ થઈ ગયો છે! અને જીવે એવી બહુ ઓછી આશા છે! એ ઘાયલ માણસની મદદને માટે તે મને બોલાવવા આવ્યો હતો. આ વાત સાંભળીને, તે મરતા માણસને જોવાના વિચારથી, હાથમાં દીવો લઇને હું તેની સાથે ગયો. છેક અંધારું હવે થઈ ગયું હતું,

અને અમારા બે શિવાય ત્રીજું ત્યાં કોઈ નહોતું. દીવો ઘાયલ માણસના મોં પાસે લાવી, નીચે વળીને મેં જોયું તો મારા અતિશય ગભરાટ વચ્ચે માલમ પડયું કે, આ માણુસ તોબ્બીજો કોઈ નહીં, પણ શાહજાદો ખુશરુ હતો! આ શું ભેદ હતો, તે હું સમજી શકયો નહીં. તે અહીં એકલો કેવી રીતે આવી ચઢ્યો? માળવા જવાને બદલે અત્ર જ કેમ રહ્યો? કેદમાંથી છૂટ્યો કેમ? નાઠો કયાંથી? માર્યો કોણે? મારનાર કોણ? એ વિશે તરેહવાર વિચારો મારા મગજમાંથી બે ક્ષણમાં પસાર થઈ ગયા. બે મીનીટ તો હું દિગ્મુઢ થઈ ગયો, પણ તરત જ મને યાદ આવ્યું કે, પેલો ખેડુત મોં આગળ ઉભેલો છે, અને તે ચેતી જશે તો કાંઈ નવી આફત વહોરી લેવી પડશે.

"આમ ધારીને બીજું કશું નહીં બોલતાં, આ ઘાયલ થયલા માણસને ઉંચકીને મારી ઝુંપડીમાં લઇ જવામાં મદદ કરવા મેં તે ખેડુતને કહ્યું. તે ભલા ખેડુતે તરત કબુલ કીધું. તેની મદદથી હું તત્કાળ ખુશરુને મારી ઝુંપડીમાં લઈ આવ્યો. મારી ઝુંપડીના પાછલા ઓરડામાં કે જ્યાં બહારનાં કોઈ પણ માણસને આવવાની રજા નહોતી, ત્યાં મેં ખુશરુને સુવાડ્યો, અને જે થોડું ઘણું દવાનું મને જ્ઞાન હતું, તે પ્રમાણે મેં તેના પર ઉપચારો કરવા માંડ્યા. તે જીવી શકશે એમ મારી પૂરી ખાત્રી હતી, તેથી મેં પણ તેનાપર ઘણું ધ્યાન આપવા માંડ્યું.

"ધીમે ધીમે ખુશરુ સાજો થવા લાગ્યો. મારી ઝુંપડીના આગલા ભાગમાં અથવા તો ઝુંપડીની બહાર જવાની મેં તેને ચોખ્ખી ના પાડી હતી. તે અંદર ભરાઈ રહેતો, તેથી તેના રહેવાની કોઇને પણ ખબર પડી નહીં. પાછી હંમેશની માફક હું મારા પરોણાઓની મુલાકાત લેવા લાગ્યો. આ પ્રમાણે જ્યારે ખુશરુ મારે ત્યાં હતો, તેવામાં એક દિવસે દુષ્ટ કર્મચારી ખુરરમ મારે ત્યાં આવ્યો અને જેમ બીજાઓ પોતાનું ભવિષ્ય મને પૂછતા હતા, તેમ એ પણ મને પૂછવા લાગ્યો! ઈન્સાફને ખાતર મારે કહેવું જોઇએ કે, તે એક શાહજાદાને લાયક કીમતી ભેટો મારે માટે લાવ્યો હતો, તેમ જ વળી ખુશરુનો હું પક્ષપાત કરું છું એવો તેને બીલકુલ શક નહીં જવાથી, તે મારા તરફ પૂરતું માન રાખી, મને તેના ભવિષ્યમાં શું શું છે, તે વિશે પૂછવા લાગ્યો.

"મેં તેને જણાવ્યું કે, 'તું આખા હિંદુસ્તાનનો બાદશાહ થશે.' કારણ કે હું જાણતો હતો કે, તે અત્યારથી તખ્ત મેળવવાને માટે અતિશય મહેનત કરતો હતો, તેમ જ તેની દાનત નેક નહોતી, તેથી તે કોઈ પણ રીતે તખ્ત મેળવી શકશે એમ પણ મેં ધાર્યું. વળી મેં તેને જણાવ્યું કે, 'જ્યારે તે વૃદ્ધ થશે ત્યારે તેના છોકરાઓ પણ તખ્તને માટે લડાઈ કરશે, માંહે-

માંહે ખૂન કરશે, અને તને જીવતો પકડી, તખ્તપરથી દૂર કરવામાં આવશે.' બચ્ચા સાદિક! તું જોઈ શકશે કે, લગભગ ત્રીસ વરસની વાતપર મેં જે ભવિષ્ય ભાખ્યું હતું, તે આજે અક્ષરસઃ સત્ય ઠર્યું છે. હું ધારું છું કે, હવે શાહજહાન મારા ભવિષ્ય કથનને યાદ પણ કરતો હશે. જો કે હું હજુ આ દુનિયાપર હૈયાત છઉં, એવું તે ભાગ્યે જ માનતો હશે. આ ભવિષ્ય કહેવામાં મને કાંઈ ઝાઝી હરકત પડી નહોતી. માણુસ જાતના સ્વભાવનો જો સારો અભ્યાસ કર્યો હોય તો બધું આરસી જેવું સ્પષ્ટ માલમ પડે છે. મેં નજરોનજર અનુભવ્યું હતું કે, શાહજહાન દુષ્ટ બુદ્ધિનો હતો, ઘણો લોભી હતો અને તેનામાં નેકદ્યાનત જેવું કશું નહોતું. સામાન્ય રીતે બાપનામાં જે સદ્‌ગુણ અથવા દુર્ગુણ હોય છે, તે છોકરામાં પણ ઉતરી આવે છે. વળી આના સંબંધમાં તો વંશપરંપરા ઝઘડાઓ થયલા મને માલમ હતા. એથી મેં અટકળ કરીને તે વખતે ખુરર્‌મને જે કહ્યું, તે તદ્દન સાચું પડ્યું છે. સાચું પાડનાર તો અલ્લાહતાલા છે:

"ઠીક; ખુરર્‌મ પોતાનું ભવિષ્ય સાંભળી ખિન્ન મનથી પાછો ફર્યો. હવે ખુશરુની તબીયત ધીમે ધીમે વધારે સુધરવા લાગી. બીજા ત્રણ ચાર દિવસમાં તો તે પૂરેપૂરો ટટાર થયો. શું કરવું તે વિશે એ મારી સલાહ પૂછવા લાગ્યો. મેં તેના ઉપર આ આફત કેવી રીતે આવી પડી, તે જાણવા માંગ્યું. તેણે મને કહ્યું કે, જે રાત્રે હું તમને ઝુંપડીમાં મળી ગયો હતો, તે જ રાત્રે મ્હેલમાં પાછો ફર્યો, તે વખતે મને પકડવામાં આવ્યો, અને કેદખાનામાં લઈ ગયા. માળવાના કિલ્લામાં લઈ જઈ ત્યાં જ મને કેદ જ કરી રાખવાના હતા, એવું પકડનારે મને જણાવ્યું હતું. ત્રણચાર દિવસ એમને એમ વહી ગયા. એક દીવસે ઓચિંતો દારોગો મને આવીને કહેવા લાગ્યો કે, હવે તમને દીલ્લીથી લઈ જવામાં આવનાર છે, માટે તૈયાર થઈ રહેજો. આશરે બે કલાક પસાર થઈ ગયા, અને બીજાં માણુસો આવી મને બહાર ઘસડી ગયા. અમારી મુસાફરીને માટે સર્વે ગોઠવણો તૈયાર કરવામાં આવી, એટલે જેવો મને કેદખાનાની બહાર લાવવામાં આવ્યો કે, અમે મુસાફરી ચાલુ કીધી. મારી સાથે ઝાઝો રસાલો નહોતો. માત્ર ચાર જણા હથિયાર સાથે ચાલતા હતા. મારો જાન લેવામાં આવશે એવો મને બીલકુલ શક ગયો નહીં, પણ જ્યારે ઝુંપડીથી કેટલેક આધે અમે આવી પહોંચ્યા, અને અંધારું થયું, ત્યારે તે ચારે જણા ઓચિંતા મારાપર તૂટી પડયા, અને મને સખત રીતે ઘાયલ કરી નાસી ગયા. હું હથિયાર વગરનો હતો, મારાથી બૂમ પાડી શકાઈ નહીં. હું મોતને શરણ થવાને તરત તત્પર બની ગયો. પછી શું થયું તે તમે જાણો છો.

મારી ઝુંપડી ક્યારની છોડી ગયા હતા. હવે હું એકલો શું કરી શકું? મદદને માટે કોઈ ચલીયું પણ અત્યારે મને મળે એમ નહોતું. તેથી હવે તો સવાર પડતાં સૂધી આ છોકરાઓની સંભાળ લઇને ઝુંપડીમાં જ બેસી રહેવું મને વધારે યોગ્ય લાગ્યું, અને સવાર થતાં દીલ્લી જઇને બાદશાહને આ વાતની જલદી ખબર આપી આવવી, એવો ઠરાવ કીધો! સવાર પડી ને હું જવાની તૈયારી કરું છું, ત્યાર પહેલાં તો પેલા બંને ઘોરકર્મીઓ–સદુલ્લાખાન અને નજફઅલીખાન–હસતા હસતા મારી ઝુંપડીનું બારણું જોસમાં ઉઘાડીને અંદર દાખલ થયા. મને બહાર જવાની તૈયારી કરતો જોઈ તેઓ મને પૂછવા લાગ્યા કે, હું કયાં જતો હતો? તેમની કાંઈ પણ દરકાર રાખ્યા વગર મેં મારો હેતુ તેમને જણાવ્યો. તેઓ જોસથી મારો હાથ પકડી મને ધક્કો મારી અંદર લઈ ગયા. મને ધમકી આપી કે, જો મેં જરા પણ ચૂં કે ચાં કરી તો આ બાળકોને એક સપાટે તેમના કાકાની પાસે મોકલી દેવામાં આવશે. મારે તદ્દન મુંગા રહેવું અને ઘોર ખોદીને શેહરીયારને દાટી દેવામાં તેમને મદદ કરવી.

"નછૂટકે, ઘણી જ દીલગીરી વચ્ચે, માત્ર આ કુમળા બાળકોને બચાવવાને માટે, તેમનું કહેવું મેં કબુલ કર્યું. અમે ત્રણે જણાંએ મળીને ઘોર ખોદી અને મારા જીવજાન દોસ્તને, તેના ખૂનીઓની સાહેતાથી દાટી દીધો. હજુ આ નરપિશાચો ધરાયા નહીં. તેમનું પાપી અંતઃકરણ ડંખતું હતું; તેમને બીક લાગતી હતી કે, રખેને હું તેમનું પોગળ ઉઘાડું કરી દઇશ. માટે હું તેમ નહીં કરું, તેની જામીનગીરી તરીકે તેઓએ બીજો રસ્તો લીધો. આ ત્રણે છોકરાંઓને તેઓ પોતાની સાથે લઈ જવા માંગતા હતા, અને જો કદાપિ શેહરીયારના ખૂનની વાત હું બહાર કાઢું, તો તેઓ તરત આ છોકરાંઓને મારી નાંખશે, એમ તેઓએ મને જણાવ્યું! મારો કાંઈ ઉપાય નહોતો. મરનાર મરી ગયો, હવે તો જીવતાને જ બચાવવાનું મારું કામ હતું. મેં કસમ ખાધા કે, તેમના ખૂનની વાત કદી હું કહીશ નહીં. તેઓએ વળતા કસમ ખાધા કે, તેઓ આ છોકરાંઓને કદી મારશે નહીં, પણ પોતાના પેટનાં હોય તેમ પાલન કરશે.

"આ બે જણમાંથી નજફઅલીખાન હજી કુંવારો હતો, તેથી બાળકોની કોઈ સંભાળ લઈ શકે એવું એના ઘરમાં નહીં હોવાથી, સૌથી નાના છોકરા અને છોકરીને પોતાના સગા બુરકંદાઝખાનને સોંપવાની ઇચ્છા બતાવી. તેણે જણાવ્યું કે, આ બે જણાં શેહરીયારનાં છોકરાં છે એવું કદી કોઇના જાણવામાં આવશે નહીં. બુરકંદાઝખાનનાં તેઓ ભત્રીજા અને ભત્રીજી છે, એમ જ હમેશાં જણાવવામાં આવશે. ખુદ છોકરાઓ પણ મોટી ઉમરે પોતાની ઓલાદ જાણી શકશે નહીં. નજફ-

મુલાકાત લેવા લલચાવ્યો. તે ભોળો શાહજાદો કબુલ થયો, અને પોતાના ભાઈના છોકરાઓને લઈને હજ કરવા નીકળ્યો. અજમેરથી પાછાં ફરતી વખતે જ્યારે તેઓ મારી ઝુંપડી પાસે આવી પહોંચ્યા, ત્યારે પુષ્કળ વરસાદ પડતો હતો, તોફાન થતું હતું, એટલે તેમને આશ્રય લેવાની ખાસ જરૂર પડી. મારાથી બનતી સગવડ કરી તેમને મેં મારી ઝુંપડીમાં આશ્રય આપ્યો. એક ઓરડામાં શાહજાદો, નાનાં બાળકોને લઈને ઉતર્યો, અને બીજામાં સદુલ્લાખાન, તેમ જ નજફઅલીખાન ઉતર્યા. મારાથી બન્યો તેવો આવકાર મેં તેમને આપ્યો. તેઓએ સહેજ નાસ્તો કીધો અને થાકી ગયલા હોવાથી જલદી ઉંઘી ગયા.

"સૌથી આગલા ઓરડામાં હું સુતો હતો, બીજા ઓરડામાં શેહરીયાર પોતાના નિર્દોષ ભત્રીજાઓને પાસામાં લઈને સુતો હતો અને ત્રીજામાં પેલા બે કાવત્રાંખોરા ચંડાલ સુતા હતા. લગભગ મધરાત થઈ ગઈ, અને હું પણ અડધો પડધો ઉંઘી ગયો હતો, ત્યારે એકાએક તલવારનાં ઝપાઝપીના અવાજથી હું જાગી ઉઠયો. જે ઓરડીમાં શેહરીયાર સુતો હતો, ત્યાંથી અવાજ આવતો હતો. હું એકદમ ફાળ ખાઈને ઉઠયો, અને હાથમાં દીવો લઈને, જ્યાં શેહરીયાર સુતો હતો ત્યાં ગયો. તે બીચારો લોહીમાં રગદોળાતો હતો. તેની છાતીમાં, માથાપર, તેમ જ શરીરના બીજા ભાગોપર મોટા જખમ કરવામાં આવ્યા હતા.

"આહા! કેવો ભયંકર દેખાવ! હજુ પણ જ્યારે તે મને યાદ આવે છે ત્યારે હું ધ્રુજું છું. પેલાં નિર્દોષ બાળકો કશું જાણતાં નહોતાં કે આ શું બને છે. કાકા! કાકા! કરીને તેઓ બૂમ પાડવા લાગ્યાં અને ચીસ પાડીને રડતાં હતાં. સૌથી મોટો છોકરો કે જે શેહરીયારની જોડાજોડ સુતો હતો, તે બીચારો પણ સપડાઈ ગયો હતો. તલવારનો એક ઝટકો તેને લાગ્યો, તેના કાંડાપર મોટો ઘા પડ્યો અને તેમાંથી પણ લોહી વહેતું હતું. તેમ છતાં, મારું ધ્યાન તો ખુદ શાહજાદા તરફ જ રોકાઈ રહ્યું હતું. પણ નસીબ! તેનું આવી બન્યું હતું. તેના મિત્રો નિમકહરામ નીવડ્યા હતા. તેની ગમે તેટલી સાવચેતી છતાં, તેમ જ નૂરજહાનની, અને ખુદ જહાંગીરની ગમે તેટલી સંભાળ હોવા છતાં, તેનાપર ખુરરૂમની કાતેલ તલવાર ફરી ચૂકી હતી. તે જીવે એવી બીલકુલ આશા રહી નહીં. તે પોતાનો છેલ્લો દમ ખેંચતો હતો. તે કાંઈ બોલી શકયો નહીં, ઓળખી શકયો નહીં, થોડીજ મીનીટમાં તે ખોદાતાલા પાસે પહોંચી ગયો.

"મારા ગભરાટનો કાંઈ પાર રહ્યો નહીં. મારે શું કરવું, તેની મને સમજ પડી નહીં. તે છતાં હું સમજી ગયો કે, આ ઘોર કર્મ કરનાર પેલા બે જણાઓ જ હતા. તેમને હું શોધવા નીકળ્યો, પણ તેઓ તો

મારી ઝુંપડી ક્યારની છોડી ગયા હતા. હવે હું એકલો શું કરી શકું? મદદને માટે કોઈ ચલીયું પણ અત્યારે મને મળે એમ નહોતું. તેથી હવે તો સવાર પડતાં સુધી આ છોકરાઓની સંભાળ લઇને ઝુંપડીમાં જ બેસી રહેવું મને વધારે યોગ્ય લાગ્યું, અને સવાર થતાં દીલ્લી જઇને બાદશાહને આ વાતની જલદી ખબર આપી આવવી, એવો ઠરાવ કીધો! સવાર પડી ને હું જવાની તૈયારી કરું છું, ત્યાર પહેલાં તો પેલા બંને ઘોરકર્મીઓ–સદુલ્લાખાન અને નજફઅલીખાન–હસતા હસતા મારી ઝુંપડીનું બારણું જોસમાં ઉઘાડીને અંદર દાખલ થયા. મને બહાર જવાની તૈયારી કરતો જોઈ તેઓ મને પૂછવા લાગ્યા કે, હું કયાં જતો હતો? તેમની કાંઈ પણ દરકાર રાખ્યા વગર મેં મારો હેતુ તેમને જણાવ્યો. તેઓ જોસથી મારો હાથ પકડી મને ધક્કો મારી અંદર લઈ ગયા. મને ધમકી આપી કે, જો મેં જરા પણ ચૂં કે ચાં કરી તો આ બાળકોને એક સપાટે તેમના કાકાની પાસે મોકલી દેવામાં આવશે. મારે તદ્દન મુંગા રહેવું અને ઘોર ખોદીને શેહરીયારને દાટી દેવામાં તેમને મદદ કરવી.

"નછૂટકે, ઘણી જ દીલગીરી વચ્ચે, માત્ર આ કુમળા બાળકોને બચાવવાને માટે, તેમનું કહેવું મેં કબુલ કર્યું. અમે ત્રણે જણાંએ મળીને ઘોર ખોદી અને મારા જીવજાન દોસ્તને, તેના ખૂનીઓની સાહેતાથી દાટી દીધો. હજુ આ નરપિશાચો ધરાયા નહીં. તેમનું પાપી અંતઃકરણ ડંખતું હતું; તેમને બીક લાગતી હતી કે, રખેને હું તેમનું પોગળ ઉઘાડું કરી દઇશ. માટે હું તેમ નહીં કરું, તેની જામીનગીરી તરીકે તેઓએ બીજો રસ્તો લીધો. આ ત્રણે છોકરાંઓને તેઓ પોતાની સાથે લઈ જવા માંગતા હતા, અને જો કદાપિ શેહરીવારના ખૂનની વાત હું બહાર કાઢું, તો તેઓ તરત આ છોકરાંઓને મારી નાંખશે, એમ તેઓએ મને જણાવ્યું! મારો કાંઈ ઉપાય નહોતો. મરનાર મરી ગયો, હવે તો જીવતાને જ બચાવવાનું મારું કામ હતું. મેં કસમ ખાધા કે, તેમના ખૂનની વાત કદી હું કહીશ નહીં. તેઓએ વળતા કસમ ખાધા કે, તેઓ આ છોકરાંઓને કદી મારશે નહીં, પણ પોતાના પેટનાં હોય તેમ પાલન કરશે.

"આ બે જણમાંથી નજફઅલીખાન હજી કુંવારો હતો, તેથી બાળકોની કોઈ સંભાળ લઈ શકે એવું એના ઘરમાં નહીં હોવાથી, સૌથી નાના છોકરા અને છોકરીને પોતાના સગા બુરકંદાઝખાનને સોંપવાની ઇચ્છા બતાવી. તેણે જણાવ્યું કે, આ બે જણાં શેહરીયારનાં છોકરાં છે એવું કદી કોઇના જાણવામાં આવશે નહીં. બુરકંદાઝખાનનાં તેઓ ભત્રીજા અને ભત્રીજી છે, એમ જ હમેશાં જણાવવામાં આવશે. ખુદ છોકરાઓ પણ મોટી ઉમરે પોતાની ઓલાદ જાણી શકશે નહીં. નજફ-

અલ્લીની આ માંગણી સદુલ્લાખાનને પણ પસંદ પડી, તેથી તેણે સૌથી મોટા છોકરાને પોતાના છોકરા દાખલ ઘેર લઈ જવા જણાવ્યું. મને હજુ યાદ છે કે, જે છોકરો શેહરીયારની પાસે સુતો હતો, અને જેના કાંડાપર તલવારનો ઝટકો લાગ્યો હતો, તે છોકરાને જ સદુલ્લાખાન લઈ ગયો હતો. આ પ્રમાણે ગોઠવણ કરી પેલા કુમળાં બાળકોને લઇને મને મારી ઝુંપડીમાં એકલો મૂકી, આ બંને નીચ ખૂનીઓ દીલ્લી પાછા ચાલ્યા ગયા."

---

## પ્રકરણ ૬૫ મું.

## શાહજાદો દાવીરબખ્શ.

અત્યાર સૂધી ગુરશાસની વાતો હું એક ધ્યાનથી સાંભળ્યા કરતો હતો. એની વાત સાંભળવાને મને ઘણો રસ પડતો હતો. પણ જેમ જેમ એ કોકડું ઉકેલતો ગયો, તેમ તેમ ખુશરુનો મોટો છોકરો હું જ છઉં કે નહીં, તે જાણવાની મને ચટપટી થવા લાગી. પરંતુ ગુરશાસ એટલો તો કડીબંધ પોતાની વાતો કર્યો જતો હતો કે, મારાથી વચ્ચે બોલી શકાતું નહોતું. પણ હવે મારી ધીરજ રહી નહીં. સહેજ દમ લેવાને ગુરશાસ થોભ્યો, એટલે હું બૂમ પાડી ઉઠ્યો કે; "યા ખોદા! યેહ કયા મુઝકો યકીન હૈ કે મૈ ખુદ ઉસકા—"

"સબુર!" મને આગળ બોલતાં જ અટકાવીને તે કહેવા લાગ્યો: "હું કહું તે સાંભળ. વચ્ચે બોલ નહીં."

"પેલા ખૂનીઓ ગયા ત્યાર પહેલાં શેહરીયારના શરીરપરથી ઉત્તમ વસ્ત્રો અને કીંમતી દાગીનાઓ તેઓએ કાઢી લીધા, અને માંહોમાંહે વહેંચી લીધા. દરેક જણાએ સરખે ભાગે પોતાની લુંટ વહેંચી લીધી હતી. વળી શેહરીયારની આંગળીપર બે વીંટીઓ હતી, તેમાંની એક પોતાની હતી અને બીજી ખુશરુએ જૂદા પડતી વખતે તેને આપી હતી તે. એ વીંટી શેહરીયાર પોતાની આંગળીએ પહેરી રાખતો હતો. આ બંને વીંટીઓ સદુલ્લાખાને અને નજફઅલ્લીએ વહેંચી લીધી. તેઓએ તરત જ અક્કેકી પોતાને આંગળે પહેરી લીધી. મને હવે સમજ પડે છે કે, તેઓએ આ વીંટીઓ અત્યાર સૂધી જાળવી રાખી હતી. તારા હાથપર જે વીંટી હું જોઉં છું, તે જ વીંટી ખુશરુના હાથપર હતી. તને હવે વધારે વખત ટવળાવ્યા કરવાની મારી ઇચ્છા નથી, માટે જે છે તે હું તને સ્પષ્ટ કહી દઉં છું કે, તારો સાથી બાકરઅલ્લી બીજો કોઈ નહીં, પણ શાહજાદો ખુશરુ તારો બાપ! જહાંગીરનો પાટવી કુંવર! શાહજહાનનો વડો ભાઈ! ઔરંગઝેબનો કાકો!"

હું આ ખબર સાંભળવાને માટે તૈયાર જ હતો. મારી ખાત્રી થતી ગઈ હતી કે, હું એક રાજબીજ છું. પણ જ્યારે ખુદ ગુરશાસને મોંઢેથી સ્પષ્ટ વૃત્તાંત મારા જન્મ સંબંધે સાંભળ્યો, ત્યારે મને સમજ પડી નહીં કે, હું ખુશી થયો કે, દીલગીર થયો! મારા મનમાં એટલી બધી લાગણીઓ પસાર થઇ ગઈ, મારી જીંદગીના તેમ જ રાજ્યના એટલા બધા વિચારો સડસડાટ આવવા લાગ્યા કે, કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર, ગંભીર ચહેરે હું બેસી જ રહ્યો, મારું મન જ્યારે સ્થિર થયું ત્યારે મેં ગુરશાસને કહ્યું કે "બીજું તમારે જે કાંઇ જણાવવું હોય તે જણાવો."

"તારો જમણો હાથ લાવ જોઉં!" તે બોલ્યો. "તારા કાંડાપર જે જખમ થયો હતો, તેનો કાપ હજુ પણ હોવો જોઇએ."

મેં મારો હાથ બતાવ્યો. તેનાપર કાપ પડેલો હતો જ. તે જોઇને તે કહેવા લાગ્યો; "હા, હા, એ જ કાપ! ખોદા મારો ગવાહ છે. હું તને નક્કી કહું છું કે, તું જ ખુશરુનો મોટો પુત્ર ને મોગલ શાહનશાહનો વારસ છે! જહાંગીર બાદશાહના છોકરાનો છોકરો તે તું જ."

છેવટનો, પણ મારી આખી જીંદગીમાં ફેરફાર કરનારો હેવાલ સાંભળી, મારી લાગણી ઉભરાઈ આવી. મારી આંખમાંથી દબક દબક આંસુ ટપ-કવા લાગ્યાં. મારા પિતા મળ્યા, તે જાણી હું ખુશી થયો. પણ જે કમકમાટ ભરી રીતે મારા કાકાનું મૃત્યુ થયું, તે જાણીને હું ખિન્ન થયો. જ્યારે હું મારું મન ફરીથી સ્થિર રાખી શક્યો, અને બોલવાને શક્તિવાન્ થયો, ત્યારે હું બૂમ મારી ઉઠયો; "ઓ ખોદા! હાય! મેં અત્યાર સુધી શું કીધું! ખુની શાહજહાનને માટે મેં મારી આખી જીંદગી નકામી ખોઈ દીધી! અહા! સદુલ્લાખાને મનેં મારો વંશ જણાવ્યો હોત તો કેવું સારું! હવે એણે મને વીંટી આપી તેનો ભેદ હું સમજ્યો. નજફઅલીએ કહ્યું હતું કે તે બધું જાણે છે, પણ કહેવા માંગતો નથી, તે પણ વાજબી હતું. પણ હાય! મારાં ભાઇ બ્હેન કયાં છે! ઓ ખોદા! શું એ બનવા જોગ નથી કે, યુસફ અને ગુલાબ મારાં જ ભાઈ બહેન હોય?"

"શું બુરકંદાઝે જેને ઉછેરી મોટાં કર્યાં હતાં, તેનાં નામ યુસફ અને ગુલાબ હતાં?" ગુરશાસ મને પૂછવા લાગ્યો.

"હા."

"અને એને પોતાને છોકરાં હતાં જ નહીં?"

"ના, તેને કશું પણ ફરજંદ નહતું!"

"ત્યારે તો નક્કી યુસફ તારો ભાઈ, અને ગુલાબ તારી બહેન!"

અમારાં સગપણની ખાત્રી મળી કે, મારી આંખમાં ફરીથી આંસુ આવ્યાં. ગુલાબનું થયલું ખૂન મને યાદ આવ્યું. એક બહેન તરીકે તેને મળવાનું મારે માટે હવે તદ્દન અશક્ય હતું!

મારા તરફ કાંઈ પણ ધ્યાન આપ્યા વગર ગુરશાસ મને પૂછવા લાગ્યો. "ત્યારે આ વાત શું સાચી છે કે, એક છોકરી જેને નજફઅલીએ પોતાની છોકરી તરીકે ઓળખાવી હતી, તેને હાથે ગુલાબનું ખૂન થયું હતું?"

"તદ્દન સાચું. ઓ ખોદા! હું એને બચાવવા કેટલી કોશેશ કરતો હતો. મેં એને માટે કેટલું ખમ્યું છે!"

રડતે ચ્હેરે મેં તેને જવાબ દીધો. હવે મને મારી જીંદગીના આગલા બનાવો યાદ આવવા લાગ્યા. સદુલ્લાખાન મને ગુલાબ સાથે પરણતો અટકાવવા માંગતો હતો, તેમ જ પોતાના ખૂની સાથીની છોકરી સાથે મને પરણાવવા માંગતો હતો, તેનું કારણ પણ હું સમજ્યો. સદુલ્લાખાન મને જે મોટી જગ્યાઓ અપાવતો હતો, શાહજહાનની દરબારમાં આગળ પાડતો હતો, તેનું ખરું કારણ તો પોતે આગળ પડવામાં મને માત્ર હથિયાર તરીકે જ વાપરવાનો તેનો હેતુ હતો; અને તેટલા જ માટે, તેના કેદ થવા પછી, ઔરંગઝેબની તેમ જ નજફની પૂછવાની કાળજી, કે સદુલ્લાખાને મને કાંઈ કહ્યું છે કે નહીં, તેમ જ મને પોતાને વીંટીનો કાંઈ ભેદ ખબર છે કે નહીં. અલબત્ત, જો મને મારા કુળ વિશે ખબર પડે તો તેમની બધી બાજી ઉલટાઈ જાય, તેટલા માટે જ તેઓ મને કાંઈ કહેતા નહોતા.

શાહજહાનને હું કોણ હતો, તેની બીલકુલ ખબર નહોતી. તે તો એમ જ માનતો હતો કે, ખુશરુ તેનાં ત્રણે દીકરાંઓ અને શેહરીયાર માર્યાં ગયાં છે. જે કામ સદુલ્લાખાનને સોંપવામાં આવ્યું હતું, તે તેણે પાર પાડયું હતું અને તેટલા જ માટે ઇનામ તરીકે શાહજહાને તેને વજીરાત આપી હતી. પરંતુ ઔરંગઝેબને મારે વિશે ખબર કેવી રીતે પડી, તે હું સમજી શકયો નહીં. વખતે નજફઅલીએ તેને મ્હોડે વાત કીધી હશે; કારણ કે ઔરંગઝેબને અને નજફઅલીને શરૂઆતમાં એક ગાંઠ હતી અને તેટલા જ માટે ઔરંગઝેબ મને કોઈ પણ મોટી જગ્યા આપવાની ના કહેતો હતો, અને મને પોતાનાથી દૂરનો દૂર રાખ્યા કરતો હતો. સદુલ્લાખાન મને વારંવાર કહેતો હતો કે, તેની જીંદગી ઔરંગઝેબના હાથમાં હતી; તેનું પણ આ જ કારણ હશે. જો ઔરંગ-ઝેબ સદુલ્લાખાનના ખૂનોની વાત જાહેર કરી દે, તો નિશ્ચય રાજ્યમાં મોટો ફેરફાર થયા વગર રહે નહીં. શાહજહાનનું પાપકર્મ પ્રકટ થાય, સદુલ્લાખાન ફાંસીએ જાય, અને હકદારને હક આપવા લોકોની લાગણી ઉશ્કેરાઈ જાય. માટે પોતાનો જાન બચાવવાને ખાતર જ સદુલ્લાખાન ઔરંગઝેબને મદદ કરવા માટે મને આગ્રહ કર્યા કરતો હતો!

આ પ્રમાણે મારી જીંદગીના આગલા બનાવો તાજા થયા. મને એમ જ લાગ્યું કે, આ બધા બનાવો ગઈ કાલે જ બની ગયા છે! કાંઈક

હર્ષની, કાંઇક શોકની લાગણીથી હું આ વિચારોમાં ભમ્યા કરતો હતો. આ પ્રમાણે હું ક્યાં સુધી બેસી રહેત, તે હું કહી શકતો નથી; કારણ કે ગુરશાસ મારી સાથે વાત પૂરી કરીને ચાલ્યો ગયો હતો. પણ થોડી જ વારમાં ગુરશાસ મારા બાપને લઇને અંદર દાખલ થયો, અને તેને જોતાંની સાથે કાંઇક ચમકીને હું ઉભો થયો! મારા બાપની તરફ દોડ્યો, અને મારી જીંદગીમાં પહેલી જ વાર હું તેમને પગે પડ્યો.

તેઓએ મારો હાથ પકડી મને ઉઠાડ્યો, અને કહેવા લાગ્યો; "ઉઠ, દાવીરબખ્શ, ઉઠ. હું ધારું છું કે મારા જુના દોસ્તે તને બધી વાતથી વાકેફ કીધો હશે. તારું નામ દાવીરબખ્શ છે. એ તો પેલો ખૂની તને સાદીક કહીને બોલાવતો હતો. ખોદાના શુકર ગુજાર કે, તું એક શાહજાદો છે."

"જી હા. મને આ મુરબ્બી સાહેબે બધી વાત કહી છે. તમારાપર તેમ જ મારા મુરબ્બીકાકા સાહેબ .શેહરીયારપર જે આફતો આવી પડી હતી, તે સાંભળીને હું ઘણો જ દીલગીર થયો છું. એક ખૂનીને હું અત્યાર સુધી મદદ કરતો હતો."

"કાંઇ ફીકર નહીં, બેટા! તેમનાપર વેર લેવાશે. મારે માટે હું કાંઈ દરકાર કરતો નથી. હું હવે ઘણો ઘરડો થયો છું; તરવાર પકડી જાણું છું. પણ પૂરેપૂરી વાપરવાની મારી તાકાત દૂર થતી જાય છે! પણ તને જોઇને મને ફરીથી હીંમત આવી છે. એક ખરા હકદારનો તું છોકરો છે. માટે ચાલ ઉઠ, કસમ ખા, કે જ્યાં સુધી આ શરીરમાં લોહી વહે છે, ત્યાં સુધી આપણો હક મેળવવાને, મોગલ તખ્ત મેળવવાને, જરા પણ પાછી પેની કરીશ નહીં."

"પિતાજી! હું કસમ ખાઇને કહું છું કે, તમે કહેશો તેજ પ્રમાણે હું કરીશ. જો હું તેમ કરવામાં પાછો હઠું તો આ શરીરનો તમને ફાવે તે ઉપયોગ કરજો."

"ઠીક, દાવીર! બેઠો થા. ખોદા તને સુખી કરે. હવે મારાં બીજાં બે છોકરાં મને મળે તો કેવું સારું!"

"હજુ એક જણુ તમારો આશિર્વાદ મેળવવાને કદાચ ભાગ્યશાળી થાય, પણ–" મેં કહ્યું.

"ત્યારે શું એક જણુ હૈયાત નથી? શું મારો નાનો છોકરો, અરે–તારો નાનો ભાઈ"

"નાજી. ભાઈ હૈયાત હશે, બહેન નથી."

"હાય! ગરીબ બીચારી શાહજાદી! ચાલો, દુ:ખમાંથી છૂટી; પણ વારુ, તે કેવી રીતે મરી ગઈ?"

"બહુ જ ઘાતકી રીતે!"

મારા તરફ કાંઈ પણ ધ્યાન આપ્યા વગર ગુરદાસ મને પૂછવા લાગ્યો. "ત્યારે આ વાત શું સાચી છે કે, એક છોકરી જેને નજફઅલીએ પોતાની છોકરી તરીકે ઓળખાવી હતી, તેને હાથે ગુલાબનું ખૂન થયું હતું?"

"તદ્દન સાચું. ઓ ખોદા! હું એને બચાવવા કેટલી કોશેશ કરતો હતો. મેં એને માટે કેટલું ખમ્યું છે!"

રડતે ચ્હેરે મેં તેને જવાબ દીધો. હવે મને મારી જીંદગીના આગલા બનાવો યાદ આવવા લાગ્યા. સદુલ્લાખાન મને ગુલાબ સાથે પરણતો અટકાવવા માંગતો હતો, તેમ જ પોતાના ખૂની સાથીની છોકરી સાથે મને પરણાવવા માંગતો હતો, તેનું કારણ પણ હું સમજ્યો. સદુલ્લાખાન મને જે મોટી જગ્યાઓ અપાવતો હતો, શાહજહાનની દરબારમાં આગળ પાડતો હતો, તેનું ખરું કારણ તો પોતે આગળ પડવામાં મને માત્ર હથિયાર તરીકે જ વાપરવાનો તેનો હેતુ હતો; અને તેટલા જ માટે, તેના કેદ થવા પછી, ઔરંગઝેબની તેમ જ નજફની પૂછવાની કાળજી, કે સદુલ્લાખાને મને કાંઈ કહ્યું છે કે નહીં, તેમ જ મને પોતાને વીંટીનો કાંઈ ભેદ ખબર છે કે નહીં. અલબત્ત, જો મને મારા કુળ વિશે ખબર પડે તો તેમની બધી બાજી ઉલટાઈ જાય, તેટલા માટે જ તેઓ મને કાંઈ કહેતા નહોતા.

શાહજહાનને હું કોણ હતો, તેની બીલકુલ ખબર નહોતી. તે તો એમ જ માનતો હતો કે, ખુશરુ તેનાં ત્રણે દીકરાંઓ અને શેહરીયાર માર્યાં ગયાં છે. જે કામ સદુલ્લાખાનને સોંપવામાં આવ્યું હતું, તે તેણે પાર પાડયું હતું અને તેટલા જ માટે ઇનામ તરીકે શાહજહાને તેને વજીરાત આપી હતી. પરંતુ ઔરંગઝેબને મારે વિશે ખબર કેવી રીતે પડી, તે હું સમજી શકયો નહીં. વખતે નજફઅલીએ તેને મ્હોડે વાત કીધી હશે; કારણ કે ઔરંગઝેબને અને નજફઅલીને શરૂઆતમાં એક ગાંઠ હતી અને તેટલા જ માટે ઔરંગઝેબ મને કોઈ પણ મોટી જગ્યા આપવાની ના કહેતો હતો, અને મને પોતાનાથી દૂરનો દૂર રાખ્યા કરતો હતો. સદુલ્લાખાન મને વારંવાર કહેતો હતો કે, તેની જીંદગી ઔરંગઝેબના હાથમાં હતી; તેનું પણ આ જ કારણ હશે. જો ઔરંગ-ઝેબ સદુલ્લાખાનના ખૂનોની વાત જાહેર કરી દે, તો નિશ્ચય રાજ્યમાં મોટો ફેરફાર થયા વગર રહે નહીં. શાહજહાનનું પાપકર્મ પ્રકટ થાય, સદુલ્લાખાન ફાંસીએ જાય, અને હકદારને હક આપવા લોકોની લાગણી ઉશ્કેરાઈ જાય. માટે પોતાનો જાન બચાવવાને ખાતર જ સદુલ્લાખાન ઔરંગઝેબને મદદ કરવા માટે મને આગ્રહ કર્યા કરતો હતો!

આ પ્રમાણે મારી જીંદગીના આગલા બનાવો તાજા થયા. મને એમ જ લાગ્યું કે, આ બધા બનાવો ગઈ કાલે જ બની ગયા છે! કાંઈક

હર્ષની, કાંઇક શોકની લાગણીથી હું આ વિચારોમાં ભમ્યા કરતો હતો. આ પ્રમાણે હું ક્યાં સુધી બેસી રહેત, તે હું કહી શકતો નથી; કારણ કે ગુરશાસ મારી સાથે વાત પૂરી કરીને ચાલ્યો ગયો હતો. પણ થોડી જ વારમાં ગુરશાસ મારા બાપને લઇને અંદર દાખલ થયો, અને તેને જોતાંની સાથે કાંઇક ચમકીને હું ઉભો થયો! મારા બાપની તરફ દોડ્યો, અને મારી જીંદગીમાં પહેલી જ વાર હું તેમને પગે પડ્યો.

તેઓએ મારો હાથ પકડી મને ઉઠાડ્યો, અને કહેવા લાગ્યો; "ઉઠ, દાવીરબખ્શ, ઉઠ. હું ધારું છું કે મારા જુના દોસ્તે તને બધી વાતથી વાકેફ કીધો હશે. તારું નામ દાવીરબખ્શ છે. એ તો પેલો ખૂની તને સાદીક કહીને બોલાવતો હતો. ખોદાના શુકર ગુજાર કે, તું એક શાહજાદો છે."

"જી હા. મને આ મુરબ્બી સાહેબે બધી વાત કહી છે. તમારાપર તેમ જ મારા મુરબ્બીકાકા સાહેબ .શેહરીયારપર જે આફતો આવી પડી હતી, તે સાંભળીને હું ઘણો જ દીલગીર થયો છું. એક ખૂનીને હું અત્યાર સૂધી મદદ કરતો હતો."

"કાંઇ ફીકર નહીં, બેટા! તેમનાપર વેર લેવાશે. મારે માટે હું કાંઈ દરકાર કરતો નથી. હું હવે ઘણો ઘરડો થયો છું; તરવાર પકડી જાણું છું. પણ પૂરેપૂરી વાપરવાની મારી તાકાત દૂર થતી જાય છે! પણ તને જોઇને મને ફરીથી હીંમત આવી છે. એક ખરા હકદારનો તું છોકરો છે. માટે ચાલ ઉઠ, કસમ ખા, કે જ્યાં સૂધી આ શરીરમાં લોહી વહે છે, ત્યાં સૂધી આપણો હક મેળવવાને, મોગલ તખ્ત મેળવવાને, જરા પણ પાછી પેની કરીશ નહીં."

"પિતાજી! હું કસમ ખાઇને કહું છું કે, તમે કહેશો તે જ પ્રમાણે હું કરીશ. જો હું તેમ કરવામાં પાછો હઠું તો આ શરીરનો તમને ફાવે તે ઉપયોગ કરજો."

"ઠીક, દાવીર! બેહો થા. ખોદા તને સુખી કરે. હવે મારાં બીજાં બે છોકરાં મને મળે તો કેવું સારું!"

"હજુ એક જણ તમારો આશિર્વાદ મેળવવાને કદાચ ભાગ્યશાળી થાય, પણ–" મેં કહ્યું.

"ત્યારે શું એક જણ હૈયાત નથી? શું મારો નાનો છોકરો, અરે–તારો નાનો ભાઈ"

"નાજી. ભાઈ હૈયાત હશે, બહેન નથી."

"હાય! ગરીબ બીચારી શાહજાદી! ચાલો, દુ:ખમાંથી છૂટી; પણ વારુ, તે કેવી રીતે મરી ગઈ?"

"બહુ જ ઘાતકી રીતે!"

"શું શેહરીયારની માફક! કમબખ્ત ખુશરૂમનાં પરાક્રમ કે?"

"ના. તેમ નહીં, પણ જેણે સુલતાન મહમુદને દગો દીધો તે૦ દુષ્ટ કાફર જીવીને હાથે! નજફની પુત્રી!"

"અફસોસ! સદહજાર અફસોસ! જો મને માલમ હતે કે મારી વહાલી છોકરીનું ખૂન કરનાર આ સેતાન છે, તો મેં એનો કયારનોયે ખુરદો કરી નાંખ્યો હોત. હાય! આ સદુલ્લા અને નજફ જેવા પાપીએ અમને કયાંથી મળ્યા?"

"પિતાજી! જે થનાર હતું તે થયું. આપણે કમર કસીને મારી બહેનનું, તમારું અને મારા કાકાનું વેર વાળવા તૈયાર થઈશું. પણ હવે આ પીરમર્દને તમે છોડી ગયા પછી તમે શું કરતા હતા, તે મને કહો."

"ભલે સાંભળ. મેં એક લશ્કરી સીપાઈતરીકેનો ધંધો અખ્તીઆર કીધો. ઇરાનમાં, કાશ્મીરમાં અને કાબુલમાં મેં ઘણી લડાઈઓમાં ભાગ લીધો. મને મારી તલવાર ઘણી જ કામ લાગતી હતી. એ તલવારની મદદથી દીલ્લી પાછા આવવાને મને ઘણું મન થતું હતું. પરંતુ મને મારા પુત્રોનો કશો પત્તો મળ્યો નહીં. શેહરીયારનું મૃત્યુ થયલું સાંભળ્યું, ગુરશાસ્પ જીવે છે કે નહીં, તે મને ખબર પડી નહીં, એટલે છેવટે હું તદ્દન નિરાશ થયો. મારે કોને માટે જેહમત ઉઠાવવી, તે મને સમજ પડી નહીં તેથી મેં મારો હક મેળવવા માટેની સર્વે યોજનાઓ પડતી મૂકી. બધે રખડી રખડીને અહીં બંસવારીના રાજા પાસે હું આવ્યો. તેની ભલામણથી શાહજહાને એક બાહોશ પઠાણ સીપાઈ તરીકે મને નોકરીમાં રાખ્યો.

"ગ્વાલીઅરના કિલ્લાની સરદારી મને સોંપવામાં આવી હતી. અહીં જે પણ કેદીઓને મોકલવામાં આવતા હતા, તેઓ મારા તાબામાં રહેતા હતા. તેમાંથી ઘણાને મેં છોડી મૂકયા છે, અને મારા મિત્રો બનાવ્યા છે. શાહજહાન મને ઓળખી નહીં શકે, એમાં નવાઈ જેવું નહોતું. પુષ્કળ રખડવાથી, તેમ જ ઘણો વખત વહી જવાથી, મારા ચહેરામાં ઘણો ફેરફાર થઈ ગયો છે. મારા શરીરપર, મોંપર, લડાઇના જખમો પડ્યા છે. તેથી હું તદ્દન બદલાઈ ગયો છું. જ્યારે મને નોકરી મળી, તે વખતે હું આગ્રામાં હતો. તે ચંડાલ સમક્ષ જઇને મારે પહેલી વખતે કુરનેશ બજાવવી પડી; ત્યાં મને ઘણું ખોટું લાગ્યું. હું ઘેર જઇને પુષ્કળ રડ્યો, અને મારાં બદનસીબને ગાળો દેવા લાગ્યો. મારો હક કેવી રીતે જતો રહ્યો છે તે જાણી, મને ઘણી ચટપટી થવા લાગી. ફરી મેં યુક્તિઓ રચવા માંડી. આગ્રામાં રહેવાને બદલે ગ્વાલીઅર મને મોકલવાની મેં અરજ કીધી. તેવામાં મને ખબર મળી કે, મારાં દીકરા દીકરી હજુ હૈયાત છે. મારામાં નવું જોમ આવ્યું, અને આગળ કહ્યા પ્રમાણે ગ્વાલીઅરમાં મેં મિત્રો કરવા માંડ્યા.

"પણ શાહજહાનનો પાયો મજબૂત થઈ ગયો હતો. તેને તખ્તપરથી ઉઠાડવાનું મને મુસ્કેલ લાગ્યું. તેથી ભવિષ્યની રાહ જોતો બેસી રહ્યો. સારે નસીબે કહો કે માઠે નસીબે, પણ ખુરર્મના ચારે છોકરાઓ વચ્ચે તખ્ત માટે લડાઇ શરુ થઈ. મેં પ્રથમ દારાની નોકરી કરી અને જ્યારે તે જિતવાની અણીપર હતો, ત્યારે મેં એને હાથીપરથી ઉતરી જવા આગ્રહ કર્યો. તેનું પરિણામ શું આવ્યું તે તું જાણે છે. પછી હું શૂજાના પક્ષમાં ગયો અને તેનો પણ એ જ પ્રમાણે વિનાશ કર્યો, તે જ પ્રમાણે હું ઔરંગઝેબને પણ ધૂળ ચાટતો કરવા માંગતો હતો, પણ હવે તો ઘણું મોડું થઈ ગયું છે! તે મક્કમપણે આગળ વધી ગયો છે, તેની સત્તા વધારે દ્રઢ બનતી ગઈ છે, અને તેથી તેનો નાશ કરવાને મારે બીજો માર્ગ લેવાની જરૂર પડી. ઔરંગઝેબ તખ્તનશીન થયો, પણ તેના પુત્ર સુલતાન મહમુદથી તે ખમી શકાયું નહીં. મેં તેને ઉશ્કેર્યો. ડુંગરગંજમાં મારી બધી યોજનાઓ પાકી કરી! છેવટે શું થયું તે તું જાણે છે. મારી છેલ્લી કોશેશમાં પણ હું નિષ્ફળ નીવડયો છું. હવે તો દાવીર! મારો ભાર તારે ઉપાડવાનો છે. આપણને ઇન્સાફ મળવો જ જોઇએ. ખોદા આપણો મદદગાર છે. વખત આવવે, આ હરામખોરને ગાદીપરથી એકદમ ગબડાવી પાડવાને તૈયાર થવું જોઇએ. તારાથી જે કાંઈ બને, તે કરવાને તારે પાછા હઠવું જોઇએ નહીં."

"ખોદાની મરજી હશે તે થશે. ખુશરુ, હું તે પરવરદેગારની બંદગી કરું છું કે તે તમારી અરજ સાંભળે, અને ઇન્સાફ અપાવે;" ગુરશાસે કહ્યું.

"પણ ગુરશાસ! તેં શું કીધું તે તો જણાવ;" મારા પિતાએ તેને પૂછ્યું.

"શાહજાદા! મેં અરબસ્તાન, તુરકીસ્તાન, ઇરાન, ટીબેટ, આસીરિયા અને બીજા ઘણા મુલકોમાં મુસાફરી કીધી. જ્યાં હું જતો હતો, ત્યાં મારા વૈદકજ્ઞાનને લીધે, થોડું ઘણું પેદા કરી ખાતો હતો. કોઇકવાર નજુમી બની જતો, તો કોઇકવાર મોટો ધર્માત્મા બની જતો. હું દરેક પ્રકારના મંડળમાં ભેળાઈ જવાની ટેવ ને શક્તિ રાખતો હતો, એટલે મને ઝાઝી અડચણ પડતી નહોતી. મારામાં કેટલાક ગુણો સારા હોવાને લીધે દરેક દરબારમાં હું પોષાતો હતો. છેવટે હું હિંદુસ્તાન પાછો ફર્યો, અને બધે રખડીને છેલ્લો જયપુરની દરબારમાં ગયો. મારી વિદ્વત્તા જોઇને રાજા જયસિંહ મારાપર ઘણો ખુશી થઈ ગયો. તે મને હમેશાં પોતાને ત્યાં રહેવાને અરજ કરતો હતો. મેં ઠેઠ સૂધી ત્યાં જ મારો કાળ કાઢયો, પણ જ્યારે ત્યાં રહેતાં હું થાકી ગયો, ત્યારે મેં આગ્રા જવાની પરવાનગી માંગી, જયપુરથી નીકળી દેવળા હું પહોંચ્યો, અને

ત્યાં જે અકસ્માત્ બન્યો, ત્યારની વાત તો આ તમારા છોકરાએ તમને કહી છે, એટલે હવે વધારે કહેવાનું મારે માટે રહ્યું નથી. પણ ચાલો હવે, એ બધી વાત તો નવી જૂની થઈ ચાલી. અંસવારીના નામદાર રાજા સાહેબ પાસે તમે ગયા હતા, ત્યાંથી શું વધામણી લાવ્યા?"

"ખુશ આમીદ! આપણો સ્વીકાર કરે છે. દરેક જાતની મદદ આપવાને તૈયાર છે. હાલમાં તો આપણને તે પોતાને ત્યાં જ રહેવા આગ્રહ કરે છે. અહીંથી બીજે ક્યાંઈ ભટકવાની હવે જરૂર નથી. આપણી સર્વે યોજનાઓ અહીં જ ઘડીશું, અને જ્યારે તે પાકી થશે, ત્યારે આ દુરાચારીને ઉઠાડી મૂકવા બહાર પડીશું. મારા જૂના મિત્રો હોય તેને મારે ભેગા કરવા, અને તેમની પણ મારે મદદ માંગવી એમ રાજા સલાહ આપે છે. કેમ, તમે બંને શું ધારો છો?" મારા પિતા પૂછવા લાગ્યા.

"અમારે કોઈ પ્રકારની અડચણ નથી, તેમ જ કરીશું;" અમે બંને જણાએ કહ્યું.

અમારી વાત પૂરી થઈ. તે જ દિવસે રાજાએ અમને તેડવાને પોતાનાં માણસો મોકલ્યાં. અમે તેમની સાથે રાજાના મહેલમાં ગયા. સર્વને ઘટતો આવકાર આપવામાં આવ્યો. મારી મુસાફરીનો તથા મારી જીંદગીની વીટંબણાનો અંત આવ્યો એમ મને લાગ્યું. હું મારા પિતાની સાથે સુખચેનમાં રહેવા લાગ્યો. અમારા સુખમાં દીલગીરી માત્ર મારાં ભાઈ બહેનની હતી. ગુલાબ જીવતી હોતે, તો આજે હું તેને કેટલી સુખી કરતે એમ હું વિચારતો હતો. મારા ભાઈ યુસફની કહાણી સાંભળવાની મારા નસીબમાં બાકી હતી. આરાકાનમાં શૂજાની સાથે યુસફ ગયો અને એક વફાદાર નોકર તરીકે તેણે પોતાની ફરજ અદા કરી! પાપાત્માનો પુત્ર, પણ પોતાના માલેકના દુઃખમાં તે ભાગ લેતો હતો, ભાગ લેવામાં જ તેણે પોતાનું આવરદા પૂરું કીધું. જ્યારે શૂજાએ લડાઈનો ઝુંડો એકવાર ફરીથી આરાકાનમાં ઉઠાવ્યો, ત્યારે જે નાસભાગ થઇ, તેમાં નાસતાં નાસતાં રસ્તામાં જ તેણે પોતાનો પ્રાણ મૂક્યો હતો, એમ મેં સાંભળ્યું!

મારાં ભાઈ બહેનની દિલગીરીમાં મને દીલાસો આપનાર મારા પિતા મારી પાસે હતા. તેઓ વારંવાર મને દુઃખ ભરી યાદ નહીં કરવા કહેતા હતા. તેમના વારંવાર ટોકવાથી, વખતના વહેવા સાથે હું તેમને ભુલવા લાગ્યો.

---

# પ્રકરણ ૬૬ મું.

## ઉપસંહાર.

We 've been long together
Through pleasant and through cloudy weather;
'Tis hard to part when friends are dear
Perhaps 'twill cost a sigh
* * * * *
Say not Good Bye—but in some brighter clime
Bid me Good Morning.

વાંચનાર હવે મારી કલમને કાંઈક વિશ્રાંતિ લેવા દે.

મારી કર્મકથા આજે તારા મોં આગળ મેં મૂકી છે. મારે કાંઈ ઓછું કહેવાનું રહ્યું નથી. અત્યાર સૂધી મારી જીંદગીમાં જે જે અવનવા બનાવો બન્યા તેની ટુંક નોંધ મેં અત્ર ટપકાવી દીધી છે.

હવે મારું લક્ષ આ કર્મકથા લખવાપર નથી. અત્યારે તો મારું મગજ નવા નવા વિચારોમાં ઘુમાવું છું. મારા પિતાની યોજનાઓ કેમ પાર પડે, તે તરફ જ અત્યારે હું ધ્યાન આપું છું.

ભવિષ્ય કોણે જોયું છે? મારી મહેનત સફળ પણ થાય. હકદારને હક મળે અને એકવાર મહાન્ મોગલ બનવાનું મારા નશીબમાં પણ લખાયું હોય! ઔરંગઝેબે શાહજહાનને ઉઠાડી મૂકયો, તો હું એને કોઈવાર કેમ ઉઠાડી નહીં મૂકું? ઈશ્વર સરખો દાતાર છે! આશા અમર છે! પણ હવે બસ. જો વળી ઔરંગઝેબને ઉઠાડી મૂકીશ, તો વળી ફુરસદે હવે પછીનો વૃત્તાંત પણ તને જણાવીશ.

* * * *

સુલતાન મહમુદ નૂરમહાલના દગાથી મહેલમાં પૂરાઈ ગયો. તેને બચવાની આશા રહી નહીં. પાછો ફરી શકાય એમ નહોતું. શાહજહાન તેને બચાવી શકે તેમ નહોતું. ક્રૂર પિતાના હાથમાં તે સપડાઈ ગયો છે! દયાની આજીજી કીધી, કાલાવાલા કીધા, પરંતુ તે માંગણી અસ્થાને હતી. તે ભાગ્યહીણ શાહજાદો પિતાના ક્રોધનો ભોગ થઈ પડયો. અનુભવી પિતાને ખબર હતી કે, જો તે પોતાના દીકરાને આજે બચાવે તો કાલે તે પાછો ટટાર થાય. તેથી તેને સીધો દોર કરવાની જરૂર હતી. મહમુદનાં નશીબમાં કમોતનું મોત લખાયલું હતું. જલ્લાદની તલવારને તે શરણ થયો.

* * * *

વફાદાર સુલેમાન શોકાતુર હૃદયે આગ્રા પાછો ફર્યો. ત્યાર બાદ કેટલોક વખત સૂધી પોતાના શેઠના કશા સમાચાર તેણે સાંભળ્યા નહીં. સુલતાન મહમુદે જગાડેલા બળવા વખતે ફરીથી સાદીકની યાદ

ત્યાં જે અકસ્માત્ બન્યો, ત્યારની વાત તો આ તમારા છોકરાએ તમને કહી છે, એટલે હવે વધારે કહેવાનું મારે માટે રહ્યું નથી. પણ ચાલો હવે, એ બધી વાત તો નવી જૂની થઈ ચાલી. બંસવારીના નામદાર રાજા સાહેબ પાસે તમે ગયા હતા, ત્યાંથી શું વધામણી લાવ્યા?"

"ખુશ આમીદ! આપણો સ્વીકાર કરે છે. દરેક જાતની મદદ આપવાને તૈયાર છે. હાલમાં તો આપણને તે પોતાને ત્યાં જ રહેવા આગ્રહ કરે છે. અહીંથી બીજે કયાંઈ ભટકવાની હવે જરૂર નથી. આપણી સર્વે યોજનાઓ અહીં જ ઘડીશું, અને જ્યારે તે પાકી થશે, ત્યારે આ દુરાચારીને ઉઠાડી મૂકવા બહાર પડીશું. મારા જૂના મિત્રો હોય તેને મારે ભેગા કરવા, અને તેમની પણ મારે મદદ માંગવી એમ રાજા સલાહ આપે છે. કેમ, તમે બંને શું ધારો છો?" મારા પિતા પૂછવા લાગ્યા.

"અમારે કોઈ પ્રકારની અડચણ નથી, તેમ જ કરીશું;" અમે બંને જણાએ કહ્યું.

અમારી વાત પૂરી થઈ. તે જ દિવસે રાજાએ અમને તેડવાને પોતાનાં માણસો મોકલ્યાં. અમે તેમની સાથે રાજાના મહેલમાં ગયા. સર્વને ઘટતો આવકાર આપવામાં આવ્યો. મારી મુસાફરીનો તથા મારી જીંદગીની વીટંબણાનો અંત આવ્યો એમ મને લાગ્યું. હું મારા પિતાની સાથે સુખચેનમાં રહેવા લાગ્યો. અમારા સુખમાં દીલગીરી માત્ર મારાં ભાઈ બહેનની હતી. ગુલાબ જીવતી હોતે, તો આજે હું તેને કેટલી સુખી કરતે એમ હું વિચારતો હતો. મારા ભાઈ યુસફની કહાણી સાંભળવાની મારા નસીબમાં બાકી હતી. આરાકાનમાં શૂજાની સાથે યુસફ ગયો અને એક વફાદાર નોકર તરીકે તેણે પોતાની ફરજ અદા કરી! પાપાત્માનો પુત્ર, પણ પોતાના માલેકના દુઃખમાં તે ભાગ લેતો હતો, ભાગ લેવામાં જ તેણે પોતાનું આવરદા પૂરું કીધું. જ્યારે શૂજાએ લડાઈનો ઝુંડો એકવાર ફરીથી આરાકાનમાં ઉઠાવ્યો, ત્યારે જે નાસભાગ થઇ, તેમાં નાસતાં નાસતાં રસ્તામાં જ તેણે પોતાનો પ્રાણ મૂકયો હતો, એમ મેં સાંભળ્યું!

મારાં ભાઈ બહેનની દિલગીરીમાં મને દીલાસો આપનાર મારા પિતા મારી પાસે હતા. તેઓ વારંવાર મને દુઃખ ભરી યાદ નહીં કરવા કહેતા હતા. તેમના વારંવાર ટોકવાથી, વખતના વહેવા સાથે હું તેમને ભુલવા લાગ્યો.

---

# પ્રકરણ ૬૬ મું.

## ઉપસંહાર.

We 're been long together
Through pleasant and through cloudy weather;
'Tis hard to part when friends are dear
Perhaps 'twill cost a sigh
* * * * *
Say not Good Bye—but in some brighter clime
Bid me Good Morning.

વાંચનાર હવે મારી કલમને કાંઇક વિશ્રાંતિ લેવા દે.

મારી કર્મકથા આજે તારા મોં આગળ મેં મૂકી છે. મારે કાંઈ ઝાઝું કહેવાનું રહ્યું નથી. અત્યાર સુધી મારી જીંદગીમાં જે જે અવનવા બનાવો બન્યા તેની ટુંક નોંધ મેં અત્ર ટપકાવી દીધી છે.

હવે મારું લક્ષ આ કર્મકથા લખવાપર નથી. અત્યારે તો મારું મગજ નવા નવા વિચારોમાં ઘુમાવું છું. મારા પિતાની યોજનાઓ કેમ પાર પડે, તે તરફ જ અત્યારે હું ધ્યાન આપું છું.

ભવિષ્ય કોણે જોયું છે? મારી મહેનત સફળ પણ થાય. હકદારનો હક મળે અને એકવાર મહાન્ મોગલ બનવાનું મારા નશીબમાં પણ લખાયું હોય! ઔરંગઝેબે શાહજહાનને ઉઠાડી મૂકયો, તો હું એને કોઈવાર કેમ ઉઠાડી નહીં મુકું? ઈશ્વર સરખો દાતાર છે! આશા અમર છે! પણ હવે બસ. જો વળી ઔરંગઝેબને ઉઠાડી મૂકીશ, તો વળી ફુરસદે હવે પછીનો વૃત્તાંત પણ તને જણાવીશ.

* * * *

સુલતાન મહમુદ નૂરમહાલના દગાથી મહેલમાં પૂરાઈ ગયો. તેને બચવાની આશા રહી નહીં. પાછો ફરી શકાય એમ નહોતું. શાહજહાન તેને બચાવી શકે તેમ નહોતું. ક્રૂર પિતાના હાથમાં તે સપડાઈ ગયો છે! દયાની આજીજી કીધી, કાલાવાલા કીધા, પરંતુ તે માંગણી અસ્થાને હતી. તે ભાગ્યહીણ શાહજાદો પિતાના ક્રોધનો ભોગ થઈ પડયો. અનુભવી પિતાને ખબર હતી કે, જો તે પોતાના દીકરાને આજે બચાવે તો કાલે તે પાછો ટટાર થાય. તેથી તેને સીધો દોર કરવાની જરૂર હતી. મહમુદનાં નશીબમાં કમોતનું મોત લખાયલું હતું. જલ્લાદની તલવારને તે શરણ થયો.

* * * *

વફાદાર સુલેમાન શોકાતુર હૃદયે આગ્રા પાછો ફર્યો. ત્યાર બાદ કેટલોક વખત સુધી પોતાના શેઠના કશા સમાચાર તેણે સાંભળ્યા નહીં. સુલતાન મહમુદે જગાડેલા બળવા વખતે ફરીથી સાદીકની યાદ તેને

આવી. પરંતુ લડાઇના હીંગામમાં તેને મળવું અશક્ય થઇ પડયું. સાદીકના નાસવા પછી તેનો કશો પત્તો એને મળ્યો નહીં. તે મૃત્યુ પામ્યો હશે એમ ધારી તેને મળવાની સર્વે આશા સુલેમાને મૂકી દીધી! પોતાની સારી વર્ત્તણુકથી આજે તે બીજી નોકરી મેળવવા ભાગ્યશાળી થયો છે અને અમીર ધાસીઉદ્દીનને ત્યાં મનગમતી નોકરી કરી પોતાનો કાળ નિર્ગમન કરે છે.

* * * *

આપણો જાણીતો અને માનીતો લુચ્ચો હજામ! રંગીલો ને રસીલો! બેધડક ને બહાદર! ચાલરે લાલીયા બાવડી ચસ્કીની જાતનો તો ખરો, પણ ચકોર, ચબરાક ને ચાલાક! સુલતાન મહમુદના બળવા વિશે, તેમ જ સાદીક અને નૂરમહાલે તેમાં લીધેલા ભાગ વિશે પૂરી માહીતી મેળવતો રહ્યો હતો. પરંતુ સાદીકે તેને પોતાની સાથે નહીં રાખ્યો અને દરેક વાતમાં રસ મેળવવા નહીં દીધો તેથી તેનાપર ગુસ્સો રહ્યો તે રહ્યો જ! તેની મોટી હોંસ સાદીકને એકવાર મળી ખૂબ થથરાવવાની હતી, પણ તેને કમનસીબે સાદીક મળ્યો જ નહીં. તેની મા નૂરમહાલની ખટપટોથી કંટાળીને તેને છોડી આવી હતી. ફરી એકવાર મા દીકરો મળ્યાં. અરસ-પરસ માફી માફ કરી, સાથે રહેવા લાગ્યાં અને કુળવાન્ પુત્રે પોતાનો આબરુદાર ધંધો ફરી એકવાર શરુ કર્યો. આગ્રાના બજારમાં તમે જાઓ, તેની ટપટપી સડાસડ ચાલતી તમે જોશો, અને તમારાં નસીબ લીલાં હશે તો આડા ને ઉભા બે ચાર લપેટા માથાપર મરાવી લેજો. તમને તુરત ઉંઘ આવી જાય તેવો તેનો હાથ હલકો જણાશે! પણ જીભ બહુ લાંબી! તોબાહ! તોબાહ!

* * * *

સર્વેના વિનાશનું મુળ નૂરમહાલ કાંઇ બચી જાય એમ નહોતું. પૈસાની લાલચને માટે જે બીજાને ફસાવી દે, તે કોઇ વખત ખુદ બાદશાહ સલામતને કેમ ફસાવી નહીં દે? વળી સુલતાન મહમુદ પાસે બે લાખ રૂપીઆ લાંચ લઇને, તેને મહેલમાં દાખલ થવા દીધો, એ નૂરમહાલે મોટો ગુન્હો કીધો હતો. શિક્ષા તરીકે તેને તોપને ગોળે ઉરાડી મૂકવામાં આવી.

* * * *

ખુશરુ અને દાવીરબખ્શ બંસવારીમાં ઠેકાણે પડ્યા, પછી થોડા જ વખતમાં શાહજહાનનાં મૃત્યુના સમાચાર ફરી વળ્યા. શાહજાદા મહમુ-દના બળવા પછી, તે કમનશીબ બાદશાહપર વધારે જાપતો રાખવામાં આવ્યો. તે છતાં પણ ઔરંગઝેબ પિતાને માટે માન ધરાવતો હતો! તેને શારીરિક દુઃખ નહીં પડે તેની તજવીજ રાખતો હતો. છતાં દુઃખમાં

ઘેરાયલો બાદશાહ શાહજહાન થોડાજ વખતમાં પોતાના કીરતાર પાસે પોતાના પાપ પુણ્યનો હિસાબ આપવા પહોંચી ગયો.

* * * *

ઔરંગઝેબને તખ્તનશીન થયાને દશ વર્ષ થયાં છે. હવે તે ઘણો જ મક્કમ થઈ પડ્યો છે. સુલતાન મહમદના છમકલાથી તે વધારે ચેતતો રહ્યો છે. પિતાનું મરણ થયું, તે છતાં તખ્તને માટે ફરીથી નવાં કાવતરાંઓ થયાં નહીં, અથવા તો કોઇએ હુલ્લડ કીધું નહીં. બાકરઅલી અથવા સાદીકની હયાતી વિશે તેને કશે શક રહ્યો નહીં. લશ્કરે આપેલા સમાચારપરથી એની ખાત્રી થઈ હતી કે, બાકરઅલ્લી અને સાદીક, આ પૃથ્વીપર રહ્યા નથી! તેની ગાદીનો પાયો મજબૂત થયો છે, હવે તેનું ધ્યાન રાજ્યનો વિસ્તાર વધારવામાં રોકાયું છે.

* * * *

દખણના ઝળકતા હીરા મીરજુમલાને ઔરંગઝેબે વિસારી દીધો નહોતો. તેનું સામર્થ્ય તે સારી રીતે સમજતો હતો. જો તેની મદદ નહીં હોત તો સહેલાઇથી ઔરંગઝેબને ગાદી મળી શકતે નહીં. બાદશાહ તેને હંમેશાં પોતાનો મિત્ર રાખવા માંગતો હતો, છતાં તે પોતાની પાસે નહીં રહે તો સારું, એવું તે ઇચ્છતો હતો. તેને વચન મુજબ બંગાળની સુબેદારી આપવામાં આવી. આસામનો મુલક જિતવાનું કાર્ય તેને સોંપવામાં આવ્યું. ઇસ્વી સન ૧૬૬૨ માં તે ઢાકાથી ઉપડ્યો, આસામ જિત્યું અને હવે ચીન જવા રજા માંગી. તે રજા તેને આપવામાં આવી, પરંતુ ત્યાં જતાં પહેલાં ચોમાસું શરુ થયું, તેના લશ્કરમાં રોગ ફાટી નીકળ્યો અને તેને ઢાકા પાછા ફરવાની ફરજ પડી. પરંતુ થાકને લીધે રસ્તામાં જ તે માંદો પડ્યો, અને ઢાકા પહોંચતાં પહેલાં જ ઈ. સ. ૧૬૬૩ માં તેણે પ્રાણ ત્યાગ કીધો. તેનાં મોતના સમાચાર સાંભળી, ખુદ બાદશાહ પણ દિલગીર થયો. પિતાનું સર્વ માન તેના પુત્ર અમીનને આપવામાં આવ્યું. તેને ખુદ દીલ્લી બોલાવવામાં આવ્યો. ભર દરબારમાં તેને માનનો પોશાક આપવામાં આવ્યો. પોશાક પહેરાવતી વેળાએ ઔરંગઝેબને જુમલા યાદ આવી ગયો. સજળ નેત્રે તે માત્ર એટલું જ બોલી શક્યોઃ "તેં બાપ ખોયો છે, પણ મેં તો એક મોટામાં મોટો અને સૌથી વધારે ભય ઉપજાવનારો મિત્ર ગુમાવ્યો છે!*"

* * * *

* The Emperor gave his rank and honours to his son Ameen. "You" said he to him, "have lost a father, and I have lost the greatest and the most dangerous of my friends."

અત્ર સર્વ પૂર્ણ થાય છે. પાત્રોનાં કૃતકાર્ય ને કર્મકથા! સામાન્ય રીતે દરેક પુસ્તકને અંગે પ્રસ્તાવના જોડવાનો રિવાજ છે. જરૂર હો વા નહીં હો, તોયે પ્રસ્તાવના આપવાનું સર્વે જ ઉચિત ધારે છે! પરંતુ પ્રતિ વર્ષે ઉપહારરૂપે અપાતી "ગુજરાતી"ની ઐતિહાસીક નવલકથાઓનાં ઉદ્દેશનું પિષ્ટપેષણ કરવાને કંઈ પ્રસ્તાવનાની જરૂર નથી. ઐતિહાસીક નવલકથા મનુષ્યનાં જીવનપર કયા કયા પ્રકારની અસર કરે છે અને તેની કેટલી અગત્યતા છે, તે બહુ અંશે "ગુજરાતી"ની નવલકથાઓએ ગુજરાતી પ્રજાને બતાવી આપ્યું છે.

અત્ર ઉપસંહારનો ઉપસંહાર કરતાં બે બોલ લખવાની જરૂર ધારું છું અને તે જ માત્ર જણાવી આ પુસ્તક સમાપ્ત કરીશ.

મહાન્ મોગલના પ્રારંભ કાળની કર્મકથાનો સાર શું? નીતિદ્રોહી, પિતૃદ્રોહી, ભ્રાતૃદ્રોહી, કપટકળાથી દેશનું સાર્વભૌમ પદ પ્રાપ્ત કરનાર આ તે કોણ? મહાન્ મોગલ? હા, અંગ્રેજ ગ્રંથકારો એમ કહે છે. હિંદી પ્રજા પાપનું પુતલું માને છે. એ પાપે હિંદ ડુબ્યું! કયાં બાબર, હુંમાયુન અને અકબરની રાજ્ય સ્થાપનાની ઉત્તમ રીતિ, અને કયાં જાહાંગીર, શાહજહાન અને ઔરંગઝેબની રીતિ નીતિઓ! સલીમે રાજ્ય મેળવવા માટે પ્રતાપી અકબર સામે તોફાન જગાવ્યું, ખુરર્મે ભાઇઓનો વધ કરી, બાપની સામું બંડ ઉઠાવ્યું અને તેની વૃદ્ધાવસ્થામાં, તેનાજ પુત્રોએ તેનું જ અનુકરણ કરી, માંહોમાંહે લડી, તેને કેદ કરી રાજ્ય પ્રાપ્ત કર્યું! પિતા કરતાં પુત્રોએ અધિક જ કર્યું! પરિણામ શું? જે મહાન્ રાજ્યની લગામ લગભગ ઉડતાળીસ વર્ષ સૂધી ઔરંગઝેબે પોતાના હાથમાં રાખી, સાડા ત્રણ લાખના લશ્કરવડે, દેશના ખરા હકદારના હકો લૂટવા રણયજ્ઞ આરંભ્યો તેથી, તેનાં મૃત્યુબાદ વીસ વર્ષમાં એવું બન્યું કે, આખી મુગલાઈ હોમાઈ ગઈ! રાખ થઈ ગઈ! મહાન્ ગણાતાં છ મોગલોએ લગભગ એકસો એકયાસી વર્ષ સૂધી હિંદના એક નાકાથી તે બીજા નાકા સૂધી એક ડંકો વગડાવ્યો! તે રાજ્ય માત્ર આંગળીના વેઢાપર ગણાય એટલા વર્ષોમાં છિન્નભિન્ન થઈ ગયું! કારણ પિતૃભકિતનો–ધર્મનો–નીતિનો વિચાર જ નહિ! જે અધમતાથી રાજ્ય પ્રાપ્ત કરવાની રીતિ મોગલ વંશમાં દાખલ થઈ હતી, તે એક શાપ સમાન હતી. એ જ અકબરનો વારસો હતો! પાપાચરણની શરુઆત જહાંગીરના સમયમાં થઈ, ઔરંગઝેબનાં કાળમાં સંપૂર્ણ થઈ અને તેનું ફળ તેના પુત્રના સમયમાં જલદી જ પ્રાપ્ત થયું. આ દેશના જ વતનીઓ, ભૂમિના માલીકોને જડ મૂળથી ઉખેડવાનું ઔરંગઝેબે સાહસ કર્યું એ બીજું પાપ નડયું! એક બાજુએ રાજપૂતોને અને બીજી બાજુએ મરાઠાઓને ઉખેડી નાંખ-

વાનો તેને અધમ પ્રયત્ન ચલાવ્યો? દગા ફટકાની રીતિથી તે ફાવ્યો પણ હોય, તોયે શું? મહાન્ મોગલ શહેનશાહતનું બીજ આજે સ્વપ્નવત્ થઇ ગયું છે. ટગુમગુ થઈ ગયલાં રજપૂત અને મરાઠા રાજ્યનાં ચિહ્નો હજુએ માલમ પડે છે.

વિશેષ ખુલાસાની કશી જરૂર નથી. આ કથામાં કાંઇક અંશે મોગલ શહેનશાહતની અધમતાનું અને પડતીનું કારણ દર્શાવવા પ્રયત્ન કર્યો છે. જે પુત્ર પિતા સામું, ભાઇઓ સામું, નીતિ વિરુદ્ધ, ધર્મ વિરુદ્ધ, દેશ પ્રજા વિરુદ્ધ આચરણ કરે તે કદાપિ સુખી થાય નહિ. સુલતાન મહમુદનું બંડ ઔરંગઝેબને પિતૃદ્રોહનાં ફળરૂપે જ હતું!

વાર્તાનું વણું જાળવી રાખવા માટે કેટલાંક ઐતિહાસીક વૃત્તાંતોમાં ફેરફાર કરવો ઉચિત ધારવામાં આવ્યો છે. સામાન્ય રીતે એવું માનવામાં આવ્યું છે કે, ખુશરુએ જહાંગીર સામું રાજ્યગાદી માટે બંડ ઉઠાવ્યું ત્યાર બાદ એને કેદ કરી રાખવામાં આવ્યો હતો, પરંતુ કેટલાક સમય પછી ખુરર્મના અતિ આગ્રહથી તેને છોડવામાં આવ્યો હતો, અને જ્યારે તે દખણમાં જતો હતો, ત્યારે તેણે પોતાના મોટા ભાઇનું ખૂન કરાવ્યું હતું. આ વાર્તામાં તેને જીવતો કલ્પવામાં આવ્યો છે.

ખુશરુનો પુત્ર દાવીરબખ્શ અથવા તો આપણી વાર્તાનો નાયક સાદીક છે. જહાંગીરનાં મૃત્યુ બાદ તેનાં વજીર આસફખાને તેને ગાદીએ બેસાડ્યો હતો; પરંતુ તેને, તેમ જ શેહેરીયારને જલદીથી યમદ્વાર પહોંચાડી, શાહજેહાનને મહાન્ મોગલનું પદ આપવામાં આવ્યું હતું.

આ પુસ્તકની યોજના 'વજીર પુત્ર' નામક એક અંગ્રેજી પુસ્તકપરથી તેમ જ પ્રખ્યાત ફ્રેન્ચ મુસાફરો બરનીયર અને ટ્રેવરનીયરનાં અહેવાલપરથી અને બીજાં અન્ય ઇતિહાસકારોનો આધાર લઇને કરવામાં આવી છે. ખુશરુ, શેહેરીયાર અને દાવીરબખ્શનાં વૃત્તાંતો ઉકત અંગ્રેજી પુસ્તકપરથી લેવામાં આવ્યાં છે. એ વૃત્તાંત ઐતિહાસીક નથી, પણ દંતકથારૂપે વર્ણવાયલા છે કે તૈમુરલેનના વંશનો ઉચ્છેદ કરી, શાહજહાન ગાદીનશીન થયો હતો અને પિતા તથા ભાઇઓનાં ખૂન કરી કરાવી, ઔરંગઝેબે મહાન્ મોગલપદ ધારણ કર્યું હતું! મહાન્ મોગલ એટલે દેશોચ્છેદક! દેશદ્રોહી! પિતૃદ્રોહી! ભ્રાતૃદ્રોહી! કુટુંબદ્રોહી! એ દ્રોહરૂપી પાપોએ તેનો વંશ ગયો! તેના 'મહાન્!' નામે જ પરદેશીઓને અભય અપાયું! તે સ્થિર બેઠા છે ને એનું નામ નિશાને અવશેષ રહ્યું નથી! એ પ્રભુની લીલા અકળિત છે!





